श्री विनयविजयजी तथा यशोविजयजी विरचित

# श्री श्रीपाल राजानो रास.

( श्री नव पद महिमावर्णनरूप. )

---

આ પુસ્તક શ્રીચતુર્વિધ સંઘને ભણવા વાંચવા અર્થે ઉપયોગી જાણી
રંગીન ચિત્રોનો સુધારો વધારો કરી યથાશક્તિ શુદ્ધ કરાવી

છપાવી પ્રસિદ્ધ કરનાર


## શ્રાવક ભીમસિંહ માણેક,

જૈન પુસ્તક વેચનાર તથા પ્રસિદ્ધ કરનાર.

## માંડવી, શાકગલ્લી, મુંબઈ.

---

મુંબઈમાં

"નિર્ણયસાગર" છાપખાનામાં છાપ્યું.

---

આવૃત્તિ પાંચમી.

---

વીર સંવત્ ૨૪૪૩. વિક્રમ સંવત્ ૧૯૭૩ ભાદરવા સુદિ પંચમી. સને ૧૯૧૭.



# પ્રસ્તાવના.

એક સમયે જૈન ધર્મની અવર્ણનીય જાહોજલાલીનો સૂર્ય મધ્યાહ્નમાં પ્રકાશમાન્ હતો, જ્યાં મહારાજાઓ જૈન ધર્મની આણા શિરોધાર્ય કરતા હતા અને તન, મન, ધન અર્પણ કરી જૈન શાસનને શોભાપ્રદ બનાવતા હતા. ખરેખર તે જિનશાસનના અલંકારોજ હતા કે જેઓનાં બનાવેલ જિનભુવનો, જૈન પ્રતિમાઓ અને જૈન ભંડારો આપણને દૃષ્ટિગોચર થાય છે. તદુપરાંત તેઓશ્રીનાં આચરણો એવાં તો મહાન્, શુદ્ધ, દૃઢ અને શૌર્યવાન્ હતાં કે તેઓનું અનુકરણ કરવા શાસ્ત્રકારો આપણને ભલામણ કરે છે અને તે કારણે તેઓનાં અદ્ભુત, અલૌકિક ચરિત્રો સુંદર ગદ્ય અને પદ્યમાં સંસ્કૃત, માગધી અને ગુજરાતી ભાષામાં પોતાની વિદ્વત્તાથી રચતા ગયા છે. જૈન ધર્મ પ્રતિપાલક રાજેંદ્ર કુમારપાલ, મહારાજા સંપ્રતિ, મંત્રીશ્વર વસ્તુપાલ, તેજપાલ અને ધર્મચુસ્ત મહારાજા શ્રીપાલ જેવા શ્રાવકો ક્યાં છે કે જેઓ જિન-શાસનની ઉન્નતિ માટે શક્તિ અનુસાર સ્વપરાક્રમવડે ન્યાયોપાર્જિત કરેલ દ્રવ્ય વાપરી વસુંધરા પર લીધેલો જન્મ કૃતાર્થ માનતા હતા. તેમાંના શ્રીપાલ મહારાજાનું આ પદ્યરૂપે ચરિત્ર છે અને તે ચરિત્રની શ્રીવિનયવિજયજીએ પહેલા બે ખંડ તથા ત્રીજા ખંડની ચાર પૂરી અને પાંચમી અધુરી ઢાલ સંવત્ ૧૭૩૮ માં રાંદેર કરેલા ચોમાસામાં લખી અને ચરિત્ર પૂરું કર્યા પહેલાં તે કાળધર્મ પામ્યા. ત્યારપછી તેમનાજ કહેવાથી શ્રીયશોવિજયજીએ આ ચરિત્રનો ઉત્તરાર્ધ ભાગ સંપૂર્ણ કર્યો છે. શ્રીવિનયવિજયજી અને યશોવિજયજી સમકાળે થયા હતા. વિનયવિજયજીએ આશરે સંસ્કૃતમાં પાંચ અને ગુજરાતીમાં વીશેક ગ્રંથ રચેલ છે. યશોવિજયજીનો જન્મ સંવત્ ૧૬૭૦ ની આસપાસ હોવો જોઇએ, પણ તે સંબંધી હકીકત ચોકસ રીતે મળી શકતી નથી. તેમણે લગભગ ૧૦૮ ગ્રંથો રચેલા છે એમ કહેવાય છે એટલે ૨૦૦૦૦૦ (બે લાખ) શ્લોક બનાવ્યા છે. એવી રીતે ગુજરાતી ભાષામાં ગ્રંથો લખીને ગુર્જર બંધુઓ ઉપર મોટો ઉપકાર કર્યો છે. કોઇ એમ કહેશે કે તેમના ગ્રંથો જૈન ધર્મને લગતા છે તો કહેવું પડશે કે જેમ પ્રેમાનંદ આદિ અન્યના રચેલા ગ્રંથો વૈષ્ણવ યા હિંદુ ધર્મને લગતા હતા તોપણ ગુર્જર ભાષાના પોષક હતા તેમ શ્રીમદ્ યશોવિજયજીના ગ્રંથો જૈન ધર્મને લગતા હતા તોપણ ગુર્જર ભાષાના પોષક હતા. જૈન કવિઓના ગુર્જર ભાષાપોષક ગ્રંથોમાં માગધી વા સંસ્કૃત શબ્દો આવી જાય છે તેનું કારણ એ છે કે જૈન સાક્ષર મુનિઓને સંસ્કૃત અને માગધી ભાષાનો અભ્યાસ કરવો પડે છે અને તેમાં જૈનાચાર્યોએ હજારો ગ્રંથો લખેલા છે તેના આજે પુરાતન ભંડારો ઠેકાણે ઠેકાણે દૃષ્ટિગોચર થાય છે, તેથી માગધી યા સંસ્કૃત ભાષાના શબ્દો આવી જાય એ બનવા યોગ્ય છે.

નવ પદની પૂજારૂપ આ રાસ (પદ્યરૂપે ચરિત્ર) છે. નવ પદની ઉત્તમ રીતે પૂજા કરનાર તરીકે મુખ્ય ઉદાહરણ શ્રીપાલ રાજાનું છે. તેમનું ચરિત્ર આ કૃતિની પૂર્વે સંસ્કૃતમાં અને પ્રાકૃતમાં અનેક આચાર્યોએ લખેલું છે અને તે સર્વનો આધાર લઇને આ રાસ રચવામાં આવ્યો હશે. નવ પદ તે શ્રીઅરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સર્વ સાધુ, દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ છે. આ નવ પદનો મહિમા અગાધ છે અને તેથી તેનું આ રાસમાં જણાવ્યા પ્રમાણે યથાવિધિ અનુસરણ કરવાથી મુક્તિમાર્ગ સાધી શકાય છે.

આ રાસ ગુજરાતી શાસ્ત્રી બંને અક્ષરોમાં છપાવવામાં આવેલ છે અને બંનેની મળી કુલ દશ આવૃત્તિ થઇ છે. આ ગુજરાતી અક્ષરમાં છાપેલ રાસની પાંચમી આવૃત્તિ છે અને તેમાં ઘણો સુધારો વધારો કરેલ છે. વળી ચિત્રો પણ રંગીન ઘણા સુધારા વધારા સાથે નાખેલાં છે.

આવા ગ્રંથો જૈન પ્રજામાં વધારે પ્રકટ થાય અને છૂટથી વંચાય તો અમારો શ્રમ સફલ થયો માનીશું.

આ ગ્રંથનાં પ્રુફ તપાસવામાં નજરદોષથી અથવા મતિદોષથી જે કાંઇ ભૂલચુક રહી હોય તે ક્ષમા કરી લખી જણાવવાથી નવી આવૃત્તિમાં સુધારો કરીશું. કિં બહુના!

લી. પ્રકાશક.



॥ શ્રીપંચપરમેષ્ઠિભ્યો નમઃ ॥

॥ શ્રીવીરપરમાત્મને નમઃ ॥ શ્રીગૌતમાય નમઃ ॥

# ॥ અથ શ્રી નવપદ મહિમા વર્ણનરૂપ શ્રીપાલ રાજાનો રાસ ॥

પ્રથમ ગ્રંથારંભમાં ગ્રંથકર્તા મંગલાચરણ કરતા છતા શ્રી તીર્થંકરની વાણી જે સરસ્વતી દેવી તેની પ્રાર્થના કરે છે.

॥ દોહા ॥

**કલ્પવેલિ કવિયણ તણી, સરસતિ કરિ સુપસાય ॥**
**સિદ્ધચક્ર ગુણ ગાવતાં, પૂર મનોરથ માય ॥ ૧ ॥**

અર્થ—જેમ કલ્પવૃક્ષ યુગલિયાને મનોવાંછિત વસ્તુ પૂરે છે, તેમ સરસ્વતી દેવી પણ કવિઓને મનોવાંછિત પૂરવાને પદાનુસારિણી લબ્ધિરૂપ છે, માટે કવિયણ તણી કલ્પવેલિ એટલે કવિઓની કલ્પવેલિ એવી હે સરસ્વતિ (માય કે૦) માતા! તું મારા ઉપર સુપસાય એટલે રુડો ઉત્તમ પ્રકારનો પ્રસાદ કરીને સિદ્ધચક્રના ગુણ ગાવતાં થકા મારા મનોરથ (પૂર કે૦) પૂર્ણ કર ॥ ૧ ॥ અથ સરસ્વતીવર્ણનમ્ ॥ દ્રુતવિલંબિતવૃત્તમ્ ॥ પ્રકટપાણિતલે જપમાલિકા, કમલપુસ્તકવેણુવરાધરા ॥ ધવલહંસસમા શ્રુતવાહિની, હરતુ મે દુરિતં ભુવિ ભારતી ॥૧॥

હવે કવિ દેવ ગુરુને નમસ્કાર કરે છે.

**અલિય વિઘન સવિ ઉપશમે, જપતાં જિન ચોવીશ ॥**
**નમતાં નિજ ગુરુ પયકમલ, જગમાં વધે જગીશ ॥ ૨ ॥**

અર્થ—ચોવીશ જિનનો જાપ જપતાં થકા (અલિય કે૦) અલીક એટલે માઠાં ખોટાં એવાં જે પાપરૂપ વિઘ્નો તે સર્વે ઉપશમી જાય, નાશ પામે અને (નિજ ગુરુ કે૦) પોતાના ગુરુના પદકમલને નમસ્કાર કરતાં થકા જગત માંહે (જગીશ કે૦) યશ અને શોભા વધે ॥૨॥ ઉક્તં ચ ॥ રસને વસને અશને, પરપરિવાદ પ્રપંચવાચાલે ॥ જિન ઇત્યક્ષરયુગલં, ન વદતિ મુગ્ધે વૃથૈવાસ્તિ ॥

એવી રીતે દેવ ગુરુનું નમસ્કારરૂપ મંગલ કરીને હવે કથાની ઉત્પત્તિ કહે છે.

**ગુરુ ગૌતમ રાજગૃહી, આવ્યા પ્રભુ આદેશ ॥ શ્રીમુખ શ્રેણિક પ્રમુખને, ઇણી પરે દે ઉપદેશ ॥ ૩ ॥ ઉપગારી અરિહંત પ્રભુ, સિદ્ધ ભજો ભગવંત ॥ આચારિજ ઉવઝાય તિમ, સાધુ સકલ ગુણવંત ॥ ૪ ॥ દરિસણ દુર્લભ જ્ઞાન-**

**ગુણ, ચારિત્ર તપ સુવિચાર ॥ સિદ્ધચક્ર એ સેવતાં, પામીજે ભવપાર ॥ ૫ ॥**

અર્થ—પ્રભુ શ્રી વીર ભગવાનનો આદેશ એટલે આજ્ઞા લઇને ગુરુ શ્રી ગૌતમસ્વામી રાજગૃહી નગરીને વિષે પધાર્યા. તિહાં શ્રેણિક રાજા પ્રમુખ વાંદવા માટે આવેલા એવા સર્વ સભાજનોને ( શ્રીમુખ કે૦ ) પોતાના મુખ થકી ઇણિ પરે એટલે આગલ કહેવાશે તે પ્રમાણે ઉપદેશ દેતા હવા ॥ ૩ ॥ કે હે ભવ્ય જનો! તમે પ્રથમ પદે ઉપકારના કરનાર શ્રી અરિહંત પ્રભુનું અને બીજે પદે શ્રીસિદ્ધ ભગવંતનું ભજન સ્મરણ કરો, ત્રીજે પદે આચાર્ય પ્રભુ, ચોથે પદે શ્રી ઉપાધ્યાયજી તેમજ પાંચમે પદે ( ગુણવંત કે૦ ) સત્યાવીશ ગુણે કરી સહિત એવા ( સકલ કે૦ ) સર્વ સાધુ જાણવા ॥ ૪ ॥ છઠ્ઠે પદે જે પામવું મહા દુર્લભ છે એવું ( દરિસણ કે૦ ) સમકિત દર્શન, સાતમે પદે જ્ઞાનગુણ, આઠમે પદે ચારિત્ર અને નવમે પદે જે ( સુવિચાર કે૦ ) રુડા વિચારપૂર્વક કરવું, એટલે કષાયરહિતપણે કરવું એવું તપ જાણવું. એ નવ પદને સિદ્ધચક્ર કહીએ. એ સિદ્ધચક્રને સેવતાં થકા ભવ જે સંસાર તેનો પાર પામીએ ॥ ઉક્તં ચ ॥ ભત્તિજુત્તાણ સત્તાણ મણકામણં, પૂરણે કપ્પતરુ કપ્પધેણૂવમં ॥ દુક્ખ દોહગ્ગ દારિદ્દ નિન્નાસયં, સિદ્ધચક્કં સયા સંથુણે સાસયં ॥ ૧ ॥ ઇતિ ॥ ૫ ॥

**ઇહ ભવ પરભવ એહથી, સુખ સંપદ સુવિશાલ ॥ રોગ સોગ રૌરવ ટલે, જિમ નરપતિ શ્રીપાલ ॥ ૬ ॥ પૂછે શ્રેણિક રાય પ્રભુ, તે કુણ પુણ્ય પવિત્ર ॥ ઇન્દ્રભૂતિ તવ ઉપદિશે, શ્રી શ્રીપાલચરિત્ર ॥ ૭ ॥**

અર્થ—એહથી એટલે એ નવ પદના સેવનથી આ ભવને વિષે તથા પરભવને વિષે સુવિશાલ એટલે અત્યંત મોટાં એવાં સુખ અને ( સંપદ કે૦ ) દોલત પામીએ, તથા રોગ, શોક અને ( રૌરવ કે૦ ) મહા બીહામણા વિકટ એવા દુષ્કાલ પ્રમુખના ભય અથવા રૌરવ એટલે નરક તેનું દુઃખ તે ટલી જાય; જેમ શ્રીપાલ રાજા એ નવ પદના સેવન થકી ઋદ્ધિ સિદ્ધિ પ્રત્યે પામ્યો, તેમ તમે પણ પામો ॥ ૬ ॥ એવું સાંભલીને શ્રેણિક રાજા શ્રી ગૌતમસ્વામીને પૂછવા લાગ્યા કે હે પ્રભુ! એ પવિત્ર પુણ્યનો ધરનારો એવો શ્રીપાલ રાજા તે કોણ થયો? તેની કથા અમોને કહી સંભલાવો. ( તવ કે૦ ) તે વારે ઇંદ્રભૂતિ શ્રી ગૌતમસ્વામી તે શ્રેણિક રાજા પ્રમુખને ( શ્રી કે૦ ) કલ્યાણરૂપ લક્ષ્મીવંત એવું શ્રીપાલ રાજાનું ચરિત્ર તે પ્રથમથી માંડીને ( ઉપદિશે કે૦ ) કહે છે ॥ ૭ ॥

॥ ઢાલ પહેલી ॥ દેશી લલનાની ॥

**દેશ મનોહર માલવો, અતિ ઉન્નત અધિકાર ॥ લલના ॥ દેશ અવર માનું ચિહું દિશે, પરવરિયા પરિવાર ॥ લલના ॥ દે૦ ॥ ૧ ॥**

અર્થ—અત્યંત ( ઉન્નત કે૦ ) ઉંચું છે અધિકારીપણું જેનું એટલે સર્વ દેશોમાં મોટો એવો મનોહર સુંદર માલવ નામે દેશ છે, તે દેશ બીજા સર્વ દેશોની મધ્યમાં આવેલો છે, માટે કવીશ્વર કહે છે કે તે માલવ દેશને ( અવર કે૦ ) બીજા જે ચારે દિશાએ રહેલા દેશો છે તે સર્વ ( માનું કે૦ ) જાણું છું જે માલવ દેશનો પરિવાર છે, તે દેશોના પરિવારે પરવર્યો

થકો, વીંટયો થકો શોભે છે. આમાં "લલના" એ પદ જે છે તે વાક્યાલંકારને અર્થે છે. જેમ આભૂષણે કરી માણસ શોભે, તેમ લલના એ પદે કરી વાક્ય શોભે છે ॥ ૧ ॥

તસ શિર મુગટ મનોહરુ, નિરુપમ નયરી ઉજેણ ॥ લલના ॥ લખમી લીલા જેહની, પાર કલીજે કેણ ॥ લલના ॥ દે૦ ॥ ૨ ॥ સરગપુરી સરગે ગઇ, આણી જસ આશંક ॥ લલના ॥ અલકાપુરી અલગી રહી, જલધિ ઝંપાવી લંક ॥ લલના ॥ દે૦ ॥ ૩ ॥ પ્રજાપાલ પ્રતપે તિહાં, ભૂપતિ સવિ શિરદાર ॥ લલના ॥ રાણી સૌભાગ્યસુંદરી, રૂપસુંદરી ભરતાર ॥ લલના ॥ દે૦ ॥ ૪ ॥ સહેજે સોહગસુંદરી, મન માને મિથ્યાત ॥ લલના ॥ રૂપસુંદરી ચિત્તમાં રમે, સૂધી સમકિતવાત ॥ લલના ॥ દે૦ ॥ ૫ ॥

અર્થ—જેમ મસ્તકને વિષે મુકુટ શોભે છે, તેમ તે માલવ દેશના મસ્તકને વિષે મુકુટ સમાન શોભાની ધરનારી તથા જેને કોઇ વસ્તુની ઉપમા આપી તેની બરાબરી કરી શકીએ એવી ચીજ જગતમાં નથી તેથી નિરુપમ છે, તથા જેની લક્ષ્મીની લીલાની કલના કરી કોણ પાર પામી શકે? એવી ઉજજયણી નામે નગરી છે ॥ ૨ ॥ તે ઉજજયણી નગરીની શોભા જોઇને સ્વર્ગપુરી નગરીએ વિચાર્યું જે હું જો અહીંયાં રહીશ તો એની આગલ મને કોઇ વખાણશે નહીં, એવી મનમાં આશંકા લાવીને તે સ્વર્ગને વિષે જતી રહી, તથા અલકાપુરી જે ધનદ લોકપાલની નગરી તે પણ આશંકા આણીને ઉજજયણીથી અલગી એટલે વેગલી જતી રહી, અને લંકા નગરીથી તો ઉજજયણી નગરીનું તેજ ખમાયું નહીં, માટે ઠંડક કરવા સારુ જલધિ જે સમુદ્ર તેમાં ( ઝંપાવી કે૦ ) ઝંપાપાત કર્યો ॥ ૩ ॥ તિહાં તે ઉજજયણી નગરીને વિષે સર્વ રાજાઓનો શિરદાર એવો પ્રજાપાલ નામે રાજા તે ( પ્રતપે કે૦ ) પ્રકર્ષે કરીને તપે તેને પ્રતપે કહીએ, એટલે તે રાજ્ય કરે છે. તે રાજા એક સૌભાગ્યસુંદરી અને બીજી રૂપસુંદરી એ બે પટ્ટરાણીઓનો ( ભરતાર કે૦ ) સ્વામી છે ॥ ૪ ॥ હવે તે બે રાણીઓમાં જે સૌભાગ્યસુંદરી રાણી છે તે તો સહેજે એટલે સ્વભાવે પોતાના મનને વિષે મિથ્યાત્વીઓના ધર્મને માની રહેલી છે, અને રૂપસુંદરીના ચિત્તને વિષે તો ( સૂધી કે૦ ) પાધરી એટલે સારી રીતે સમકિતની વાત રમી રહી છે ॥ ૫ ॥

સુર પરે સુખ સંસારનાં, ભોગવતાં ભૂપાલ ॥ લલના ॥ પુત્રી એકેકી પામીએ, રાણી દોય રસાલ ॥ લલના ॥ દે૦ ॥ ૬ ॥ એક અનુપમ સુરલતા, વાધે વધતે રૂપ ॥ લલના ॥ બીજી બીજ તણી પરે, ઇન્દુકલા અભિરૂપ ॥ લલના ॥ દે૦ ॥ ૭ ॥ સોહગ્ગ દેવસુતા તણું, નામ ઠવે નરનાહ ॥ લલના ॥ સુરસુંદરી સોહામણી, આણી

**અધિક ઉચ્છાહ ॥ લલના ॥ દે૦ ॥ ૮ ॥ રૂપસુંદરી રાણી તણી, પુત્રી પાવન અંગ ॥ લલના ॥ નામ તાસ નરપતિ ઠવે, મયણાસુંદરી મન રંગ ॥ લલના ॥ દે૦ ॥ ૯ ॥**

અર્થ—( સુર પરે કે૦ ) દેવતાની પરે એટલે દેવતાઓ જેમ પોતાની દેવાંગનાઓની સાથે સુખવિલાસ ભોગવે તેની પેરે રાજાને પણ તે બેહુ રાણીઓની સાથે સંસાર સંબંધી સુખવિલાસ ભોગવતાં થકા તે બેહુ રાણીઓને ( રસાલ કે૦ ) સુંદર મનોહર એવી એકેકી પુત્રી ( પામીએ કે૦ ) પ્રાપ્ત થઇ ॥ ૬ ॥ તેમાં એક પુત્રી તો અનુપમ એવી જે ( સુરલતા કે૦ ) કલ્પવૃક્ષની વેલિ તેની પેરે દિવસે દિવસે વધતે વધતે રૂપે કરી ( વાધે કે૦ ) વૃદ્ધિ પામે છે, એટલે કલ્પવૃક્ષની વેલિ જેમ દિવસે દિવસે વૃદ્ધિ પામતી જાય તેમ તે કુંવરી પણ વધતે રૂપે કરી વૃદ્ધિ પામતી જાય છે, અને બીજી કુંવરી જે છે તે બીજના ( ઇંદુ કે૦ ) ચંદ્રમા તેની કલાની ( અભિરૂપ કે૦ ) તુલ્ય એવી વૃદ્ધિ પામે છે, એટલે જેમ શુક્લપક્ષની બીજના દિવસથી માંડીને દિન દિન પ્રત્યે ચંદ્રમાની કલા વધતી જાય, તેમ તે કુંવરી પણ વૃદ્ધિ પામવા લાગી ॥ ૭ ॥ હવે ( સોહગ્ગ કે૦ ) સૌભાગ્યસુંદરી નામે રાણી તેની પુત્રી તો ( દેવસુતા કે૦ ) દેવતાની સુંદરીના જેવી સોહામણી છે, માટે ( નરનાહ કે૦ ) નરનો નાથ જે રાજા તે પોતાના મનમાં અધિક ઉત્સાહ આણી ( તણું કે૦ ) તેનું સુરસુંદરી એવું નામ ( ઠવે કે૦ ) સ્થાપે, પાડે ॥ ૮ ॥ અને રૂપસુંદરી નામે રાણીની જે પુત્રી તેનાં અંગોપાંગ સર્વ ( પાવન કે૦ ) પવિત્ર સુલક્ષણ જોઇને ( નરપતિ કે૦ ) રાજા તે પોતાના મનને વિષે ( રંગ કે૦ ) હર્ષ આનંદ આણીને ( તાસ કે૦ ) તેનું મયણાસુંદરી એવું નામ ( ઠવે કે૦ ) સ્થાપે, પાડે ॥ ૯ ॥

**વેદવિચક્ષણ વિપ્રને, સોંપે સોહગ્ગ દેવી ॥ લલના ॥ સકલ કલાગુણ શીખવા, સુરસુંદરીને હેવી ॥ લલના ॥ દે૦ ॥ ૧૦ ॥ મયણાને માતા ઠવે, જિનમત પંડિત પાસ ॥ લલના ॥ સાર વિચાર સિદ્ધાંતના, આદરવા અભ્યાસ ॥ લલના ॥ દે૦ ॥ ૧૧ ॥ ચતુર કલા ચોસઠ ભણી, તે બેહુ બુદ્ધિનિધાન ॥ લલના ॥ શબ્દશાસ્ત્ર સવિ આવડ્યાં, નામ નિઘંટુ નિદાન ॥ લલના ॥ દે૦ ॥ ૧૨ ॥**

અર્થ—( સકલ કે૦ ) સર્વ કલાગુણ શીખવવાને અર્થે વેદ માંહે વિચક્ષણ એટલે ડાહ્યો એવો જે શિવભૂતિ નામે ( વિપ્ર કે૦ ) બ્રાહ્મણ, તેને ( સોહગ્ગ દેવી કે૦ ) સૌભાગ્યસુંદરી નામે રાણીએ પોતાની પુત્રી જે સુરસુંદરી તેને ( હેવી કે૦ ) તરત સોંપી, અર્થાત્ સુરસુંદરીને બ્રાહ્મણ પાસે ભણવા મોકલી ॥ ૧૦ ॥ હવે મયણાસુંદરીની માતા તો જૈનસિદ્ધાંતો સંબંધી ( સાર કે૦ ) પ્રધાન ભલા એવા જે વિચાર તેનો અભ્યાસ આદરવાને અર્થે શ્રીજૈનમતના જાણ એવા સુબુદ્ધિ નામે પંડિત જે અધ્યાપક તેમની પાસે ( ઠવે કે૦ ) સ્થાપે છે એટલે મોકલે છે ॥ ૧૧ ॥ તે કુંવરીઓ સ્ત્રીની ચતુરાઇ સંબંધી જે ચોસઠ કલા તેને ભણીને બેહુ જણી ઘણી એવી જે બુદ્ધિ તેનું ( નિધાન કે૦ ) ભંડાર થઇ, તેને અનેક પ્રકારનાં શબ્દશાસ્ત્ર

જે વ્યાકરણ તથા નામમાલા, નિઘંટુ, આદાન, નિદાન અને ચિકિત્સાદિક તે સર્વ આવડ્યાં, એટલે તે પૂર્વોક્ત સર્વ પ્રકારનાં શાસ્ત્ર ભણી ગઇ ॥ ૧૨ ॥

**કવિત કલાગુણ કેલવે, વાજિત્ર ગીત સંગીત ॥ લલના ॥ જ્યોતિષ વૈદ્યક વિધિ જાણે, રાગ રંગ રસરીત ॥ લલના ॥ દે૦ ॥ ૧૩ ॥ સોલ કલાપૂરણ શશી, કરવા કલા અભ્યાસ ॥ લલના ॥ જગતિ ભમે જસ મુખ દેખી, ચોસઠ કલાવિલાસ ॥ લલના ॥ દે૦ ॥૧૪॥ મયણાસુંદરી મતિ અતિ ભલી, જાણે જિનસિદ્ધાંત ॥ લલના ॥ સ્યાદ્વાદ તસ મન વસ્યો, અવર અસત્ય એકાંત ॥ લલના ॥ દે૦ ॥ ૧૫ ॥**

અર્થ—તે કુંવરી કવિત કરવાની કલારૂપ ગુણને કેલવતી થકી એટલે સુધારતી થકી વાજિંત્ર વગાડવાં, ગીત તે સ્વરબદ્ધ ગીત ગાવાં તથા સંગીત તે વાજિંત્ર નાટકનાં ગીત તાલબદ્ધ જાણવાં તથા જ્યોતિષશાસ્ત્ર, વૈદ્યકશાસ્ત્ર તેના વિધિ જે પ્રકાર, તે સર્વને જાણે, અને છ રાગ તેના રંગ તથા નવ રસ તેની રીત એ સર્વને જાણે એટલે એ પૂર્વોક્ત સર્વ શાસ્ત્રના રહસ્યની જાણનારી થઇ ॥ ૧૩ ॥ ઇહાં કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે ( જસ કે૦ ) જે કુંવરીનું મુખ દેખીને સોલ કલાએ કરી પૂર્ણ એવો જે ( શશી કે૦ ) ચંદ્રમા તે વિચાર કરવા લાગ્યો જે આ મયણાસુંદરી તો સંપૂર્ણ ચોસઠ કલાનો વિલાસ છે, અને હું તો માત્ર સોલ કલાએ કરી સહિત છું, માટે હું પણ જો ચોસઠ કલાનો અભ્યાસ કરૂં તો એના જેવો થાઉં, એવું ચિંતવીને વધારે કલાઓનો અભ્યાસ કરવા માટે મયણાનું મુખ દેખીને જગતમાં ભ્રમણ કરવા લાગ્યો, એટલે આકાશમાં ભમતોજ ફરે છે, તોપણ તે સોલથી વધતી કોઇ સત્તરમી કલાને પામતો નથી ॥ ૧૪ ॥ વલી મયણાસુંદરીની ( મતિ કે૦ ) બુદ્ધિ તે અત્યંત ભલી છે, શ્રી જિનરાજના સિદ્ધાંતને તે જાણે છે તથા ભગવંતે જે સ્યાદ્વાદરૂપ અનેકાંત માર્ગ પ્રરૂપ્યો છે તે તેના મનમાં વસી રહ્યો છે, અને ( અવર કે૦ ) બીજા જે એકાંતવાદ મતની પ્રરૂપણા કરનારા માર્ગો છે તે સર્વને અસત્ય કરી જાણ્યા છે, એવી તે કુંવરી થઇ છે ॥ ૧૫ ॥

**નય જાણે નવ તત્ત્વના, પુદ્ગલ ગુણ પર્યાય ॥ લલના ॥ કર્મગ્રંથ કંઠે કરયા, સમકિત શુદ્ધ સુહાય ॥ લલના ॥ દે૦ ॥ ૧૬ ॥ સૂત્ર અર્થ સંઘયણનાં, પ્રવચનસારોદ્ધાર ॥ લલના ॥ ક્ષેત્રવિચાર ખરા ધરે, એમ અનેક વિચાર ॥ લલના ॥ દે૦ ॥ ૧૭ ॥ રાસ ભલો શ્રીપાલનો, તેહની પહેલી ઢાલ ॥ લલના ॥ વિનય કહે શ્રોતાઘરે, હોજો મંગલમાલ ॥ લલના ॥ દે૦ ॥ ૧૮ ॥**

અર્થ—વલી નવ તત્ત્વને નિશ્ચય તથા વ્યવહાર નયે કરી યુક્ત જાણે છે, તથા પુદ્ગલ દ્રવ્યના ગુણ અને પર્યાય સર્વ જાણે છે, અને કર્મગ્રન્થ ભણીને જેણે કંઠે કર્યા છે, એટલે મુખપાઠે કર્યા છે. એવી રીતે તે કુંવરી શુદ્ધ સમકિતે કરી ( સુહાય કે૦ ) શોભાયમાન થઇ છે ॥ ૧૬ ॥ વલી સંઘયણીનાં સૂત્ર એટલે મૂલપાઠ તથા તેના અર્થ, તે સર્વને જાણે છે, તથા પ્રવચનસારોદ્ધાર ગ્રન્થને જાણે છે. વલી ક્ષેત્રસમાસ સંબંધી જે ક્ષેત્રના વિચાર, તેને ખરેખરા ધારી રાખ્યા છે. એ રીતે અનેક પ્રકારના વિચારોને મયણાસુંદરી જાણે છે ॥ ૧૭ ॥ ( ભલો કે૦ ) રુડો એવો જે શ્રીપાલ રાજાનો રાસ, તેની એ પહેલી ઢાલ સંપૂર્ણ થઇ. શ્રી વિનયવિજય ઉપાધ્યાયજી કહે છે કે શ્રોતા એટલે સાંભલનારાઓનાં ઘરને વિષે માંગલિકની માલા હોજો ॥ ૧૮ ॥ ઇતિ ॥

॥ દોહા ॥

**ઇક દિન અવનીપતિ ઇસ્યો, આણ્યો મન ઉલ્લાસ ॥**
**પુત્રીનું જોઉં પારખું, વિદ્યા વિનયવિલાસ ॥ ૧ ॥**

અર્થ—હવે એક દિવસે અવની જે પૃથ્વી તેનો પતિ જે પ્રજાપાલ નામે રાજા, તેણે માંહેલી સભામાં બેઠાં થકા પોતાના મનને વિષે એવોજ ઉલ્લાસ આણ્યો જે હું મારી બેહુ પુત્રીનું પારખું તો જોઉં જે એ કેવી વિદ્યા ભણેલી છે? તથા વલી વિનયનો વિલાસ પણ એમનામાં કેવો છે? ॥ ૧ ॥

**સભા માંહે શણગાર કરી, બોલાવી બિહુ બાલ ॥ આવી અધ્યાપક સહિત, મોહન ગુણમણિમાલ ॥ ૨ ॥ અર્થ અગોચર શાસ્ત્રના, પૂછે ભૂપતિ જેહ ॥ બુદ્ધિબલે બેહુ બાલિકા, આપે ઉત્તર તેહ ॥ ૩ ॥ અધ્યાપક આણંદીયા, સજ્જન સવે સુખ પાય ॥ ચતુર લોક ચિત્ત ચમકીયા, ફલ્યા મનોરથ માય ॥ ૪ ॥ વિનય વલ્લભ નિજ બાલની, શાસ્ત્ર સુકોમલ ભાખ ॥ સરસ જિસી સહકારની, સાકર સરસી સાખ ॥ ૫ ॥**

અર્થ—એવો નિર્ધાર કરીને તે બેહુ બાલિકાઓને બોલાવી એટલે તેડાવી, તે વારે તે બેહુ કુંવરીઓ સોલ શણગાર કરીને તેમના પોતપોતાના અધ્યાપક જે ભણાવનારા ગુરુ, તેણે કરી સહિત સભાને વિષે આવી. તે કુંવરીઓ કેવી છે ? તો કે મોહને પમાડનારી એવી ગુણરૂપ મણિની માલા સરખી છે, અને વલી રૂપ લાવણ્યે કરીને શોભાવી છે સભા જેણે એવી છે ॥ ૨ ॥ હવે જે જે શાસ્ત્રના અગોચર એટલે કોઇને ખબર ન પડે એવા અર્થ રાજા પૂછે છે, તેના ઉત્તર તે બેહુ બાલિકાઓ પોતપોતાના બુદ્ધિબલે કરી આપે છે ॥ ૩ ॥ તે ઉત્તર સાંભલીને અધ્યાપક જે ભણાવનારા તે ઘણો આનંદ પામ્યા, તથા સજ્જન લોક સર્વ સુખ પામ્યા, અને ચતુર લોકનાં ચિત્ત ચમત્કાર પામી ગયાં, તથા તે બંને કુંવરીઓની ( માય કે૦ ) માતાઓના મનોરથ પણ ફલ્યા, એટલે સફલ થયા ॥ ૪ ॥ વિનયે કરી યુક્ત માટે વલ્લભ એવી પોતાની બાલિકાઓની શાસ્ત્રે કરીને સુકોમલ એવી ( ભાખ કે૦ ) વાણી, તે

કેવી મીઠી લાગે છે ? કે જેવી ( સરસ કે૦) રસે કરીને સહિત એવી ( સહકાર કે૦ ) આંબાની તાજી સાખ તેને વિષે જેમ સાકર ભેલી હોય અને તે જેવી મીઠી લાગે, તેવી લાગે ॥ ૫ ॥

॥ ઢાલ બીજી ॥ રાગ ધોરણી ॥ પુણ્ય પ્રશંસીએ ॥ એ દેશી ॥

**પ્રશ્નોત્તર પૂછે પિતા રે, આણી અધિક પ્રમોદ ॥ મન લાગે અતિ મીઠડાં રે, બાલક વચન વિનોદ રે ॥ વત્સ વિચારજો ॥ દેઇ ઉત્તર એહ રે, સાંસો વારજો ॥ ૧ ॥ એ આંકણી ॥ કુણ લક્ષણ જીવિત તણું રે, કુણ મનમથ ઘરનારી ॥ કુસુમ કુણ ઉત્તમ કહ્યું રે, પરણી શું કરે કુ-મારી રે ॥ વત્સ વિચારજો ॥ ૨ ॥ એકે વયણે એહનો રે, ઉત્તર એણી પરે થાય ॥ સુરસુંદરી કહે તાતજી રે, સુણજો "સાસરે જાય" રે ॥ નૃપ અવધારજો ॥ અરથ સુણી અમ એહ રે ॥ મોહત વધારજો ॥ ૩ ॥**

અર્થ—હવે બાલકનાં વચનનો ( વિનોદ કે૦ ) જે આનંદ તે માતા પિતાનાં મનમાં અત્યંત મીઠો લાગે છે, માટે કુંવરીઓનો પિતા જે પ્રજાપાલ રાજા, તે પોતાના મનમાં અધિક ( પ્રમોદ કે૦ ) હર્ષ આણીને પ્રશ્નના ઉત્તર પૂછે છે કે હે વત્સો ! હે પુત્રીઓ ! તમે તમારા હૃદયને વિષે વિચારજો, અને અમે જે પ્રશ્ન પૂછીએ તેના ઉત્તર આપીને અમારા મનનો સંદેહ નિવારણ કરજો ॥ ઉક્તં ચ ॥ ન તથા શશી ન સલિલં, ન ચંદનં નૈવ શીતલા છાયા ॥ આહ્‌લાદયંતિ પુરુષં, યથા હિ મધુરાક્ષરા વાણી ॥ ૧ ॥ ઇતિ ॥ હવે રાજા પૂછે છે જે હે વત્સ ! એક તો જીવવાનું લક્ષણ શું છે ? બીજું મન્મથ જે કામદેવ તેના ઘરની સ્ત્રી કોણ છે ? ત્રીજું સર્વ જાતિનાં ફૂલમાંહે ઉત્તમ ફૂલ કયું કહીએ ? ચોથું કુમારિકા પરણીને શું કરે ? એવા ચાર પ્રશ્ન પૂછ્યા ॥ ૨ ॥ પૂર્વે કહેલા ચાર પ્રશ્નના ઉત્તર તે એક વચને કરીનેજ આપો, તે વારે પ્રથમ સુરસુંદરી કહે છે કે હે પિતાજી ! ( સુણજો કે૦ ) સાંભલજો ( સાસરે જાય ) એ એકજ વચનમાં ચારે પ્રશ્નના ઉત્તર સમાઇ ગયા છે. તે આવી રીતે કે ( સાસ ) ( રે ) અને જાય ) એ પૂર્વોક્ત એક વચનમાંથી ત્રણ પદ નીકલે છે, તેમાં પ્રથમ જીવિતવ્યનું લક્ષણ સાસ એટલે શ્વાસ છે, કેમકે જ્યાંસુધી શ્વાસ હોય ત્યાંસુધી તે જીવતું છે એમ કહેવાય. એ પહેલા પ્રશ્નનો ઉત્તર જાણવો. તથા કામદેવની સ્ત્રી ( રે કે૦ ) રતિ એવે નામે છે. એ બીજા પ્રશ્નનો ઉત્તર સમજવો. વલી સર્વ જાતિનાં પુષ્પમાં ( જાય કે૦ ) જાઇનાં ફૂલ તે ઉત્તમ કહેવાય છે. એ ત્રીજા પ્રશ્નનો ઉત્તર કહ્યો, અને ( સાસરે જાય ) એ સંપૂર્ણ વચને કરી કુમારિકા પરણીને શું કરે ? તો કે તે પોતાને સાસરે જાય. એ ચોથા પ્રશ્નનો ઉત્તર જાણી લેવો. એ રીતે હે પિતાજી ! તમે જે અર્થ પૂછ્યો, તેનો એકજ વચને કરીને મેં ઉત્તર આપ્યો છે. તે હે નરપતિ ! તમે અવધારજો, એટલે માનજો. એ મેં જે અર્થ કહ્યા તે સાંભલીને અમારો ( મોહત કે૦ ) મહત્ત્વ વધારજો ॥ ૩ ॥

**મયણાને મહીપતિ કહે રે, અર્થ કહો અમ એક ॥ જો તમે શાસ્ત્ર સંભાલતાં રે, વાધ્યો હૃદય વિવેક રે ॥ વ૦**

॥ ૪ ॥ આદિ અક્ષર વિણુ જેહ છે રે, જગ જીવાડણ-
હાર ॥ તેહિજ મધ્યાક્ષર વિના રે, જગ સંહારણ-
હાર રે ॥ વ૦ ॥ ૫ ॥

અર્થ—હવે મહીપતિ જે રાજા, તે મયણાસુંદરીને કહે છે કે અમે એક પ્રશ્ન પૂછીએ છીએ તે જો તમે શાસ્ત્ર ભણ્યાં છો અને તેને સંભાલતાં થકા તમારા હૃદયને વિષે વિવેકની વૃદ્ધિ કરી છે, તો અમને એનો અર્થ કહો ॥ ૪ ॥ એક શબ્દનો ( આદિ કે૦ ) પહેલો જે અક્ષર છે તે અક્ષર વિના બીજા જે અક્ષરો છે તે સર્વ જગતને જીવાડનારા છે, વલી તેજ શબ્દનો મધ્યાક્ષર એટલે વચમાંનો અક્ષર, તેણે કરી રહિત તે શબ્દને જો કરીએ તો શેષ જે અક્ષર રહે છે તે જગતને સંહાર કરનારા છે ॥ ૫ ॥

અંત્યાક્ષર વિણુ આપણું રે, લાગે સહુને મીઠ ॥ મયણા
કહે સુણજો પિતા રે, તે મેં નયણે દીઠ રે ॥ નૃપ૦ ॥ ૬ ॥
સુગુણ સમસ્યા પૂરજો રે, ભૂપતિ કહે ધરી નેહ ॥ અર્થ
ઉપાઇ અભિનવો રે, પુણ્યે પામીજે એહ રે ॥ વ૦ ॥ ૭ ॥

અર્થ—વલી તેજ શબ્દના અંત્યનો અક્ષર કાઢી નાખતાં બાકીના જે અક્ષર રહે છે તે ( આપણું કે૦ ) પોતાનું જે કાજ તે સહુ કોઇને મીઠું લાગે છે. એવું રાજાનું વચન સાંભલીને મયણાસુંદરી કહે છે કે હે પિતાજી! સાંભલજો, તે તો મેં મારાં નયણે દીઠ એટલે ચક્ષુને વિષે દીઠું છે, એટલે ચક્ષુમાં ( કાજલ ) અંજાય છે તેમાંથી આદ્યનો ( કા ) અક્ષર કાઢી નાખીએ, તે વારે ( જલ ) એ બે અક્ષરો રહે, તે જલ એટલે પાણી સર્વ જગતને જીવાડ-નારૂં છે, અને મધ્યનો ( જ ) અક્ષર કાઢી નાખીએ, તે વારે ( કાલ ) એવા બે અક્ષર રહે, તે કાલ તો જગતને સંહાર કરનાર છે, તથા છેલ્લો ( લ ) અક્ષર કાઢી નાખીએ, તે વારે ( કાજ ) એવા બે અક્ષર રહે, તે કાજ એટલે કાર્ય તે તો પોતાનું સહુ કોઇને મીઠું લાગે છે. ઇત્યર્થઃ ॥ યદુક્તં ॥ કિં લવઇ સદ્દરહિયં, કિંચ અદિઠ્ઠં ચ વલ્લહં હોઇ ॥ કિંચ અદિઠ્ઠુ મિઠ્ઠં, ભગ્ગં કિં સુંદરં હોઇ ॥ ૧ ॥ આ ગાથામાં લખેલા ચારે પ્રશ્નનો ઉત્તર ॥ નાડી, જીવ, અમૃત અને કોષ ॥ ઇતિ ॥ ઉક્તં ચ ॥ પ્રથમાક્ષર વિણ ભૂપતિ સોહે, મધ્યાક્ષર વિણ સ્ત્રીયાં મોહે ॥ અંત્યાક્ષર વિણ પંડિત પ્યારો, એ હરિયાલી પંડિત વિચારો ॥ ૧ ॥ ઉત્તર ॥ વાદલ જાણવું ॥ પ્રથમાક્ષર વિણ ઘર ઘર દીઠી, મધ્યાક્ષર વિણ સુરા મીઠી ॥ અંત્યાક્ષર વિણ યોગી જાણે, ત્રિહું અક્ષર શિર નારી વખાણે ॥ ૨ ॥ ઉત્તર ॥ રાખડી ॥ પ્રથમાક્ષર વિણ સહુને ભાવે, મધ્યાક્ષર વિણ જગ અસુહાવે ॥ અંત્યાક્ષર વિણ પંખી મેલો, સો સાજન મોકલજો વહેલો ॥ ઉત્તર ॥ કાગલ જાણવો ॥ ૩ ॥ ૬ ॥ વલી એક ( અભિનવો કે૦ ) નવો અર્થ ઉત્પન્ન કરીને ભૂપતિ જે રાજા તે ( નેહ કે૦ ) સ્નેહ ધરીને બેહુ પુત્રીઓને સમકાલે કહે છે કે હે સુગુણ વત્સો! તમે મારી એક સમસ્યા પૂર્ણ કરજો, જે પુણ્ય થકી આ અમુક વસ્તુ પામીએ એટલે પુણ્યથી શી શી વસ્તુ પામીએ તે કહો ॥ ૭ ॥

સુરસુંદરી કહે ચાતુરી રે, ધન યૌવન વર દેહ ॥ મન-
વલ્લભ મેલાવડો રે, પુણ્યે પામીજે એહ રે ॥ નૃપ૦ ॥
॥ ૮ ॥ મયણા કહે મતિ ન્યાયની રે, શીલશું નિર્મલ

દેહ ॥ સંગતિ ગુરુ ગુણવંતની રે, પુણ્યે પામીજે એહ રે ॥ નૃપ૦ ॥ ૯ ॥ ઇણે અવસર ભૂપતિ ભણે રે, આણી મન અભિમાન ॥ હું તૂઠો તુમ ઉપરે રે, દેઉં વાંછિત દાન રે ॥ વ૦ ॥ ૧૦ ॥ હું નિર્ધનને ધન દેઉં રે, કરું રંકને રાય ॥ લોક સકલ સુખ ભોગવે રે, પામી મુજ પસાય રે ॥ વ૦ ॥ ૧૧ ॥

અર્થ—એવું રાજાનું વચન સાંભલીને પ્રથમ તો ચતુરપણાથી સુરસુંદરી કહે છે કે હે પિતાજી! એક ધન, બીજું યૌવન, ત્રીજો (વર કે૦) પ્રધાન સુંદર એવો (દેહ કે૦) શરીર તથા ચોથો મનવલ્લભ જે ભર્ત્તાર તેનો મિલાપ, એટલાં વાનાં પુણ્ય થકી પામીએ ॥ ૮ ॥ હવે મયણાસુંદરી ઉત્તર કહે છે કે હે પિતાજી! એક તો ન્યાયની (મતિ કે૦) બુદ્ધિ, બીજું શીલે કરીને નિર્મલ (દેહ કે૦) શરીર, ત્રીજી રુડા ગુણવંત ગુરુની સંગતિ એટલે સમાગમ, એ વસ્તુ પુણ્યના યોગે પામીએ ॥ ૯ ॥ એવા અવસરને વિષે રાજા મનમાં અભિમાન આણીને (ભણે કે૦) કહે છે જે હું તમારા ઉપર સંતુષ્ટ થયો છું, માટે તમોને મનોવાંછિત દાન આપું ॥ ૧૦ ॥ હું કેવો છું? તો કે જે નિર્ધન પુરુષ હોય તેને ધન આપીને ધનવંત કરૂં તથા રંકને રાજા કરૂં, અને સર્વ લોક જે સુખ ભોગવે છે તે મારો પસાય પામીને ભોગવે છે ॥૧૧॥

સકલ પદારથ પામીએ રે, મેં તૂઠે જગ માંહિ ॥ મેં રુઠે જગ રોલીએ રે, ઉભો ન રહે કોઇ છાંહિ રે ॥ વ૦॥૧૨॥ સુંદરી કહે સાચું પિતા રે, એહમાં કિસ્યો સંદેહ ॥ જગ જીવાડણ દોય છે રે, એક મહીપતિ દૂજો મેહ રે ॥ નૃપ૦ ॥ ૧૩ ॥ સાચું સાચું સહુ કહે રે, સકલ સભા તેણી વાર ॥ એ સુરસુંદરી જેહવી રે, ચતુર ન કો સંસાર રે ॥ નૃપ૦ ॥ ૧૪॥ રાજા પણ મન રંજિયો રે, કહે સુંદરી વર માગ ॥ વાંછિત વર તુજ મેલવી રે, દેઉં સકલ સૌભાગ્ય રે ॥ વ૦ ॥ ૧૫ ॥

અર્થ—જગતમાં જેની ઉપર હું સંતુષ્ટ થાઉં તો તેને સર્વ પદાર્થનું પામવાપણું છે, અને જેની ઉપર હું રુઠું તો તેને રોલી નાખું, તેથી કોઇ પ્રાણી તેની છાયામાં પણ ઉભો રહે નહીં ॥ ૧૨ ॥ એવું રાજાનું વચન સાંભલી સુરસુંદરી કહે છે કે હે પિતાજી! તમે જે કહો છો તે સાચું છે. એમાં શો સંદેહ છે? જગતને જીવાડનારા બેજ છે, તેમાં એક તો મહીપતિ એટલે રાજા અને બીજો મેહ એટલે વરસાદ ॥ ૧૩ ॥ તે વારે તિહાં સહુ કોઇ સભાના

લોક તે સર્વે સાચું સાચું કહેતા હવા, અને એમ કહેવા લાગ્યા કે સંસારને વિષે બીજી કોઈ આ સુરસુંદરીના જેવી ચતુર સ્ત્રી નથી ॥ યહ સાચી સબહીં કહે, રાજા કરે સો ન્યાય ॥ જ્યોં ચોપરકે ખેલમેં, પાસા પરે સો દાય ॥ ૧ ॥ બનતી દેખ બનાઇયેં, પરત ન દીજે ખોટ ॥ જૈસો વાજે વાયરો, તૈસી લીજે ઓટ ॥ ૨ ॥ સભા સોહતું બોલીએ, જૈસી સભા સોહાય ॥ જૈસો વાનર પેખણો, જૈસી શિલા તણાય ॥ ૩ ॥ ૧૪ ॥ રાજા પણ મનમાં રંજિત થઇને કહેવા લાગ્યો કે હે સુરસુંદરિ ! તું વર માગ. હું તુજને મનોવાંછિત વર મેલવીને સર્વ સૌભાગ્ય આપું ॥ ૧૫ ॥

તિહાં કુરુજંગલ દેશથી રે, આવ્યો અવનીપાલ ॥ સભા માંહે સોહે ઘણો રે, યૌવન રૂપ રસાલ રે ॥ નૃપ૦ ॥૧૬॥ શંખપુરી નયરી ધણી રે, અરિદમન તસ નામ ॥ તે દેખી સુરસુંદરી રે, અંગે ઉપનો કામ રે ॥ વ૦ ॥૧૭॥ પૃથિવીપતિ તસ ઉપરે રે, પરખી તાસ સનેહ ॥ તિ-લક કરી અરિદમનને રે, આપી અંગજા તેહ રે ॥ વ૦ ॥ ૧૮ ॥ રાસ રચ્યો શ્રીપાલનો રે, તેહની બીજી ઢાલ ॥ વિનય કહે શ્રોતાઘરે રે, હોજો મંગલમાલ રે ॥ વ૦ ॥૧૯॥

અર્થ—એવા અવસરને વિષે કુરુજંગલ નામે દેશ થકી દમિતારિ રાજાનો પુત્ર ( અવની કે૦ ) પૃથ્વી તેનો ( પાલ કે૦ ) પાલનારો એવો તે રાજા ઉજ્જયણીના રાજાની સેવા કરવાને અર્થે ત્યાં આવ્યો છે. તે યૌવન અવસ્થા તથા રૂપ સૌન્દર્ય તેણે કરી ( રસાલ કે૦ ) સુંદર છે, માટે સભા માંહે બેઠા થકો ઘણું શોભે છે ॥ ૧૬ ॥ તે શંખપુરી નામે નગરીનો સ્વામી છે, અને અરિદમન એવું તેનું નામ છે. તેને દેખીને સુરસુંદરીના અંગને વિષે કામ ઉત્પન્ન થયો ॥ ૧૭ ॥ તે વારે પૃથિવીપતિ જે રાજા તેણે અરિદમનની ઉપર સુરસુંદરીનો સ્નેહ પર-ખીને તિલક કરી પોતાની સુરસુંદરી નામે અંગજા જે પુત્રી, તે તેને આપી ॥ નયન નયનકી પારસી, નયન નયનકો હેત ॥ નયન નયનકે નયનમેં, નયન નયન કહ દેત ॥ ૧ ॥ ૧૮ ॥ એ શ્રીપાલ રાજાના રાસની રચના કરી તેની બીજી ઢાલ પૂર્ણ થઇ. વિનયવિજય ઉપાધ્યાયજી કહે છે કે સાંભલનારાને ઘેર માંગલિકની માલા હોજો ॥ ૧૯ ॥

॥ દોહા ॥

મયણા મસ્તક ધૂણતી, જવ નિરખી નરરાય ॥ પૂછે પુત્રી વાત એ, તુમ મન કિમ ન સુહાય ॥ ૧ ॥ સકલ સભાથી સોગુણી, ચતુરાઇ ચિત્ત માંહિ ॥ દીસે છે તે દાખવો, આણી અંગ ઉત્સાહિ ॥ ૨ ॥ ઉચિત નહીં ઇહાં બોલવું, મયણા કહે મહારાય ॥ મોહે મન માણસ તણાં,

વિરુઆ વિષય કષાય ॥ ૩ ॥ નિર્વિવેક નરપતિ જિહાં, અંશ નહીં ઉપયોગ ॥ સભાલોક સહુ હાજીયા, સરિખો મલ્યો સંયોગ ॥ ૪ ॥

અર્થ—એવા સમયને વિષે મસ્તક ધૂણાવતી એવી મયણાસુંદરીને જે વારે પ્રજાપાલ રાજાએ દીઠી, તે વારે રાજાએ પૂછ્યું જે હે પુત્રિ ! એ વાત તમારા મનને વિષે કેમ સોહાતી નથી, એટલે ગમતી નથી ? ॥ ૧ ॥ આ સર્વ સભાથી સોગુણી ચતુરાઇ તમારા ચિત્ત માંહે દેખાય છે, તો અંગમાં ઉત્સાહ આણીને જે અસંભવ વાત હોય તે કહી દેખાડો ॥ ૨ ॥ એવું રાજાનું બોલવું સાંભલીને મયણાસુંદરી કહે છે કે હે મહારાજ ! ઇહાં આ સભાને વિષે બોલવું ઉચિત નથી, સંસારમાં ( વિરુઆ કે૦ ) માઠા એવા જે વિષય અને કષાય છે, તેના યોગે માણસોનાં મન મોહને પામે છે ॥ ચાલંતાં કુલવટ્ટડી, બોલંતાં કુલન્યાય ॥ અહવા લચ્છી સાંપડો, અહવા લચ્છી જાઓ ॥ ૧ ॥ અવસર દેખી બોલીએ, એકે અક્ષર સાર ॥ અવસર વિણ જે બોલવું, જણ જણ કહે ગમાર ॥ ૨ ॥ ઇતિ ॥ ૩ ॥ જે ઠેકાણે રાજાને વિવેક નથી તથા એક અંશમાત્ર પણ શાસ્ત્રનો ઉપયોગ નથી, અને વલી સભાના લોક તો સર્વ હાજી હાજી કરનારા હાજીયા છે, એવી રીતે સર્વ સંયોગ સરખો મલ્યો છે, તેવી સભાને વિષે બોલવું ઉચિત નથી ॥ ૪ ॥

॥ ઢાલ ત્રીજી ॥ રાગ કેદારો ॥ કપૂર હોવે અતિ ઉજલો રે ॥ એ દેશી ॥

મન મંદિર દીપક જિસ્યો રે, દીપે જાસ વિવેક ॥ તાસ ન કહિએ પરાભવે રે, અંગ અજ્ઞાન અનેક ॥ પિતાજી ॥ મ કરો જૂઠ ગુમાન ॥ એ ઋદ્ધિ અથિર નિદાન ॥ પિતાજી ॥ જેહવો જલધિ ઉધાન ॥ પિતાજી ॥ મ કરો૦ ॥ ૧ ॥ સુખ દુઃખ સહુએ અનુભવે રે, કેવલ કર્મ પસાય ॥ અધિક ન ઓછું તેહમાં રે, કીધું કોણે ન જાય ॥ પિતાજી ॥ મ કરો૦ ॥ ૨ ॥ રાજા કોપે કલકલ્યો રે, સાંભલતાં તે વાત ॥ વહાલી પણ વેરણ થઇ રે, કીધો વચનવિઘાત રે ॥ બેટી ॥ ભલી રે ભણી તું આજ ॥ તેં લોપી મુજ લાજ રે ॥ બે૦ ॥ વિણસાડ્યું નિજ કાજ રે૦ ॥ બે૦ ॥ તું મૂરખ શિરતાજ રે ॥ બે૦ ॥ ભ૦ ॥ ૩ ॥

અર્થ—મનરૂપ મંદિરને વિષે દીપક જેવો જેને વિવેક દીપે છે, તેના અંગમાં અનેક જાતિનું જે અજ્ઞાન છે તે કેવારે પણ પરાભવ કરી શકે નહીં, માટે હે પિતાજી ! તમે જૂઠું અભિમાન મ કરો. એ સર્વ ઋદ્ધિ જે છે, તે ( નિદાન કે૦ ) નિશ્ચે જેવો ( જલધિ કે૦ )

સમુદ્ર તેનો ( ઉધાન કે૦ ) ભરતી ઓટ છે, એટલે સમુદ્રમાં પાણી ચઢે છે અને જેમ આવીને પાછું વલી જાય છે, તેની પેરે અથિર છે ॥ ધન જોબનકા મ કરો ગુમાના, જાનો તરુવર પાકાં પાનાં ॥ લગત વાયુ અંતે જડ પડનાં, તો તે પર એતા કયા કરનાં? ॥ ૧ ॥ સંસારને વિષે સહુ કોઇ સુખ તથા દુ:ખને અનુભવે એટલે ભોગવે છે, તે કેવલ એકલાં પોતાનાં કર્મના પસાયથીજ ભોગવે છે, તેમાં અધિકું તથા ઓછું એટલે ન્યૂનાધિક કોઇથી કીધું જાય નહીં ॥ ૨ ॥ એવી મયણાસુંદરીની વાતને સાંભલતાંજ રાજા ક્રોધે કરી કલકલ્યો થકો કહેવા લાગ્યો કે તું મને ઘણી વહાલી હતી, પણ વેરણ થઇ. જે કારણે તેં મારા વચનનો વિઘાત કર્યો, માટે હે બેટી! તું તો આજ ભલી ( ભણી કે૦ ) બોલી જે તેં મારી લાજ લોપી અને તારૂં પોતાનું કાર્ય ( વિણુસાડયું કે૦ ) બગાડયું, તેથી તું સર્વ મૂર્ખ જનોની શિરતાજ છો ॥ ૩ ॥

પોષીને પોઢી કરી રે, ભોજન કૂર કપૂર ॥ રયણ હિંડોલે હીંચતી રે, ભોગ ભલા ભરપૂર રે ॥ બે૦ ॥ ભ૦ ॥૪॥ પાટ પટંબર પહેરણે રે, પરિજન સેવે પાય ॥ જગમાં સહુ જી જી કરે રે, એ સવિ મુજ પસાય રે ॥ બે૦ ॥ ભ૦ ॥ ૫ ॥ તત્ત્વ વિચારો તાતજી રે, મત આણો મન રોષ ॥ કર્મેં તુમ કુલ અવતરી રે, મેં કિહાં જોયો જોષ ॥ પિ૦ ॥ મ૦ ॥ ૬ ॥ મલ્હાવો મોટે મને રે, નવ નવ કરો નિવેદ ॥ તે સવિ કર્મ પસાઉલે રે, એ અવધારો ભેદ ॥ પિ૦ ॥ મ૦ ॥ ૭ ॥ જો હઠવાદ તુજને ઘણો રે, કર્મ ઉપર એકંત ॥ તો તુજને પરણાવશું રે, કર્મેં આણ્યો કંત રે ॥ બે૦ ॥ ભ૦ ॥ ૮ ॥

અર્થ—કપૂર સરખા ઉજલા કૂરનાં ભોજન કરાવી પાલી પોષીને ( પોઢી કે૦ ) મોટી કરી છે, તથા રત્ને જડિત હિંડોલાખાટ માંહે હીંચે છે એવા ( ભલા કે૦ ) રુડા ભરપૂર એટલે પરિપૂર્ણ ભોગ ભોગવે છે ॥ ૪ ॥ વલી એક પાટનાં ( પટંબર કે૦ ) રેશમી ઉંચાં ચીર પટકૂલાદિ વસ્ત્રો પહેરવાને મલે છે અને પરિજન જે ચાકર લોક તે તારા પગની સેવા કરે છે, જગતમાં જ્યાં જાય છે ત્યાં સર્વ કોઇ જી જી કરીને બોલાવે છે, તે સર્વ મારા પસાયથી જાણજે ॥ ૫ ॥ તે સાંભલી મયણાસુંદરી બોલી કે હે પિતાજી! એ વાતનું તત્ત્વ વિચારો, તમારા મનને વિષે રોષ મ આણો. મેં તમારા કુલમાં ઉપજવાનો ક્યાં જોષ જોયો હતો? પરંતુ પૂર્વકૃત કર્મના સંયોગથી તમારા કુલમાં આવી અવતરેલી છું ॥ ૬ ॥ તમે મને મોટે મને કરી મલ્હાવો છો, અને નવાં નવાં ( નિવેદ કે૦ ) ખાન પાન કરાવો છો, તે સર્વ મારાં કર્મના પસાયથી છે, એ ( ભેદ કે૦ ) તત્ત્વ તે ( અવધારો કે૦ ) અવધારણ કરીને માનો ॥ ૭ ॥ તે વારે રાજા કહેવા લાગ્યો કે જો તુજને એકાંતપક્ષે કર્મ ઉપરજ ઘણોજ હઠવાદ છે, તો કર્મે આણી આપેલો જે ( કંત કે૦ ) ભર્ત્તાર તેજ તુમને પરણાવશું ॥ ૮ ॥

માન હણ્યું જો એણીએ રે, માહરું સભા સમક્ષ ॥ ફલ દેખાડું એહને રે, સકલ પ્રજા પ્રત્યક્ષ રે ॥ બે૦ ॥ ભ૦ ॥ ૯ ॥ સખીએ એ શું શીખવ્યું રે, અધ્યાપક અજ્ઞાન ॥ સજ્જન લોક લાજે સહુ રે, દેખી એ અપમાન રે ॥ બે૦ ॥ ભ૦ ॥ ૧૦ ॥ નગરલોક નિંદે સહુ રે, ભણ્યું એહનું ધૂલ ॥ જુઓ વાતની વાતમાં રે, પિતા કર્યો પ્રતિકૂલ રે ॥ બે૦ ॥ ભ૦ ॥ ૧૧ ॥ મિથ્યાત્વી કહે જૈ-નની રે, વાત સવે વિપરીત ॥ જગતનીતિ જાણે નહીં રે, અવલા ને અવિનીત રે ॥ બે૦ ॥ ભ૦ ॥ ૧૨ ॥

અર્થ—રાજા વિચારે છે કે જો એ મયણાએ સર્વ સભા સમક્ષ મારું માન હણ્યું છે, તો તેનાં ફલ પણ સર્વ પ્રજા દેખતાં થકા પ્રત્યક્ષ એહને હું દેખાડું ॥ યદુક્તં ॥ આજ્ઞાભંગો નરેં-દ્રાણાં, ગુરૂણાં માનમર્દનમ્ ॥ પૃથક્શય્યા ચ નારીણા,-મશસ્ત્રવધ ઉચ્યતે ॥ ૧ ॥ ઇતિ ॥ ૯ ॥ અરે! એના સોબતીએ એને આવું તે શું શીખવ્યું? તથા એનો અધ્યાપક જે ભણાવનાર તે પણ અજ્ઞાની દેખાય છે! એવી રીતે રાજાનું અપમાન થયેલું દેખીને સજ્જન લોક જે સગાં સંબંધી તે સર્વ લજ્જા પામ્યાં ॥ ૧૦ ॥ નગરનિવાસી લોક પણ સર્વ નિંદા કરવા લાગ્યાં, અને કહેવા લાગ્યાં કે એ મયણાનું ભણવું તે ધૂલ જેવું થયું, જુઓ તો ખરા? જે સેજસાજ વાતની વાતમાં પોતાના પિતાને પ્રતિકૂલ કર્યો ॥ યતઃ ॥ સ્વસ્તુતિં પરનિંદા વા, કર્ત્તા લોકઃ પદે પદે ॥ પરસ્તુતિં સ્વનિંદા વા, કર્ત્તા કોઽપિ ન વિદ્યતે ॥ ૧ ॥ ૧૧ ॥ વલી મિથ્યાત્વી લોકો કહેવા લાગ્યાં કે જૈનની વાત સર્વે વિપરીત એટલે અવલી છે, જગતની નીતિ કાંઇ પણ એ જાણતા નથી, તેથી અવલા છે અને અવિનીત એટલે વિનયાચાર રહિત છે ॥ ૧૨ ॥

અવસર પામી રાયનો રે, રોષ સમાવણ કાજ ॥ કહે પ્રધાન પધારીએ રે, રયવાડી મહારાજ રે ॥ બે૦ ॥ ભ૦ ॥ ૧૩ ॥ રાસ ભલો શ્રીપાલનો રે, તેહની ત્રીજી ઢાલ ॥ વિનય કહે મદ પરિહરો રે, જેહથી બહુ જંજાલ રે ॥ બે૦ ॥ ભ૦ ॥ ૧૪ ॥

અર્થ—એવા સમયને વિષે અવસર પામીને રાજાનો ક્રોધ શમાવવા માટે પ્રધાન કહે છે કે મહારાજ! રયવાડીનો અવસર થયો, માટે રયવાડીએ પધારો ॥ ૧૩ ॥ ભલો શ્રીપાલ રાજાનો રાસ, તેની એ ત્રીજી ઢાલ પૂરી થઇ. રાસના કર્ત્તા વિનયવિજય ઉપાધ્યાયજી કહે છે કે જે થકી સંસારમાં બહુ જંજાલ થાય છે એવો જે મદ એટલે અહંકાર તેને પરિહરો,

ત્યાગો ॥ યતઃ ॥ જાઇ કુલ રૂવ બલ સુય, તવ લાભ સિરિય અટ્ઠ મય મત્તો ॥ એઆઇં ચિય બંધેઇ, અસુહાઇં બહુ ચ સંસારે ॥ ૧ ॥ ઇતિ ॥ ૧૪ ॥

॥ દોહા ॥

**રાજા રયવાડી ચઢયો, સબલ સેન પરિવાર ॥ મદમાતા મયગલ ઘણા, સહસગમે અસવાર ॥ ૧ ॥ સુભટ સિપાઇ સામટા, જિસ્યા પંચાયણ સિંહ ॥ આયુધ આડંબર અધિક, અટલ અભંગ અબીહ ॥ ૨ ॥**

અર્થ—હવે બલે કરી સહિત એવું સૈન્ય અથવા સબલ એટલે ઘણો એવો જે સૈન્યનો પરિવાર, તેને સાથે લઇને રાજા રયવાડીને અર્થે ચઢયો. હવે તે પરિવાર કહે છે. એક તો મદે કરી ઉન્મત્ત થયેલા એવા મયગલ એટલે હાથી ઘણા છે, અને ( સહસગમે કે૦ ) હજારોગમે સ્વારો છે ॥ ૧ ॥ વલી સામટા એટલે થોકબંધ સુભટ તથા સિપાઇઓ તે જેવા પંચાનન સિંહ હોય નહીં ? તેની સરખા બલવાન્ છે, તે સિપાઇઓ આયુધ જે હથિયાર તેનો અધિક આડંબર તેણે કરીને સહિત થકા ચાલે છે. તે કેવા છે ? તો કે અટલ એટલે કોઇથી પાછા ટલે નહીં, તથા અભંગ એટલે કોઇના ભગાવ્યા ભાગી જાય નહીં, અને અબીહ એટલે કોઇના બીવરાવ્યા બીએ નહીં અર્થાત્ કોઇના ડરાવ્યા ડરે નહીં એવા સુભટો છે ॥ ૨ ॥

**વાઘા કેસરિયા કીયા, રઢિયાલા રજપૂત ॥ મૂછાલા મછરાયતા, યોધ જિસ્યા યમદૂત ॥ ૩ ॥ પાખરિયા પંખી પરે, ઉડે અંબર જામ ॥ પંચ વરણ નેજા નવલ, ગયણ ચોક ચિત્રામ ॥ ૪ ॥ સરણાઇ વાજે સરસ, ઘૂરે ઘોર નિસાણ ॥ પુર બાહિર નૃપ આવીયા, ભાલાં ઝલહલ ભાણ ॥ ૫ ॥**

અર્થ—તથા તેણે કેસરિયા વાઘા કરેલા છે, અને રઢિયાલા એટલે જે હઠ લીધો તે મૂકે નહીં એવા તે રજપૂત છે, તથા મૂછાલા એટલે મોટી મૂછવાલા છે, વલી મછરાયતા એટલે મત્સર જે પારકી મહત્તા સહન ન કરી શકવી, એવી ઈર્ષ્યાને ધરતા થકા સાક્ષાત્ જેવા યમરાજાના દૂત હોય તેવા તે યોદ્ધાઓ છે ॥ ૩ ॥ તથા પાખરિયા ઘોડા તે ( જામ કે૦ ) જે વખતે પંખીઓની પેરે અંબર જે આકાશ તેને વિષે ઉડે છે, તે વખતે તે ઘોડાઓની ઉપર બેઠેલા જે સ્વાર છે તેના હાથમાં પાંચ રંગવાલા ( નવલ કે૦ ) નવા નેજા એટલે વાવટા રહ્યા છે, તે વાવટાએ કરીને ગયણ જે આકાશ તેરૂપ ચોક, તેને વિષે જાણે ચિત્રામજ કર્યાં હોય નહીં ? એવી શોભા દેખાય છે ॥ ૪ ॥ વલી સરસ સરણાઇઓ વાજી રહી છે, તથા ( ઘોર કે૦ ) ગંભીર શબ્દે કરીને નિસાણ એટલે નગારાં ઘૂરે એટલે ઘોર કરી રહેલાં છે, એવા આડંબરે કરી રાજા પુરની બાહિર આવ્યા. તિહાં બરછીઓનાં ભાલાંનો ઝલહલાટ તે જાણીએ બીજો ( ભાણ કે૦ ) સૂર્યજ હોય નહીં ? એવો દેખાઇ રહ્યો છે ॥ ૫ ॥

॥ ઢાલ ચોથી ॥ રામચંદ્રકે બાગ, ચાંપો મોરી રહ્યો રી ॥ એ દેશી ॥

**મારગ સનમુખ તામ, ઉડે ખેહ ઘણી રી ॥**
**પૂછે ભૂપતિ દ્રષ્ટિ, દેઇ મંત્રી ભણી રી ॥ ૧ ॥**

અર્થ—હવે આગલ માર્ગે જતાં થકા સન્મુખ ઘણી ધૂલ ઉડતી દીઠી (તામ કે૦) તે વારે ભૂપતિ જે રાજા તે પોતાના પ્રધાન સામી દૃષ્ટિ કરી પૂછે છે ॥ ૧ ॥

**કુણ આવે છે એહ, એવડા લોક ઘણા રી ॥ કહે મંત્રી રહો દૂર, દરિસણ એહ તણાં રી ॥ ૨ ॥ એ કુષ્ઠી સય સાત, થાઇ એકમણા રી ॥ થાપી રાજા એક, જાચે રાય રાણા રી ॥ ૩ ॥ મારગ મૂકી જામ, નરપતિ દૂર ટલે રી ॥ ગલિતાંગુલિ તસ દૂત, આવી તામ મલે રી ॥૪॥ ઉત્તમ મારગ કાંઇ, જાયે દૂર તજી રી ॥ ઉજ્જેણીના રાય, હારે કીર્ત્તિ સજી રી ॥ ૫ ॥ નિર્મુખ આશાભંગ, જાચક જાસ રહ્યા રી ॥ ભારભૂત જગ માંહિ, નિર્ગુણ તેહ કહ્યા રી ॥ ૬ ॥ શી જાચો છો વસ્તુ, વિગતે તેહ ભણો રી ॥ રાય કહે અમ આજ, કીરતિ કાંઇ હણો રી ॥ ૭ ॥**

અર્થ—હે પ્રધાન! આ એટલા ઘણા લોક તે કોણ આવે છે? તે વારે પ્રધાન કહે છે કે એ લોકો જે આવે છે તેનાં દર્શન થકી તમે દૂર રહો ॥ ૨ ॥ એ સાતસેં કોઢીયા તે સર્વ એકમના થઇ પોતાની ઉપર એક રાજા સ્થાપીને રાજાઓ તથા રાણાઓને યાચે છે ॥ ૩॥ તે સાંભલી જે વારે રાજા માર્ગ મૂકીને દૂર ટલે એટલે બીજે માર્ગે ચાલે, તે વારે (ગલિતાંગુલિ કે૦) ગલી ગયેલી એટલે ખવાઇ ગઇ છે આંગલીઓ જેની એવો તે કોઢીયાઓનો દૂત તિહાં આવીને તે રાજાને મલ્યો ॥ ૪ ॥ અને કહેવા લાગ્યો કે હે ઉજ્જેણીના રાજા! આ ઉત્તમ રાજમાર્ગ તજીને તું દૂર કાં જાય છે, એટલે બીજે માર્ગે કેમ જાય છે? અને તારી ઘણા કાલની સજેલી કીર્ત્તિને આજ તું કેમ હારી જાય છે? ॥ ૫ ॥ (જાસ કે૦) જેની પાસે યાચક આવીને નિર્મુખ આશાભંગ થઇ રહે તે પ્રાણી જગતમાં પૃથ્વીને ભારભૂત જેવા નિર્ગુણી કહ્યા છે ॥ ૬ ॥ તે વારે રાજા દૂત પ્રત્યે કહેવા લાગ્યો કે તમે શી વસ્તુની યાચના કરો છો? તે વિગતે કરી ભણો એટલે કહો, પણ આજ અમારી કીર્ત્તિને શામાટે હણો છો? યતઃ ॥ વરં પ્રાણપરિત્યાગો, ન માનપરિખંડનમ્ ॥ મૃત્યોશ્ચ ક્ષણિકં દુઃખં, માનભંગાદ્દિને દિને ॥ ૧ ॥ ઇતિ ॥ ૭ ॥

**દૂત કહે અમ રાય, સઘલી ઋદ્ધિ મલી રી ॥ રાજવટ્ટ પરગટ્ટ, કીધી અમે મિલી રી ॥ ૮ ॥ પણ સુકુલિણી**

એક, કન્યા કોઇ દીએ રી ॥ તો તસ રાણી હોય, એમ એહ હર્ષ હિયે રી ॥ ૯ ॥ મન ચિંતે તવ રાય, મયણા દેઉં પરી રી ॥ જગમાં રાખું કીર્ત્તિ, અવિચલ એહ ખરી રી ॥ ૧૦ ॥ ફલ પામે પ્રત્યક્ષ, મયણા કર્મ તણાં રી ॥ સાલે હિયડા માંહિ, વચણાં તેહ ઘણાં રી ॥ ૧૧ ॥ વલે રુંખ ઘનવુઠ્ઠ, દાધાં જેહ દવે રી ॥ કુવચણ દાધાં જેહ, ન વલે તેહ ભવે રી ॥ ૧૨ ॥

અર્થ—તે સાંભલી દૂત કહે છે કે અમારા રાજાને સર્વ ઋદ્ધિ મલી છે, અને રાજવદ્ધ એટલે રાજકીર્દ્દ તે પ્રગટપણે અમે સર્વેએ એકઠા મલીને ભેલી કીધી છે ॥ ૮ ॥ પણ અમારા રાજાને રૂડા કુલમાં ઉત્પન્ન થયેલી એવી જો એક કન્યા કોઇ આપે તો તેની રાણી થાય, અમારા હૈયામાં એ હર્ષ છે, એ ઉત્કંઠા રહી છે ॥ ૯ ॥ તે વારે રાજાએ મનમાં વિચાર્યું જે મયણાને પરી દેઉં એ શબ્દ મારવાડી ભાષાનો છે, એટલે એ કોઢીયાના રાજાને મયણાસુંદરી આપીને જગતમાં એ મારી અવિચલ ખરેખરી કીર્તિ રાખું ॥ ૧૦ ॥ વલી મયણાસુંદરી પણ પ્રત્યક્ષપણે કર્મનાં ફલને પામે, મયણા જે કર્મના પસાય આશ્રયી કુવચન બોલી છે તે મારા હૈયામાં આડાં અવલાં ઘણાં સાલે છે ॥ યતઃ ॥ ડાઢ ખટકે કાંકરો, નયણ ખટકે રેણું ॥ વયણ ખટકે વાઉલો, ગયો ખટકે સેણ ॥ ઇતિ ॥ ૧ ॥ ૧૧ ॥ જેમ રુંખ જે વૃક્ષ તે ( દવ કે૦ ) અગ્નિએ કરી બલ્યાં હોય તે ( ઘનવુઠ્ઠ કે૦ ) મેઘવૃષ્ટિ થવાથી વલે એટલે ફરી નવપલ્લવ થાય, પણ કુવચને કરીને જેનાં મન ( દાધાં કે૦ ) બલ્યાં હોય, તો તે ફરી આ ભવમાં નવપલ્લવ થાય નહીં ॥ ૧૨ ॥

રોષ તણે વશ રાય, સુદ્ધિ બુદ્ધિ સર્વ ગઇ રી ॥ કહે દૂત તુજ રાય, અમ ઘર આણ જઇ રી ॥ ૧૩ ॥ દેઉં રાજ-કુમારી, રૂપે રંભ જિસી રી ॥ દૂત તણે મન વાત, વિ-સ્મય એહ વસી રી ॥ ૧૪ ॥ કિસ્યું વિમાસે મૂઢ, મેં જે વાત કહી રી ॥ ન ફરે જગમાં તેહ, અવિચલ સાચી સહી રી ॥ ૧૫ ॥ શ્રી શ્રીપાલનો રાસ, ચોથી ઢાલ કહી રી ॥ વિનય કહે નિરવાણ, ક્રોધે સિદ્ધિ નહીં રી ॥ ૧૬ ॥

અર્થ—રોષ જે ક્રોધ તેના વશ થકી રાજાની શુદ્ધિ બુદ્ધિ સર્વ જતી રહી છે, તેથી દૂતને કહે છે કે તું જઇને તારા રાજાને અમારે ઘેર તેડી લાવ ॥ ૧૩ ॥ તેને રંભા નામની જે અપ્સરા તેના જેવી રૂપવાલી એવી રાજકુંવરી હું આપું. એ વાત દૂતના મનમાં વિસ્મય જેવી થઇ વસી એટલે લાગી ॥ ૧૪ ॥ દૂતનું વિસ્મિત ચિત્ત જોઇ રાજા કહેવા લાગ્યો કે હે

મૂઢ ! તું તારા મનમાં શું વિમાસે છે? જે મેં વાત કરી તે જગતમાં ફરે નહીં, એટલે કેવારે પણ ચલે નહીં, ( સહી કે૦ ) નિશ્ચે સાચી જાણવી ॥ ૧૫ ॥ એ શ્રી શ્રીપાલ રાજાનો રાસ તેની ચોથી ઢાલ કહી. શ્રી વિનયવિજયજી કહે છે કે ( નિરવાણ કે૦ ) નિશ્ચે ક્રોધ થકી સિદ્ધિ નથી ॥ ૧૬ ॥

॥ દોહા ॥

કોપ કઠિન ભૂપતિ હવે, આવ્યો નિજ આવાસ ॥
સિંહાસન બેઠો અધિક, અતિ અભિમાન વિલાસ ॥ ૧ ॥

અર્થ—હવે ક્રોધે કરી કઠિન થયેલું છે હૃદય જેનું એવો રાજા રયવાડીથી પાછો ફરી પોતાના આવાસને વિષે આવીને સિંહાસન ઉપર બેઠો, પણ તેના મનમાં અત્યંત અધિક એટલે ઘણો અભિમાનનો વિલાસ છે ॥ યત: ॥ કો પઇઠ્ઠો દેહ ઘર, તિન્નુ વિકાર કરેય ॥ આપ તપે પર સંતપે, ધનની હાણ કરેય ॥ ઇતિ ॥ ૧ ॥

મયણાને તેડી કહે, કર્મ તણો પખ છોડ ॥ મુજ પસાય મન આણ જિમ, પૂરું વાંછિત કોડ ॥ ૨ ॥ મયણા કહે દૂરે તજો, એ સવિ મિથ્યાવાદ ॥ સુખ દુઃખ જે જગ પામીએ, તે સવિ કર્મપ્રસાદ ॥ ૩ ॥ બાલકને બતલાવતો, હઠે ચઢાવે રાય ॥ વાદ કરંતાં બાલશું, લઘુતા પામે ન્યાય ॥ ૪ ॥ કોઇ કહે એ બાલિકા, જુઓ હઠીલી થાય ॥ અવસર ઉચિત ન ઓલખે, રીસ ચઢાવે રાય ॥ ૫ ॥

અર્થ—માટે મયણાસુંદરીને તેડીને કહેવા લાગ્યો કે હજી તું તારાં કર્મનો પક્ષ છોડી આપ, અને મારા પસાયને વિષે મન આણ, જેમ હું તારા મનોવાંછિત કોડ સર્વ પૂર્ણ કરું ॥ ૨ ॥ તે વારે મયણાસુંદરી કહેવા લાગી કે હે પિતાજી! એ સર્વ મિથ્યાવાદ છે, માટે એને તમે દૂરે તજો એટલે એ તમારૂં બોલવું સર્વ દૂર રાખો, તત્ત્વ એજ છે કે જગતમાં જે સુખ દુઃખ પામીએ છીએ તે કર્મનોજ પ્રસાદ જાણજો ॥ યત: ॥ સેવિતોઽપિ ચિરં સ્વામી, વિના ભાગ્યં ન તુષ્યતિ ॥ ભાનોરાજન્મભક્તોઽપિ, નિત્યં નિશ્ચરણોઽરુણ: ॥ ૧ ॥ ઇતિ ॥ ૩ ॥ હવે કેટલાએક લોક એમ કહે છે કે બાલકને વારંવાર બતલાવતો એટલે કહેતો થકો રાજા હઠે ચઢાવે છે, બાલકની સાથે વાદ કરતાં થકા ન્યાય લઘુતાને પામે છે, અથવા બાલકની સાથે વાદ કરતાં લઘુતા પામીએ એવો ન્યાય છે ॥ યતઃ ॥ નિર્દયત્વમહંકાર,–સ્તૃષ્ણા કર્કશભાષણમ ॥ નીચપાત્રપ્રિયત્વં ચ, પંચ શ્રીસહચારિણ: ॥ ૧ ॥ ઇતિ ॥ ૪ ॥ વલી કોઇક એમ પણ કહે છે કે આ બાલિકા જુઓ કેવી છે? કે જેમ જેમ એને રાજા કહે છે તેમ તેમ વધારે હઠીલી થાય છે, પણ આ અવસરે આમજ બોલવું ઉચિત છે, ઘટે છે એવી યોગ્યતાને ઓલખતી નથી, ઉલટી રાજાને રીસ ચઢાવે છે ॥ ૫ ॥

॥ ઢાલ પાંચમી ॥ ઇડર આંબા આંબલી રે, ઇડર દાડિમ દ્રાખ ॥ એ દેશી ॥

રાણો ઉંબર તિણે સમે રે, આવ્યો નયરી માંહિ ॥ સહિત

**કરણુ સૂપડ જિસ્યો રે, છત્ર કરે શિર છાંહિ ॥ ચતુર નર ॥**
**કર્મે તણી ગતિ જોય ॥ કર્મે સુખ દુઃખ હોય ॥ ચતુર૦ ॥**
**કર્મે ન છૂટે કોય ॥ ચ૦ ॥ કર્મ૦ ॥ એ આંકણી ॥ ૧ ॥**
**શ્વેતાંગુલિ ચામર ધરે રે, અવિગત નાસ ખવાસ ॥ ઘોર**
**નાદ ઘોઘર સ્વરે રે, અરજ કરે અરદાસ ॥ચ૦॥ કર્મ૦ ॥૨॥**

અર્થ—એવા અવસરને વિષે ઉંબર જે કોઢીયાઓનો રાણો તે પણ નગરી માંહે આવ્યો. તે કેવો છે? તો કે જેનો ( કરણુ કે૦ ) કાન તે ( સડિત કે૦ ) સડીને સૂપડા જેવો મોટો થઇ ગયો છે એવો પુરુષ તે ઉંબર રાણાના મસ્તક ઉપર છાંયડો કરવાને અર્થે છત્ર ધરી રહ્યો છે, માટે હે ચતુર પુરુષો! તમે કર્મની ગતિ તો જુઓ, આ સંસારમાં કર્મે કરીનેજ જીવને સુખ દુઃખ થાય છે, પણ કર્મથી કોઇ છૂટી શકતો નથી ॥ યતઃ ॥ ભગતિ કરિય વડાની સેવ કીજે જી કાંઇ, અધિક ફૂલ ન આપે કર્મથી તેતિ કાંઇ ॥ જલધિ તરિય લંકા સીત સંદેશ લાવે, હનુમત કરમેં તે રામ કચ્છોટ પાવે ॥ ૧ ॥ ઇતિ ॥ ૧ ॥ તથા ધોલા કોઢના રોગે કરીને શ્વેત એટલે સફેદ થઇ ગયેલી છે અંગુલિઓ જેમની તેને શ્વેતાંગુલિ કહીએ એવો પુરુષ ચામર-ધારક થકો ચામર ધરી રહ્યો છે, એટલે ચામર વીંજે છે, તથા જેની રોગે કરીને ( ખવાસ કે૦ ) ખવાઇ ( અવિગત કે૦ ) ગયેલી જે ( નાસ કે૦ ) નાસિકા, તેથી ( ઘોર કે૦ ) ભયંકર છે ( નાદ કે૦ ) શબ્દ જેનો એવો પુરુષ ઘોઘરે સ્વરે કરી છડીદાર થકો આગલ નેકી પોકારે છે, આગલ ઉભો થકો અરજ કરવાને અરદાસ કરે છે. કેટલેક ઠેકાણે અવગત એટલે માઠી ગતિના સુખનો વાસ છે એવો અર્થ કરેલો છે ॥ ૨ ॥

**વેસર અસવારી કરી રે, રોગી સવિ પરિવાર ॥ બલે**
**બાવલીયે પરિવર્યો રે, જિસ્યો દગ્ધ સહકાર ॥ ચ૦ ॥**
**કર્મ૦ ॥ ૩ ॥ કેઇ ટુંટા કેઇ પાંગલા રે, કેઇ ખોડા કેઇ**
**ખીણ ॥ કેઇ ખસિયા કેઇ ખાસિયા રે, કેઇ દદ્દુર કેઇ દીણ**
**(હીણ) ॥ ચ૦ ॥ કર્મ૦ ॥ ૪ ॥ એક મુખે માખી બણ-**
**બણે રે, એક મુખ પડતી લાલ ॥ એક તણે ચાંદાં ચગે**
**રે, એક શિર નાઠા વાલ ॥ ચ૦ ॥ કર્મ૦ ॥ ૫ ॥**

અર્થ—જેણે વેસર એટલે ખચ્ચર તેની ઉપર સ્વારી કરી છે તથા જેનો પરિવાર સર્વ રોગી છે એવો ઉંબર રાણો કોઢીયાના પરિવારે પરિવર્યો થકો કેવો શોભે છે? તો કે જેમ ( બલે બાવલીયે કે૦ ) વન માંહે ઘણાં બાવલનાં વૃક્ષો હોય તે સર્વ બલીને ઠુંઠાં થઇ ગયાં હોય, તેવાં ઘણાં બાવલનાં વૃક્ષોએ કરી પરિવર્યો એટલે વીંટ્યો થકો ( દગ્ધ કે૦ ) બલેલો એવો સહકાર એટલે આંબાનું વૃક્ષ જેવું શોભે તેવો ઉંબર રાણો કોઢીયાને પરિવારે પરિવર્યો થકો શોભે છે ॥ ૩ ॥ તે ઉંબરનો પરિવાર કેવો છે? તે કહે છે. કેટલાએક ઠુંઠા છે, કેટલાએક પાંગલા છે, કેટલાએક ખોડા છે, કેટલાએક ક્ષીણ થઇ ગયા છે, કેટલાએક

ખસિયા એટલે અંગ ઉપર ખસ થયેલી છે એવા છે, માટે ખાજીયારા છે, કેટલાએકને ખાંસી થયેલી છે, કેટલાએકને દદુર એટલે દાદર થઇ છે અને કેટલાએક તો રોગને પ્રભાવે કરી ( દીણ કે૦ ) રાંક જેવા થઇ ગયેલા છે ॥ પાઠાંતરે ( હીણ કે૦ ) રોગે કરીને હીણ શરીરવાલા થઈ ગયા છે ॥ ૪ ॥ એકના મુખ ઉપર તો માખીઓ બણબણાટ કરી રહી છે, એકના મુખમાંથી લાલ પડે છે, એકના શરીર ઉપર ચાંદાં એટલે ચાઠાં ચગચગી રહ્યાં છે અને એકના શિર ઉપરના વાલ જે મોવાલા તે પણ રોગના પ્રભાવે નાસી ગયા છે ॥ ૫ ॥

ચહુટા માંહે ચાલતાં રે, સોર કરે સય સાત ॥ લોક લાખ જોવા મલ્યાં રે, એહ કિસ્યો ઉતપાત ॥ ચ૦ ॥ કર્મ૦॥૬॥ ઢોર ધસે કૂતર ભસે રે, ધિક ધિક કહે મુખ વાચ ॥ જન પૂછે તુમે કોણ છો રે, ભૂત કે પ્રેત પિશાચ ॥ ચ૦ ॥ કર્મ૦ ॥ ૭ ॥ કહે રોગી તુમ રાયની રે, પુત્રી રૂપનિધાન ॥ તે અમ રાણો પરણશે રે, એહ જાયે તસ જાન ॥ચ૦॥કર્મ૦ ॥ ૮ ॥ નગરલોક સાથે થયાં રે, કૌતુક જોવા કાજ ॥ ઉંબર રાણો આવીયો રે, જિહાં બેઠા મહારાજ ॥ ચ૦ ॥ કર્મ૦ ॥ ૯ ॥ મયણાને ભૂપતિ કહે રે, એ આવ્યો તુમ નાહ ॥ સુખ સંપૂરણ અનુભવો રે, કર્મે કરચો વિવાહ ॥ ચ૦ ॥ કર્મ૦ ॥ ૧૦ ॥

અર્થ—એવા ( સય સાત કે૦ ) સાતસેં જણ કોઢીયા તે ચૌટા માંહે ચાલતાં થકા સોર બકોર કરે છે. તેને લાખોગમે લોક જોવાં મલ્યાં છે, એકઠાં થયાં છે, તે જોવાવાલાં કહે છે કે આ તે શ્યો ઉત્પાત છે? ॥ ૬ ॥ ઢોર ધસે છે એટલે સામાં શિંગડાં માંડે છે, અને કૂતરાં ભસવા લાગ્યાં છે, તથા ધિક્કાર છે, ધિક્કાર છે, એવી મુખ થકી વાણી કહેતાં થકા લોક તેમને પૂછે છે કે તમે તે કોણ છો? ભૂત છો? કે પ્રેત છો? કે પિશાચ છો? તે અમને કહો ॥ ૭ ॥ તેને રોગીયા ઉત્તર આપે છે જે તમારા રાજાની પુત્રી જે રૂપનું નિધાન છે, ખજાનો છે, તેને અમારો રાણો પરણશે, તેની આ જાન જાય છે ॥ ૮ ॥ તે સાંભલી નગરનાં લોક પણ કૌતુક જોવા માટે તેમની સાથે થયાં. એમ કરતાં ઉંબર રાણો પણ જિહાં પ્રજાપાલ રાજા બેઠા છે, તિહાં આવ્યો ॥ ૯ ॥ તે વારે મયણાસુંદરીને રાજા કહે છે કે એ તમારો ( નાહ કે૦ ) નાથ આવ્યો. હવે એની સાથે સંપૂર્ણ સુખનો અનુભવ કરો. એ તમારે કર્મે વિવાહ કર્યો છે, માટે કર્મનો પસાય જોઇ લ્યો ॥ ૧૦ ॥

મયણા મુખ નવિ પાલટે રે, અંશ ન આણે ખેદ ॥ જ્ઞાનીનું દીઠું હુવે રે, તિહાં નહીં કિસ્યો વિભેદ ॥ચ૦ ॥કર્મ૦ ॥૧૧॥ જેહ પિતાએ પાંચની રે, સાખે દીધો કંત ॥ દેવ પરે

આરાધવો રે, ઉત્તમ મન એ ખંત ॥ ચ૦॥કર્મ૦॥૧૨॥
કરી પ્રમાણ નિજ તાતનું રે, વયણ વિમલ મુખ રંગ ॥
આવીને ઉભી રહી રે, ઉંબરને વામંગ ॥ ચ૦ ॥ કર્મ૦
॥ ૧૩ ॥ તવ ઉંબર એણી પરે ભણે રે, અનુચિત એ
ભૂપાલ ॥ ન ઘટે કંઠે કાગને રે, મુક્તાફલની માલ ॥
ચ૦ ॥ કર્મ૦ ॥ ૧૪ ॥

અર્થ—એવાં પિતાનાં વચન સાંભલીને મયણાના મુખનો રંગ કાંઇ પણ પલટાણો નહીં, તથા અંશ માત્ર લગાર માત્ર ખેદ પણ મનમાં આણતી નથી, અને વિચારે છે જે જ્ઞાનીએ દીઠું છે તેજ ( હુવે કે૦ ) થાય છે, બને છે, તેમાં કાંઇ પણ ભેદ નથી ॥ ૧૧ ॥ જે પિતાએ પાંચની સાખે ભર્ત્તાર આપ્યો તે રાજાનો જાયો હોય, કિંવા રંકનો જાયો હોય તોપણ તેને દેવની પરે આરાધવો. ઉત્તમ કુલની સ્ત્રીના મનમાં એજ ખંત હોય છે ॥ યત: ॥ સંતો ન યાંતિ વૈવર્ણ્ય,–માપત્સુ પતિતા અપિ ॥ દગ્ધોઽપિ વહ્નિના શંખ:, શુભ્રત્વં નૈવ મુંચતિ ॥ ૧ ॥ ૧૨ ॥ એમ વિચારી મયણાસુંદરી પોતાના પિતાનું વયણ જે વચન, તે પ્રમાણ કરીને પોતાના મુખનો રંગ તે શરદ્ પૂનમના ચંદ્રની પેરે ( વિમલ કે૦ ) ઉજ્જવલ નિર્મલ છે એવી થકી પોતે શાસ્ત્રને બલે જે વખતે શુદ્ધ લગ્નની વેલા જાણવામાં આવી, તે વખતે ઉંબર રાણાના વામંગ એટલે ડાબી બાજુએ આવીને ઉભી રહી, અને પોતેજ પોતાને હાથે હાથ-મેલાવો કર્યો ॥ ૧૩ ॥ તે વારે ઉંબર રાણો આવી રીતે કહે છે કે હે ભૂપાલ! હે રાજન્! આ વાત ઉચિત નથી એટલે અનુચિત છે, કેમકે કાગડાને કંઠે કાંઇ મુક્તાફલ જે મોતી તેની માલા શોભે નહીં, તો આ કન્યારૂપ રત્નની માલા તે હું જેવા વાયસને ગલે શોભે નહીં. હું એક તો પૂર્વનું કીધું કર્મ આ કોઢ રોગની પીડા પામીને ભોગવું છું. વલી આ તમારી પુત્રીનો જન્મ ડુબાવીને કર્મ બાંધું નહીં, માટે મને મારા રૂપ જેવી કોઇ દાસી પ્રમુખની કન્યા હોય તો તે પરણાવી આપો, નહીં કાં કલ્યાણ છે, અમે જતા રહીશું. તેમજ એક તરફ કન્યાનો મામો અશ્રુપાત કરતો સમજાવે છે, એક તરફ એની માતા રૂપસુંદરી અશ્રુપાત કરતી સમજાવે છે, એક તરફ કુટુંબ પરિવારનાં લોક સર્વ મલી સમજાવે છે, રોવે છે, ખેદ કરે છે, એક બીજાને કહે છે કે આ પુત્રીનો સંબન્ધ જુઓ, કેવો અયોગ્ય થયો છે !!! તોપણ રાજા પોતાના ક્રોધથી ચલ્યો નહીં. ઘણુંજ કઠણ મન કરી બેઠો છે. તેમજ મયણા પણ તત્ત્વની જાણનારી છે, માટે ધૈર્ય મૂકતી નથી ॥ ૧૪ ॥

રાય કહે કન્યા તણે રે, કર્મે એ બલ કીધ ॥ ઘણું કહ્યું મેં
એહને રે, દોષ ન કો મેં લીધ ॥ ચ૦ ॥ કર્મ૦ ॥ ૧૫॥
રોગી રલિયાયત થયા રે, દેખી કન્યા પાસ ॥ પરમેસર
પૂરણ કરી રે, આજ અમારી આશ॥ચ૦॥ કર્મ૦॥ ૧૬ ॥
સુગુણ રાસ શ્રીપાલનો રે, તિહાં એ (તેહની) પાંચમી

**ઢાલ ॥ વિનય કહે શ્રોતાઘરે રે, હોજો મંગલમાલ ॥ ચ૦ ॥ કર્મ૦ ॥ ૧૭ ॥**

અર્થ—તે સાંભલી રાજા કહેવા લાગ્યો કે હે ઉંબર! આ કન્યાનાં કર્મે એ બલ કર્યું છે, મેં તો એને ઘણુંએ કહ્યું, પણ એ કાંઇ મારું કહ્યું માને છે? એ તો નિશ્ચય પોતાનાં કર્મનેજ માને છે, માટે મેં કોઇ વાતનો દોષ મારે માથે લીધો નથી ॥ ૧૫ ॥ ઉંબરની પાસે કન્યાને દેખીને રોગી પુરુષ સર્વ રલિયાયત થયા એટલે ખુશી થયા અને વિચારવા લાગ્યા જે પરમેશ્વરે આજ અમારી આશા પૂર્ણ કરી ॥ ૧૬ ॥ રુડા ગુણે કરી શોભિત એવો શ્રીપાલનો રાસ તિહાં એ પાંચમી ઢાલ થઇ. વિનયવિજયજી કહે છે કે શ્રોતાને ઘેર માંગલિકની માલા હોજો ॥ ૧૭ ॥

॥ દોહા ॥

**કોઇ કહે ધિક રાયનો, એવડો રોષ અગાધ ॥ કોઇ કહે કન્યા તણો, એ સવલો અપરાધ ॥ ૧ ॥ ઉતારે આવ્યા સહુ, સુણતાં ઇમ જન વાત ॥ અનુચિત દેખી આથમ્યો, રવિ પ્રગટી તવ રાત ॥ ૨ ॥ યથાશકિત ઉત્સવ કરી, પરણાવી તે નાર ॥ મયણા ને ઉંબર મલી, બેઠાં ભવન મઝાર ॥ ૩ ॥**

અર્થ—હવે એવું કૃત્ય જોઇને કોઇક તો કહે છે કે પોતાના ફરજંદ ઉપર એટલો અગાધ રોષ રાખે છે માટે એ રાજાના રોષને ધિક્કાર છે, વલી કોઇક તો એવું કહે છે કે એ સર્વ અપરાધ કન્યાનોજ છે ॥ યતઃ ॥ ઉત્તમસ્ય ક્ષણં ક્રોધો, દ્વિયામં મધ્યમસ્ય તુ ॥ અધમસ્ય ત્વહોરાત્રં, ચિરક્રોધોઽધમાધમઃ ॥ ૧ ॥ ॥ ૧ ॥ એમ ( જન કે૦ ) લોકોનાં મુખથી વાતો સાંભલતાં થકા સર્વ પોતાને ઉતારે એટલે સ્થાનકે આવ્યા. તે વખતે ( રવિ કે૦ ) સૂર્ય પણ એ અનુચિત એટલે અણઘટતું કાર્ય થયું દેખીને ( આથમ્યો કે૦ ) અસ્ત પામ્યો, તે વારે રાત્રિ પ્રગટ થઇ ॥ ૨ ॥ રાજાએ હર્ષ વિના તે કન્યા કોઢીયાઓને ભલાવી, અને કોઢીયાઓએ પણ યથાશક્તિએ ઉત્સવ કરીને તે કન્યા પોતાના ઉંબર રાજાને પરણાવી દીધી. પછી મયણા અને ઉંબર એ બેહુ સ્ત્રી ભર્ત્તાર મલીને ઉતારાનું ભવન જે ઘર, તેમાં જઇ બેઠાં ॥ ૩ ॥

॥ ઢાલ છઠ્ઠી ॥ કોઇલો પર્વત ધુંધલો રે લો ॥ એ દેશી ॥

**ઉંબર મનમાં ચિંતવે રે લો, ધિક ધિક મુજ અવતાર રે ॥ છબીલી ॥ મુજ સંગતથી વિણસશે રે લો, એહવી અદ્ભુત નાર રે ॥ રંગીલી ॥ ૧ ॥**

અર્થ—હવે ઉંબર રાણો પોતાના મનમાં ચિંતવે છે કે ધિક્કાર છે, ધિક્કાર છે, મારા અવતારને! આ છબીલી સુંદર અદ્ભુત રૂપવાલી રંગીલી એવી સ્ત્રી જે છે તે મારી સંગતિથી વિણસશે એટલે વિનાશ પામશે, એનું શરીર બગડશે ॥ ૧ ॥

સુંદરી હજીય વિમાસજો રે લો, ઉંડો કરી આલોચ રે ॥ છ૦ ॥ કાજ વિચારી કીજીએ રે લો, જેમ ન પડે ફરી શોચ રે ॥ રંગી૦ ॥ સું૦ ॥ ૨ ॥ મુજ સંગે તુજ વિણસશે રે લો, સોવન સરખી દેહ રે ॥ છ૦ ॥ તું રૂપે રંભા જિસી રે લો, કોઢીશું શ્યો નેહ રે ॥ રંગી૦ ॥ સું૦ ॥ ૩ ॥ લાજ ઇહાં મન નાણીએ રે લો, લાજે વિણસે કાજ રે ॥ છ૦ ॥ નિજ માતા ચરણે જઇ રે લો, સુંદર વર કર રાજ રે ॥ રંગી૦ ॥ સું૦ ॥ ૪ ॥

અર્થ—એમ પોતાના મનમાં ચિંતવીને સુંદરીને કહેવા લાગ્યો જે તમે ઉંડા આલોચ એટલે વિચાર કરીને વિમાસી જુઓ, કેમકે જે કાંઇ કામ કરવું તે વિચારીને કરવું, જેમ ફરીને તે કામ માટે કાંઇ શોચ કરવો પડે નહીં તેવી રીતે કરવું ॥ ૨ ॥ તારી સોના સરખી દેહ છે, તે મારી સંગતિ થકી વિનાશ પામશે. તું તો રૂપે કરીને રંભા જેવી છો, માટે તારે મારા જેવા કોઢીયાની સાથે શ્યો સ્નેહ કરવો? યતઃ ॥ કુસંગાત્સંગદોષેણ, પરં વૈરાગ્યકારણં ॥ એકરાત્રિપ્રસંગેન, કાષ્ઠઘંટાવિટંબના ॥ ૧ ॥ ૩ ॥ માટે આ ઠેકાણે મનમાં લાજ આણવી નહીં. જો લાજ કરીએ તો તેથી પોતાનું કાર્ય બગડે છે, અને તારે તો તારા પિતાની સાથે બિગાડ થયેલો છે, તો હવે તું તારી માતાને ચરણે જઇને જે સુંદર રૂપવંત રાજા હોય તેને ( વર કે૦ ) ભર્ત્તાર કર ॥ યતઃ ॥ ગીતે નૃત્યે પઠે વાદે, સંગ્રામે વૈરિઘાતને ॥ આહારે વ્યવહારે ચ, લજ્જામષ્ટસુ વર્જયેત્ ॥ ૧ ॥ ૪ ॥

મયણા તસ વયણાં સુણી રે લો, હિયડે દુઃખ ન માય રે ॥ વાલેસર ॥ ઢલક ઢલક આંસુ પડે રે લો, વિનવે પ્રણમી પાય રે ॥ વાલેસર ॥ વચન વિચારી ઉચ્ચરો રે લો, તુમે છો ચતુર સુજાણ રે ॥ વાલે૦ ॥ વચન૦ ॥ ૫ ॥ એહ વચન કેમ બોલીએ રે લો, એણે વચને જીવ જાય રે ॥ વાલે૦ ॥ જીવજીવન તુમે વાલહા રે લો, અવર ન નામ ખમાય રે ॥ વાલે૦ ॥ વચન૦ ॥ ૬ ॥ પશ્ચિમ રવિ નવિ ઉગમે રે લો, જલધિ ન લોપે સીમ રે ॥ વાલે૦ ॥ સતી અવર ઇચ્છે નહીં રે લો, જાં જીવે તાં સીમ રે ॥ વાલે૦ ॥ વચન૦ ॥ ૭ ॥

અર્થ—એવાં ઉંબર રાણાનાં વચન સાંભલીને મયણાસુંદરીના હૈયાને વિષે દુઃખ સમાતું નથી, તે વારે આંખમાંથી ઢલક ઢલક આંસુ પડતે થકે ઉંબર રાજાને પગે લાગીને એ રીતે વિનંતિ કરે છે જે હે વાલેસર! તમે ચતુર છો, સુજાણ છો, માટે જે વચન ( ઉચ્ચરો કે૦ ) બોલો તે વિચારીને બોલો. જે વચન થકી મારો જીવ દુઃખિત ન થાય એવું વચન બોલો તો સારું ॥ ૫ ॥ હે સ્વામિન્! એવાં વચન મુખમાંથી કેમ બોલો છો? એ વચનથી તો માણસનો જીવ જાય. હે જીવના જીવન! મારે તો તમેજ વાલ્હા છો, પરંતુ ( અવર કે૦ ) બીજા પુરુષનું તો મારાથી નામ પણ ખમાય નહીં ॥ યતઃ ॥ કમલિની જલમાં વસે, ચંદા વસે આકાશ ॥ જે જિહાંરે મન વસે, તે તિહાંરે પાસ ॥ ૧ ॥ તથા ॥ ગતિયુગમથ ચામોત્યત્ર પુષ્પં વરિષ્ઠં, ત્રિનયનતનુપૂજાં, વાડથ વા ભૂમિપાતમ્ ॥ વિમલકુલભવાનામંગનાનાં શરીરં, પતિકરકમલં વા, સેવતે સપ્તજિહ્વમ્ ॥ ૨ ॥ પ્રમાણં યો ન જાનાતિ, ભોજને વચનેષુ ચ ॥ અતિભોક્તા ચાતિવક્તા, પ્રાણી સ પ્રાણઘાતકઃ ॥ ૩ ॥ ઇતિ ॥ ૬ ॥ જેમ રવિ જે સૂર્ય છે તે કોઇ વારે પણ પશ્ચિમ દિશાએ ઉગે નહીં, તથા જલધિ જે સમુદ્ર છે તે પોતાની સીમ એટલે મર્યાદા લોપે નહીં, તેમ જે સતી છે તે પણ જિહાં લગે આ શરીરમાં જીવતી રહે, તિહાં લગે પંચની સાખે પરણેલા ભર્ત્તાર વિના ( અવર કે૦ ) બીજા પુરુષને ઇચ્છે નહીં ॥ દોહા ॥ જિહાં જીવે જીઉં અપ્પણા, તિહાં જીવે સબ કોય ॥ દીવે તેલ ઘટી ગયું, તવ અંધિયારા હોય ॥ ૧ ॥ ઇતિ ॥ ૭ ॥

**ઉદયાચલ ઉપર ચઢચો રે લો, માનું રવિ પરભાત રે ॥ વાલે૦ ॥ મયણામુખ જોવા ભણી રે લો, શીલ અચલ અવદાત રે ॥ વાલે૦ ॥ વચન૦ ॥ ૮ ॥ ચક્રવાક દુઃખ ચૂરતો રે લો, કરતો કમલ વિકાસ રે ॥ વાલે૦ ॥ જગલોચન જબ ઉગીયો રે લો, પસરચો પુહવી પ્રકાશ રે ॥ વાલે૦ ॥ વચન૦ ॥ ૯ ॥ આવો દેવ જુહારીએ રે લો, ઋષભદેવ પ્રાસાદ રે ॥ વાલે૦ ॥ આદીસરમુખ દેખતાં રે લો, નાસે દુઃખ વિષવાદ રે ॥ વાલે૦ ॥ વચન૦ ॥ ૧૦ ॥**

અર્થ—એમ સ્ત્રી ભર્ત્તારને પોતપોતામાં વાતો કરતાં રાત્રિ વીતી ગઇ, અને પ્રભાતનો ( રવિ કે૦ ) સૂર્ય તે ઉદયાચલ પર્વતની ઉપર ચઢી આવ્યો. ઇહાં કવીશ્વર ઉત્પ્રેક્ષા કરે છે કે સૂર્ય જે ઉદયાચલ ઉપર ચઢ્યો, તે હું એમ માનું છું કે જેના ચલાયમાન ન થાય એવા અચલ શીલનાં ( અવદાત કે૦ ) વખાણ છે એવી જે મયણાસુંદરી, તેનું મુખરૂપ જોવાને અર્થેજ જાણે ચઢ્યો હોય નહીં? ॥ ૮ ॥ ( ચક્રવાક કે૦ ) ચકવા ચકવીના વિરહદુઃખને ચૂરતો અને સૂર્યવિકાસી કમલને વિકસ્વર કરતો એવો જગતના લોચન સરખો સૂર્ય જે વારે ઉગ્યો તે વારે પૃથ્વીને વિષે ( પ્રકાશ કે૦ ) અજવાલું સર્વત્ર પસરયું ॥ ૯ ॥ ત્યારે મયણાસુંદરી ઉંબર રાણાને કહેવા લાગી કે હે સ્વામિન્! તમે મારી સાથે ( આવો કે૦ ) ચાલો તો આપણે શ્રીઋષભદેવજીના પ્રાસાદને વિષે જઇને દેવ જુહારીએ. ત્યાં શ્રીઆદીશ્વર ભગવાનનું મુખ દેખતાં થકાજ દુઃખ અને વિષવાદ સર્વ નાશ પામે ॥ યતઃ ॥ ધર્મારંભે ઋણચ્છેદે, કન્યાદાને ધનાગમે ॥ શત્રુઘાતાગ્નિરોગે ચ, કાલક્ષેપં ન કારયેત્ ॥ ૧ ॥ ઇતિ ॥ ૧૦ ॥

મયણાવયણે આવીયો રે લો, ઉંબર જિનપ્રાસાદ રે ॥ જિણેસર ॥ આદીશ્વર અવલોકતાં રે લો, ઉપનો મન આહ્લાદ રે ॥ જિણેસર ॥ તિહુઅણનાયક તું વડો રે લો, તુમ સમ અવર ન કોય રે ॥ જિણેસર ॥ તિહુ૦ ॥ ૧૧ ॥ મયણાએ જિન પૂજીયા રે લો, કેસર ચંદન (કુસુમ) કપૂર રે ॥ જિણે૦ ॥ લાખીણો કંઠે ઠવ્યો રે લો, ટોડર પરિમલ પૂર રે ॥ જિણે૦ ॥ તિહુ૦ ॥૧૨॥ ચૈત્યવંદન કરી ભાવના રે લો, ભાવે કરી કાઉસ્સગ્ગ રે ॥ જિણે૦ ॥ જય જય જગચિંતામણિ રે લો, દાયક શિવપુર મગ્ગ રે ॥ જિણે૦ ॥ તિહુ૦ ॥ ૧૩ ॥ ઇહ ભવ પરભવ તુજ વિના રે લો, અવર ન કો આધાર રે ॥ જિણે૦ ॥ દુઃખ દોહગ દૂરે કરો રે લો, અમ સેવક સાધાર રે ॥ જિણે૦ ॥ તિહુ૦ ॥ ૧૪ ॥

અર્થ—એવાં મયણાસુંદરીનાં વચને કરી ઉંબર રાણા શ્રીજિનરાજના પ્રાસાદને વિષે આવ્યો. તિહાં જિન જે સામાન્ય કેવલીના ઈશ્વર, શ્રીઆદીશ્વર ભગવાન્ તેને અવલોકતાં એટલે જોતાં થકા મનને વિષે (આહ્લાદ કે૦) હર્ષ ઉપન્યો, તેથી કહેવા લાગ્યો કે હે જિનેશ્વર! હે (તિહુઅણનાયક કે૦) ત્રણ ભુવનના નાયક! તું મોટો છો, તારા સરખો બીજો કોઇ દેવ નથી ॥ ૧૧ ॥ કેસર, ચંદન અને કપૂરે કરી મયણાએ જિનેશ્વરને પૂજ્યા, અને પરિમલ જે સુગંધ તેના પૂરે કરી સહિત એવો લાખીણો એટલે લાખ ફૂલનો (ટોડર કે૦) હાર પ્રભુને કંઠે ઠવ્યો એટલે સ્થાપ્યો ॥ ૧૨ ॥ તે વાર પછી ચૈત્યવંદન કરી, ભાવના ભાવીને, ભાવે કરી કાઉસ્સગ્ગ કર્યો, તેમાં એમ ચિંતવ્યું જે જય જય હે સ્વામિન્! તમે જગતમાં ચિંતામણિ રત્ન સમાન છો. વલી મોક્ષમાર્ગના દાયક એટલે દેવાવાલા છો ॥ ૧૩ ॥ આ ભવ તથા પરભવને વિષે તુજ વિના બીજો કોઈ આધાર નથી, માટે અમ સેવકને આધાર સહિત થઇને અમારાં દુઃખ દૌર્ભાગ્ય દૂરે કરો ॥ ૧૪ ॥

કુસુમમાલ નિજ કંઠથી રે, લો, હાથ તણું ફલ દીધ રે ॥ જિણે૦ ॥ પ્રભુપસાય સહુ દેખતાં રે લો, ઉંબરે એ બેહુ લીધ રે ॥ જિણે૦ ॥ તિહુ૦ ॥ ૧૫ ॥ મયણા કાઉસ્સગ્ગ પારીયો રે લો, હિયડે હર્ષ ન માય રે ॥ જિણે૦ ॥ એ સહી શાસનદેવતા રે લો, કીધો અમ્હ સુપસાય રે ॥

જિણે૦ ॥ તિહુ૦ ॥ ૧૬ ॥ સુગુણ રાસ શ્રીપાલનો રે લો, તિહાં એ છઠ્ઠી ઢાલ રે ॥ જિણે૦ ॥ વિનય કહે શ્રોતાઘરે રે લો, હોજો મંગલમાલ રે ॥ જિણે૦ ॥ તિહુ૦ ॥ ૧૭ ॥

અર્થ—તે વારે પ્રભુના કંઠ થકી ફૂલની માલા તથા પ્રભુના હાથ તણું ફલ એટલે પ્રભુના હાથ માંહે રહેલું જે બીજોરૂં ફલ એ બે વસ્તુ તે શાસનદેવતાએ પરમેશ્વરના પસાયથી સર્વ લોકના દેખતાં ઉંબર રાજાને દીધી, એટલે એ વસ્તુ ઉંબર રાજાના હાથ નજીક આવી, તેને ઉંબરે લીધી. ઇહાં પ્રભુનો પસાય જે કહ્યો છે તે ઉપચારથી કહ્યો છે ॥ ૧૫ ॥ મયણાએ પણ કાઉસ્સગ્ગ પાર્યો, તેના હૈયામાં હર્ષ સમાતો નથી, અને મનમાં એમ ચિંતવે છે જે એ નિશ્ચયથી શાસનદેવતાએ અમને રુડો પસાય કર્યો ॥ ૧૬ ॥ રુડા ગુણે કરી સહિત એવો એ શ્રીપાલનો રાસ, તેને વિષે એ છઠ્ઠી ઢાલ પૂર્ણ થઇ. ઇહાં શ્રીવિનયવિજય ઉપાધ્યાયજી કહે છે કે શ્રોતાજનોનાં ઘરને વિષે માંગલિકની માલા હોજો ॥ ૧૭ ॥

॥ દોહા ॥

પાસે પોસહશાલમાં, બેઠા ગુરુ ગુણવંત ॥
કહે મયણા દીએ દેશના, આવો સુણીએ કંત ॥ ૧ ॥

અર્થ—હવે મયણા કહે છે કે દેરાસરની પાસે પોસહશાલામાં ગુણવંત ગુરુ બેઠા છે, તે દેશના આપે છે, માટે હે (કંત કે૦) ભર્त्तાર! તિહાં મારી સાથે આવો તો આપણે ધર્મોપદેશ સાંભલીએ ॥ ૧ ॥

નર નારી બેહુ જણાં, આવ્યાં ગુરુને પાય ॥ વિધિપૂર્વક વંદન કરી, બેઠાં બેસણઠાય ॥ ૨ ॥ ધર્મલાભ દેઇ ધુરે, આણી ધર્મસનેહ ॥ યોગ જીવ જાણી હવે, ધર્મ કહે ગુરુ તેહ ॥ ૩ ॥

અર્થ—પછી સ્ત્રી અને ભર્त्तાર એ બેહુ જણ ગુરુના પગ આગલ આવી, વિધિપૂર્વક વંદન કરીને બેસવાને સ્થાનકે જઇ બેઠાં ॥ ૨ ॥ ગુરુએ પણ તેમને પ્રથમ ધર્મલાભ દઇ ધર્મસ્નેહ લાવી, યોગ્ય જીવ જાણી હવે ધર્મોપદેશ કહેવા માંડ્યો ॥ ૩ ॥

॥ ઢાલ સાતમી ॥ વાત મ કાઢો હો વ્રત તણી ॥ એ દેશી ॥

ભમતાં એહ સંસારમાં, દુલહો નરભવ લાધો રે ॥ છાંડી નિંદ પ્રમાદની, આપ સવારથ સાધો રે ॥ ચેતન ચેતો રે ચેતના, આણી ચિત્ત મઝાર રે ॥ ૧ ॥

અર્થ—હે ભવ્યપ્રાણીઓ! આ પારાવાર સંસારમાં ચોરાશી લાખ જીવને ઉપજવાની યોનિઓ છે, તેને વિષે ભમતાં થકા દોહેલો મનુષ્યનો ભવ પામીને નિદ્રા તથા પ્રમાદ જે

આલસ અથવા પ્રમાદની માતા જે નિદ્રા, તેને છાંડી ધર્મમાર્ગ આદરીને પોતાનો સ્વાર્થ સાધો; કારણ કે મનુષ્યભવ સિવાય વલી અન્ય તિર્યંચાદિકના ભવમાં ધર્મસામગ્રી મલવી તમોને દુર્લભ થશે; માટે પ્રાપ્ત થયેલા મનુષ્યભવને વ્યર્થ ન ગુમાવો, એ વાત તમારા ચિત્તને વિષે લાવીને ચેતનની ચેતનાને ચેતો, અથવા હે ચેતન! તમે તમારી ચેતનાને ચેતો. ઇહાં "મજ્જા વિસય કસાયા" એ ગાથા કહેવી ॥ તથા ॥ પ્રમાદઃ પરમં દ્વેષી, પ્રમાદઃ પરમં વિષં ॥ પ્રમાદો મુક્તિદસ્યુશ્ચ, પ્રમાદો નરકાયનમ્ ॥ ૧ ॥ નિદ્રા મૂલમનર્થાનાં, નિદ્રા શ્રેયોવિઘાતિની ॥ નિદ્રા પ્રમાદજનની, નિદ્રા સંસારવર્દ્ધિની ॥ ૨ ॥ ૧ ॥

સામગ્રી સવિ ધર્મની, આલે જે નર ખોઇ રે ॥ માખીની પરે હાથ તે, ઘસતાં આપ વિગોઇ રે ॥ ચેતન૦ ॥ ૨ ॥ જાન લઇ બહુ યુક્તિશું, જેમ કોઇ પરણવા જાય રે ॥ લગનવેલા ગઇ ઉંઘમાં, પછે ઘણું પછતાય રે ॥ ચેતન૦ ॥ ૩ ॥ એણી પેરે દેઇ દેશના, કરે ભવિક ઉપગાર રે ॥ ગુરુ મયણાને ઓલખી, બોલાવે તેણી વાર રે ॥ ચેતન૦ ॥૪॥

અર્થ—જે ( નર કે૦ ) મનુષ્ય ધર્મની સર્વ સામગ્રી પામીને ( આલે કે૦ ) મિથ્યા ફોગટ ખોઇ નાખે છે તે પ્રાણી મધપુડાની માખીની પેરે હાથ ઘસતો પોતાને વિગોવે છે, એટલે છેવટ પશ્ચાત્તાપ કરે છે ॥ યતઃ ॥ પપ્પાસૂં પરચો નહીં, દદ્દો રહિયો દૂર ॥ લલ્લાસૂં લાગી રહ્યો, નન્નો રહ્યો હજૂર ॥ ૧ ॥ હાથ ઘસે ભુંઇ આહણે, જીભે તાલું દીધ ॥ મરણવેલાએ સાંભરે, હા! મેં ધર્મ ન કીધ ॥ ૨ ॥ પાંચે ભૂલો ચારે ચૂકો, ત્રિહું ન જાણ્યું નામ ॥ જગ ઢંઢેરો ફેરવ્યો, શ્રાવક મહારું નામ ॥ ૩ ॥ ૨ ॥ તેની ઉપર દૃષ્ટાંત કહે છે. જેમ કોઇક પુરુષ ઘણી મોટી યુક્તિથી જાન લઇને પરણવા માટે જાય, તિહાં જે વારે લગ્નની વેલા આવે, તે વારે તેને ઉંઘ આવી જાય, તેથી તેની લગ્નવેલા તો ઉંઘમાં જતી રહી, પછી જે વખત જાગ્રત થાય, તે વખત ઘણોજ પશ્ચાત્તાપ કરે. તેમ જે પ્રાણી મનુષ્યભવરૂપ સામગ્રી પામીને પ્રમાદમાં પડ્યો થકો ધર્મકરણી નહીં કરે તો પછી તેને પશ્ચાત્તાપ કરવો પડે ॥ ૩ ॥ એ રીતે ગુરુએ ધર્મદેશના આપી ભવ્યજીવોનો ઉપકાર કર્યો અને દેશના સમાપ્ત થયા પછી જે વારે ગુરુએ મયણાને ઓલખી, તે વારે તેણીને બોલાવતા હવા ॥ યતઃ ॥ જલદો ભાસ્કરો વૃક્ષ,—શ્ચંદ્રમા ધર્મદેશકઃ ॥ એતેષામુપકારાણાં, નાસ્તિ સીમા મહીતલે ॥ ૧ ॥ ૪ ॥

રે! કુમરી તું રાયની, સાથે સબલ પરિવાર રે ॥ અમ ઉપાસરે આવતી, પૂછણ અર્થ વિચાર રે ॥ ચેતન૦ ॥ ૫ ॥ આજ કિસ્યું ઇમ એકલી, એ કુણ પુરુષરતન્ન રે ॥ ધુરથી વાત સવે કહે, મયણા સ્થિર કરી મન્ન રે ॥ ચેતન૦ ॥ ૬ ॥ મન માંહે નથી આવતું, અવર કિસ્યું દુઃખ પૂજ્ય રે ॥ પણ જિનશાસન હેલના, સાલે લોક અબુઝ રે ॥

ચેતન૦ ॥ ૭ ॥ ગુરુ કહે દુઃખ ન આણજો, ઓછું અંશ ન ભાવે રે ॥ ચિંતામણિ તુજ કર ચઢયો, ધર્મ તણે પર-ભાવે રે ॥ ચેતન૦ ॥ ૮ ॥

અર્થ—રે ઇતિ સંબોધને એટલે રે એવા સંબોધને બોલાવે છે કે તું તો રાજાની કુમારિકા છો, માટે ઘણા પરિવારે પરવરી થકી અમારે ઉપાશ્રયે સૂત્રનો અર્થ વિચાર પૂછવા સારુ આવતી હતી ॥ ૫ ॥ તે આજે તું એમ એકલીજ કેમ આવી? અને આ ઉત્તમ લક્ષણે લક્ષિત, પુણ્યવંત, રત્ન સમાન પુરુષ તારી સાથે કોણ છે? એવું ગુરુનું બોલવું સાંભલીને મયણાસુંદરીએ પોતાનું મન સ્થિર કરીને જે વાત બની હતી તે સર્વે ધુરથી એટલે પ્રથ-મથી માંડીને ગુરુને કહી ॥ ૬ ॥ હે પૂજ્ય! હે પ્રભુ! મારા મનમાં (અવર કે૦) બીજું તો (કિસ્યું કે૦) કાંઇ પણ લગાર માત્ર પણ દુઃખ આવતું નથી, પણ અબુઝ જે મિથ્યાદૃષ્ટિ મૂર્ખ લોક છે તે જિનશાસનની હેલના એટલે નિંદા કરે છે, અને શિવધર્મની પ્રશંસા કરે છે, તે દુઃખ મારા હૃદયમાં સાલે છે, એટલે સાલ જેવું ખુંચી રહ્યું છે ॥ યત: ॥ એયં ચિય મહદુક્ખં, જં મિચ્છાદિટ્ઠિણો ઇમે લોઆ ॥ નિંદંતિ જિણહ ધમ્મં, સિવધમ્મં ચેવ સંસંતિ ॥ ૧ ॥ ઇતિ ॥ ૭ ॥ તે સાંભલી ગુરુ કહે છે કે તમે કોઇ વાતનું દુઃખ લાવશો નહીં, ભાવે કરી એક અંશ માત્ર પણ ઓછું લાવશો નહીં, એટલે કોઇ વાતે અભાવ લાવશો નહીં, ધર્મને પ્રભાવે આ ચિંતામણિ રત્ન સરિખો પુરુષ તારા (કર કે૦) હાથે ચઢયો છે ॥ ૮ ॥

વડ વખતી વર એહ છે, હોશે રાયાં રાય રે ॥ શાસન સોહ વધારશે, જગ નમશે જસ પાય રે ॥ ચેતન૦ ॥ ૯ ॥ મયણા ગુરુને વિનવે, દેઇ આગમ ઉપયોગ રે ॥ કરી ઉપાય નિવારીએ, તુમ શ્રાવક તનુરોગ રે ॥ ચેતન૦ ॥ ૧૦ ॥ સૂરિ કહે એ સાધુનો, ઉત્તમ નહીં આચાર રે ॥ યંત્ર જડી મણિ મંત્ર જે, ઓસડ ને ઉપચાર રે ॥ ચેતન૦ ॥ ૧૧ ॥ પણ એ સુપુરુષ એહથી, થાશે ધર્મ ઉદ્યોત રે ॥ તેણે એક યંત્ર પ્રકાશશું, જસ જગ જાગતી જ્યોત રે ॥ ચેતન૦ ॥ ૧૨ ॥ શ્રીમુનિચંદ્ર ગુરે તિહાં, આગમગ્રંથ વિલોઇ રે ॥ માખણની પેરે ઉદ્ધરયો, સિદ્ધચક્રયંત્ર જોઇ રે ॥ ચેતન૦ ॥ ૧૩ ॥

અર્થ—એ તારો વર તે (વડ વખતી કે૦) મોટા વખતનો ધણી છે, એ રાજાઓનો પણ રાજા થશે, જૈનશાસનની શોભા વધારશે, અને જેના પગને સર્વે જગત નમશે એવો થશે ॥ ૯ ॥ એવું સાંભલીને મયણા ગુરુને વિનંતિ કરે છે કે હે સ્વામિન્! મારા ઉપર પ્રસાદ

કરી (દેઇ આગમ ઉપયોગ કે૦ ) સિદ્ધાંતમાં ઉપયોગ દઇ કોઇક ઉપાય કરી આ શ્રાવકના (તનુ કે૦ ) શરીરનો જે રોગ છે તેનું નિવારણ કરો કે જેથી આ મારા સ્વામીનો વ્યાધિ મટી જાય તો લોકનિન્દા ટલે ॥ ૧૦ ॥ તે વારે સૂરિ જે આચાર્ય, તે મયણાને કહે છે કે હે ભદ્રે ! યંત્ર, જડી, મણિ, મંત્ર, ઔષધ અને ઉપચાર કરવા, એ સાધુનો ઉત્તમ આચાર નથી ॥ ૧૧ ॥ પણ એ સુપુરુષ છે, એથી ઘણો ધર્મનો ઉદ્યોત થશે, માટે જેની જગતમાં જાગતી જ્યોતિ છે એટલે જાગતો પ્રકાશ છે એવો એક યંત્ર (પ્રકાશશું કે૦) દેખાડશું ॥ ૧૨ ॥ એવું કહીને શ્રીમુનિચંદ્ર સૂરિએ જેમ છાશને વલોવી તેમાંથી માખણ ઉદ્ધરી કાઢીએ તેની પેરે આગમગ્રંથોને વલોવીને તેમાંથી સિદ્ધચક્રનો યંત્ર જોઇ કાઢ્યો ॥ ૧૩ ॥

અરિહંતાદિક નવ પદે, ૐ હ્રીઁ પદ સંયુત્ત રે ॥ અવર મંત્રાક્ષર અભિનવા, લહીએ ગુરુગમ તત્ત રે ॥ ચેતન૦ ॥ ૧૪ ॥ સિદ્ધાદિક પદ ચિહું દિશે, મધ્યે અરિહંત દેવ રે ॥ દરિસણ નાણ ચરિત્ત તે, તપ ચિહું વિદિશે સેવ રે ॥ ચેતન૦ ॥ ૧૫ ॥ અષ્ટ કમલદલ ઇણી પરે, યંત્રસકલ શિરતાજ રે ॥ નિર્મલ તન મન સેવતાં, સારે વાંછિત કાજ રે ॥ ચેતન૦ ॥ ૧૬ ॥ આશો સુદિ માંહે માંડીએ, સાતમથી તપ એહ રે ॥ નવ આંબિલ કરી નિર્મલાં, આરાધો ગુણગેહ રે ॥ ચેતન૦ ॥ ૧૭ ॥ વિધિપૂર્વક કરી ધોતીયાં, જિન પૂજો ત્રણ કાલ રે ॥ પૂજા આઠ પ્રકારની, કીજે થઇ ઉજમાલ રે ॥ ચેતન૦ ॥ ૧૮ ॥

અર્થ—તે કેવો યંત્ર ? તો કે અરિહંતાદિક નવ પદને વિષે ૐ હ્રીઁ એ બીજ અક્ષરપદે સહિત તેમજ (અવર કે૦) બીજા પણ (અભિનવા કે૦) નવા નવા મંત્રાક્ષર ઘણા છે, તેમનું (તત્ત કે૦) તત્ત્વ તે ગુરુગમથી લહીએ એટલે પામીએ ॥ ૧૪ ॥ એમાં સિદ્ધ પદ આદે દઇને એટલે સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ, એ ચારે પદને ચાર દિશાઓને વિષે સ્થાપવાં, અને મધ્ય ભાગમાં શ્રીઅરિહંત દેવને સ્થાપન કરવા તથા દરિસણ, (નાણ કે૦) જ્ઞાન, ચારિત્ર અને તપ, એ ચાર પદ તે ચાર વિદિશાઓને વિષે સ્થાપન કરીને સેવવાં ॥ ૧૫ ॥ એ રીતે આઠ પાંખડીનાં જે આઠ દલ, તદ્વત્ એ યંત્ર તે સર્વ યંત્રમાં (શિરતાજ કે૦) મોટો છે, એને (નિર્મલ કે૦) શુદ્ધ એવાં તન અને મન તેણે કરી સેવતાં થકા સેવનારનાં મનોવાંછિત કાર્યને (સારે કે૦) પૂર્ણ કરે ॥ ૧૬ ॥ આશો સુદિ માંહે સાતમના દિવસથી એ તપને માંડીએ એટલે પ્રારંભીએ, તિહાંથી નવ દિવસ પર્યંત નિર્મલ એવાં નવ આયંબિલ કરીને સર્વ ઉત્તમ પ્રકારના ગુણનું ઘર એવો જે શ્રીસિદ્ધચક્રયંત્ર, તેને આરાધો ॥ ૧૭ ॥ વિધિપૂર્વક શુદ્ધ ધોતીયાં કરી પહેરીને પ્રભાત, મધ્યાહ્ન અને સાંજ, એ ત્રણ કાલ શ્રીજિનેશ્વરને પૂજો, તિહાં ઉજમાલ થઇને અષ્ટ પ્રકારી પૂજા કરીએ; અથવા વિધિપૂર્વક શબ્દ 'પૂજા આઠ પ્રકારની'

એ પદની સાથે જોડી અર્થ કરીએ તો વિધિપૂર્વક અષ્ટ પ્રકારી પૂજા ઉજમાલ થઇને કરીએ ॥ ૧૮ ॥

નિર્મલ ભૂમિ સંથારીએ, ધરીએ શીલ જગીશ રે ॥ જપીએ પદ એકેકની, નોકરવાલી વીશ રે ॥ ચેતન૦ ॥ ૧૯ ॥ આઠે થોઇએ વાંદીએ, દેવ સદા ત્રણ વાર રે ॥ પડિક્કમણાં દોય કીજીએ, ગુરુ વેયાવચ્ચ સાર રે ॥ ચેતન૦ ॥ ૨૦ ॥ કાયા વશ કરી રાખીએ, વચન વિચારી બોલ રે ॥ ધ્યાન ધર્મનું ધારીએ, મનસા કીજે અડોલ રે ॥ ચેતન૦ ॥ ૨૧ ॥ પંચામૃત કરી એકઠાં, પરિગલ કીજે પખાલ રે ॥ નવમે દિન સિદ્ધચક્રની, કીજે ભક્તિ વિ-શાલ રે ॥ ચેતન૦ ॥ ૨૨ ॥

અર્થ—નવ દિવસ પર્યંત (નિર્મલ કે૦) ચોખી જીવાકુલરહિત ભૂમિને વિષે સંથારો કરીએ, એટલે નિઃકેવલ ભૂમિ ઉપર સુઇએ, તથા (જગીશ કે૦) જગતમાં મોટાઇને ધારણ કરનારું અથવા જગતમાં યશ અને શોભાકારક એવું શીયલવ્રત ધારણ કરીએ, અથવા (જગીશ કે૦) મનની હોંશે કરી શીયલવ્રત ધારણ કરીએ, અને એ નવ પદ માંહેલા અનુક્રમે એકેકા પદની વીશ વીશ નોકરવાલી પ્રતિદિવસ જપીએ એટલે જાપ કરીએ ॥ ૧૯ ॥ વલી (સદા કે૦) સર્વદા એટલે નવે દિવસ પર્યંત આઠે થુઇએ કરીને પ્રભાત, મધ્યાહ્ન અને સાંજ એ ત્રણ વાર દેવ વાંદીએ એટલે દેવવંદન કરીએ, તથા સવારના અને સાંજના એ બે વખતનાં બેહુ પડિક્કમણાં કરીએ, અને (સાર કે૦) શ્રેષ્ઠપણે શ્રીગુરુનું વેયાવચ્ચ કરીએ ॥ ૨૦ ॥ વલી પોતાની કાયાને વશ રાખવી, અને મુખમાંથી જે વચન બોલવું પડે તે વિ-ચારીને યોગ્ય બોલવું, પણ યદ્વા તદ્વા ન બોલવું, તથા ધ્યાન માત્ર એક ધર્મનુંજ ધરવું, અને મનને અડોલ કરવું, પરંતુ ડામાડોલ ન કરવું ॥ ૨૧ ॥ દુધ, દહીં, સાકર, ઘૃત અને જલ, એ પંચામૃત એકઠાં કરીને (પરિગલ કે૦) બહુ વિધિએ કરી અથવા ઘણી મોટી પરિપૂર્ણતાએ કરી પ્રભુની પ્રતિમાને પખાલ કરીએ. એમ આઠ દિવસ અષ્ટ પ્રકારી પૂજા-પૂર્વક ભક્તિ કરીએ, અને નવમે દિવસે તો વલી શ્રીસિદ્ધચક્રની (વિશાલ કે૦) મોટી ભક્તિ કરીએ ॥ ૨૨ ॥

સુદિ સાતમથી ઇણી પરે, ચૈત્રી પૂનમ સીમ રે ॥ ઓલી એહ આરાધીએ, નવ આંબિલની નીમ રે ॥ ચેતન૦ ॥ ૨૩ ॥ એમ એકાશી આંબિલે, ઓલી નવ નિરમાય રે ॥ સાઢે ચાર સંવત્સરે, એ તપ પૂરણ થાય રે ॥ ચેતન૦ ॥ ૨૪ ॥ ઉજમણું પણ કીજીએ, શક્તિ તણે અનુસાર

રે ॥ ઇહ ભવ પરભવ સુખ ઘણાં, પામીજે ભવપાર રે ॥ ચેતન૦ ॥ ૨૫ ॥ આરાધન ફલ એહનાં, ઇહ ભવે આણ અખંડ રે ॥ રોગ દોહગ દુઃખ ઉપશમે, જિમ ઘન પવન પ્રચંડ રે ॥ ચેતન૦ ॥ ૨૬ ॥

અર્થ—(ઇણી પરે કે૦) એજ રીતે એટલે જેમ આશો સુદિ સાતમના દિવસથી નવ આયંબિલ કરવાં, તેમજ ચૈત્ર શુકલ સપ્તમીથી માંડીને પૂર્ણિમા લગે (સીમ કે૦) મર્યાદા છે ત્યાંસુધી એજ આયંબિલની ઓલીને નિયમે કરી આરાધીએ ॥૨૩॥ એમ એક વર્ષમાં આશો અને ચૈત્ર મલી બે ઓલીમાં અઢાર આયંબિલ થાય. તેવાં એકાશી આયંબિલ (નિરમાય કે૦) કપટરહિતપણે કરવે કરીને જે વારે નવ ઓલી સંપૂર્ણ થાય, તે વારે સર્વત્ર સાડા ચાર વર્ષે એ આયંબિલ તપ પૂર્ણ થાય ॥ ૨૪ ॥ પૂર્ણ થયા પછી પોતાની શક્તિને અનુસારે ઉજમણું પણ કરીએ કે જે થકી આ ભવ અને પરભવને વિષે ઘણાં સુખ પામીએ. યાવત્ ( ભવ કે૦ ) સંસાર તેનો પાર પણ પામીએ ॥ ૨૫ ॥ હવે એ સિદ્ધચક્રનું આરાધન કરવાથી શું ફલ થાય ? તે કહે છે. એક તો આ ભવમાં તેની આણ અખંડ રહે, કોઇ લોપી શકે નહીં. વલી રોગ અને દૌર્ભાગ્ય તથા દુઃખ તે સર્વ ( ઉપશમે કે૦ ) શાંત થાય. જેમ ( ઘન કે૦ ) મેઘ તે ( પ્રચંડ કે૦ ) ઘણો આકરો પવન લાગવાથી નાશ પામે છે, તેની પેરે દુઃખ દૌર્ભાગ્ય પણ નાશ પામે ॥ ૨૬ ॥

નમણજલે સિદ્ધચક્રને, કુષ્ઠ અઢારે જાય રે ॥ વાય ચોરાશી ઉપશમે, રૂઝે ગુંબડ ઘાય રે ॥ ચેતન૦ ॥ ૨૭ ॥ ભીમ ભગંદર ભય ટલે, જાય જલોદર દૂર રે ॥ વ્યાધિ વિવિધ વિષવેદના, જ્વર થાયે ચકચૂર રે ॥ ચેતન૦ ॥ ૨૮ ॥ ખાસ ખયન ખસ ચક્ષુના, રોગ મિટે સન્નિપાત રે ॥ ચોર ચરડ ડર ડાકિણી, કોઇ ન કરે ઉપઘાત રે ॥ ચેતન૦ ॥ ૨૯ ॥ હીક હરસ ને હેડકી, નારાં ને નાસૂર રે ॥ પાઠાં પીડા પેટની, ટલે દુઃખ દંતનાં સૂર રે ॥ ચેતન૦ ॥ ૩૦ ॥

અર્થ—એ શ્રીસિદ્ધચક્રજીનું ન્હવણજલ છાંટવે કરી અઢાર જાતના કોઢ રોગ જતા રહે, તથા ચોરાશી જાતિના વાયુ સંબંધી રોગ થાય છે તે સર્વ ઉપશમ પામી જાય, તેમજ શરીરમાં ગુંબડાં થયાં હોય, ( ઘાય કે૦ ) ઝાટકા લાગ્યા હોય, તે સર્વ રૂજે એટલે રૂજાઇ જાય ॥ ૨૭ ॥ વલી ( ભીમ કે૦ ) બીહામણો એવો જે ભગંદર રોગ સંબંધી ભય તે ટલી જાય, તથા જલોદર રોગ દૂર જતો રહે, વલી વ્યાધિ જે બાહ્ય શરીરની પીડા તથા અંતરની મન સંબંધી પીડા અને વિવિધ પ્રકારનાં (વિષ કે૦) ઝેર તેની વેદના, તેમજ સાત પ્રકારના (જ્વર કે૦) તાપ તે સર્વ ચકચૂર થઇ જાય ॥ ૨૮ ॥ તથા ખાંસીનો રોગ, ખેનનો રોગ અને ખસનો રોગ, વલી ( ચક્ષુના કે૦ ) નેત્રોના રોગ તેમજ સન્નિપાત રોગ, એ સર્વ રોગો મટી જાય. શ્રીસિદ્ધચક્રના પ્રભાવ થકી ચોર અને ( ચરડ કે૦ ) ભૂત તથા ડર ડાકિણી એ માંહેલો કોઇ પણ

ઉપઘાત કરી શકે નહીં ॥ ૨૯ ॥ તથા હીકનો રોગ, હરસનો રોગ, હેડકીનો રોગ, નારાં પક્યાં હોય તે રોગ અને નાસૂરનો રોગ, પાહાનું દરદ અને પેટની પીડા તથા દાંતનાં સૂર એ સર્વ રોગ ટલી જાય ॥ ૩૦ ॥

**નિર્ધનિયાં ધન સંપજે, અપુત્ર પુત્રીયા હોય રે ॥ વિણુ કેવલી સિદ્ધચંત્રના, ગુણ ન શકે કહી કોય રે ॥ ચેતન૦ ॥ ૩૧ ॥ રાસ રચ્યો શ્રીપાલનો, તિહાં એ સાતમી ઢાલ રે ॥ વિનય કહે શ્રોતાઘરે, હોજો મંગલમાલ રે ॥ ચેતન૦ ॥ ૩૨ ॥**

અર્થ—વલી જે નિર્ધન પુરુષો હોય તે ધનવંત થાય તથા અપુત્રીયા હોય તેમને પુત્ર થાય, ઘણું શું કહીએ? એ શ્રીસિદ્ધચક્રજીના ગુણોને કેવલી ભગવાન્ વિના બીજો કોઇ કહી શકે નહીં ॥ ૩૧ ॥ શ્રી શ્રીપાલ રાજાનો રાસ રચ્યો તેની એ સાતમી ઢાલ સંપૂર્ણ થઇ. રાસના કર્ત્તા શ્રીવિનયવિજય ઉપાધ્યાયજી કહે છે કે શ્રોતાઓને ઘેર માંગલિકની માલા હોજો ॥ ૩૨ ॥

॥ દોહા ॥

**શ્રી મુનિચંદ મુનીશ્વરે, સિદ્ધચંત્ર કરી દીધ ॥ ઇહ ભવ પરભવ એહથી, ફલશે વાંછિત સિદ્ધ ॥ ૧ ॥ શ્રી ગુરુ શ્રાવકને કહે, એ બેહુ સુગુણનિધાન ॥ કોઇક અવસર પામીએ, સેવો થઇ સાવધાન ॥ ૨ ॥**

અર્થ—એમ શ્રીમુનિચંદ્ર નામે મુનીશ્વરે એ શ્રીસિદ્ધચક્રનો યંત્ર કરી દીધો, એના માહાત્મ્યથી આ ભવે અને પરભવે મનોવાંછિત સિદ્ધિ ફલશે ॥ ૧ ॥ પછી પાસે બેઠેલા શ્રાવકસમુદાયને શ્રીગુરુ કહે છે કે આ બેહુ સ્વામીભાઇ છે, તે રુડા ગુણોના ( નિધાન કે૦ ) ખજાનારૂપ છે, એનાં ઉત્તમ લક્ષણે કરી જાણીએ છીએ જે એ મનુષ્ય નિશ્ચે થોડા દિવસોમાં શ્રીજિનધર્મના પ્રભાવક થશે. એવા સાધર્મીની વાત્સલ્યતા ભક્તિ કરવી એ યોગવાઇ કોઇક અવસરે પામીએ છીએ, માટે સાવધાન થઇને એમને સેવો ॥ યતઃ ॥ એએહિં ઉત્તમેહિં, લખ્ખિજ્જઇ લખ્ખણેહિં એસ નરો ॥ જિણસાસણસ્સ નૂણં, અચિરેણ પભાવગો હોઇ ॥ ૧ ॥ છપ્પય ॥ અવસર ઘનહર ધુરે, ફૂલ પણ અવસર ફૂલે ॥ અવસર વારત વલ, ગુહીર નિસાણ ગઇલે ॥ અવસર સજ્જન મલે, ગીત પણ અવસર ગાવે ॥ અવસર ચૂકે મૂઢ, પિછે યહ બહુ પછતાવે ॥ અવસર શૃંગાર કામિની કરે, અવસર મિત્ત પરખ્ખિયે ॥ કવિ ગદ્દ કહે રે ઠાકુરો, અવસર કબહુ ન ચૂકીએ ॥ ૨ ॥ ગાથા ॥ ઉત્તમપત્તં સાહૂ, મજ્ઝિમપત્તં ચ સાવયા ભણિયા ॥ અવિરય સમ્મદિઠ્ઠી, જહન્નપત્તં મુણેયવ્વં ॥ ૩ ॥ મિથ્યાદૃષ્ટિસહસ્રેષુ, વરમેકો હ્યણુવ્રતી ॥ અણુવ્રતિસહસ્રેષુ વરમેકો મહાવ્રતી ॥ ૪ ॥ મહાવ્રતિસહસ્રેષુ, વરમેકો હિ તાત્ત્વિકઃ ॥ તત્ત્વાત્ત્વિકસમં પાત્રં, ન ભૂતં ન ભવિષ્યતિ ॥ ૫ ॥ ઇત્યર્થઃ ॥ ૨ ॥

**સાહમીના સગપણ સમું, સગપણ અવર ન કોય ॥ ભક્તિ કરે સાહમી તણી, સમકિત નિર્મલ હોય ॥ ૩ ॥ પધરાવે**

**આદર કરી, સાહમી નિજ આવાસ ॥ ભક્તિ કરે નવ નવ પરે, આણી મન ઉલ્લાસ ॥ ૪ ॥ તિહાં સઘલો વિધિ સાચવે, પામી ગુરુ ઉપદેશ ॥ સિદ્ધચક્ર પૂજા કરે, આંબિલ તપ સુવિશેષ ॥ ૫ ॥**

અર્થ—જે માટે ભગવંતે કહ્યું છે કે સ્વામીના સગપણ સમાન બીજું કોઇ પણ સગપણ નથી, કેમકે સાધર્મીની ભક્તિ કર્યાથી પોતાનું સમકિત શુદ્ધ નિર્મલ ચોખ્ખું થાય ॥ ૩ ॥ એવું ગુરુનું વચન સાંભલી તે ભલા શ્રાવકો સંતોષવંત થઇ મોટા આદરે કરીને સાધર્મી ભાઇઓને પોતાના ( આવાસ કે૦ ) ઘરને વિષે પધરાવતા હવા. તિહાં મનમાં ઉલ્લાસ આણીને તે સ્ત્રી ભર્ત્તારની ધન, ધાન્ય, વસ્ત્રાદિકે કરી નવા નવા પ્રકારની ભક્તિ કરે છે ॥ ૪ ॥ તિહાં સાધર્મીને ઘેર રહ્યાં થકા સર્વ પ્રકારનો વિધિ સાચવે છે. મયણાના ઉપદેશે કરી ગુરુનો ઉપદેશ પામીને શ્રીસિદ્ધચક્રની પૂજા કરે છે, ( સુ કે૦ ) ભલું એવું આયંબિલ તપ વિશેષે આદરે છે ॥ ૫ ॥

॥ ઢાલ આઠમી ॥ ચોપાઇની દેશી ॥

**આશો સુદિ સાતમ સુવિચાર, ઓલી માંડી સ્ત્રી ભરતાર ॥ અષ્ટ પ્રકારી પૂજા કરી, આંબિલ કીધાં મન સંવરી ॥૧॥ પહેલે આંબિલ મન અનુકૂલ, રોગ તણું તિહાં દાધું મૂલ ॥ અંતરદાહ સયલ ઉપશમ્યો, યંત્રનમણ મહિમા મન રમ્યો ॥ ૨ ॥ બીજે આંબિલ બાહિર તચા, નિર્મલ થઇ જપતાં જિન રુચા ॥ એમ દિન દિન પ્રત્યે વાધ્યો વાન, દેહ થયો સોવન્ન સમાન ॥ ૩ ॥**

અર્થ—હવે તિહાં સાધર્મિકને ઘેર રહેતાં થકા જે વારે આશો સુદિ સાતમનો દિવસ આવ્યો, તે વારે ભલા વિચારપૂર્વક શુભ મુહૂર્ત્ત જોઇને તે સ્ત્રી ભર્ત્તાર બેહુ જણે આયંબિલ તપની ઓલી માંડી. તિહાં ॥ યત: ॥ ન્હવણ વિલેપન કુસુમની, ધૂપ દીપ જલકાર ॥ અક્ષત નૈવેદ્ય ફલ તણી, પૂજા અષ્ટ પ્રકાર ॥ ૧ ॥ એ દોહામાં કહેલી આઠ પ્રકારની શ્રીસિદ્ધચક્રજીની પૂજા કરી, તથા મનને સંવરીને એટલે મનમાં સંવરભાવ આણીને નિરિચ્છિકપણે આયંબિલ તપનાં પચ્ચક્ખાણ કર્યાં ॥ ૧ ॥ તિહાં પહેલેજ આયંબિલે મનને અનુકૂલ લાગે તેવી રીતે શ્રીપાલના શરીરે જે કોઢ રોગ હતો તેનું મૂલ દાધું એટલે બલી ભસ્મ થયું, તેના યોગે અંતરમાં જે ( દાહ કે૦ ) દાજ એટલે બલતરા થતી હતી તે સર્વ ઉપશમી થઇ. તે જોઇ શ્રીસિદ્ધચક્રજી સંબંધી યંત્રના નમણનો મહિમા તેમના મનમાં રમી રહ્યો જે એ ન્હવણના પ્રભાવથી બલતરા શમી ગઇ, એવું જાણવામાં આવ્યું ॥ ૨ ॥ પછી બીજે આયંબિલે ( રુચા કે૦ ) રુચિવંત થઇ વધતા ભાવે કરી શ્રીજિનરાજને જપતાં થકા બહારની જે ( તચા કે૦ ) ચામડી તે નિર્મલ થઇ. એમ દિવસ દિવસ પ્રત્યે શરીરનો વાન વધવા લાગ્યો. તે વધતાં વધતાં અનુક્રમે કોઢીયાનો દેહ સોનાના સરખો થયો ॥ ૩ ॥

નવમે આંબિલ થયો નીરોગ, પામી યંત્રનમણસંયોગ ॥ સિદ્ધચક્રનો મહિમા જુઓ, સકલ લોક મન અચરિજ હુઓ ॥ ૪ ॥ મયણા કહે અવધારો રાય, એ સવિ સદ્ગુરુ તણો પસાય ॥ માત પિતા બંધવ સુત હોય, પણ ગુરુ સમ હિતુઓ નહીં કોય ॥ ૫ ॥ કષ્ટ નિવારે ગુરુ ઇહ લોક, દુર્ગતિથી વારે પરલોક ॥ સુમતિ હોય સદ્ગુરુ સેવતાં, ગુરુ દીવો ને ગુરુ દેવતા ॥ ૬ ॥ ધન ગુરુ જ્ઞાની ધન એ ધર્મ, પ્રત્યક્ષ દીઠો જેહનો મર્મ ॥ જૈનધર્મ પરશંસે સહુ, બોધબીજ પામ્યાં તિહાં બહુ ॥ ૭ ॥

અર્થ—એમ નવમે આયંબિલે યંત્રના ન્હવણનો સંયોગ પામીને તેનું સર્વ શરીર રોગરહિત થયું, માટે હે ભવ્યો! શ્રીસિદ્ધચક્રનો મહિમા જુઓ કે જે દેખીને સમસ્ત જે લોક તિહાં હતાં તેમનાં મનમાં આશ્ચર્ય પેદા થયું ॥ ૪ ॥ તે વારે મયણાસુંદરી કહે છે કે હે રાજન્! (અવધારો કે૦) જુઓ, વિચારો કે આ તમે રોગરહિત થયા, એ સર્વ સદ્ગુરુનો પસાય જાણવો. સંસારમાં માતા, પિતા, બંધવ જે ભાઇ અને છોકરા, એ સર્વ હેતુ હોય છે ખરાં, પણ ગુરુ સમાન હિતનો કરનાર કોઇ પણ જાણવો નહીં ॥ યતઃ ॥ અન્ન પખે ત્રાટ નહીં, વાણી પખે ભાટ નહીં ॥ ગરથ પખે હાટ નહીં, ગુરુ પખે વાટ નહીં ॥ ૧ ॥ ઇતિ ॥ ૫ ॥ ગુરુ જે છે તે આ લોકને વિષે પણ કષ્ટનું નિવારણ કરે અને પરલોકે દુર્ગતિમાં પડવાથી વારી રાખે એટલે માઠી ગતિમાં પડવા દીએ નહીં, સદ્ગુરુને સેવતાં થકા (સુમતિ કે૦) ભલી બુદ્ધિ હોય, માટે ગુરુ દીવા સમાન તથા દેવતા સમાન જાણવા ॥ યતઃ ॥ ગુરુઃ કલ્પવૃક્ષો ગુરુઃ કામધેનુ,–ર્ગુરુઃ કામકુંભો ગુરુર્દેવરત્નમ્ ॥ ગુરુશ્ચિત્રવલ્લિર્ગુરુઃ કલ્પવાલ્લ,–ર્ગુરુર્દક્ષિણાવર્ત્તશંખઃ પુનશ્ચ ॥ ઇતિ ॥ ૧ ॥ ૬ ॥ ધન્ય છે એ જ્ઞાની ગુરુને! તથા ધન્ય છે એ ધર્મને! કે જેનો (મર્મ કે૦) રહસ્ય સાર તે પ્રત્યક્ષપણે દીઠો. એવી રીતે સહુ કોઇ શ્રીજૈનધર્મની પ્રશંસા કરતા થકા (બહુ કે૦) ઘણા જનો તિહાં બોધ જે સમ્યગ્જ્ઞાન તેના બીજને પામ્યા ॥ ૭ ॥

સાતસેં રોગીના રોગ, નાઠા યંત્રનમણસંયોગ ॥ તે સાતસેં સુખીયા થયા, હર્ષ્યા નિજ નિજ થાનક ગયા ॥ ૮ ॥ ઇક દિન જિનવર પ્રણમી પાય, પાછા વલતાં દીઠી માય ॥ હર્ષે ધરીને ચરણે નમે, મયણા પણ આવી તિણ સમે ॥ ૯ ॥ સાસુ જાણી પાયે પડે, વિનય કરંતાં ગિરુઅરિ

**ચડે ॥ સાસુ વહૂને દે આશીષ, અચરિજ દેખી ધૂણે શીશ ॥ ૧૦ ॥ કહે કુંવર માતાજી સુણો, એ પસાય સહુ તુમ વહૂ તણો ॥ ગયો રોગ ને વાધ્યો રંગ, વલી લહ્યો જિનધર્મપ્રસંગ ॥ ૧૧ ॥**

અર્થ—વલી સાતસેં રોગી પુરુષોના જે રોગ હતા તે સર્વ યંત્રના ન્હવણનો સંયોગ પામીને નાઠા. તે સાતસેં કુષ્ઠીઓ જે એની સાથે હતા તેમનો રોગ જવાથી સુખી થઇને ધર્મને વિષે રુચિવંત હોતા હર્ષવંત થયા થકા પોતપોતાને સ્થાનકે ગયા ॥ ૮ ॥ એક દિવસે સ્ત્રી અને ભર્ત્તાર બેહુ જણ શ્રીજિનરાજના પગને પ્રણામ કરી પાછા વલતાં માર્ગમાં કુષ્ઠીએ પોતાની માતાને દીઠી, તે વારે હર્ષ ધરીને તેના ચરણને નમ્યો. તે સમયે મયણાસુંદરી પણ તિહાં આવી ॥ ૯ ॥ તે પણ પોતાની સાસુ જાણીને પગે પડી, એ રીતે વિનય કરતાં ( ગિરુઅરિ ચડે કે૦ ) મોટાઇ પામે, સાસુએ વહૂને આશીષ દીધી અને આશ્ચર્ય દેખીને મસ્તક ધૂણાવ્યું ॥ ૧૦ ॥ કુંવર કહે છે કે હે માતાજી ! સાંભલો. આ મારો રોગ ગયો, અને શરીરનો રંગ વધ્યો, વલી જૈનધર્મનો પ્રસંગ ( લહ્યો કે૦ ) પામ્યો, એ સર્વ પસાય તમારી વહૂનો જાણજો ॥ યતઃ ॥ સ્ત્રીણાં દોષસહસ્રેઽપિ, ગુણત્રયં મનોરમમ્ ॥ ગૃહાચારઃ સુતોત્પત્તિ,—ર્વિપત્તિઃ પતિના સહ ॥ ઇતિ ॥ ૧૧ ॥

**સુગુણ વહૂ નિર્મલ નિજ નંદ, દેખી માય અધિક આનંદ ॥ પૂનમ પરે વહૂ તેં જશ લીધ, સકલ કલા પૂરણ પિયુ કીધ ॥ ૧૨ ॥ સુણો પુત્ર કોસંબી સુણ્યો, વૈદ્ય એક વૈદ્યક બહુ ભણ્યો ॥ તેહ ભણી તિહાં જાઉં જામ, જ્ઞાની ગુરુ મુજ મલીયા તામ ॥ ૧૩ ॥ મેં પૂછ્યું ગુરુચરણે નમી, કર્મ કદર્થન મેં બહુ ખમી ॥ પુત્ર એક છે મુજ વાલહો, તે પણ કર્મે રોગે ગ્રહ્યો ॥ ૧૪ ॥**

અર્થ—રુડી ગુણવંતી વહૂ અને નિર્મલ શરીરવાલો પોતાનો ( નંદ કે૦ ) પુત્ર, તેને દેખીને માતાને અત્યંત આનંદ ઉપજ્યો. તે વારે વહૂને કહેવા લાગી કે હે વહૂ ! તેં તો પૂનમની પેરે યશ લીધો, એટલે જેમ પૂર્ણિમાનો દિવસ ચંદ્રમાને સોલ કલાએ કરી સંપૂર્ણ કરે છે, અર્થાત્ બીજના દિવસથી માંડીને દિન દિન પ્રત્યે કલાએ વધતો વધતો પૂનમને દિવસે સોલ કલાએ સંપૂર્ણ થાય, તેમ તેં પણ તારા ( પિયુ કે૦ ) ભર્ત્તારને સર્વ કલાએ કરી સંપૂર્ણ કર્યો ॥ ૧૨ ॥ હવે માતાજી પોતાની વીતેલી વાત કહે છે કે હે પુત્ર ! સાંભલો. મેં કોસંબી નગરીને વિષે એક ( બહુ કે૦ ) ઘણાં વૈદ્યક સંબંધી શાસ્ત્રોનો ભણનાર એવો વૈદ્ય સાંભલ્યો. પછી ( જામ કે૦ ) જે વારે કોસંબી નગરીમાં તે વૈદ્ય ભણી જાઉં છું, ( તામ કે૦ ) તે વારે માર્ગમાં જતાં મુજને એક જ્ઞાની ગુરુ મલ્યા ॥ ૧૩ ॥ તે ગુરુને ચરણે નમીને મેં પૂછ્યું કે હે સ્વામિન્ ! કર્મની ( કદર્થન કે૦ ) પીડા તે તો મેં બહુ ( ખમી કે૦ ) સહન કરી, અને

મારે એકજ પુત્ર વહાલો છે, તે પણ માઠાં કર્મના યોગે કરીને કોઢ રોગે કરી ગ્રસાણો છે ॥ યતઃ ॥ ચંદનં શીતલં લોકે, ચંદનાદપિ ચંદ્રમાઃ ॥ ચંદ્રચંદનયોર્મધ્યે, શીતલઃ સાધુસંગમઃ ॥ ૧ ॥ સાધૂનાં દર્શનં પુણ્યં, તીર્થભૂતા હિ સાધવઃ ॥ તીર્થં ફલતિ કાલેન, સદ્યઃ સાધુસમાગમઃ ॥ ૨ ॥ ૧૪ ॥

તેહ તણો કિમ જાશે રોગ, કે નહીં જાયે પાપસંયોગ ॥ દયા કરી મુજ દાખો તેહ, હું છું તુમ ચરણાની ખેહ ॥૧૫॥ તવ બોલ્યા જ્ઞાની ગુણવંત, મ કર ખેદ સાંભલ વિરતંત ॥ તે તુજ પુત્ર કુષ્ઠીએ ગ્રહ્યો, ઉંબર રાણો કરી જશ લહ્યો ॥ ૧૬ ॥ માલવપતિપુત્રીએ વરચો, તસ વિવાહ કુષ્ઠીએ કરચો ॥ ઘરણીવચણે તપ આદરચું, સિદ્ધચક્ર આરાધન કરચું ॥ ૧૭ ॥ તેથી તુજ સુત થયો નીરોગ, પ્રગટચો પુણ્ય તણો સંયોગ ॥ વલી એહથી વધશે લાજ, જીતી ઘણાં ભોગવશે રાજ ॥ ૧૮ ॥ ગુરુવચને હું આવી આજ, તુમ દીઠે મુજ સરિયાં કાજ ॥ ત્રણે જણ હવે રહે સુખવાસ, લીલ કરે સાહમી આવાસ ॥ ૧૯ ॥

અર્થ—તો હે સ્વામિન્! તે મારા પુત્રનો રોગ કેમ જશે? કે કોઇ પાપના સંયોગથી નહીંજ જાય? તે દયા કરીને મુજને ( દાખો કે૦ ) દેખાડો, હું તમારા ચરણની ( ખેહ કે૦ ) રજ છું ॥ ૧૫ ॥ તે વારે ગુણવંત જ્ઞાની ગુરુ જ્ઞાન પ્રયુંજીને બોલ્યા કે હે બાઇ! તું કાંઇ પણ ખેદ મ કર, અને હું વૃત્તાંત કહું છું તે સાંભલ, કે તે તારો પુત્ર જે કોઢીયાઓએ ગ્રહણ કર્યો હતો તે ઉંબર રાણો એવે નામે કરી જગતમાં યશ પામ્યો ॥ ૧૬ ॥ તેને માલવ દેશના રાજાની પુત્રીએ વર્યો એટલે પરણ્યો છે, તેનો વિવાહ કોઢીયાઓએ મલીને કર્યો છે, તેણે પોતાની ( ઘરણી કે૦ ) સ્ત્રી તેના વચને આયંબિલનું તપ આદરચું અને શ્રીસિદ્ધચક્રનું આરાધન કરચું ॥ ૧૭ ॥ તેથી તારો પુત્ર નીરોગી થયો છે. એણે જે પૂર્વ ભવમાં પુણ્ય કરચું હતું તેનો સંયોગ પ્રગટ થયો. વલી પણ એ શ્રીસિદ્ધચક્રના આરાધનથી એની ઘણી લાજ અને શોભા વધશે, તથા વલી તે ઘણા રાજાઓને જીતીને રાજ્ય ભોગવશે ॥ ૧૮ ॥ તો હે પુત્ર! તે ગુરુને વચને હું આજ ઇહાં આવી ને તમને દીઠા, તેથી મારાં કાર્ય સર્યાં. હવે ત્રણે જણ સાહમીભાઇના ( આવાસ કે૦ ) ઘરમાં સુખે લીલા કરતાં થકા રહે છે, વસે છે ॥ ૧૯ ॥

સિદ્ધચક્રનો ઉત્તમ રાસ, ભણતાં સુણતાં પૂગે આશ ॥ ઢાલ આઠમી ઇણી પરે સુણી, વિનય કહે ચિત્ત ધરજો ગુણી ॥ ૨૦ ॥

અર્થ—ભો ભવ્યો! એ શ્રીસિદ્ધચક્રજીના માહાત્મ્યનો ઉત્તમ રાસ છે, તે ભણતાં તથા સાંભલતાં થકા મનની આશા પહોંચે. એ રીતે એ આઠમી ઢાલ સાંભલીને હે ગુણિજનો! તમે ચિત્તમાં ધરજો. એમ શ્રીવિનયવિજય ઉપાધ્યાયજી કહે છે ॥ ૨૦ ॥

॥ દોહા ॥

ઇક દિન જિનપૂજા કરી, મધુર સ્વરે ઇક ચિત્ત ॥ ચૈત્ય-વંદન કુંઅર કરે, સાસુ વહૂ સુણંત ॥ ૧ ॥ મયણાની માતા ઘણું, દુહવાણી નૃપ સાથ ॥ જબ મયણા મત્સર ધરી, દીધી ઉંબર હાથ ॥ ૨ ॥ પુણ્યપાલ નામે નૃપતિ, નિજ બંધવ આવાસ ॥ રીસાવી આવી રહી, મૂકે મુખ નિસાસ ॥ ૩ ॥ જિનવાણી હિયડે ધરી, વિસારી દુઃખ દંદ ॥ આવી દેવ જુહારવા, તિણ દિન તિહાં આનંદ ॥ ૪ ॥

અર્થ—હવે એક દિવસે શ્રીજિનેશ્વરની પૂજા કરી સાસુ તથા વહૂ એ બહુ જણીએ સાંભલતાં થકા મધુર સ્વરે એકાગ્ર ચિત્તે શ્રીપાલ કુંવર ચૈત્યવંદન કરે છે ॥ ૧ ॥ જે વારે (મત્સર કે૦) ઈર્ષ્યા ધારણ કરીને રાજાએ મયણાસુંદરીને કોઢીયાના હાથમાં દીધી હતી, તે વારે મયણાની માતા જે રૂપસુંદરી છે તે રાજાની સાથે ઘણુંજ દુહવાણી ॥ ૨ ॥ તે દિવસે તિહાંથી રીસાવીને એજ નગરમાં પોતાનો (બંધવ કે૦) ભાઇ પુણ્યપાલ નામે રાજા રહે છે તેના (આવાસ કે૦) ઘરમાં મુખ થકી નિસાસા મૂકતી પુત્રીનો શોક કરતી થકી આવી રહી છે ॥ ૩ ॥ તે પણ શ્રીજિનેશ્વરની વાણી હિયડામાં ધરીને એટલે જિનવચન ઉપર સદ્દ-હણાએ વિચાર્યું જે કેહના પુત્ર અને કેહની પુત્રી, જગતમાં કોઇ કોઇનું નથી. એવો ચિત્તમાં વિવેક લાવીને શોકથી પ્રાપ્ત થયેલાં જે દુઃખરૂપી દંદ, તેને વિસારીને તે પણ તે દિવસે તિહાં આનંદ કરી શ્રીઋષભદેવને દેહરે દેવ જુહારવાને આવી છે ॥ ૪ ॥

માયે મયણા ઓલખી, અનુસારે નિજ બાલ ॥ આગલ નર દીઠો અવર, યૌવન રૂપ રસાલ ॥ ૫ ॥ કુલખંપણ એ કુંવરી, કાં દીધી કિરતાર ॥ જિણે કુષ્ઠી વર પરહરી, અવર કીયો ભરતાર ॥ ૬ ॥ વજ્ર પડો મુજ કુખને, ધિક ધિક મુજ અવતાર ॥ રૂપસુંદરી ઇણી પરે ઘણું, રુદન કરે તેણી વાર ॥ ૭ ॥ રોતી દીઠી દુઃખભરે, મય-

ણાએ નિજ માય ॥ તવ આવી ઉતાવલી, લાગી જનની પાય ॥ ૮ ॥

અર્થ—તિહાં મયણાની ( માય કે૦ ) માતાએ પોતાની ( બાલ કે૦ ) પુત્રીને અંગચેષ્ટાદિકને અનુસારે ઓલખી, જે આ મારી દીકરી મયણાસુંદરી છે, પણ તેની આગલ તો કોઇ ( અવર કે૦ ) બીજો પુરુષ યુવાન, સુંદર, અત્યંત રૂપવંત અને પ્રત્યક્ષ દેવકુંવર સરખો, ચતુરાઇથી દેવવંદન સ્તુતિ કરતો દીઠો, તેની પૂંઠે પોતાની પુત્રીને બેઠેલી દેખીને ॥ ૫ ॥ રૂપસુંદરી વિચારે છે જે હે કિરતાર! કુલને ખોટ લગાડનારી એવી એ કુંવરી તેં મુજને કાં દીધી? કે જેણે કોઢીઓ વર ત્યાગીને બીજો ભર્ત્તાર કીધો? એણે સતીનો માર્ગ મૂકી દીધો, જુઓ, આ કુંવરી જિનમતમાં ચતુર છે, માટે એને અકાર્ય કરવું અસંભવિત છે, તે છતાં વિષયવિકાર કેવો બલવાન્ છે કે જેણે એને પણ ભૂલાવી નાખી? માટે રે રે દૈવ! આ સંસારમાં નહીં સંભવે એવાં નાટક થાય છે!! ॥ ૬ ॥ એણી પરે ચિંતવતી દુઃખના સમૂહે ભરી થકી રૂપસુંદરી તે વખતે દયામણે સ્વરે ઘણુંજ રુદન કરતી થકી ચિંતવે છે કે ધિક્કાર છે, ધિક્કાર છે, મારા અવતારને! કે આ અકાર્યની કરનાર કુંવરી મારી કુખને વિષે આવી ઉપની, માટે મારી કુખની ઉપર વજ્ર પડો ॥ ૭ ॥ એમ દુઃખભરે રોતી એવી પોતાની માતાને મયણાસુંદરીએ દીઠી, તે વારે માતાનો અભિપ્રાય જાણતી થકી ઉતાવલી માતા પાસે આવી પગે લાગીને વિકસ્વર વદને કહે છે ॥ ૮ ॥

હર્ષ તણે સ્થાનક તુમે, કાં દુઃખ આણો માય ॥ દુઃખ દોહગ દૂરે ગયાં, શ્રીજિનધર્મપસાય ॥ ૯ ॥ નિસિહી કહીને આવીયાં, જિણહર માંહે જેણ ॥ કરતાં કથા સંસારની, આશાતન હોયે તેણ ॥ ૧૦ ॥ હવણાં રહીએ છે જિહાં, આવો તિણે આવાસ ॥ વાત સયલ સુણજો તિહાં, હોશે હિયે ઉલ્લાસ ॥ ૧૧ ॥ તિહાં આવી બેઠાં મલી, ચારે ચતુર સુજાણ ॥ જે દિન સ્વજન મિલાવડો, ધન તે દિન સુવિહાણ ॥ ૧૨ ॥ મયણાના મુખથી સુણી, સઘલો તે અવદાત ॥ રૂપસુંદરી સુપ્રસન્ન થઇ, હિયડે હર્ષ ન માત ॥ ૧૩ ॥

અર્થ—કે હે માતાજી! આ હર્ષને સ્થાનકે તમે દુઃખ કેમ આણો છો? આપણાં તો દુઃખ અને દૌર્ભાગ્ય સર્વ શ્રીજિનધર્મના પસાયથી દૂરે ગયાં ॥ ૯ ॥ ( જેણ કે૦ ) જે માટે સંસારની કથા વાર્ત્તા કરવા સંબંધી ( નિસિહી કે૦ ) નૈષેધિકી કહીને જિણઘર માંહે આવ્યા છીએ, તેથી ઇહાં સંસારની કથા કરતાં થકા આશાતના લાગે, નિસિહીનો ભંગ થાય ॥ ૧૦ ॥ તો હમણાં જે સ્થાનકે અમે રહીએ છીએ તે ( આવાસ કે૦ ) ઘર માંહે માતાજી! તમે

આવો. તિહાં સર્વે વાત સાંભલજો, જેથી તમારા હૈયાને વિષે ઉલ્લાસ થશે ॥ ૧૧ ॥ પછી જિહાં મયણા રહે છે તિહાં તે ચારે ચતુર સુજાણ મલીને આવી બેઠાં. જે દિવસે સ્વજનોનો મેલાવડો થાય તે દિવસ ધન્ય ( સુવિહાણ કે૦ ) ભલું વહાણું વહાયું જાણવું ॥ ૧૨ ॥ તિહાં મયણાસુંદરીના મુખ થકી તે સર્વ ( અવદાત કે૦ ) સંબંધ સાંભલીને રૂપસુંદરી ઘણી સુપ્રસન્ન થઇ, અને તેના હૈયાને વિષે હર્ષ સમાતો નથી ॥ ૧૩ ॥

॥ ઢાલ નવમી ॥ અર્થ મંડિત ગોરી નાગિલા રે ॥ એ દેશી ॥

વર વહૂ બેહુ સાસુ મલી રે, કરે વેવાહણ વાત રે ॥ કમલા રૂપાને કહે રે, ધન તુમ કુલ વિખ્યાત રે ॥ જુઓ અગમ ગતિ પુણ્યની રે ॥ પુણ્યે વંછિત થાય રે ॥ સવિ દુઃખ દૂર પલાય રે ॥ જુઓ અગમ ગતિ પુણ્યની રે ॥ ૧ ॥ એ આંકણી ॥ વહૂએ અમ કુલ ઉદ્ધર્યું રે, કીધો અમ ઉપગાર રે ॥ અમને જિનધર્મે બુઝવ્યો રે, ઉતાર્યાં દુઃખપાર રે ॥ જુઓ૦ ॥ ૨ ॥ સૂઇ જિમ દોરા પ્રતે રે, આણે કસીદે ઠામ રે ॥ તિમ વહૂએ મુજ પુત્રની રે, ઘણી વધારી મામ રે ॥ જુઓ૦ ॥ ૩ ॥

અર્થ—હવે વર તથા વહૂ એ બેહુની સાસુઓ મલી બન્ને વેવાણો માંહોમાંહે વાતો કરે છે, તે વારે કમલપ્રભા જે શ્રીપાલની માતા તે રૂપસુંદરીને કહે છે કે ( વિખ્યાત કે૦ ) પ્રસિદ્ધિ પામેલા એવા તમારા કુલને ધન્ય છે. કવીશ્વર કહે છે કે હે ભવ્યો! તમે જુઓ કે પુણ્યની ગતિ કેવી અગમ્ય છે? પુણ્યે કરી મનોવાંછિત કાર્ય સર્વ સિદ્ધ થાય તથા રોગાદિ સર્વ પ્રકારનાં દુઃખ તે પલાયન કરી દૂર જતાં રહે, માટે પુણ્યની ગતિની જ્ઞાની વિના બીજાને ગમ પડે નહીં ॥ ૧ ॥ વહૂએ અમારા કુલનો ઉદ્ધાર કર્યો, અમને શ્રીજિનધર્મ ( બુઝવ્યો કે૦ ) શીખવ્યો-પમાડ્યો, અને અમે દુઃખરૂપ સમુદ્રમાં પડ્યાં હતાં તેમાંથી પાર ઉતાર્યાં, મારો પુત્ર નીરોગી થયો તે એના પ્રભાવથી થયો, એ સર્વ અમારી વહૂએ અમારા ઉપર ઉપકાર કર્યો, એ તમારી પુત્રીનો પ્રભાવ ચિંતામણિ રત્ન સરખો છે, માટે ધન્ય છે તમને! જે તમારી કુખમાં આવું સ્રીરત્ન ઉત્પન્ન થયું ॥ યતઃ ॥ કાર્યે દાસી રતૌ રંભા, ભોજને જનનીસમા ॥ વિપત્તૌ બુદ્ધિદાત્રી ચ, સા ભાર્યા ભુવિ દુર્લભા ॥ ૧ ॥ ઇતિ ॥ ૨ ॥ જેમ સોઇ દોરાને કસીદાના ભરતમાં ઠેકાણે આણે, તેમ વહૂએ પણ મારા પુત્રની આબરુ અને શોભા ઘણી વધારીને અમને ઠેકાણે આણ્યાં ॥ ૩ ॥

રૂપા કહે ભાગ્યે લહ્યો રે, અમે જમાઇ એહ રે ॥ રયણ ચિંતામણિ સારિખો રે, સુંદર તનુ સસનેહ રે ॥ જુઓ૦

॥ ૪ ॥ સુણવા અમ ઇચ્છા ઘણી રે, એહનાં કુલ ઘર વંશ રે ॥ પ્રેમે તેહ પ્રકાશીએ રે, જિમ હીંસે અમ હંસ રે ॥ જુઓ૦ ॥ ૫ ॥ કહે કમલા રૂપા સુણો રે, અંગ અનોપમ દેશ રે ॥ તિહાં ચંપા નગરી ભલી રે, જિહાં નહીં પાપ પ્રવેશ રે ॥ જુઓ૦ ॥ ૬ ॥ તેહ નગરીનો રાજીયો રે, રાજા ગુણ અભિરામ રે ॥ સિંહ થકી રથ જોડીએ રે, પ્રગટ હુવે તસ નામ રે ॥ જુઓ૦ ॥ ૭ ॥

અર્થ—એવું સાંભલીને રૂપસુંદરી કહેવા લાગી કે ચિંતામણિ રત્ન સરખો પ્રભાવ છે જેનો અને વલી સસ્નેહ એવું સુંદર છે ( તનુ કે૦ ) શરીર જેનું એવા આ જમાઇને અમે પણ ભાગ્યયોગે પામ્યા છીએ ॥ યતઃ ॥ શર્વરીદીપકશ્ચંદ્રઃ, પ્રભાતદીપકો રવિઃ ॥ ત્રિલોકીદીપકો ધર્મઃ, સુપુત્રઃ કુલદીપકઃ ॥ ૧ ॥ ઇતિ ॥ ૪ ॥ તો હવે એનાં કુલ, ઘર અને વંશ સંબંધી કથા સાંભલવાની અમોને ઘણી ઇચ્છા રહે છે, માટે તે તમે પ્રેમે કરી પ્રકાશો કે જેમ અમારો ( હંસ કે૦ ) આત્મા તે ( હીંસે કે૦ ) પ્રસન્ન થાય ॥ ૫ ॥ તે સાંભલી કમલપ્રભા જે શ્રીપાલની માતા તે રૂપસુંદરીને કહે છે કે હે વેવાણ! તમે સાંભલો. ( અનોપમ કે૦ ) ઉપમા રહિત એવો અંગ નામે દેશ, તેને વિષે જેમાં પાપનો રંચમાત્ર પ્રવેશ નથી એવી ( ભલી કે૦ ) રૂડી ચંપા નામે નગરી છે ॥ ૬ ॥ તે નગરીના રાજા તે રાજા સંબંધી જે ગુણ તેણે કરીને ( અભિરામ કે૦ ) મનોહર એવો અને સિંહ થકી રથ જોડતાં એટલે રથમાં સિંહને જોડતાં જે નામ થાય તે નામે કરી રાજાનું નામ પ્રગટ થાય, એટલે શત્રુરૂપ હાથીઓને સિંહ સમાન એવો સિંહરથ નામે રાજા જાણવો ॥ ૭ ॥

રાણી તસ કમલપ્રભા રે, અંગ ધરે ગુણ સેણ રે ॥ કોંકણ દેશ નરિંદની રે, જે સુણીએ લઘુ બહેન રે ॥ જુઓ૦ ॥૮॥ રાજા મન ચિંતા ઘણી રે, પુત્ર નહીં અમ કોય રે ॥ રાણી પણ આરતિ કરે રે, નિશિદિન ઝુરે દોય રે ॥ જુઓ૦ ॥૯॥ દેવ દેહરડાં માનતા રે, ઇચ્છતાં પૂછતાં એક રે ॥ રાણી સુત જનમ્યો યથા રે, વિદ્યા જાણે વિવેક રે ॥ જુઓ૦ ॥ ૧૦ ॥

અર્થ—હવે તે રાજાની સ્ત્રી અંગને વિષે ગુણોની શ્રેણીને ધરનારી અથવા પાઠાંતરે અંગને વિષે ગુણની સેનાને ધારણ કરનારી એવી કમલપ્રભા નામે રાણી છે, તે કોંકણ દેશના રાજાની ( લઘુ કે૦ ) નાની બહેન ( સુણીએ કે૦ ) જાણીએ ॥ ૮ ॥ તે રાજા ઘણાં વર્ષ અપુત્રીયો રહેવાથી નિરંતર તેના મનમાં ઘણી ચિંતા રહેતી હતી જે અમારે કોઇ પુત્ર નથી

તેમજ રાણી પણ પુત્રને માટે ( આરતિ કે૦ ) દુઃખ કર્યા કરે, એમ તે બેહુ જણ રાત્રિ દિવસ ઝુરતાં રહે છે. યતઃ ॥ એકેન વનવૃક્ષેણ, પુષ્પિતેન સુગંધિના ॥ વાસિતં તદ્વનં સર્વં, સુપુત્રેણ કુલં યથા ॥ ૧ ॥ યસ્ય પુત્રો ન વિદ્વાંશ્ચ, ન શૂરો ન ચ પંડિતઃ ॥ અંધકારઃ કુલે તસ્ય, નષ્ટચંદ્રેવ શર્વરી ॥ ૨ ॥ ચોસઠ દીવા જો બલે૦ ॥ અપુત્રસ્ય ગૃહં શૂન્યં૦ ॥ અપુત્રસ્ય ગતિર્નાસ્તિ૦ ॥ એ સર્વ કાવ્ય ઉદાહરણમાં કહેવાં તથા ॥ વિના સ્તંભં યથા ગેહં, યથા દેહં વિનાત્મતા ॥ યથા તરુર્વિના મૂલં, તથા પુત્રં વિના કુલમ્ ॥ ૩ ॥ ઇતિ ॥ ૯ ॥ પછી દેવ, દેહરાંની માનતાઓ કરતાં ઇચ્છતાં પૂછતાં થકા ( યથા કે૦ ) જે પ્રકારે વિદ્યા જે છે તે જેમ વિવેકને જણે છે, એટલે વિદ્યા થકી જેમ વિવેક પ્રગટે છે, તેમ રાણી થકી પુત્ર પ્રગટ્યો, એટલે એક પુત્રને રાણીએ જન્મ આપ્યો ॥ ૧૦ ॥

**નગરલોક સવિ હરખીયાં રે, ઘર ઘર તોરણ ત્રાટ રે ॥ આવે ઘણાં વધામણાં રે, શણગારયાં ઘર હાટ રે ॥ જુઓ૦ ॥ ૧૧ ॥ રાજા મન ઉલટ ઘણે રે, દાન દીએ લખ કોડી રે ॥ વૈરી પણ સંતોષીયા રે, બંદિખાના છોડી રે॥ જુઓ૦॥૧૨॥ ધવલ મંગલ દીએ સુંદરી રે, વાજે ઢોલ નિસાણ રે ॥ નાટક હોવે નવ નવાં રે, મહોત્સવ અધિક મંડાણ રે ॥ જુઓ૦ ॥ ૧૩ ॥ ન્યાતિ સજ્જન સહુ નોતરયાં રે, ભોજન ષટ્ રસ પાક રે ॥ પાર નહીં પકવાન્નનો રે, શાલિ સુરહાં ઘૃત શાક રે ॥ જુઓ૦ ॥ ૧૪ ॥**

અર્થ—તેથી નગરમાં લોક સર્વ હર્ષિત થયાં, ઘરોઘર તોરણને ખેંચી તાટ કરી બાંધ્યાં, ઘણાં વધામણાં આવવા લાગ્યાં, ઘર, હાટ, દુકાન સર્વ શણગાર્યાં ॥ ૧૧ ॥ રાજા મનની ઘણીજ ઉલટે કરીને લાખો કરોડોનું દાન દીએ છે. જે વૈરી હતા તેને પણ દાન આપી સંતોષિત કર્યા, બંદિખાનામાં પડેલા ગુનેગારોને બંદિખાનેથી છોડી મૂક્યા ॥ યતઃ ॥ આનંદાશ્રૂણિ રોમાંચો, બહુમાનઃ પ્રિયં વચઃ ॥ કિંચાનુમોદના પાત્ર,-દાનભૂષણપંચકં ॥ ૧ ॥ ઇતિ ॥ ૧૨ ॥ તે વારે સુંદરી જે સૌભાગ્યવતી સ્ત્રીઓ તે ધવલ મંગલ ગીત ગાય છે, ઢોલ, નિશાન વાગી રહ્યાં છે, નવાં નવાં નાટક થાય છે. એ રીતે અધિક મંડાણે મોટો મહોત્સવ કરે છે ॥ યતઃ ॥ વિવાહે પુણ્યકાર્યાદૌ, મંગલં સધવાઃ સ્ત્રિયઃ ॥ વિધવા ગર્હિતા લોકે, પ્રાપ્નુવંતિ પરાભવમ્ ॥ ૧ ॥ ઇતિ ॥ ૧૩ ॥ પછી બારમે દિવસે જ્ઞાતિ, સજ્જન સર્વને નોતરીને ષટ્ રસ પાક ભોજન નિપજાવ્યાં, તેમાં પકવાન્ન કરાવ્યાં તેનો તો પારજ નથી, વલી ( શાલિ કે૦ ) લાપસી, ( સુરહાં કે૦ ) સારાં દાલ તથા ઘૃત અને શાક, એ સર્વ નિપજાવીને જમાડ્યાં ॥ ૧૪ ॥

**ભૂષણ અંબર પહેરામણી રે, શ્રીફલ કુસુમ તંબોલ રે ॥**

કેશર તિલક વલી છાંટણાં રે, ચંદન ચૂઆ રંગરોલ રે ॥ જુઓ૦ ॥ ૧૫ ॥ રાજરમણી અમ પાલશો રે, પુણ્યે લહ્યો એ બાલ રે ॥ સજ્જન ભૂઆ મલી તેહનું રે, નામ ઠવ્યું શ્રીપાલ રે ॥ જુઓ૦ ॥૧૬॥ રાસ રુડો શ્રીપાલનો રે, તેહની નવમી ઢાલ રે ॥ વિનય કહે શ્રોતાઘરે રે, હોજો મંગલમાલ રે ॥ જુઓ૦ ॥ ૧૭ ॥

અર્થ—વલી આભૂષણ તથા વસ્ત્રની પહેરામણી કરી, ઉપર શ્રીફલ, ફૂલ, પાન, સોપારી આપી, કેશરનાં તિલક કરી વસ્ત્રે છાંટણાં કીધાં. તથા ચૂઆ અને ચંદને કરી રંગરોલ કરીને ઘણા ખુશી કર્યાં ॥ ૧૫ ॥ હવે આ પુત્ર અમે પુણ્યે કરી પામ્યા છીએ અને અમો અનાથની રાજ્યરૂપ જે ( રમણી કે૦ ) સ્ત્રી અથવા લક્ષ્મી છે તેનું એ પાલન કરશે, માટે સજ્જન તથા ( ભૂઆ કે૦ ) ફઇ તેઓએ મલીને બાલકનું 'શ્રીપાલ' એવું નામ સ્થાપ્યું ॥ ૧૬ ॥ એ શ્રીપાલ રાજાનો રુડો રાસ તેની નવમી ઢાલ પૂર્ણ થઇ. શ્રીવિનયવિજય કહે છે કે શ્રોતાજનોને ઘેર માંગલિકની માલા હોજો ॥ ૧૭ ॥

॥ દોહા ॥

પાંચ વરસનો જબ હુવો, તે કુંવર શ્રીપાલ ॥ તામ શૂલ રોગે કરી, પિતા પહોતો કાલ ॥ ૧ ॥ શિર કૂટે પીટે હિયું, રુવે સકલ પરિવાર ॥ સ્વામી તેં માયા તજી, કુણ કરશે અમ સાર ॥ ૨ ॥

અર્થ—તે શ્રીપાલ કુંવર જે વારે પાંચ વર્ષનો થયો તે વારે તે કુંવરનો પિતા શૂલના રોગે કરી કાલધર્મ પામ્યો, એટલે મરણ પામ્યો ॥ ૧ ॥ તેના દુઃખથી માથું કૂટતાં, હૈયું પીટતાં થકા પરિવારનાં સર્વ લોક રુદન કરે છે. વલી કહે છે કે હે સ્વામિન્! તમે અમારા ઉપરથી માયા તજી તો હવે અમારી સારસંભાલ કોણ કરશે? ॥ સુખ ગયું જેને સાસરે, પીયર ટલીયું માન ॥ કંત વિહૂણી કામિની, જિહાં જાયે તિહાં રાન ॥ ૧ ॥ ઇતિ ॥ ૨ ॥

ગયા વિદેશે બાહુડે, વાલ્હા કોઇક વાર ॥ ઇણ વાટે વોલાવીયા, ન મલે બીજી વાર ॥ ૩ ॥ હેજે હસી બોલાવતા, જે ક્ષણમાં કેઇ વાર ॥ નજર ન મંડે તે સજ્જન, ફૂટે ન હિયા ગમાર ॥ ૪ ॥ નેહ ન આણ્યો માહરો, પુત્ર ન થાપ્યો પાટ ॥ એવડી ઉતાવલ કરી, શું ચાલ્યા ઇણ વાટ ॥ ૫ ॥

અર્થ—જે વિદેશ એટલે પરદેશ ગયા હોય તે વાલ્હા કોઇક વાર ( બાહુડે કે૦ ) મલે, પણ એ વાટે જેને વોલાવી આવ્યા તે બીજી વાર મલે નહીં ॥ ૩ ॥ હે હૃદય! અમને હેજે કરી સહિત હસીને એક ક્ષણવારમાં કેટલીએક વખત બોલાવતા એવા ( સજ્જન કે૦ ) વહાલા, તે આજ સામી નજર પણ માંડતા નથી, તે માટે હે મારા ગમાર હૈયડા! તું ફાટીને બે ભાગ કેમ થતું નથી? ॥ યતઃ ॥ કેહશું કીજે વત્તડી, કેહશું કીજે કત્થ ॥ જેહવા સજ્જન વીછડ્યા, તેહવા નાવે હત્થ ॥ ૧ ॥ હું કુમલાણી કંત વિણ, જિમ જલ વિહૂણી વેલ ॥ વણજારાની આગ જ્યું, ગયો ધખંતી મેલ ॥ ૨ ॥ વાલમીયા મંદિર રહ્યા, ઉડણ લાગી ખેહ ॥ હૈયડે વાદલ પૂરીયાં, નયણે વૂઠા મેહ ॥ ૩ ॥ વિસાર્યા નહીં વિસરે, સંભાર્યા ન સમાય ॥ વાલમ તણા સનેહડા, હિયડે વલગા જાય ॥ ૪ ॥ ઇતિ ॥ ૪ ॥ વલી હે સ્વામિન્! તમે મારા ઉપર સ્નેહ આણ્યો નહીં તે તો રહ્યું, પરંતુ પુત્રને તમારે પાટ એટલે તખતે પણ બેસાડ્યો નહીં! એટલી બધી ઉતાવલ કરીને ( વાટ કે૦ ) એ માર્ગે શું ચાલ્યા? ॥ યતઃ ॥ મેં જાણ્યું મન માંય, આતમ રહેશે એકલો ॥ વાલમ તુમ દિલ કોય, માને કો માલુમ નહીં ॥ ૧ ॥ માલીયા મ્હોટી ખોડ, માણસને મરવા તણી ॥ બીજી છે લખ કોડ, એ સરખી એકે નહીં ॥ ૨ ॥ ઇતિ ॥ ૫ ॥

**રોતી હિયડે ફાટતે, કમલા કરે વિલાપ ॥ મતિસાગર મંત્રી તિસે, ઇમ સમજાવે આપ ॥ ૬ ॥ હવે હિયડું કાઠું કરી, સકલ સંબાહો કાજ ॥ પુત્ર તુમારો નાનડો, રોતાં ન રહે રાજ ॥ ૭ ॥ કમલા કહે મંત્રી પ્રતે, હવે તુમે આધાર ॥ રાજ્ય દેઇ શ્રીપાલને, સફલ કરો અધિકાર ॥ ૮ ॥**

અર્થ—એ રીતે ફાટતે હૈયડે રડતી થકી કમલપ્રભા વિલાપ કરે છે, તેને મતિસાગર પ્રધાન આવીને એવી રીતે સમજાવે છે, તે આગલ કહે છે ॥ ૬ ॥ હવે તમે તમારું હૈયું કઠિણ કરીને સર્વ રાજકાજ પોતાને હાથે રાખો, કેમકે તમારો પુત્ર હજી નાનો છે, માટે રોતાં થકા રાજ્ય રહેશે નહીં ॥ ૭ ॥ એવું સાંભલીને કમલપ્રભા રાણી પ્રધાનને કહે છે કે હવે તમેજ અમારા આધારભૂત છો, માટે શ્રીપાલને રાજ્ય આપીને તમારો અધિકાર સફલ કરો ॥ ૮ ॥

॥ ઢાલ દશમી ॥ રાગ રામગ્રી અથવા મારુ ॥ જગદ્‌ગુરુ હીરજી રે ॥ એ દેશી ॥

**મૃતકારજ કરી રાયનાં રે, સકલ નિવારી શોક ॥ મતિસાગર મંત્રીસરે રે, થિર કીધાં સવિ લોક ॥ દેખો ગતિ દૈવની રે ॥ દૈવ કરે તે હોય, કુણે ચાલે નહીં રે ॥ ૧ ॥ એ આંકણી ॥ રાજ ઠવી શ્રીપાલને રે, વરતાવી તસ આણ ॥ રાજ કાજ સવિ ચાલવે રે, મંત્રી બહુ બુદ્ધિખાણ ॥ દેખો૦ ॥ ૨ ॥**

અર્થ—પછી રાજાનાં મૃતકાર્ય કરી, સર્વ શોક નિવારીને મતિસાગર પ્રધાને સર્વ લોકને સ્થિર કર્યાં, માટે હે વેવાણ! દૈવ જે કર્મ તેની ગતિ તો જુઓ, કેવી વિષમ છે? જે દૈવ કરે છે તેજ વાત જગતમાં થાય છે, પણ દૈવની ઉપર કોઇનું ચાલતું નથી ॥ ૧ ॥ પછી શ્રીપાલને રાજ્યપાટે સ્થાપી તેની આણ વર્ત્તાવી અને રાજનું જે ( કાજ કે૦ ) કારભાર તે સર્વ બહુ બુદ્ધિની ખાણરૂપ જે મતિસાગર નામે પ્રધાન છે તેજ ચલાવે છે ॥ ૨ ॥

ઇણ અવસર શ્રીપાલનો રે, પીતરીયો મતિમૂઢ ॥ પરિ-
કર સઘલો પાલટી રે, ગૂઝ કરે ઇમ ગૂઢ ॥ દેખો૦ ॥ ૩ ॥
મતિસાગરને મારવા રે, વલી હણવા શ્રીપાલ ॥ રાજ
લેવા ચંપા તણું રે, દુષ્ટ થયો ઉજમાલ ॥ દેખો૦ ॥ ૪ ॥
કિમહીક મંત્રીસર લહી રે, તે વૈરીની વાત ॥ રાણીને
આવી કહે રે, નાસો લેઇ અધ રાત ॥ દેખો૦ ॥ ૫ ॥
જો જાશો તો જીવશો રે, સુત જીવાડણ કાજ ॥ કુંવર જો
કુશલો હશે રે, તો વલી કરશો રાજ ॥ દેખો૦ ॥ ૬ ॥
રાણી નાઠી એકલી રે, પુત્ર ચડાવી કેડ ॥ ઉવટે ઉજાતી
પડે રે, વિષમી જિહાં છે વેડ ॥ દેખો૦ ॥ ૭ ॥

અર્થ—એવા અવસરને વિષે મતિએ કરીને મૂઢ એવો શ્રીપાલનો પીતરીયો કાકો, તેણે સઘલો પરિકર જે લશ્કર, સામંત પ્રમુખને લાંચ વિગેરે આપી ભેદ પાડી ફોડીને પલટાવ્યા, એટલે ફેરવી નાખ્યા. એમ ( ગૂઢ કે૦ ) ગુપ્તપણે તેણે ગુહ્ય કર્મ કર્યું ॥ ૩ ॥ મતિસાગર પ્રધાનને મારવાને, વલી શ્રીપાલને પણ હણવાને તથા ચંપા નગરીનું રાજ્ય લેવાને તે દુષ્ટ ઉજમાલ થયો ॥ ૪ ॥ હવે તે દુશ્મને કરેલી ગુહ્ય વાતને કોઇક રીતે કોઇકના મુખથી મતિસાગર પ્રધાને જાણી તે વારે રાણી પાસે આવીને કહેવા લાગ્યો જે તમે ઇહાંથી અર્ધ રાત્રિ લઇને નાસી જાઓ ॥ કહ્યું છે કે ॥ શકટં પંચ હસ્તેન, દશ હસ્તેન વાજિનં ॥ કુંજરં શત હસ્તેન, દેશત્યાગેન દુર્જનમ્ ॥ ૫ ॥ જો નાસી જશો તો જીવતા રહેશો અને તમારા પુત્રને જીવાડવા કાજે એ કામ કરો, કેમકે તમારો કુંવર જો કુશલ ક્ષેમ હશે તો ફરી રાજ કરશે ॥ યતઃ ॥ ભાનુશ્ચ મંત્રી દયિતા સરસ્વતી, મતંગનાશાન્નૃપ કૌતુકેન ॥ ગંગાતટેઽભૂત્પુન-રેવ લાભો, જીવન્નરો ભદ્રશતાનિ પશ્યતિ ॥ ૧ ॥ ઇતિ ॥ ૬ ॥ એવું મંત્રીનું વચન સાંભલીને રાણી એકલી પુત્રને કેડ ઉપર ચડાવીને નાઠી. તેણે ( ઉવટ કે૦ ) અવલી વાટે એટલે ધાસ્તીને લીધે સરલ માર્ગ મૂકીને ઉજડ જંગલમાં જિહાં વિષમ માર્ગ છે તે રસ્તે ચાલવા માંડ્યું ॥ ૭ ॥

જાસ જડો જડ ઝાંખરાં રે, ખાખર ભાખર ખોહ ॥ ફણિ-
ધર મણિધર જિહાં ફરે રે, અજગર ઉંદર ગોહ ॥ દેખો૦
॥ ૮ ॥ ઉજડ અબલા રડવડે રે, રયણી ઘોર અંધાર ॥

ચરણે ખૂંચે કાંકરા રે, વહે લોહીની ધાર ॥ દેખો૦ ॥ ૯ ॥
વરૂ વાઘ ને વરઘડાં રે, સોર કરે શીયાલ ॥ ચોર ચરડ
ને ચીતરા રે, દીએ ઉછલતી ફાલ ॥ દેખો૦ ॥ ૧૦ ॥
ઘૂ ઘૂ ઘૂ ઘૂઅડ કરે રે, વાનર પાડે હીક ॥ ખલહલ પર-
વતથી પડે રે, નદી નિઝરણાં નીક ॥ દેખો૦ ॥ ૧૧ ॥

અર્થ—(જાસ કે૦) જે માર્ગમાં (જડા કે૦) જડું, (જડ કે૦) લોથાં અને ઝાંખરાં ઘણાં પડ્યાં છે. વલી ખાખરાનાં ઝાડ, (ભાખર કે૦) પથરા કાંકરા તથા (ખોહ કે) ખાડા પડ્યા છે. વલી જે માર્ગમાં ફણિના ધરનાર અને જેના મસ્તકને વિષે મણિ રહેલાં છે તેવા સર્પ ઘણા અહીં તહીં ભ્રમણ કરી રહ્યા છે. તેમજ અજગર, ઉંદર અને ગોહ નામનાં જનાવર ઘણાં વિચરી રહ્યાં છે ॥ ૮ ॥ એવી ઘોર અંધારી રાત્રિએ ઉજડ માર્ગે ચાલતાં અબલા જે સ્ત્રી, તે રડવડે છે અને તેના પગમાં કાંકરા ખૂંચી જાય છે તેને યોગે પગમાંથી લોહીની ધારા ઝરે છે ॥ ૯ ॥ વલી જે માર્ગમાં (વરુ કે૦) વરુ, વાઘ અને (વરઘડાં કે૦) ચરાખ તથા શીયાલીયાં તે સોર બકોર કરે છે. તથા ચોર અને (ચરડ કે૦) છલ, ચોર ફાસીગરા અથવા ભૂત તથા ચીતરા જનાવર તે ઉછલતાં થકા મોટી ફાલો મારી રહ્યાં છે ॥ ૧૦ ॥ તથા ઘૂવડ પક્ષી તે ઘૂ ઘૂ ઘૂ એવો ભયંકર શબ્દ કરી રહ્યાં છે, અને વાંદરા (હીક કે૦) ચીસો પાડી રહ્યા છે, તથા પર્વત ઉપરથી ખલહલાટ શબ્દ કરતી નદીના પાણીનાં નિઝરણાંની (નીક કે૦) ધારાઓ પર્વત ઉપરથી નીચે આવી પડે છે ॥ ૧૧ ॥

બલીયું એહનું આઉખું રે, સત્ય શીયલ સંઘાત ॥ વખત
બલી કુંવર વડો રે, તિણે ન કરે કોઇ ઘાત ॥ દેખો૦
॥ ૧૨ ॥ રયણહિંડોલે હીંચતી રે, સુતી સોવન ખાટ ॥
તસ શિર ઇમ વેલા પડી રે, પડો દૈવ શિર દાટ ॥
દેખો૦ ॥ ૧૩ ॥ રડવડતાં રયણી ગઇ રે, ચઢી પંથ શિર
શુદ્ધ ॥ તવ બાલક ભૂખ્યો થયો રે, માગે સાકર દુધ ॥
દેખો૦ ॥ ૧૪ ॥ તવ રોતી રાણી કહે રે, દુધ રહ્યાં વત્સ
દૂર ॥ જો લહીએ હવે કૂકશા રે, તો લહ્યાં કૂર કપૂર ॥
દેખો૦ ॥ ૧૫ ॥

અર્થ—પણ માતા તથા પુત્ર એ બેહુનું આયુષ્ય બલવાન્ છે તથા એક સત્ય અને બીજું શીલ એ બે જણુનો રાણીને સંઘાત એટલે સથવારો છે, વલી કુંવરનો વખત મોટો બલવાન્ છે, તેથી કોઇ તેમને ઉપઘાત કરતું નથી ॥ ૧૨ ॥ અરે ! જે રાણી રત્નની હિંડોલા-ખાટે હીંચતી હતી અને સોનાના પલંગ ઉપર શયન કરતી હતી તેને માથે આવી વેલા

આવી પડી, માટે દૈવ જે કર્મ, તેનું શિર જે મસ્તક, તેની ઉપર ( દાટ કે૦ ) ધૂલ પડો, એટલે એ કર્મના માથા ઉપર ધૂલ પડો જે આવી રીતે પ્રાણીને દુઃખી કરે છે ॥ યતઃ ॥ કર્મે પખે કલંકયો ચંદ, મરણ લહ્યો ભાલોડે મુકુંદ ॥ કર્મે નાવી કુલ નવે નંદ, નીચ વહે રાજા હરિચંદ ॥ ૧ ॥ રાજા કુલવધુર્વિપ્રા નિયોગી મંત્રિણસ્તથા ॥ સ્થાનભ્રષ્ટા ન શોભંતે, દંતાઃ કેશા નખા નરાઃ ॥ ૨ ॥ પૂગીફલાનિ પત્રાણિ, રાજહંસાસ્તુરંગમાઃ ॥ સ્થાનભ્રષ્ટાસ્તુ શોભંતે, સિંહાઃ સત્પુરુષા ગજાઃ ॥ ૩ ॥ ૧૩ ॥ એ રીતે રડવડતાં થકા રાત્રિ વ્યતિક્રમી અને પ્રભાતે શુદ્ધ માર્ગે ચડી, તે વારે બાલક ભૂખ્યો થયો, તેણે દુધ અને સાકર ખાવા સારુ માગ્યાં ॥ યતઃ ॥ વાસુદેવજરા કષ્ટમ, કષ્ટં ધનવિપર્યયઃ ॥ વૈધવ્યં ચ મહાકષ્ટં, કષ્ટાત્કષ્ટતરી ક્ષુધા ॥ ૧ ॥ ઇતિ ॥ ૧૪ ॥ તેને રાણી રુદન કરતી થકી કહેવા લાગી કે હે વત્સ! દુધ અને સાકર તો દૂર રહ્યાં, પણ જો હવે આપણને કૂકશા ખાવાને મલે તોપણ જાણીએ જે આપણને કૂર કપૂરનાં ભોજન મલ્યાં ॥ ૧૫ ॥

હવે જાતાં માર્ગે મલી રે, એક કુષ્ઠીની ફોજ ॥ રોગી મલીયા સાતસેં રે, હીંડે કરતા મોજ ॥ દેખો૦ ॥ ૧૬ ॥ કુષ્ઠીએ પૂછ્યા પછી રે, સયલ સુણાવી વાત ॥ વલતું કુષ્ઠી ઇમ કહે રે, આરતિ મ કરો માત ॥ દેખો૦ ॥ ૧૭ ॥ આવી અમ શરણે હવે રે, મન રાખો આરામ ॥ એ કોઇ અમ જીવતાં રે, કોઇ ન લે તુમ નામ ॥ દેખો૦ ॥ ૧૮ ॥ વેસર આપી બેસવા રે, ઢાંકી સઘલું અંગ ॥ બાલક રાખી સોડમાં રે, બેઠી થઇ ખડંગ ॥ દેખો૦ ॥ ૧૯ ॥ એહવે આવ્યા શોધતા રે, વૈરીના અસવાર ॥ કોઇ સ્ત્રી દીઠી ઇહાં રે, પૂછે વારોવાર ॥ દેખો૦ ॥ ૨૦ ॥

અર્થ—હવે આગલ માર્ગે જતાં થકા એક કુષ્ઠી એટલે કોઢીયાની ફોજ મલી, તે રોગી સર્વ સાતસેં જણ એકઠા મલ્યા, મોજ કરતાં થકા ( હીંડે કે૦ ) ફરે છે ॥ ૧૬ ॥ તે કુષ્ઠીએ મુજને પૂછ્યા પછી મેં પણ મારી સર્વ વાત તેમને સંભલાવી, તે વારે વલતું કોઢીયાઓએ એમ કહ્યું કે હે માતાજી! તમે આરતિ મ કરો એટલે ચિંતા ન કરો ॥ ૧૭ ॥ હવે તમે તમારા મનમાં આરામ રાખીને અમારે શરણે આવી રહો. એ અમો સર્વ જનોમાંથી કોઇ એક પણ જિહાંસુધી જીવતો હશે તિહાંસુધી તમારું કોઇ નામ લેશે નહીં ॥ ૧૮ ॥ એમ કહીને તે કોઢીયાઓએ તેમને એક ( વેસર કે૦ ) ખચ્ચર બેસવા માટે આપ્યું. પછી તે રાણી પણ પોતાના બાલકનું સર્વ અંગ ઢાંકી તેને પોતાની સોડમાં રાખી ( ખડંગ કે૦ ) ખડાંગ સાવધાન થઇને ખચ્ચર ઉપર બેઠી ॥ ૧૯ ॥ એવા અવસરેજ તેમને શોધવાને માટે વૈરીના સ્વાર ત્યાં આવી પહોંચ્યા. તે કોઢીયાઓને વારંવાર પૂછે છે કે કોઇ સ્રીને જતી થકી તમે ઇહાં દીઠી? ॥ ૨૦ ॥

કોઇ ઇહાં આવ્યું નથી રે, જૂઠ મ ઝંખો આલ ॥ વચન

ન માનો અમ તણું રે, નયણે જુઓ નીહાલ ॥ દેખો૦
॥ ૨૧ ॥ જો જોશો તો લાગશે રે, અંગે રોગ અસાધ્ય ॥
નાઠા બીહીતા બાપડા રે, વલગે રખે વિરાધ ॥ દેખો૦
॥ ૨૨ ॥ કુષ્ઠીસંગતથી થયો રે, સુતને ઉંબર રોગ ॥
માડી મન ચિંતા ઘણી રે, કઠિન કરમના ભોગ ॥
દેખો૦ ॥ ૨૩ ॥

અર્થ—તેને કોઢીયાઓ કહેવા લાગ્યા જે ઇહાં તો કોઇ પણ આવ્યું નથી. તમે જૂઠું આલ ( મ ઝંખો કે૦ ) મ બોલો, અને જો અમારું વચન ન માનો તો તમે તમારી નજરે નીહાલીને જુઓ ॥ ૨૧ ॥ પણ એટલું છે કે જો તમે અમારા સમૂહમાં આવીને જોશો તો તમારા અંગમાં પણ અસાધ્ય રોગ લાગી જશે, તેથી તમે પણ અમારા જેવા થશો. એવું સાંભલીને રખેને એ ( વિરાધ કે૦ ) રોગનો વ્યાધિ આપણા અંગે આવી વલગે! એમ વિચારીને તે બાપડા બીતા થકા તિહાંથી નાસી ગયા ॥ ૨૨ ॥ હવે કુષ્ઠીઓની સંગતિ થકી પુત્રને અંગે પણ ( ઉંબર કે૦ ) કોઢ રોગ થયો. ઇહાં ઉંબર રોગ તે જેમ ઉંબરનું ઝાડ તેમાં ઉંબરા નામે ગાંઠા જેવાં ફુલ થાય છે, તે ફુલ જે વારે પાકે તે વારે પોતાની મેલે ફાટીને તેમાંથી પરુ પાચ જેવો રસ નીકલે છે, તે ઉંબરાનાં ફુલની પરે રોગે કરી શરીર ફાટેલું હોય તેમાંથી પરુ પાચ નીકલે તેને ઉંબર રોગ કહીએ. તે રોગ દેખીને માતાના મન માંહે વલી ઘણીજ ચિંતા થઇ પડી અને વિચારવા લાગી કે મારાં કર્મના ભોગ મહા કઠિન છે ॥ યતઃ ॥ ચિંતયા નશ્યતે રૂપં, ચિંતયા નશ્યતે બલં ॥ ચિંતયા નશ્યતે જ્ઞાનં, વ્યાધિર્ભવતિ ચિંતયા ॥ ૧ ॥ ૨૩ ॥

પુત્ર ભલાવી તેહને રે, માતા ચાલી વિદેશ ॥ વૈદ્ય ઓસડ
જોવા ભણી રે, સહેતી ઘણા કિલેશ ॥ દેખો૦ ॥ ૨૪ ॥
જ્ઞાનીને વચને કરી રે, સયલ ફલી મુજ આશ ॥ તેહજ
હું કમલપ્રભા રે, આ બેઠી તુમ પાસ ॥ દેખો૦ ॥ ૨૫ ॥
રાસ રુડો શ્રીપાલનો રે, તેહની દશમી ઢાલ ॥ વિનય
કહે પુણ્યે કરી રે, દુઃખ થાયે વિસરાલ ॥ દેખો૦ ॥૨૬॥

અર્થ—એમ વિચારી પોતાનો પુત્ર તે કોઢીયાઓને ( ભલાવી કે૦ ) સોંપીને વૈદ્ય, ઔષધ જોવાને અર્થે માતા ઘણા કલેશને સહન કરતી ( વિદેશ કે૦ ) પરદેશે ચાલી ॥ ૨૪ ॥ આગલ માર્ગે જતાં જ્ઞાની ગુરુ મલ્યા, તેમનાં વચને કરીને મારી સર્વ આશા ફલી. તેજ હું કમલપ્રભા આ તમારી પાસે બેઠી છું ॥ ૨૫ ॥ આ ઉત્તમ રુડા શ્રીપાલ રાજાનો રાસ, તેની એ દશમી ઢાલ કહી. શ્રીવિનયવિજય ઉપાધ્યાયજી કહે છે કે પુણ્યે કરીને સર્વ પ્રકારનાં દુઃખ વિસરાલ થાય ॥ યતઃ ॥ અન્નપાનં ચ વસ્ત્રં ચ, આલયઃ શયનાસનં ॥ શુશ્રૂષા વંદનં તુષ્ટિઃ, પુણ્યં નવવિધં સ્મૃતં ॥ ૧ ॥ ઇતિ ॥ ૨૬ ॥

॥ દોહા ॥

**રૂપસુંદરી શ્રવણે સુણી, વિમલ જમાઇવંશ ॥ હર્ષે હિયડે ગહગહી, ઇણી પરે કરે પ્રશંસ ॥ ૧ ॥ વખતવંત મયણા સમી, નારી ન કો સંસાર ॥ જિણે બેહુ કુલ ઉદ્ધરયાં, સતી શિરોમણિ સાર ॥ ॥ ૨ ॥**

અર્થ—હવે રૂપસુંદરી પોતાના જમાઇનો ( વિમલ કે૦ ) નિર્મલ પવિત્ર વંશ તેને કાને સાંભલીને હૈડાને વિષે હર્ષે કરી ગહગહાટ થઇ થકી એટલે હર્ષનો ઉભરો આવ્યો તે વારે ઇણી પરે એટલે આગલ કહેશે તે રીતે પ્રશંસા કરતી હવી ॥ ૧ ॥ વખતવંત એટલે મોટા વખતવાલી ભાગ્યવંત તે આ મયણાસુંદરી સમાન બીજી કોઇ સ્ત્રી સંસારમાં નથી, જેણે માવિતર તથા શ્વશુર મલી બેહુ કુલનો ઉદ્ધાર કર્યો, માટે એ સર્વ સતીઓ માંહે સારભૂત શિરોમણિરૂપ છે ॥ ૨ ॥

**વર પણ પુણ્યે પામીયો, નરપતિ નિર્મલ વંશ ॥ પુત્ર સિંહરથ રાયનો, ક્ષત્રિયકુલ અવતંસ ॥૩॥ રૂપસુંદરી રંગે જઇ, વાત સુણાવી સોય ॥ નિજ બંધવ પુણ્યપાલને, તે પણ હર્ષિત હોય ॥ ૪ ॥ ચતુરંગી સેના સજી, સાથે સબલ પરિવાર ॥ તેજી તુરિય નચાવતા, અવલ વેષ અસવાર ॥ ૫ ॥ રતનજડિત ઝલકે ઘણાં, ધરચાં સૂરિયાં-પાન ॥ ઢોલ નગારાં ગડગડે, નેજા ફુરે નિશાન ॥ ૬ ॥ ભાણેજી વર જિહાં વસે, તિહાં આવ્યા તતકાલ ॥ નિજ મંદિર પધરાવવા, પુણ્યવંત પુણ્યપાલ ॥ ૭ ॥**

અર્થ—એ એના પુણ્યે કરીને ( વર કે૦ ) ભર્ત્તાર પણ નરપતિ જે રાજાઓનો નિર્મલ વંશ, તેને વિષે ( અવતંસ કે૦ ) મુકુટ સમાન એવો પ્રગટ ક્ષત્રિયકુલનો સિંહરથ નામે રાજા, તેના પુત્ર પ્રત્યે પામી, અથવા ક્ષત્રિયકુલને વિષે ( અવતંસ કે૦ ) મુકુટ સમાન એવો સિંહ-રથ નામે જે રાજા, તેના પુત્ર પ્રત્યે પામી ॥ ૩ ॥ એ પ્રમાણે રૂપસુંદરી રાણીએ ( રંગે કે૦ ) હર્ષે કરીને આનંદ સહિત ઘેર જઇ તે વાત પોતાના ભાઇ પુણ્યપાલને સંભલાવી. તે વારે તે પણ ઘણોજ હર્ષવંત થયો ॥ ૪ ॥ પછી ચાર છે અંગ જેનાં એવી ચાર પ્રકારની સેના સજજ કરી સાથે ( સબલ કે૦ ) ઘણો પરિવાર લઇને, તેજવંતા એવા ( તુરિય કે૦ ) ઘોડાઓને નચાવતા એવા અને અવલ વેષના પહેરનારા એટલે ઘણોજ સુંદર છે વેષ જેમનો એવા સ્વારોને સાથે તેડીને ॥ ૫ ॥ રત્ને જડેલ ઝલકતાં એવાં ઘણાં ( સૂરિયાંપાન કે૦ ) સૂર્યમુખાં ધર્યાં છે, તથા ઢોલ નગારાંનો ગડગડાટ થતે થકે વલી જેનાં નિશાનો ફરકી રહેલાં છે ॥ ૬ ॥ એવા આડંબર સહિત જ્યાં પોતાની ભાણેજી અને વલી તેનો ( વર કે૦ ) ભર્ત્તાર વસે છે,

રહે છે તિહાં તત્કાલ તેજ વખતે પોતાના મંદિરે તેડી જવાને માટે પુણ્યવંત એવો પુણ્યપાલ નામે રાજા આવ્યો ॥ ૭ ॥

॥ ઢાલ અગીયારમી ॥ રાય કહે રાણી પ્રતે ॥ સુણુ કામિની ॥ એ દેશી ॥

આવો જમાઇ પ્રાહુણા ॥ જયવંતા જી ॥ અમ ઘર કરો પવિત્ર ॥ ગુણવંતા જી ॥ સહુને અચરિજ ઉપજે ॥ જયવંતા જી ॥ સુણતાં તુમ્હ ચરિત ॥ ગુણવંતા જી ॥ ૧ ॥ ગજ બેસારી ઉત્સવે ॥ જય૦ ॥ પધરાવ્યા નિજ ગેહ ॥ ગુણ૦ ॥ માઉલસસરો પૂરવે ॥ જય૦ ॥ ભોગ ભલા ધરી નેહ ॥ ગુણ૦ ॥ ૨ ॥ ઇક દિન બેઠાં માલીયે ॥ જય૦ ॥ મયણા ને શ્રીપાલ ॥ ગુણ૦ ॥ વાજે છંદે નવ નવે ॥ જય૦ ॥ માદલ ભુંગલ તાલ ॥ ગુણ૦ ॥ ૩ ॥ રાય રાણી રંગે જુવે ॥ જય૦ ॥ થેઇ થેઇ નાચે પાત્ર ॥ ગુણ૦ ॥ ભરહ ભેદ ભાવે ભલા ॥ જય૦ ॥ વાલે પરિ પરિ ગાત્ર ॥ ગુણ૦ ॥ ૪ ॥

અર્થ—અને શ્રીપાલને કહેવા લાગ્યો કે હે પરોણા જમાઇ! તમે જયવંતા છો, માટે આવીને અમારૂં ઘર પવિત્ર કરો. હે ગુણવંતા જમાઇ! તમારૂં ચરિત્ર સાંભલતાં થકા સર્વ લોકને અચરિજ ઉપજે છે ॥ ૧ ॥ એમ કહી શ્રીપાલને હાથી ઉપર બેસાડીને મોટા ઉત્સવે કરી મામા સસરાએ પોતાને ઘેર પધરાવ્યા. તિહાં સ્નેહ ધરીને ( ભલા કે૦ ) રુડા ઉત્તમ પ્રકારના ભોગ તેને પૂરવા લાગ્યો છે ॥ ૨ ॥ હવે એક દિવસે મયણાસુંદરી અને શ્રીપાલ કુંવર બેહુ જણ મલીને માલીયા ઉપર ગોખમાં બેઠાં છે, તિહાં નવ નવા છંદે કરી માદલ, ભુંગલ અને તાલ વાજે છે ॥ ૩ ॥ તથા થેઇ થેઇકાર કરીને નાટકોનાં પાત્ર નાચે છે, અને તે પાત્રો ( ભરહ કે૦ ) સમૂહ એટલે નાટકના બત્રીશ ભેદ તેણે કરી સહિત ભલા ભાવે કરી નાટક કરે છે, ( પરિ પરિ કે૦ ) જૂદી જૂદી રીતે પોતાનાં ( ગાત્ર કે૦ ) શરીરને વાલે છે, એવી રીતનું નાટક થાય છે. તે રાજા અને રાણી બેહુ જણ ( રંગે કે૦ ) હર્ષે કરી જુવે છે ॥ ૪ ॥

ઇણ અવસર રયવાડીથી ॥ જય૦ ॥ પાછો વલીયો રાય ॥ ગુણ૦ ॥ નૃત્ય સુણી ઉભો રહ્યો ॥ જય૦ ॥ પ્રજાપાલ તિણ ઠાય ॥ ગુણ૦ ॥ ૫ ॥ સુખ ભોગવતાં સ્વર્ગનાં ॥ જય૦ ॥ દીઠાં સ્ત્રી ભરતાર ॥ ગુણ૦ ॥ નયણે લાગ્યો નિરખવા ॥ જય૦ ॥ ચિત્ત ચમક્યો તિણી વાર ॥ ગુણ૦

॥ ૬ ॥ તતક્ષણ મયણા ઓલખી ॥ જય૦ ॥ મન ઉપન્યો સંતાપ ॥ ગુણ૦ ॥ અવર કોઇ વર પેખીયો ॥ જય૦ ॥ હૈ હૈ પ્રગટયું પાપ ॥ ગુણ૦ ॥ ૭ ॥ ધિક ધિક ક્રોધ તણે વશે ॥ જય૦ ॥ મેં અવિચાર્યું કીધ ॥ ગુણ૦ ॥ મયણા સરખી સુંદરી ॥ જય૦ ॥ કોઢીને કર દીધ ॥ ગુણ૦ ॥ ૮ ॥

અર્થ—એવા અવસરને વિષે પ્રજાપાલ રાજા રયવાડીથી રમીને પાછો વલ્યો છે, તે પણ તે સ્થાનકે ( નૃત્ય કે૦ ) નાટકનો શબ્દ સાંભલીને ઉભો રહ્યો ॥ ૫ ॥ તિહાં સ્વર્ગનાં સુખ ભોગવતાં થકાં સ્ત્રી ભર્ત્તારને દીઠાં, તેને રાજા પોતાને નયણે કરી જોવા લાગ્યો, તે જોતાં વારજ પોતાના ચિત્તમાં ચમકી ગયો ॥ ૬ ॥ રાજાએ તેજ વખતે પોતાની પુત્રી જે મયણાસુંદરી તેને ઓલખી, પરંતુ તેની પાસે પોતે પરણાવેલા કોઢીયા વરને સ્થાનકે બીજો કોઇ વર બેઠેલો જોયો, તે વારે હૈ હૈ ઇતિ ખેદ, અરે! આ તે શું પૂર્વકૃત પાપ પ્રગટ થયું? એમ તેના મનમાં મોટો સંતાપ ઉપજયો ॥ ૭ ॥ તેથી મનમાં ચિંતવે છે કે ધિક્કાર છે, ધિક્કાર છે મુજને! જે મેં પણ ક્રોધને વશ થઇને આ મયણા સરખી સુંદરી તે કોઢીયાને હાથે જઇ દીધી, એ કેવું અવિચાર્યું કામ કર્યું? કે જેમાંથી આ અકાર્ય થયું ॥ યતઃ ॥ લવણસમો નાત્થિ રસો, વિન્નાણસમો બંધવો નત્થિ ॥ ધમ્મસમો નત્થિ નિહિ, કોહસમો વયરિઓ નત્થિ ॥ ૧ ॥ ઇતિ ॥ ૮ ॥

એ પણ હુઇ કુલખંપણી ॥ જય૦ ॥ મુજ કુલ ભરીયો છાર ॥ ગુણ૦ ॥ પરણ્યો પ્રીતમ પરહરી ॥ જય૦ ॥ અવર કીયો ભરતાર ॥ ગુણ૦ ॥ ૯ ॥ ઇણી પરે ઉભો ઝુરતો ॥ જય૦ ॥ જવ દીઠો તે રાય ॥ ગુણ૦ ॥ પુણ્યપાલ અવસર લહી ॥ જય૦ ॥ આવી પ્રણમે પાય ॥ ગુણ૦ ॥ ૧૦ ॥ રાજ પધારો મુજ ઘેર ॥ જય૦ ॥ જુઓ જમાઇ રૂપ ॥ ગુણ૦ ॥ સિદ્ધચક્રસેવા ફલી ॥ જય૦ ॥ તે કહ્યું સકલ સ્વરૂપ ॥ ગુણ૦ ॥ ૧૧ ॥ રાયે આવી ઓલખ્યો ॥ જય૦ ॥ મુખ ઇંગિત આકાર ॥ ગુણ૦ ॥ મન ચિંતે મહિમાનિલો ॥ જય૦ ॥ જૈનધર્મ જગ સાર ॥ ગુણ૦ ॥ ૧૨ ॥

અર્થ—તેમ વલી એ કુંવરી પણ મારા કુલમાં ખંપણ એટલે કલંક લગાડનારી, કાલી ટીલી જેવો ડાઘ લગાડનારી થઇ, જેણે મારા કુલ માંહે ( છાર કે૦ ) રાખ ભરી, એટલે મારું કુલ મલિન કર્યું, કારણ કે એણે પરણેલો ભર્ત્તાર ત્યાગીને બીજો ભર્ત્તાર કર્યો, એ મારા કુલને ખોટ લગાડી ॥ ૯ ॥ એવી રીતે ચિંતવતો પ્રજાપાલ રાજા તિહાં ઝુરતો થકો ઉભો છે, તેને જે વારે પુણ્યપાલ રાજાએ દીઠો તે વારે તે અવસર પામીને તેના પગને વિષે

આવી પ્રણમ્યો એટલે નમ્યો ॥ ૧૦ ॥ નમીને કહેવા લાગ્યો કે હે રાજન્! મારે ઘેર પધારો, અને આપના જમાઇનું રૂપ જુઓ, તથા ગુરુવચને સિદ્ધચક્ર આરાધ્યા તેની સેવા ફલીભૂત થઇ, તે સંબંધી જે કાંઇ (સ્વરૂપ કે૦) વૃત્તાંત હતો તે સર્વ કહી સંભલાવ્યો ॥ ૧૧ ॥ તે વારે રાજાએ આવીને મુખના (ઇંગિત કે૦) નિશાની એંધાણીને આકારે જોઇને ઓલખ્યો જે એજ મારો જમાઇ છે. એવું જાણીને મનમાં ચિંતવવા લાગ્યો જે મહિમાવંત જે શ્રીજૈનધર્મ તેજ જગતમાં સારભૂત છે ॥ ૧૨ ॥

મયણા તેં સાચી કહી ॥ જય૦ ॥ સભા માંહે સવિ વાત ॥ ગુણ૦ ॥ મેં અજ્ઞાનપણે કહ્યું ॥ જય૦ ॥ તે સઘલું મિથ્યાત ॥ ગુણ૦ ॥ ૧૩ ॥ મેં તુજ દુઃખ દેવા ભણી ॥ જય૦ ॥ કીધો એહ ઉપાય ॥ ગુણ૦ ॥ દુઃખ ટલીને સુખ થયું ॥ જય૦ ॥ તે તુજ પુણ્યપસાય ॥ ગુણ૦ ॥ ૧૪ ॥ મયણા કહે સુણો તાતજી ॥ જય૦ ॥ ઇહાં નહીં તુમ વાંક ॥ ગુણ૦ ॥ જીવ સયલ વશ કર્મને ॥ જય૦ ॥ કુણ રાજા કુણ રાંક ॥ ગુણ૦ ॥ ૧૫ ॥ માન તજી મયણા તણી ॥ જય૦ ॥ રાયે મનાવી માય ॥ ગુણ૦ ॥ સજ્જન થયાં સવિ ઇકમનાં ॥ જય૦ ॥ ઉલટ અંગ ન માય ॥ ગુણ૦ ॥ ૧૬ ॥

અર્થ—એમ વિચારી રાજા મયણાને કહેવા લાગ્યો કે તેં જે કાંઇ સભા માંહે વાત કરી તે સર્વ સાચી થઇ, અને મેં અજ્ઞાનપણે જે તુજને કહ્યું તે સર્વ (મિથ્યાત કે૦) જૂઠું હતું ॥ ૧૩ ॥ જે માટે મેં તો તુજને દુઃખ દેવા સારુ એ ઉપાય કર્યો હતો, પરંતુ તે દુઃખ ટલીને જે સુખ થયું તે સર્વ તારા પુણ્યના પસાયથી જાણવું ॥ ૧૪ ॥ તે સાંભલી મયણાસુંદરી વિનય સહિત કહેવા લાગી કે હે પિતાજી! તમે સાંભલો. ઇહાં તમારો વાંક કાંઇ પણ નથી. કોણ રાજા અને કોણ રાંક? એટલે રાજા હો અથવા રાંક હો, ગમે તે હો, પણ આ સંસારમાં સર્વ જીવ કર્મને વશ છે, સહુ કોઇ પોતપોતાનાં કરેલાં કર્મોને ભોગવે છે ॥ ૧૫ ॥ એવાં મયણાનાં વચન સાંભલીને રાજાને જે પ્રથમ સ્વકર્ત્તાપણાનો અહંકાર હતો તેને ત્યાગી શ્રીજિનેશ્વરનો ધર્મ અંગીકાર કરીને તેણે મયણાસુંદરીની માતાને મનાવી. તે વખત સજ્જન તે સગાં સંબંધીનાં મન જે જૂદાં પડી ગયાં હતાં તે સર્વે એકમનાં થયાં, તેથી તેમનાં મનમાં એટલો તો ઉલટ એટલે હર્ષ ઉપન્યો કે તે તેમનાં અંગમાં સમાઇ શકતો નથી ॥ ૧૬ ॥

નયર સયલ શણગારીયું ॥ જય૦ ॥ ચહુટાં ચોક વિશાલ ॥ ગુણ૦ ॥ ઘર ઘર ગૂડી ઉચ્છલે ॥ જય૦ ॥ તોરણ ઝાકઝમાલ ॥ ગુણ૦ ॥ ૧૭ ॥ ઘરે જમાઇ મહોત્સવે ॥

જય૦ ॥ તેડી આવ્યા રાય ॥ ગુણ૦ ॥ સંપૂરણ સુખ ભોગવે ॥ જય૦ ॥ સિદ્ધચક્ર સુપસાય ॥ ગુણ૦ ॥૧૮॥ નયર માંહે પ્રગટ થઇ ॥ જય૦ ॥ મુખ મુખ એહીજ વાત ॥ ગુણ૦ ॥ જિનશાસન ઉન્નતિ થઇ ॥ જય૦ ॥ મયણાએ રાખી ખ્યાત ॥ ગુણ૦ ॥૧૯॥ રાસ રુડો શ્રીપાલનો ॥ જય૦ ॥ તેહની અગ્યારમી ઢાલ ॥ ગુણ૦॥ વિનય કહે સિદ્ધચક્રની ॥ જય૦ ॥ સેવા ફલે તતકાલ ॥ ગુણ૦ ॥ ૨૦ ॥

અર્થ—પછી રાજાએ સમસ્ત નગરને શણગાર્યું, તેમાં મોટાં ચૌટાં અને ચોકને વિશાલપણે શણગાર્યાં. ઘર ઘરને વિષે ગુડીઓ ઉછલી રહી છે, તોરણ ઝાકઝમાલ બાંધ્યાં છે ॥ ૧૭ ॥ એમ મોટે ઉત્સવે કરી રાજા પોતાને ઘેર જમાઇને તેડી આવ્યો, તિહાં શ્રીપાલ કુંવર સિદ્ધચક્રના સુપસાય થકી સંપૂર્ણ સુખ ભોગવે છે ॥ ૧૮ ॥ પછી ઉજ્જયણી નગરીમાં રહેનારાં લોકોનાં મુખ મુખને વિષે એહીજ વાત પ્રગટ થઇ, એટલે વિસ્તાર પામી, જે શ્રી જૈનધર્મજ જગતમાં શ્રેયસ્કર છે. એવી શ્રીજિનશાસનની ઉન્નતિ થઇ. એમ મયણાએ પોતાના મુખમાંથી જે વાત કાઢી હતી કે જીવ જે સુખ દુઃખ પામે છે તે સહુ પોતાનાં કર્માનુસારે પામે છે તેજ વાતની ખ્યાતિ રાખી એટલે પ્રખ્યાતિ કરી ॥ ૧૯ ॥ ( રુડો કે૦ ) રમણીય મનોહર એવો શ્રીપાલ રાજાનો રાસ તેની અગીયારમી ઢાલ પૂર્ણ થઇ. શ્રી વિનયવિજય ઉપાધ્યાયજી કહે છે કે શ્રીસિદ્ધચક્રની સેવા તત્કાલ ફલીભૂત થાય છે ॥ ૨૦ ॥

॥ ચોપાઇ ॥

ખંડ ખંડ મીઠો જિમ ખંડ, શ્રી શ્રીપાલચરિત્ર અખંડ ॥ (શ્રી) કીર્ત્તિવિજય વાચકથી લહ્યો, પ્રથમ ખંડ ઇમ વિનયે કહ્યો ॥ ૧ ॥

અર્થ—જેમ ( ખંડ કે૦ ) ખાંડના ( ખંડ કે૦ ) કટકા માંહે મીઠાશ ઘણી હોય, તેમ આ રાસના ખંડમાં પણ મીઠાશ ઘણી છે અને આ શ્રીપાલ રાજાનું ચરિત્ર તો અખંડ એટલે સંપૂર્ણ છે, તેમાં એ પહેલો ખંડ શ્રીકીર્ત્તિવિજય નામા ( વાચક કે૦ ) ઉપાધ્યાય તેમના મુખથી જે પ્રમાણે ( લહ્યો કે૦ ) પામ્યો-સાંભલ્યો, ( ઇમ કે૦ ) એ પ્રમાણેજ શ્રીવિનયવિજય ઉપાધ્યાયજીએ કહ્યો ॥ ૧ ॥

॥ ઇતિ શ્રીમન્મહોપાધ્યાયશ્રીકીર્ત્તિવિજયગણિશિષ્યોપાધ્યાયશ્રીવિનયવિજયવિરચિતે શ્રીશ્રીપાલચરિત્રે પ્રાકૃતપ્રબન્ધે શ્રીસિદ્ધચક્રમહિમાધિકારે શ્રીપાલકુમર-મયણાસુંદરીપાણિગ્રહણે શ્રીસિદ્ધચક્રારાધનાત્ નીરોગત્વપ્રાપ્તિ-શ્રીકમલપ્રભામિલનસ્વવ્યતિકરકથનેત્યાદિવર્ણનો નામ પ્રથમઃ ખંડઃ સમાપ્તઃ ॥ ૧ ॥ ૨૮૨ ॥

॥ ઇતિ શ્રીશ્રીપાલચરિત્રે બાલાવબોધે પ્રથમઃ ખંડઃ સમાપ્તઃ ॥ ૧ ॥

શ્રીસદ્ગુરુભ્યો નમઃ ॥

# ॥ અથ દ્વિતીયઃ ખંડઃ પ્રારભ્યતે ॥

॥ દોહા ॥

સિદ્ધચક્ર આરાધતાં, પૂગે વાંછિત કોડ ॥ સિદ્ધચક્ર મુજ મન વસ્યું, વિનય કહે કર જોડ ॥ ૧ ॥ શારદ સાર દયા કરી, દીજે વચન વિલાસ ॥ ઉત્તર કથા શ્રીપાલની, કહેવા મન ઉલ્લાસ ॥ ૨ ॥ એક દિન રમવા નીકલ્યો, ચહુટે કુંવર શ્રીપાલ ॥ સબલ સૈન્યશું પરવરચો, યૌવન રૂપ રસાલ ॥ ૩ ॥ મુખ સોહે પૂરણ શશી, અર્દ્ધ ચંદ્ર સમ ભાલ ॥ લોચન અમિય કચોલડાં, અધર અરુણ પરવાલ ॥ ૪ ॥

અર્થ—શ્રીસિદ્ધચક્રનું આરાધન કરતાં થકા મનના વાંછિત કોડ સર્વ પૂર્ણ થાય, માટે શ્રીવિનયવિજયજી એ હાથ જોડીને કહે છે કે તેજ સિદ્ધચક્ર મારા મનમાં વસ્યા ॥ ૧ ॥ હવે શ્રીપાલ રાજાની ( ઉત્તર કે૦ ) આગલ કથા કહેવાને મારું મન ઉલ્લસિત થયું છે, માટે હે ( શારદ કે૦ ) શારદા માતા ! તમે મારી ઉપર ( સાર કે૦ ) પ્રધાન શ્રેયસ્કારી દયા કરીને વચનરચનાનું વિલાસપણું આપો ॥ ૨ ॥ એક દિવસે ( સબલ કે૦ ) મોટા સૈન્યે કરી પરવર્યો થકો, યૌવન અવસ્થાવંત તથા રસાલ રૂપ છે જેનું એવો શ્રીપાલ કુંવર રમવાને માટે ચૌટા-માંથી ( નીકલ્યો કે૦ ) જાય છે ॥ ૩ ॥ સંપૂર્ણ પૂર્ણિમાના ચંદ્રમા સરખું તો જેનું મુખ શોભે છે અને અષ્ટમીના અર્દ્ધ ચંદ્રમા સમાન જેનું ( ભાલ કે૦ ) કપાલ શોભે છે, વલી લોચન જે નેત્ર તે અમૃતનાં કચોલાં સરખાં શોભે છે તથા અધર જે હોઠ તે પરવાલા સરખા ( અરુણ કે૦ ) લાલ વર્ણે કરી સહિત થકા શોભે છે ॥ ૪ ॥

દંત જિસ્યા દાડિમકલી, કંઠ મનોહર કંબુ ॥ પુરકપાટ પરિ હૃદયતટ, ભુજ ભોગલ જિમ લંબુ ॥ ૫ ॥ કેડ લંક કેહરિ સમો, સોવન વન્ન શરીર ॥ ફૂલ ખરે મુખ બોલતાં, ધ્વનિ જલધર ગંભીર ॥ ૬ ॥ ચોક ચોક ચહુટે મિલ્યાં, રૂપે મોહ્યાં લોક ॥ મહેલ ગોંખ મેડી ચડે, નર નારીનાં થોક ॥ ૭ ॥ મુગ્ધા પૂછે માયને, મા એ કુણ અભિરામ ॥ ઇંદ ચંદ કે ચક્કવી, શ્યામ રામ કે કામ ॥ ૮ ॥ માય

**કહે મહોટે સ્વરે, અવર મ ઝંખે આલ ॥ જાય જમાઈ રાયનો, રમવા કુંવર શ્રીપાલ ॥ ૯ ॥**

અર્થ—તથા જેવી દાડિમની કલીઓ શોભે તે સરખા દાંત શોભે છે, કંઠ તો મનોહર ( કંબુ કે૦ ) શંખના જેવો શોભે છે, ( પુરકપાટ કે૦ ) નગરના દરવાજાના કમાડની પેરે જેનું હૃદયતટ શોભે છે તથા ભોગલ સરખી લાંબી એવી બે ભુજાઓ શોભે છે ॥ ૫ ॥ કેડનો લંક તે કેસરી સિંહ સરખો શોભે છે, શરીરનો વાન સોના સરખો શોભે છે, મુખે બોલતાં જાણીએ ફૂલ ખરી નીચે પડતાં હોય નહીં? તેવાં વચન મુખમાંથી નીકલતાં શોભે છે. વલી ( જલધર કે૦ ) મેઘ તેના સરખો ગંભીર છે ( ધ્વનિ કે૦ ) સ્વર જેનો એવો શ્રીપાલ કુંવર ચૌટામાંથી ચાલ્યો જાય છે ॥ ૬ ॥ તે શ્રીપાલના રૂપ ઉપરે મોહ પામ્યાં થકાં તેને જોવા માટે ચોક ચોકને વિષે ચૌટા માંહે ઘણાં લોક એકઠાં મલ્યાં છે. વલી કોઇ એક મહેલ ઉપર, કોઇ એક ગોંખ ઉપર, કોઇ મેડી ઉપર ચડીને, એમ શ્રીપાલને જોવા માટે મનુષ્ય તથા સ્ત્રીઓનાં થોકે થોક તિહાં એકઠાં થયાં છે ॥ ૭ ॥ તે સમયે કોઇક ( મુગ્ધા કે૦ ) બાલિકા શ્રીપાલને જોઇને પોતાની માતાને પૂછે છે કે હે માતાજી! આ ( અભિરામ કે૦ ) મનોહર રૂપવંત પુરુષ કોણ છે? ઇંદ્ર છે? કે ચંદ્ર છે? કે ચક્રવર્તી છે? કે ( શ્યામ કે૦ ) શ્રીકૃષ્ણ છે? કે રામચંદ્રજી છે? કે કામદેવ છે? ॥ ૮ ॥ એવી પોતાની પુત્રીની વાણી સાંભલીને તેની માતા મોટે સ્વરે કરી કહેવા લાગી કે હે વત્સ! તું ( અવર કે૦ ) બીજાં આલપંપાલ ( મ ઝંખે કે૦ ) મ બોલ, એ તો આપણા રાજાનો જમાઇ શ્રીપાલ કુંવર છે તે રમવાને જાય છે ॥ ૯ ॥

**વચન સુણી શ્રીપાલને, ચિત્તમાં લાગી ચોંક ॥ ધિક સુસરા નામે કરી, મુજ ઓલખાવે લોક ॥ ૧૦ ॥ ઉત્તમ આપ ગુણે સુણ્યા, મજ્ઝિમ બાપ ગુણેણ ॥ અધમ સુણ્યા માઉલ ગુણે, અધમાધમ સસુરેણ ॥ ૧૧ ॥**

અર્થ—તેનાં વચન સાંભલીને શ્રીપાલને પોતાના ચિત્તમાં ( ચોંક કે૦ ) ચોંક લાગી, ચમક લાગી એટલે બાણ લાગ્યાની પેરે વિલખો થઇ ગયો, અને વિચારવા લાગ્યો જે ધિક્કાર છે મને કે જે સસરાના નામે કરીને મુજને જગતમાં લોક ઓલખાવે છે ॥ ઉક્તં ચ ॥ શ્વશુરગૃહનિવાસઃ સ્વર્ગતુલ્યો નરાણાં, યદિ વસતિ વિવેકી વાસરાણિ ત્રિ પંચ ॥ દધિમધુઘૃતલોભાન્માસયુગ્મં વસેચ્ચે,—ત્સ ભવતિ ખરતુલ્યો માનવો માનહીનઃ ॥ ૧ ॥ ઇતિ ॥ ૧૦ ॥ નીતિશાસ્ત્રમાં તો જે પોતાને ગુણે ઓલખાય તે ઉત્તમ કહ્યા છે; અને જે બાપને ગુણે કરી ઓલખાય તે મધ્યમ કહ્યા છે; તથા જે ( માઉલ કે૦ ) મામાને ગુણે કરી ઓલખાય તે અધમ જાતિના સાંભલ્યા છે; વલી જે શ્વશુરને ગુણે કરી ઓલખાય તે પુરુષ અધમમાં અધમ જાણવા ॥ ૧૧ ॥

॥ ઢાલ પહેલી ॥ રાગ જેતશ્રી ॥ ચતુર સનેહી મોહના ॥ એ દેશી ॥

**ક્રીડા કરી ઘર આવીયો, ચપલચિત્ત શ્રીપાલો રે ॥ ઉચ્ચક મન દેખી કરી, બોલાવે પુણ્યપાલો રે ॥ ક્રીડા૦ ॥ ૧ ॥**

અર્થ—એમ ચપલચિત્ત થકા શ્રીપાલ કુંવર ક્રીડા કરીને પોતાને ઘેર આવ્યો, તેનું ( ઉચ્ચક કે૦ ) ઉદાસ મન દેખી કરીને પુણ્યપાલ નામે મામો સસરો બોલાવે છે ॥ ૧ ॥

**રાજ કોણે આજ રીસવ્યા, કોણે લોપી તુમ આણ રે ॥ દીસો છો કાંઇ દૂમણા, તુમ ચરણે અમ પ્રાણ રે ॥ ક્રીડા૦ ॥ ૨ ॥ ચિત્ત ચાહો તો આપણું, લીજે ચંપારાજ રે ॥ છડે પ્રયાણે ચાલીએ, સબલ સૈન્ય લઇ સાજ રે ॥ ક્રીડા૦ ॥ ૩ ॥ કુંવર કહે સુસરા તણે, બલે ન લીજે રાજ રે ॥ આપ પરાક્રમ જિહાં નહીં, તે આવે કુણ કાજ રે ॥ ક્રીડા૦ ॥ ૪ ॥ તેહ ભણી અમે ચાલશું, જોશું દેશ વિદેશ રે ॥ ભુજાબલે લખમી લહી, કરશું સકલ વિશેષ રે ॥ ક્રીડા૦ ॥ ૫ ॥ માય સુણી આવી કહે, હું આવીશ તુજ સાથ રે ॥ ઘડીય ન ધીરું એકલો, તુંહીજ એક મુજ આથ રે ॥ ક્રીડા૦ ॥ ૬ ॥**

અર્થ—કે હે રાજન્! આજ તમને કોઇએ રીસવ્યા છે? અથવા કોઇએ તમારી આજ્ઞા લોપી છે કે જે થકી તમે કાંઇક દૂમણા દેખાઓ છો? પણ તમારે ચરણે અમારા પ્રાણ છે, માટે જે હોય તે ખરેખરું અમોને કહો ॥ ૨ ॥ જો તમારા ચિત્તમાં ચાહના હોય તો ઇહાંથી સબલ એટલે મોટા સૈન્યનો સાજ લઇને ચઢે પ્રયાણે ચાલીએ, અને આપણું ચંપા નગરીનું રાજ્ય લઇ લઇએ ॥ ૩ ॥ તે સાંભલી કુંવર બોલ્યો કે સસરાને બલે રાજ્ય લઇએ નહીં, કારણ કે જિહાં પોતામાં પરાક્રમ ન હોય તિહાં પારકું પરાક્રમ તે શા કામમાં આવે? ॥દોહા॥ જો નરમેં પરાક્રમ નહીં, તો નર પશુ સમાન ॥ બાલ ખેલાવે તાહકુ, જૈસે લિખિત ચિત્રામ ॥ ૧ ॥ ખેતી પાંતી વિનતિ, વાંસા કેરી ખજ્જ ॥ હાથે તુરિ ન પલાણિયા, એ પાંચે નાવે કજ્જ ॥ ૨ ॥ ૪ ॥ તે ભણી અમે ઇહાંથી ચાલશું, તે દેશ વિદેશ જોશું, અને તિહાં પોતાની ભુજાના બલથી લક્ષ્મી પેદા કરીને પછી ચિત્ત માંહે જે ધાર્યું છે તે સર્વ કાર્યવિશેષ કરશું ॥ ૫ ॥ તે વાત શ્રીપાલની માતાએ સાંભલી, તે વારે આવીને કહેવા લાગી કે હે પુત્ર! હું પણ તારી સાથે આવીશ. હવે તો એક ઘડીમાત્ર પણ તુજને એકલો છૂટો મૂકું નહીં, કેમકે મારે તો ( આથ કે૦ ) પુંજીમાં એક તુંજ છો ॥ ૬ ॥

**કુંઅર કહે પરદેશમાં, પગબંધન ન ખટાય રે ॥ તિણે કારણ તુમે ઇહાં રહો, દ્યો આશિષ પસાય રે ॥ ક્રીડા૦ ॥ ૭ ॥ માય કહે કુશલા રહો, ઉત્તમ કામ કરેજો રે ॥ ભુજબલે વૈરી વશ કરી, દરિસણ વહેલું દેજો રે ॥ ક્રીડા૦**

॥ ૮ ॥ સંકટ કષ્ટ આવી પડે, કરજો નવ પદ ધ્યાન રે ॥ રયણી રહેજો જાગતા, સર્વ સમય સાવધાન રે ॥ ક્રીડા૦ ॥ ૯ ॥ અધિષ્ઠાયક સિદ્ધચક્રનાં, જેહ કહ્યાં છે ગ્રંથે રે ॥ તે સવિ દેવી દેવતા, જતન કરો તુમ પંથે રે ॥ ક્રીડા૦ ॥ ૧૦ ॥ એમ શિખામણ દેઇ ઘણી, માતા તિલક વધાવે રે ॥ શબ્દ શકુન હોયે ભલાં, વિજય મુહૂરત પણ આવે રે ॥ ક્રીડા૦ ॥ ૧૧ ॥

અર્થ—તે સાંભળી કુંવર કહેવા લાગ્યો કે હે માતાજી! પરદેશમાં જો પગબંધન હોય તો ખટાય નહીં, એટલે કાંઇ કમાઇ શકાય નહીં, તે કારણે તમે અહીંજ રહો, અને મારા ઉપર પસાય કરીને આશિષ આપો ॥ ૭ ॥ તે વારે માતાજી કહેવા લાગ્યા કે હે પુત્ર! તમે પરદેશમાં કુશલે રહો અને ઉત્તમ કામ કરજો તથા પોતાના ભુજબલે શત્રુને વશ કરી ફરી વહેલા આવી અમને દર્શન દેજો ॥ ૮ ॥ પરદેશમાં સંકટ કષ્ટ આવી પડે તો નવ પદનું ધ્યાન ધરજો, રાત્રિએ જાગતા રહેજો, અને સર્વ સમયે સાવધાન રહેજો ॥ ૯ ॥ વલી જે શ્રીસિદ્ધચક્રનાં અધિષ્ઠાયક ગ્રંથો માંહે કહેલાં છે તે સર્વ દેવી, દેવતા પ્રમુખ પંથને વિષે તમારું જતન કરો ॥ ૧૦ ॥ એ રીતે માતા ઘણી શિખામણ આપીને કુંવરને માંગલિકને અર્થે તિલક કરીને વધાવતી હવી. તે વખતે પ્રયાણને અર્થે શબ્દ અને શકુન પણ સર્વ રુડાં થયાં અને મુહૂર્ત્ત પણ વિજય એટલે રુડું જયનું આવ્યું ॥ ૧૧ ॥

રાસ રચ્યો શ્રીપાલનો, તેહને બીજે ખંડે રે ॥ પ્રથમ ઢાલ વિનયે કહી, ધર્મે ઉદય થિતિ મંડે રે ॥ ક્રીડા૦ ॥ ૧૨ ॥

અર્થ—એ શ્રીપાલના રાસની રચના કરી, તેની બીજા ખંડને વિષે પહેલી ઢાલ શ્રીવિનયવિજય ઉપાધ્યાયજીએ કહી. કવીશ્વર કહે છે કે હે ભવ્યજીવો! જે વારે સ્થિતિનો પરિપાક થાય તે વારે તે સ્થિતિપરિપાકના ઉદયથી જીવ ધર્મમાં મંડે એટલે જોડાય, ધર્મમાં પ્રવર્ત્તે ॥ ૧૨ ॥

॥ દોહા ॥

હવે મયણા ઇમ વિનવે, તુમશું અવિહડ નેહ ॥ અલગી ક્ષણ એક નવિ રહું, જિહાં છાયા તિહાં દેહ ॥ ૧ ॥ અગ્નિ સહેતાં સોહિલો, વિરહ દોહિલો હોય ॥ કંત વિછોહી કામિની, જલણ જલંતી જોય ॥ ૨ ॥

અર્થ—હવે મયણાસુંદરી આવીને આવી રીતે વિનંતિ કરે છે જે હે સ્વામિન્! તમારી સાથે મારે અવિચલ સ્નેહ છે, માટે એક ક્ષણમાત્ર પણ હું તમારાથી અલગી રહું નહીં. જેમ જે સ્થાનકે છાયા હોય તે સ્થાનકે શરીર પણ હોય. એ દૃષ્ટાંતે જિહાં તમારો દેહ હશે

તિહાંજ તમારા દેહની છાયારૂપ હું રહીશ ॥ યત: ॥ યત્ર ત્વં તત્ર મે પ્રાણા:, શરીરં મમ કેવલં ॥ ધારિતં પ્રેમયોગેન, વારિણા કમલં યથા ॥ ૧ ॥ ૧ ॥ હે સ્વામિન્! સ્ત્રીઓને અગ્નિ સહન કરવો પડે તે સુલભ છે, પરંતુ સ્વામીનો વિરહ ખમવો પડે તે મહા દોહિલો હોય છે. કંત જે ભર્ત્તાર તેથી વિછોહ પામેલી એવી જે ( કામિની કે૦ ) સ્ત્રી તે ( જલણ જલંતી કે૦ ) બલતા અગ્નિ સરખી ( જોય કે૦ ) જોવી, એટલે અગ્નિની પરે બલતી હોય એવી જાણવી ॥ યત: ॥ ગિરિકો ગિરનો વિષથેં મરનો, બરનો સખિ પાવકકો જરનો ॥ દરિયા પરનો હરિસેં લરનો, અસિધાર ભલો જિયકો હરનો ॥ કરીશું અરનો ધરની ગિરનો, હરસેં કરનો રનમેં જરનો ॥ કવિ માન કહે સબહી સુભલો, પણ એક બુરો પિયુ બીછરનો ॥ ૧ ॥ ઇતિ ॥ ૨ ॥

**કહે કુંઅર સુંદરિ સુણો, તું સાસુ પય સેવ ॥ કાજ કરી ઉતાવલું, હું આવું છું હેવ ॥ ૩ ॥ મન પાખે મયણા કહે, પિયુ તુમ વચન પ્રમાણ ॥ છે પંજર શૂનું પડ્યું, તુમ સાથે મુજ પ્રાણ ॥ ૪ ॥**

અર્થ—એવું સાંભલી કુંવર કહેવા લાગ્યો કે હે સુંદરિ! હું કહું છું તે તું સાંભલ. હાલ તું તારી સાસુના ચરણની સેવા કર, અને હું ઉતાવલથી મારું ચિંતવેલું કાર્ય કરીને ( હેવ કે૦ ) તુરત પાછો આવું છું ॥ ૩ ॥ એવું પતિનું વચન સાંભલીને યદ્યપિ એકલા રહેવાનું મન નથી, તથાપિ સ્વામીનું વચન ઉલ્લંઘન ન થાય, માટે મન વિના મયણાસુંદરી કહેવા લાગી કે હે સ્વામિન્! તમારું વચન મારે પ્રમાણ છે, પણ આ મારું શરીરરૂપ પાંજરું તે શૂન્ય પડ્યું છે, અને મારા પ્રાણ તો તમારી સાથેજ છે, એમ નિશ્ચયથી જાણજો ॥ યત: ॥ અસ્મિન્ પ્રયાણસમયે કુરુ મંગલાનિ, કિં રોદિષિ પ્રિયસખે! વદ કારણં મે ॥ હા પ્રાણનાથ! વિરહાનલસંગમેન, ધૂમેન વારિ ગલિતં મમ લોચનાભ્યાં ॥ ૧ ॥ ઇતિ ॥ ૪ ॥

॥ ઢાલ બીજી ॥ રાગ મલ્હાર ॥ કોશ્યા ઉભી આંગણે ॥ એ દેશી ॥

**વાલમ વહેલા રે આવજો, કરજો માહરી સાર રે ॥ રખે રે વિસારી મૂકતાં, લહી નવનવી નાર રે ॥ વા૦ ॥ ૧ ॥ આજથી કરીશ એકાસણું, કર્યો સચિત્ત પરિહાર રે ॥ કેવલ ભૂમિ સંથારશું, તજ્યાં સ્નાન શણગાર રે ॥ વા૦ ॥ ૨ ॥**

અર્થ—હે વાલમ! પરદેશે જાવ છો, પરંતુ મારી સારસંભાલ કરવા માટે તિહાંથી વહેલા આવજો, કેમકે તમે ભાગ્યવંત પુરુષ છો, તેથી દેશ દેશને વિષે નવનવી સ્ત્રીઓ પામીને રખેને મને વિસારી મૂકતા ॥ ૧ ॥ હે સ્વામિન્! આજથી માંડીને હું દિન પ્રત્યે એકાસણું કરીશ, વલી મેં સચિત્ત વસ્તુ ખાવાનો પરિહાર કર્યો, તથા સુવાને માટે સંથારો પણ નિ:કેવલ એક પૃથ્વી ઉપરજ કરીશ, પરંતુ ગોદડા આદિક બિછાના ઉપર નહીં સુઉં. વલી સ્નાન કરવું તથા શણગાર સજવો, તે પણ મેં આજથી તજ્યાં એટલે તેનો હું આજથી ત્યાગ કરું છું ॥ યત: ॥ કુંકુમં કજ્જલં કામ:, કુસુમં કંકણં તથા ॥ ગતે ભર્ત્તરિ નારીણાં, કકારા: પંચ દુર્લભા: ॥ ૧ ॥ ઇતિ ॥ ૨ ॥

તે દિન વલી કદી આવશે, જિહાં દેખીશ પિયુ પાય રે ॥
વિરહની વેદના વારશું, સિદ્ધચક્ર સુપસાય રે ॥ વા૦
॥ ૩ ॥ સજ્જન વોલાવી ઇણી પરે, લેઇ ઢાલ કૃપાણ
રે ॥ ચંદ્ર નાડી સ્વર પેસતે, કુંવરે કીધ પ્રયાણ રે ॥ વા૦
॥ ૪ ॥ દેશ પુર નગરનાં નવનવાં, જોતો કૌતુક રંગ રે ॥
એકલો સિંહ પરે મ્હાલતો, ચઢયો એક ગિરિશૃંગ રે
॥ વા૦ ॥ ૫ ॥

અર્થ—હે પ્રભુ! તે દિવસ વલી કયારે આવશે? કે જે દિવસે હું મારા સ્વામીનાં ચરણકમલ દેખીશ! પણ એ સર્વ મારી વિરહરૂપ વેદનાને શ્રીસિદ્ધચક્રના સુપસાય થકી ( વારશું કે૦ ) નિવારણ કરશું ॥ ૩ ॥ એવી રીતે સજ્જનને વોલાવી એટલે તેમની પાસેથી રજા લઇ પાછાં વાલીને હાથમાં ઢાલ તથા કૃપાણ એટલે તરવાર લઇને ચંદ્ર નાડીનો સ્વર પાછો પેસતે એટલે સૂર્ય નાડી વહેતે થકે શ્રીપાલ કુંવરે પરદેશે પ્રયાણ કીધું ॥ ઉક્તં ચ ॥ પૂજાદ્રવ્યાર્જનોદ્વાહે, દુર્ગાદિસરિદાક્રમે ॥ ગમાગમે જીવિતે ચ, ગૃહે ક્ષેત્રાદિસંગ્રહે ॥ ૧ ॥ ક્રયવિક્રયણે વૃષ્ટૌ, સેવાકૃષિવિશેષયોઃ ॥ વિદ્યાપટ્ટાભિષેકાદૌ, શુભાર્થે ચ શુભઃ શશી ॥ ૨ ॥ પ્રશ્ને પ્રારભણે વાપિ, કાર્યાણાં વામનાસિકા ॥ પૂર્ણવાયોઃ પ્રવેશશ્ચે,—ત્તદા સિદ્ધિરસંશયમ્ ॥ ૩ ॥ તક્રં તૈલં ગુડં ક્ષારં, ક્ષુદ્રં દુગ્ધસ્ય ભોજનં ॥ મુંડનં મૈથુનં મદ્યં, વર્જયેત્ ગમનેઽહનિ ॥ ઇતિ ॥ ૪ ॥ હવે આગલ ચાલતાં માર્ગમાં જે જે દેશ, પુર, નગર આવે છે તેના નવનવા ( રંગ કે૦ ) પ્રકારનાં કૌતુક જોતા થકો અથવા નવનવાં કૌતુક અને નવનવા રંગ જોતા થકો એકલોજ નિર્ભયપણે સિંહની પેરે મ્હાલતા થકો એક ( ગિરિ કે૦ ) પર્વતના ( શૃંગ કે૦ ) ટુંકની ઉપર ચઢયો ॥ ૫ ॥

સરસ શીતલ વન ગહનમાં, જિહાં ચંપક તરુ છાંહ રે ॥
જાપ જપતો નર પેખીયો, કરી ઊરધ બાંહ રે ॥ વા૦
॥ ૬ ॥ જાપ પૂરો કરી પુરુષ તે, બોલ્યો કરીય પ્રણામ
રે ॥ સુપુરુષ તું ભલે આવીયો, સર્યું માહરું કામ રે ॥
વા૦ ॥ ૭ ॥ કુંવર કહે મુજ સારિખું, કહો જે તુમ્હ કાજ
રે ॥ ઘણે આગે ઉપગારને, દીધાં દેહ ધન રાજ રે ॥ વા૦
॥ ૮ ॥ તે કહે ગુરુ કૃપા કરી ઘણી, વિદ્યા એક મુજ
દીધ રે ॥ ઘણો ઉદ્યમ કર્યો સાધવા, પણ કાજ ન
સિદ્ધ રે ॥ વા૦ ॥ ૯ ॥

અર્થ—તિહાં એક નંદનવન જેવા વનને વિષે ઘણાં વૃક્ષોના ગહનમાં રસે કરી સહિત

છે ફૂલ ફૂલ જેનાં તથા જેની ઉપર કોયલ પ્રમુખ પક્ષીઓ ક્રીડા કરી રહ્યાં છે એવું એક ચંપાનું વૃક્ષ દીઠું, તિહાં આવી ઉભો રહ્યો. તેવામાં તે વૃક્ષની નીચે છાયા માંહે ભુજાઓને ઉંચી કરેલી એવી સંજ્ઞાએ બેઠેલો જાપ જપતો એવો એક સુંદર પુરુષ શ્રીપાલ કુંવરે ( પેખીયો કે૦ ) દીઠો ॥ યત: ॥ અગરુતગરનિંબા આમ્રજંબૂકદંબા, વટકુટજકરીરા: શાલ્મલીસાલમાલા: ॥ સરલતરલશાલી કેતકીનાલિકેરા, ધવખદિરપલાશા: કાનને યત્ર સંતિ ॥ ૧ ॥ ઇતિ ॥ ૬ ॥ તે પુરુષ પણ જાપ પૂર્ણ કરી શ્રીપાલ કુંવરને પ્રણામ કરી બોલ્યો કે હે સુપુરુષ! તું ઇહાં ભલે આવ્યો, હવે મારું કામ સર્યું, એમ હું જાણું છું ॥ ૭ ॥ તે વારે કુંવરે કહ્યું કે મારા સરખું જે તમારું કાંઇ કામ હોય તે મને કહો. શામાટે જે આગલ ઘણા રુડા પુરુષોએ પરોપકારને માટે પોતાનાં ( દેહ કે૦ ) શરીર, ધન અને રાજ્ય પણ દીધાં છે ॥ ૮ ॥ તે સાંભલી સાધક પુરુષ કહે છે કે મારા ઉપર ગુરુએ મોટી કૃપા કરીને મને એક વિદ્યા આપી છે તેને સાધવાનો મેં ઘણોએ ઉદ્યમ કર્યો, પણ કાર્ય સિદ્ધ ન થયું ॥ ૯ ॥

**ઉત્તરસાધક નર વિના, મન રહે નહીં ઠામ રે ॥ તિણે તુમ એ કરું વિનતિ, અવધારીએ સ્વામ રે ॥ વા૦ ॥ ૧૦ ॥ કુંવર કહે સાવ વિદ્યા સુખે, મન કરી થિર થોભ રે ॥ ઉત્તરસાધક મુજ થકા, કરે કોણ તુજ ખોભ રે ॥ વા૦ ॥ ૧૧ ॥ કુંવરના સહાયથી તતખિણે, વિદ્યા થઇ તસ સિદ્ધ રે ॥ ઉત્તમ પુરુષ જે આદરે, તિહાં હોયે નવ નિદ્ધ રે ॥ વા૦ ॥ ૧૨ ॥ કુંવરને તેણે વિદ્યાધરે, દીધી ઔષધિ દોય રે ॥ એક જલતરણી અવરથી, લાગે શસ્ત્ર નહીં કોય રે ॥ વા૦ ॥ ૧૩ ॥**

અર્થ—કારણ કે ઉત્તરસાધક મનુષ્ય કોઇ મારી પાસે ન હોવાથી મારું મન સ્થિર રહેતું નથી, માટે તમને એક વિનંતિ કરુ છું તે હે સ્વામિન! તમે અવધારો ॥ યત: ॥ યંત્રમેકો દ્વયોર્મંત્રં, ત્રિભિર્ગીતં ચતુ:પથં ॥ કૃષિં ચ પંચભિ: કુર્યા,—ત્સંગ્રામો બહુભિર્જનૈ: ॥ ૧ ॥ ઇતિ ॥ ૧૦ ॥ કુંવર કહેવા લાગ્યો કે તારુ મન સ્થિર થોભ કરીને સુખે વિદ્યા સાધન કર. હું ઉત્તરસાધક થકા કોણ તુજને ક્ષોભ કરનાર છે? યત: ॥ યદુત્સાહી સદા મર્ત્ય:, પરાભવતિ યજ્જનાન્ ॥ યદુદ્ધતં વદેદ્વાક્યં, તત્સર્વં વિત્તજં બલં ॥ ૧ ॥ વિજેતવ્યા લંકા ચરણતરણીયો જલનિધિ:, વિપક્ષ: પૌલસ્ત્યો રણભુવિ સહાયાશ્ચ કપય: ॥ તથાપ્યાજૌ રામ: સકલમવધીદ્રાક્ષસકુલં, ક્રિયાસિદ્ધિ: સત્ત્વે વસતિ મહતાં નોપકરણે ॥ ૨ ॥ ઇતિ ॥ ૧૧ ॥ હવે કુંવરની સહાય થકી તત્ક્ષણ એટલે તેજ ક્ષણમાં તે વિદ્યા તેને સિદ્ધ થઇ. જે માટે ઉત્તમ પુરુષ જે કાર્ય આદરે, તિહાં નવે નિધિ પ્રગટ થાય ॥ ૧૨ ॥ પછી તે વિદ્યાધરે પ્રસન્ન થઇને કુંવરને બે ઔષધિઓ આપી. તેમાં એક જલતરણી એટલે અગાધ પાણીમાં પડે તોપણ બૂડે નહીં, અને બીજી ( અવર કે૦ ) બીજા પુરુષથી કોઇ શસ્ત્ર લાગે નહીં ॥ ૧૩ ॥

**કુંવર વિદ્યાધર દોય જણા, ચાલ્યા પરવત માંહિ રે ॥**

ધાતુરવાદી રસ સાધતા, દીઠા તિહાં તરુછાંહિ રે ॥ વા૦ ॥ ૧૪ ॥ તેહ વિદ્યાધરને કહે, તુમે વિધિ કહ્યો જેહ રે ॥ તિણે વિધે ખપ અમે બહુ કર્યો, ન પામે સિદ્ધિ એહ રે ॥ વા૦ ॥ ૧૫ ॥ કુંવર કહે મુજ દેખતાં, વલી એહ કરો વિધિ રે ॥ કુંવરની નજર મહિમા થકી, થઇ તતક્ષણ સિદ્ધિ રે ॥ વા૦ ॥ ૧૬ ॥ ધાતુરવાદી કહે નીપનું, કનક તુમ અનુભાવ રે ॥ એહમાંથી પ્રભુ લીજીએ, તુમ તણો જે મન ભાવ રે ॥ વા૦ ॥ ૧૭ ॥ કુંઅર કહે મુજ ખપ નહીં, કુણ ઉચલે ભાર રે ॥ અલ્પ તિણે અંચલે બાંધીયું, કરી ઘણી મનોહાર રે ॥ વા૦ ॥ ૧૮ ॥

અર્થ—હવે કુંવર અને વિદ્યાધર એ બેહુ જણ આગલ પર્વત માંહે ચાલ્યા. જતાં જતાં તિહાં એક વૃક્ષની છાયામાં ધાતુર્વાદી પુરુષો સુવર્ણ રસને સાધતા થકા દીઠા ॥ યતઃ ॥ અતિવિશાલાઃ સરસાઃ સરસ્યઃ, પદે પદે આમ્રવનં મનોહરં ॥ પદે પદે કંદફલં ચ ગોરસં, પદે પદે નિર્જ્જરવારિપાનં ॥ ૧ ॥ ઇતિ ॥ ૧૪ ॥ તે ધાતુર્વાદીઓ વિદ્યાધરને કહેવા લાગ્યા કે હે સ્વામિન્! તમે જે વિધિ કહ્યો હતો તે વિધિએ અમે ઘણો ( ખપ કે૦ ) ઉદ્યમ કર્યો, પરંતુ એ કામ સિદ્ધિ પામ્યું નહીં ॥ ૧૫ ॥ કુંવર કહેવા લાગ્યો કે વલી એકવાર મારી નજરે દેખતાં ફરી તમે એ વિધિ કરો, તે વારે કુંવરે નવ પદનું ધ્યાન કર્યું, તેથી કુંવરની નજરના માહાત્મ્ય થકી તે સુવર્ણ તત્કાલ તિહાં સિદ્ધ થયું ॥ ૧૬ ॥ તે દેખી ધાતુર્વાદીઓ કહેવા લાગ્યા કે તમારા અનુભાવ એટલે પ્રભાવ થકી આ કનક નીપન્યું છે, માટે હે પ્રભુ! જેટલું તમારા મનમાં ભાવે તેટલું કનક એમાંથી તમે લ્યો ॥ યતઃ ॥ ગુણદોષસમાહારે, ગુણાન્ ગૃહ્ણંતિ સાધવઃ ॥ ક્ષીરનીરસમાહારે, હંસાઃ ક્ષીરમિવાંભસઃ ॥ ૧ ॥ ઇતિ ॥ ૧૭ ॥ કુંવર કહે છે કે મારે તો એનો ખપ નથી, ફોકટ ભાર કોણ ઉપાડે? તોપણ તેણે ઘણી ( મનોહાર કે૦ ) આજીજી કરીને અલ્પમાત્ર થોડુંક કુંવરના ( અંચલ કે૦ ) છેડામાં બાંધ્યું ॥ ૧૮ ॥

અનુક્રમે કુંઅર આવીયો, ભરુઅચ નયર મઝાર રે ॥ હેમ ખરચી સજાઇ કરી, ભલાં વસ્ત્ર હથિયાર રે ॥ વા૦ ॥ ૧૯ ॥ સોવને મઢીય તે ઔષધિ, બાંધી દોય નિજ બાંહિ રે ॥ બહુવિધ કૌતુક દેખતો, ફરે ભરુઅચ માંહિ રે ॥ વા૦ ॥ ૨૦ ॥ ખંડ બીજો એહ રાસનો, બીજી એ

**તસ ઢાલ રે ॥ વિનય કહે ધર્મથી સુખ હુએ, જેમ રાય શ્રીપાલ રે ॥ વા૦ ॥ ૨૧ ॥**

અર્થ—હવે કુંવર તિહાંથી આગલ ચાલ્યો. તે અનુક્રમે ભરૂઅચ નગરને વિષે આવ્યો. તિહાં ( હેમ કે૦ ) સુવર્ણ વેચ્યું, તેમાંથી પોતાની ખરચીની સજાઇ સર્વ કરી સુંદર વસ્ત્ર તથા હથિયારો વેચાતાં લીધાં ॥ ૧૯ ॥ તથા સોનાનું તાવિત કરાવી તેમાં તે બંને ઔષધિઓ મઢીને પોતાની ( બાંહિ કે૦ ) ભુજાએ બાંધીને દેવકુંવરની પરે સ્વેચ્છાએ ઘણા પ્રકારનાં કૌતુક દેખતો થકો ભરૂઅચ નગરમાં ફરે છે ॥ ૨૦ ॥ એ શ્રીપાલના રાસનો બીજો ખંડ તેની એ બીજી ઢાલ પૂર્ણ થઇ. શ્રીવિનયવિજય ઉપાધ્યાયજી કહે છે કે ધર્મના પ્રભાવથી જીવને સુખ થાય. જેમ શ્રીપાલ રાજાને સુખ થયું તેમ જાણી લેવું ॥ યતઃ ॥ ગ્રામો નાસ્તિ કુતઃ સીમા, ભાર્યા નાસ્તિ કુતઃ સુતઃ ॥ પ્રજ્ઞા નાસ્તિ કુતો વિદ્યા, ધર્મો નાસ્તિ કુતઃ સુખમ્ ॥ ૧ ॥ ઇતિ ॥ ૨૧ ॥

॥ દોહા ॥

**કોસંબી નયરી વસે, ધવલ શેઠ ધનવંત ॥**
**લોક અનર્ગલ ધન ભણી, નામ કુબેર કહંત ॥ ૧ ॥**

અર્થ—હવે અન્ય અધિકાર કહે છે. એવા અવસરને વિષે કોસંબી નગરીનો વસનારો મહા ધનવંત એવો ધવલ નામે એક શેઠ છે, તેની પાસે અનર્ગલ દ્રવ્ય છે, માટે લોક તેને ઇંદ્રનો ભંડારી કુબેર એવે નામે કરી પ્રસિદ્ધપણે ( કહંત કે૦ ) કહે છે ॥ ૧ ॥

**શકટ ઉંટ ગાડાં ભરી, કરિયાણાં બહુ જોડી ॥ તે ભરુઅચે આવીયો, લાભ લહે લખ કોડિ ॥ ૨ ॥ વસ્તુ સકલ વેચી તિણે, અવર વસ્તુ બહુ લીધ ॥ જલવટ પ્રવહણ પૂરવા, સબલ સજાઇ કીધ ॥ ૩ ॥ એક જુંગ વાહણ કીયું, કુઆ થંભ જિહાં સઠ ॥ કુઆ થંભ સોલે સહિત, અવર જુંગ અડસઠ ॥ ૪ ॥ વડસફરી વાહણ ઘણાં, બેડા વેગડ દ્રોણ ॥ શિલ્લ ખુર્પ આવર્ત્ત ઇમ, ભેદ ગણે તસ કોણ ॥ ૫ ॥**

અર્થ—તે શેઠ ( શકટ કે૦ ) મોટાં ગાડાં, ઉંટની પોઠો અને ગાડાં છાલકાં ભરી તેમાં ( બહુ કે૦ ) ઘણી જાતિનાં કરિયાણાં ( જોડી કે૦ ) લાવીને ભરુઅચ બંદરમાં આવ્યો છે. તિહાં લાવેલી વસ્તુઓ સર્વે વેચીને તેમાં લાખો ક્રોડોનો લાભ લેતો હવો ॥ ૨ ॥ એમ તે શેઠ સર્વ વસ્તુઓ વેચીને ફરી બીજી બહુ પ્રકારની વસ્તુઓ લીધી. વલી પણ ધન પામવાના લોભે કરી પરદ્વીપે જવા માટે જલમાર્ગે પ્રવહણ પૂરવા માટે ( સબલ કે૦ ) મોટી વહાણો બનાવવાની સામગ્રી કીધી ॥ ૩ ॥ તેણે એક જુંગ જાતિનું મોટું વહાણ તૈયાર કીધું,

જેના સાઠ કુઆ થંભા છે, તથા સોલ સોલ કુઆ થંભાએ કરી સહિત એવાં ( અવર કે૦ ) બીજાં જુંગ જાતિનાં અડસઠ વહાણ કરાવ્યાં ॥ ૪ ॥ વલી ( વડસફરી કે૦ ) મોટી સફરના કરનારાં એવાં ઘણાં એટલે એકસો વહાણ કરાવ્યાં, તથા ( વેગડ કે૦ ) વેગડી જાતિનાં ( બેડા કે૦ ) વહાણ એકસો આઠ કરાવ્યાં, તથા દ્રોણમુખ જાતિનાં ચોરાશી વહાણ કરાવ્યાં, તથા શિલ્પ જાતિનાં ચોપન વહાણ કરાવ્યાં, તથા ખુર્પ જાતિનાં ખુરપાને આકારે હોય તેવાં પાંત્રીશ વહાણ કરાવ્યાં છે, તથા આવર્ત્ત જાતિનાં જે ભમરીમાં પડે તોપણ ભાંગે નહીં એવાં પચાસ વહાણો કરાવ્યાં છે, એમ અનેક જાતિનાં વહાણ કરાવ્યાં છે. તેના ભેદ કોણ ગણી શકે ? અર્થાત્ તે વહાણોનું વર્ણન કરી શકાય નહીં ॥ ૫ ॥

**ઇણી પરે પ્રવહણ પાંચસેં, પૂર્યાં વસ્તુ વિશેષ ॥ બંદર માંહે આણીયાં, પામી નૃપઆદેશ ॥ ૬ ॥ માલિમ પટ પુસ્તક જુએ, સુખાણી સુખાણ ॥ ધ્રૂ અધિકારી ધ્રૂ તણી, દોરી ભરે નિસાણ ॥ ૭ ॥ કરે કિરાણી સાચવણ, નાખુદા લે ન્યાઓ ॥ વાયુ પરખે પંજરી, નેજામા નિજ દાઓ ॥ ૮ ॥ ખરી મસાગતિ ખારુઆ, સજ્જ કરે સઢ દોર ॥ હલક હલેસાં હાલવે, બહુ બેઠા બિહું કોર ॥ ૯ ॥ પંચવર્ણ ધ્વજ વાવટા, શિર કરે ચામર છત્ર ॥ વાહણ સવિ શણગારીયાં, માંહે વિવિધ વાજિત્ર ॥ ૧૦ ॥**

અર્થ—એ રીતે શ્રીપાલના ચરિત્રમાં એકંદર પાંચસેં વહાણનો મેલ કહ્યો છે, તે વિશેષ વસ્તુએ કરી ( પૂર્યાં કે૦ ) ભર્યાં. પછી રાજાનો આદેશ પામીને વહાણોને બંદરમાં લાવ્યા ॥ ૬ ॥ વલી તે વહાણને વિષે જે માલિમ લોક છે તે પાંજરીએ બેઠા બેઠા પટ તથા પુસ્તક જુવે છે, વલી સુખાણી લોક સુખાણને સંભાલે છે, ધ્રૂ તારો જોવાના અધિકારી તે ધ્રૂ તારા-નીજ ખબર રાખે છે, તથા નિશાની પુરુષો છે તે નિશાન તપાસે છે, એટલે વહાણના મુખ આગલ દોરી બાંધી ભુડદા નાખીને નિશાની ભરે છે, તે ધરતીની માટીની શુદ્ધિ તપાસવા સારુ તથા પાણી તાગું છે કે ઉંડું છે તેનો થાગ પામવા માટે પાણીનો સુમાર કાઢી રહ્યા છે ॥ ૭ ॥ કરાણીઓ માલની સાચવણ કરે છે, તથા જે નાખુદા લોક છે તે સઢ પ્રમુખ અનેક કામના ન્યાય લીએ છે, વલી પાંજરીઓ વાયુની પરીક્ષા કરે છે, અને ( નેજામા કે૦ ) પોરાયત જે છે તે ( નિજ દાઓ કે૦ ) પોતાને યોગ્ય કામ કરી રહ્યા છે ॥ ૮ ॥ વલી ( ખરી મસાગતિ કે૦ ) ખરેખરી મહેનતના કરનારા એવા ખારુઆ લોક જે છે તે સઢ તથા દોરડાંને સજ્જ કરે છે, અને ( હલક કે૦ ) હલકારા લોક જે છે તે હલેસાં હલાવતા થકા ( બહુ કે૦ ) ઘણા જનો ( બિહું કોર કે૦ ) બેહુ બાજુએ કૌતુકે બેઠા છે ॥ ૯ ॥ વલી વહા-ણના શિર ઉપર પંચરંગી ધ્વજાઓ અને વાવટાઓ ઉડી રહ્યાં છે, ત્યાં કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે જાણીએ વહાણોનાં મસ્તક ચામર છત્રે કરી વિરાજિત થયાં હોય નહીં ! એવાં થકાં તે વહાણ શોભે છે. એવી રીતે સર્વે વહાણ શણગાર્યાં. વલી તે વહાણ માંહે વિવિધ પ્રકારનાં વાજિત્ર વાગી રહ્યાં છે ॥ ૧૦ ॥

સાત ભૂંઇ વાહણ તણી, નિવિડ નાલિની પંતિ ॥ વયરીનાં વાહણ તણી, કરે ખોખરી ખંતિ ॥ ૧૧ ॥ સુભટ સનૂરા સહસ દશ, વડા વડા જૂંઝાર ॥ બેઠા ચિહું દિશિ મોરચે, હાથ વિવિધ હથિયાર ॥ ૧૨ ॥ ઇંધણ જલ સંબલ ગ્રહી, બહુ વ્યાપારી લોક ॥ સોહે બેઠા ગોંખડે, નૂર દીએ ધન રોક ॥ ૧૩ ॥ હવે નાંગર ઉપાડવા, વડા જુંગની જામ ॥ નાલ ધડૂકી નાલ સવિ, હુઇ ધડોધડ તામ ॥ ૧૪ ॥

અર્થ—હવે વહાણમાં સાત ભૂમિ છે, તિહાં એકેકી ભૂમિએ બરોબર સરખે સરખી ( નિવિડ કે૦ ) ઘટ એવી ( નાલિની કે૦ ) તોપો એટલે નાલોની ( પંતિ કે૦ ) હારો મૂકેલી છે. તે કેવી છે? તો કે ( વયરીનાં કે૦ ) શત્રુનાં વહાણ એટલે ચોરીયાનાં વહાણ તેમનાં મનની ( ખંતિ કે૦ ) હોંશ તેને ખોખરી કરી નાખે છે ॥ ૧૧ ॥ વલી તે વહાણોમાં ( સનૂરા કે૦ ) નૂરે એટલે તેજે કરી સહિત એવા દશ હજાર સુભટ છે, તે સર્વ મોટા મોટા જૂંઝાર પુરુષો છે, તે સહુ વહાણોની ચાર દિશાએ મોરચાઓ ઉપર હાથમાં વિવિધ પ્રકારનાં હથિયારો લઇ તેણે કરી શોભતા થકા બેઠા છે ॥ ૧૨ ॥ તેમજ ( ઇંધણ કે૦ ) લાકડાં એટલે સરપણ, ( જલ કે૦ ) પાણી અને ( સંબલ કે૦ ) ભાતું લઇને ઘણા વ્યાપારી લોક તે વહાણોના ગોંખને વિષે બેઠા થકા ( સોહે કે૦ ) શોભે છે, તે સર્વ નૂરનું ધન ધવલ શેઠને રોકડું ચૂકવી આપે છે ॥ ૧૩ ॥ હવે વહાણનાં નાંગર ઉપાડવાને અર્થે ( જામ કે૦ ) જે વારે મોટા જુંગ નામે વહાણની ( નાલ કે૦ ) તોપ ( ધડૂકી કે૦ ) છૂટી તે વારે સર્વ વહાણોની તોપો છૂટી, તેથી તિહાં નાલોનો સમકાલે ધડાધડ શબ્દ થયો ॥ ૧૪ ॥

સવિ વાહણના નાંગરી, કરે ખરાખર જોર ॥ પણ નાંગર હાલે નહીં, સબલ મચ્યો તવ સોર ॥ ૧૫ ॥ ધવલ શેઠ ઝાંખો થયો, ચિંતા ચિત્ત ન માય ॥ શીકોતર પૂછણ ગયો, હવે કિમ કરવું માય ॥ ૧૬ ॥ શીકોતર કહે શેઠ સુણ, વાહણ થંભ્યાં દેવિ ॥ છોડે બત્રીશ લક્ષણા, પુરુષ તણો બલિ લેવિ ॥ ૧૭ ॥

અર્થ—તિહાં સર્વે વહાણોના નાંગરી, જે નાંગરના ઉપાડનારા પુરુષો, તે નાંગરો ઉપાડવા માટે ખરેખરું જોર કરે છે, પરંતુ નાંગરો લગાર માત્ર પણ હાલતાં નથી, તેથી તિહાં ( સબલ કે૦ ) ઘણો મોટો સોર બકોર મચી રહ્યો ॥ ૧૫ ॥ તે જોઇ ધવલ શેઠ ઝાંખો થયો, તેના ચિત્ત માંહે ચિંતા સમાતી નથી એવી અગણિત ચિંતા ઉપની. તે વારે શીકોતર

માતાને પૂછવા ગયો કે હે માતાજી! હવે મારે કેમ કરવું? ॥ ૧૬ ॥ તે વારે શીકોતર માતાના પૂજારા દાવ જોઇને કહેવા લાગ્યા કે હે શેઠ! તું સાંભલ, આ તારાં વહાણ કોઇ દેવતાએ થંભાવ્યાં છે, તે જ્યારે બત્રીશ લક્ષણા પુરુષનું બલિદાન લેશે ત્યારે તારાં વહાણને છૂટાં કરશે ॥ ૧૭ ॥

॥ ઢાલ ત્રીજી ॥ શ્રેણિક મન અચરિજ થયો, હું વડભાગી રાજા રે ॥ એ દેશી ॥

ધવલ શેઠ લેઇ ભેટણું, આવ્યો નરપતિ પાય રે ॥ કહે એક નર મુજને દીયો, જેમ બલિ બાકુલ થાય રે ॥ધવલ૦ ૧

અર્થ—તે સાંભલી ધવલ શેઠ અમૂલ્ય ભેટણું લઇને ભરુઅચના રાજા પાસે આવી કહેવા લાગ્યો કે મુજને એવો એક બત્રીશ લક્ષણો પુરુષ આપો કે જેમ તેનો બલિ બાકુલ દેવીની આગલ થાય, એટલે દેવીને હું બલિ બાકુલ આપું ॥ ૧ ॥

રાય કહે નર તે દીયો, સગો નહીં જસ કોય રે ॥ બલિ કરજો ગ્રહી તેહને, જે પરદેશી હોય રે ॥ ધવલ૦ ॥ ૨ ॥ સેવક ચિહું દિશિ શેઠના, ફરે નયરમાં જોતા રે ॥ કુંવર દેખી શેઠને, વાત કહે સમહોતા રે ॥ ધવલ૦ ॥ ૩ ॥ દીઠો બત્રીશ લક્ષણો, પુરુષ એક પરદેશી રે ॥ કહો તો ઝાલી આણીએ, શુદ્ધિ ન કો તસ લેશી રે ॥ ધવલ૦ ॥ ૪ ॥ ધવલ કહે આણો ઇહાં, મ કરો ઘડીય વિલંબ રે ॥ બલિ દેઇને ચાલીએ, વહાર નહીં તસ બુંબ રે ॥ ધવલ૦ ॥ ૫ ॥ સુભટ સહસ દશ સામટા, આવે કુંવરની પાસે રે ॥ અભિમાની ઉદ્ધતપણે, કડુઆં કથન પ્રકાશે રે ॥ ધવલ૦ ॥ ૬ ॥

અર્થ—તે સાંભલી રાજાએ કહ્યું કે હે શેઠ! જેનો કોઇ સગો સંબંધી મારા નગરમાં ન હોય તથા વલી જે પરદેશી હોય તે પુરુષ મેં તમને ( દીયો કે૦ ) દીધો, માટે તેને ( ગ્રહી કે૦ ) પકડીને તેનું બલિદાન કરજો ॥ ૨ ॥ એવી રાજાની આજ્ઞા પામીને ધવલ શેઠના સેવક ભરુઅચ નગરમાં ચારે દિશાએ તેવા માણસને જોતા ફરે છે. એટલામાં શ્રીપાલ કુંવરને દેખીને સેવક પુરુષ ( સમહોતા કે૦ ) હર્ષ પામતા થકા આવીને શેઠ પ્રત્યે વાત કહેતા હવા ॥ ૩ ॥ કે હે શેઠ! અમે એક બત્રીશ લક્ષણો પરદેશી પુરુષ દીઠો છે, તેની શુદ્ધિ લેનાર કોઇ પણ નથી, માટે તમે કહો તો તેને પકડી લાવીએ ॥ ૪ ॥ એવું સાંભલી ધવલ શેઠ સેવકોને કહેવા લાગ્યો કે જાઓ, તેને અહીં પકડી લાવો. એ કામમાં એક ઘડીનો પણ વિલંબ મ કરો, કેમકે આપણે તે પુરુષનું બલિદાન આપીને તુરત ઇહાંથી ચાલીએ. તેની ( વહાર કે૦ )

વહાર કરનાર એટલે સંભાલ લેનાર પણ કોઇ નથી, તથા બુંબ પણ કોઇ સાંભલનાર નથી ॥ ૫ ॥ એવો શેઠનો હુકમ થવાથી દશ હજાર સુભટો સામટા મલીને કુંવરની પાસે આવ્યા. તે અભિમાને કરી ( ઉદ્ધતપણે કે૦ ) ઉલ્લંઠપણે કટુક વચન કુંવર આગલ પ્રકાશવા લાગ્યા ॥ ૬ ॥

ઉઠ આવ્યું તુજ આઉખું, ધવલ ધિંગ તુજ રુઠો રે ॥
બલિ કરશે તુજને હણી, મ કર માન મન જૂઠો રે ॥
ધવલ૦ ॥ ૭ ॥ બલિ નવિ થાયે સિંહનો, મૂરખ હૈયે
વિમાસો રે ॥ ધવલ પશુનો બલિ થશે, વચને કઇ વિ-
રાંસો રે ॥ ધવલ૦ ॥ ૮ ॥ વચન સુણી તસ વાંકડાં,
શેઠને સુભટ સુણાવે રે ॥ શેઠ વિનવી રાયને, બહોલું
કટક અણાવે રે ॥ ધવલ૦ ॥ ૯ ॥ એકલડો દોય સૈન્યશું,
જવ અતુલી બલ જૂઝે રે ॥ ચહુટા વચ્ચે ધૂંખલ મચ્યો,
કાયર હિયડાં ધ્રૂજે રે ॥ ધવલ૦ ॥ ૧૦ ॥

અર્થ—કે અરે ! ઉઠ, હવે તારું આયુષ્ય આવી પહોંચ્યું છે, કેમકે અમારો સ્વામી જે ધવલ ધિંગ તે તારા ઉપર રુઠ્યો છે, માટે તુજને હણીને બલિદાન કરશે. એ વાતમાં જૂઠું માનવાપણું તું તારા મનમાં કાંઇ પણ મ કરજે. એમ મ કહેજે કે મને કહ્યું નહીં. અમે ક્ષત્રી જાણી તુજને કહ્યું છે ॥ ૭ ॥ તે વચન સાંભલી કુવર કહેવા લાગ્યો કે અરે મૂર્ખાઓ! તમારા હૈયામાં કાંઇ વિમાસણ કરો કે કેસરી સિંહનું કોઇ ઠેકાણે બલિદાન થતુંજ નથી, પણ તમે જે તમારો સ્વામી ધવલ કહો છો તે પશુ જાતિ છે, માટે તેનું બલિદાન થશે. એમાં કાંઇ સંદેહ આણશો નહીં. ફોકટ વચને કરીને કાં ( વિરાંસો કે૦ ) બિગાડો છો ? ॥ ૮ ॥ એવાં કુંવરનાં વાંકાં વચન સાંભલીને તે સર્વ વચન સુભટોએ જઇ શેઠને સંભલાવ્યાં, તે વારે શેઠે વલી રાજાને વિનંતિ કરીને રાજાનું ( બહોલું કે૦ ) ઘણું મોટું કટક ( અણાવે કે૦ ) અણાવ્યું એટલે મંગાવ્યું ॥ ૯ ॥ હવે અતુલ બલનો ધરનારો એવો કુંવર એકલોજ જે વારે બેહુ સૈન્યની સાથે જૂઝવા લાગ્યો તે વારે તિહાં ચૌટાની વચમાં ધૂંખલ ધીંગાણું મચી રહ્યું. તે સમયે કાયર પુરુષોનાં હૈડાં તો થર થર ધ્રૂજવા લાગ્યાં ॥ ૧૦ ॥

કુંત તીર તરવારના, જે જે ઘાલે ઘાય રે ॥ કુંવર અંગે
લાગે નહીં, ઔષધિને મહિમાય રે ॥ ધવલ૦ ॥ ૧૧ ॥
કુંવર તાકી જેહને, મારે લાઠી લોઢે રે ॥ લહબહતા લાંબા
થઇ, તે પુહવીએ પોઢે રે ॥ ધવલ૦ ॥ ૧૨ ॥ ભેંસા પરે
રણખેતમાં, ચિહું દિશિ ધિંગડ ધાય રે ॥ જૂડ્યા જોદ્ધ
વેલા જિસ્યા, શિંગે વિલગા જાય રે ॥ ધવલ૦ ॥ ૧૩ ॥

મસ્તક ફૂટાં કેઇનાં, પડ્યા કેઇના દાંત રે ॥ કેઇ મુખે લોહી વમે, પડી સુભટની પાંત રે ॥ ધવલ૦ ॥ ૧૪ ॥ કેઇ પેઠા હાટમાં, કેઇ પોલમાં પેઠા રે ॥ કેઇ દાંતે તરણાં દઇ, ગલિયા થઇને બેઠા રે ॥ ધવલ૦ ॥ ૧૫ ॥

અર્થ—હવે તે સુભટો તિહાં ( કુંત કે૦ ) ભાલાં, તીર કામઠાં અને તરવારના જે જે ઘાવ ( ઘાલે કે૦ ) નાખે છે તે સર્વે ઔષધિના મહિમા થકી કુંવરને અંગે લાગતા નથી ॥ ૧૧ ॥ હવે કુંવર જે પુરુષને તાકીને લાઠી અને લોઢે કરી મારે તે વારે તે ( લહબહતા કે૦ ) લડથડતા લવતા લવતા લાંબા થઇને પૃથ્વીને વિષે પોઢી જાય ॥ ૧૨ ॥ જેમ ( ભેંસા કે૦ ) પાડાઓ ક્ષેત્રમાં લડે તે વારે ચારે દિશાએ દોડાદોડ કરે, તેથી છબર પ્રમુખના વેલા તેનાં શિંગડાંમાં વલગતા જાય, તેમ આ રણક્ષેત્રમાં પણ પાડાની પરે ચારે દિશાએ ( ધિંગડ કે૦ ) જોરાવર યોદ્ધા ( ધાય કે૦ ) દોડે છે. તે વેલા સરખા હલકા યોદ્ધાને જુદી નાખે છે, એટલે છબરના વેલા જેમ પાડાનાં શિંગડાંમાં વલગતા જાય તેમ ઇહાં જોરાવર યોદ્ધાની આગલ હલકા યોદ્ધાના હવાલ થાય છે ॥ ૧૩ ॥ ત્યાં કેટલાએક સુભટોનાં મસ્તક ફૂટ્યાં, કેટલાએકના દાંત પડી ગયા, કોઇના મુખ થકી લોહી વમવા લાગ્યું. એ રીતે સુભટોની ( પાંત કે૦ ) હાર પડતી હવી ॥ ૧૪ ॥ કેટલાક સુભટ નાસીને હાટમાં પેસી ગયા, કોઇએક પોલમાં પેઠા, કેટલાએક દાંતે ( તરણાં કે૦ ) તૃણ પ્રમુખ દઇને છૂટ્યા, કેટલાએક ગલિયા બલદની પેરે થઇને બેસી રહ્યા ॥ ૧૫ ॥

કેઇ કહે કાયર અમે, કેઇ કહે અમે રાંક રે ॥ કેઇ કહે મારો રખે, નથી અમારો વાંક રે ॥ ધવલ૦ ॥ ૧૬ ॥ કેઇ કહે પેટારથી, અશરણ અમે અનાથ રે ॥ મુખે દીએ દશ અંગુલિ, દે વલી આડા હાથ રે ॥ ધવલ૦ ॥ ૧૭ ॥ ધવલ શેઠ તે દેખતાં, આવી લાગ્યો પાય રે ॥ દેવસરૂપી દીસો તુમે, કરો અમને સુપસાય રે ॥ ધવલ૦ ॥ ૧૮ ॥ મહિમાનિધિ મહોટા તુમે, તુમ બલ શક્તિ અગાધ રે ॥ અવિનય કીધ અજાણતે, તે ખમજો અપરાધ રે ॥ ધવલ૦ ॥ ૧૯ ॥ અવધારો અમ વિનતિ, કરો એક ઉપગાર રે ॥ થંભ્યાં પ્રવહણ તારવો, ઉતારો દુઃખ પાર રે ॥ ધવલ૦ ॥ ૨૦ ॥

અર્થ—કેઇક સુભટ કહેવા લાગ્યા કે હે સ્વામિન્! અમે કાયર છીએ, કેઇક કહે છે કે અમે રાંક છીએ, કેઇક કહે છે કે રખે અમને મારતા, અમારો કાંઇ વાંક નથી ॥ ૧૬ ॥ કેઇક કહે છે કે અમે પેટાર્થી છીએ, અમને કોઇનું શરણ નથી, અમે અનાથ છીએ. કેઇકે તો મુખે

દશ આંગલીઓ દીધી, વલી કેઇકે આડા હાથ દીધા ॥ ૧૭ ॥ ધવલ શેઠ તે કૃત્ય દેખતો થકો આવીને કુંવરને પગે લાગ્યો, અને કહેવા લાગ્યો કે હે સ્વામિન્! તમે તો કોઇ દેવસ્વરૂપી દેખાવ છો, માટે અમને રૂડો પસાય કરો ॥ ૧૮ ॥ હે મહારાજ! તમે તો મોટા મહિમાના ( નિધિ કે૦ ) ભંડાર છો, તમારું બલ અને શક્તિ તેનો પાર આવે નહીં એવાં અગાધ છે, માટે હે સ્વામિન્! મેં જે અજાણતાં થકા તમારો અવિનય કીધો તે મારો અપરાધ તમે ખમજો ॥ ૧૯ ॥ અમારી વિનંતિ અવધારીને એક ઉપકાર કરો, જે અમારાં વહાણ થંભ્યાં પડ્યાં છે તેને તારી આપો. એ દુઃખરૂપ સમુદ્રથી અમને પાર ઉતારો ॥ ૨૦ ॥

કુંઅર કહે એ કામનું, શું દેશો મુજ ભાડું રે ॥ શેઠ કહે લખ સોનૈયા, ખૂતું કાઢો ગાઢું રે ॥ ધવલ૦ ॥ ૨૧ ॥ સિદ્ધચક્ર ચિત્તમાં ધરી, નવ પદ જાપ ન ચૂકે રે ॥ વડ વાહણ ઉપર ચઢી, સિંહનાદ તે મૂકે રે ॥ ધવલ૦ ॥ ૨૨ ॥ જે દેવી દુશમન હતી, દુષ્ટ ગઇ તે દૂર રે ॥ વહાણ તર્યાં કારજ સર્યાં, વાજે મંગલ તૂર રે ॥ ધવલ૦ ॥ ૨૩ ॥ બીજે ખંડે ઢાલ એ, ત્રીજી ચિત્તમાં ધરજો રે ॥ વિનય કહે વાહણ પરે, ભવિયણ ભવજલ તરજો રે ॥ ધવલ૦ ॥ ૨૪ ॥

અર્થ—એવાં શેઠનાં વચન સાંભલીને કુંવર કહેવા લાગ્યો કે એ કામ તમારું અમે કરી આપીએ તો તેનું અમને શું ભાડું આપશો? તે વારે શેઠે કહ્યું કે લાખ સોનૈયા આપીશ. તમે મારું ગાડું ખૂતું છે તે બહાર કાઢી આપો ॥ યતઃ ॥ સુજનો ન યાતિ વિકૃતિં, પરહિતનિરતો વિનાશકાલેઽપિ ॥ છેદેઽપિ ચંદનતરુઃ, સુરભયતિ મુખં કુઠારસ્ય ॥ ૧ ॥ ઇતિ ॥ ૨૧ ॥ એવો ઠરાવ કરી સિદ્ધચક્રને પોતાના ચિત્તમાં ધારણ કરી નવ પદનો જાપ ચૂકતો નથી, એવો શ્રીપાલ તે મોટા વહાણ ઉપર ચઢીને સિંહનાદને ( મૂકે કે૦ ) કરતો હવો ॥ યતઃ ॥ કૃશોઽપિ સિંહો ન સમો ગજેંદ્રૈઃ, સત્ત્વં પ્રધાનં ન ચ માંસરાશિઃ ॥ અનેકવૃન્દાનિ વને ગજાનાં, સિંહસ્ય નાદેન મદં ત્યજંતિ ॥ ૧ ॥ ઇતિ ॥ ૨૨ ॥ તેણે કરીને જે દેવી દુશ્મન હતી તે દુષ્ટ દૂર જતી રહી તે વારે વહાણ તર્યાં, તેથી સર્વનાં કાર્ય સર્યાં. તે વખત માંગલિકનાં વાજાં વાગ્યાં ॥ ૨૩ ॥ એ બીજા ખંડને વિષે ત્રીજી ઢાલ ચિત્તમાં ધરજો. શ્રીવિનયવિજય ઉપાધ્યાયજી કહે છે કે હે ભવ્યો! વહાણની પરે તમે પણ સંસારસમુદ્રને તરજો ॥ ૨૪ ॥

॥ દોહા ॥

તે દેખી ચિંતે ધવલ, ચઢ્યું ચિંતામણિ હાથ ॥ વડો વખત જો મુજ હુવે, તો એ આવે સાથ ॥ ૧ ॥ એક લાખ દીનાર તસ, દેઇ લાગ્યો પાય ॥ કર જોડીને વિનવે, વાત સુણો એક ભાય ॥ ૨ ॥ વરસ પ્રત્યે એકેકને,

સહસ દીઉં દીનાર ॥ સેવા સારે સહસ દશ, જોધ ભલા જૂંઝાર ॥ ૩ ॥ તુમને મુહ માગ્યું દીઉં, આવો અમારી સાથ ॥ એ અવધારો વિનતિ, અમને કરો સનાથ ॥૪॥ કુંવર કહે હું એકલો, લેઉં સર્વનું મોલ ॥ એ સર્વેનું એકલો, કારજ કરૂં અડોલ ॥ ૫ ॥ તે ધનનું લેખું કરી, શેઠ કહે કર જોડ ॥ અમે વણિકજન એકને, કિમ દેવાયે કોડ ॥ ૬ ॥

અર્થ—હવે એવો બનાવ બનેલો દેખીને ધવલ શેઠ પોતાના મનમાં ચિંતવવા લાગ્યો કે મારે હાથે ચિંતામણિ રત્ન ચઢયું છે, માટે જો મારો વડો વખત હોય એટલે મોટું ભાગ્ય હોય તો આ પુરુષ મારી સાથે આવે ॥ ૧ ॥ એમ ચિંતવી એક લાખ (દીનાર કે૦) સોનામોહોર તેને આપી પગે લાગીને વિનંતિ કરવા લાગ્યો કે હે ભાઇ! તમે એક મારી વાત સાંભલો ॥ ૨ ॥ હું એકેકા સુભટને એકેક વર્ષે એકેક હજાર સોનામોહોરો આપું છું, એવા દશ હજાર સેવક છે, તે મારી સેવા (સારે કે૦) કરે છે, તે સર્વ સેવકો ભલા યોદ્ધા જૂંઝાર પુરુષો છે ॥ ૩ ॥ પણ તમોને મુખે માગો તે હું આપું, અને તમે મારી સાથે આવો, એટલી વિનંતિ અવધારીને અમને (સનાથ કે૦) નાથ સહિત કરો ॥ ૪ ॥ એવાં શેઠનાં વચન સાંભલીને શ્રીપાલ કુંવર કહેવા લાગ્યા કે હું એકલો આ સર્વ દશે હજાર સેવકોના પગારની જેટલી રકમ થાય તેટલી લઉં, અને એ સર્વ દશે હજાર મલીને જે કામ કરે છે તે સર્વનું કામ પણ હું એકલોજ અડોલપણે કરૂં ॥ ૫ ॥ એવું શ્રીપાલનું બોલવું સાંભલી તે દશ હજાર સેવકને જે પગાર અપાય છે તેના ધનનું લેખું કરીને ધવલ શેઠ એ હાથ જોડી કહેતા હવા કે હે મહારાજ! અમે વણિકજન એટલે વાણીયા લોક છીએ, માટે અમારાથી એકજ જણને ક્રોડ સોનૈયા કેમ આપી શકાય? ॥ ૬ ॥

કુંવર કહે સેવક થઇ, દામ ન ઝાલું હાથ ॥ પણ દેશાં-તર દેખવા, હું આવું તુમ સાથ ॥ ૭ ॥ ભાડું લેઇ વહા-ણમાં, દ્યો મુજ બેસણ ઠામ ॥ માસ પ્રતે દીનાર શત, ભાડું પરઠયું તામ ॥ ૮ ॥

અર્થ—તે સાંભલી કુંવર કહેવા લાગ્યો કે હે શેઠજી! હું પણ સેવક થઇને તમારો (દામ કે૦) પૈસો હાથમાં ઝાલું નહીં, પરંતુ દેશાંતર દેખવાની મને ઇચ્છા છે, માટે તે જોવાને અર્થે હું તમારી સાથે આવું છું ॥ ૭ ॥ તે માટે તમે મારી પાસેથી ભાડું લઇને મને વહા-ણમાં બેસવાની જગ્યા આપો. પછી શેઠે માસ પ્રત્યે સો સો સોનામોહોર ભાડું લેવાનું પરઠયું એટલે ઠરાવ કર્યો ॥ ૮ ॥

॥ ઢાલ ચોથી ॥ રાગ મલ્હાર ॥ જીહો જાણ્યું અવધિ પ્રયુંજીને ॥ એ દેશી ॥

જીહો કુંવર બેઠો ગોંખડે, જીહો મહોટા વાહણ માંહિ ॥

જીહો ચિહું દિશિ જલધિ તરંગનાં, જીહો જોવે કૌતુક ત્યાંહિ ॥ સુગુણ નર, પેખો પુણ્ય પ્રભાવ ॥ જીહો પુણ્યે મનવાંછિત મલે, જીહો દૂર ટલે દુઃખ દાવ ॥ સુગુણ નર, પેખો૦ ॥ ૧ ॥ એ આંકણી ॥

અર્થ—હવે શ્રીપાલ કુંવર મોટા વહાણના ગોંખને વિષે બેઠા થકા ચારે દિશાએ (જલધિ કે૦) સમુદ્ર તેના કલ્લોલ ઉછલે છે તે સંબંધી કૌતુકને તિહાં જોતા હુવો, માટે હે સુગુણ પુરુષો! તમે પુણ્યનો પ્રભાવ તો જુઓ! કે જેને પુણ્ય સખાચી હોય તેને સર્વ મનોવાંછિત મલી આવે છે, અને વલી તે પ્રાણીના દુઃખના દાવ સર્વે દૂર ટલી જાય છે, એવું પુણ્યનું માહાત્મ્ય છે ॥ ૧ ॥

જીહો સઢ હંકાર્યા સામટા, જીહો પૂર્યા ઘણ પવણેણ ॥ જીહો વડ વેગે વાહણ વહે, જીહો જોયણ જાયે ખણેણ ॥ સુ૦ ॥ ૨ ॥ જીહો જલહસ્તી પર્વત જિસ્યા, જીહો જલમાં કરે હલ્લોલ ॥ જીહો માંહોમાંહે જૂઝતા, જીહો ઉછાલે કલ્લોલ ॥ સુ૦ ॥ ૩ ॥ જીહો મગરમત્સ્ય મહોટા ફિરે, જીહો સુસુમાર કેઇ કોડિ ॥ જીહો નક્ર ચક્ર દીસે ઘણા, જીહો કરતા દોડાદોડી ॥ સુ૦ ॥ ૪ ॥ જીહો ઇમ જાતાં કહે પંજરી, જીહો આજ પવન અનુકૂલ ॥ જીહો જલ ઇંધણ જો જોઇએ, જીહો આવ્યું બબ્બરકૂલ ॥ સુ૦ ॥ ૫ ॥

અર્થ—હવે સમકાલે તે સર્વે વહાણોના સઢ સાથેજ હંકાર્યા. તે સઢ ઘણા પવને કરી પૂરાણા. તેના યોગથી (વડ વેગે કે૦) મોટી ઉતાવલથી સર્વ વહાણો સમુદ્રમાં (વહે કે૦) ચાલવા લાગ્યાં. તે કેવાં ચાલે છે? તો કે એક ક્ષણમાત્રમાં એક યોજનપંથને અતિક્રમી જાય છે, એવાં ચાલે છે ॥ યતઃ ॥ થલ ઉપની જલમાં વસી, જલના જીવ ન ખાય ॥ જીવહ કારણ બાપડી, ક્ષણ આવે ક્ષણ જાય ॥ ૧ ॥ ઇતિ ॥ ૨ ॥ તિહાં સમુદ્રમાં જલહસ્તીઓ જે મોટા પર્વત સરખા જલચર જીવો છે તે પાણીમાં હલ્લોલ કરી રહ્યા છે, વલી તે માંહોમાંહે જૂઝતાં થકા પાણીના કલ્લોલ પ્રત્યે ઉંચા ઉછાલે છે ॥ ૩ ॥ તેમજ મોટા મોટા મગરમત્સ્ય ફરી રહ્યા છે, વલી સુસુમાર જાતિના મત્સ્ય તે કુતરાથી કાંઇક મોટા થાય છે, તેવા મત્સ્ય પણ કોઇ ક્રોડાગમે વિચરી રહ્યા છે, તથા નક્ર જાતિના, ચક્ર જાતિના જે જલચર જીવો છે તે પણ સમુદ્રમાં ઘણી દોડાદોડ કરી રહ્યા છે ॥ ૪ ॥ એમ જતાં થકા વાયરાનો પરીક્ષક જે પંજરી છે તે કહેવા લાગ્યો કે આજ પવન અનુકૂલ છે, સાંસતો છે, માટે જો મીઠું જલ તથા ઇંધણ જે લાકડાં પ્રમુખ વસ્તુ તેનો જો ખપ હોય તો બબ્બરકોટ નજીક આવ્યું છે ॥ ૫ ॥

જીહો તસ બંદર માંહિ ઉતરી, જીહો જલ ઇંધણ લીએ લોક ॥ જીહો ધવલ શેઠ કાંઠે રહ્યા, જીહો સાથે સુભટના થોક ॥ સુ૦ ॥ ૬ ॥ જીહો કોલાહલ તે સાંભલી, જીહો આવ્યા અતિ સપરાણ ॥ જીહો દાણી બબ્બર રાયના, જીહો માગે બંદર દાણ ॥ સુ૦ ॥ ૭ ॥ જીહો શેઠ સુભટને ગારવે, જીહો દાણ ન દીએ અબૂઝ ॥ જીહો તવ તિહાં લાગ્યું તેહને, જીહો માંહોમાંહે જૂઝ ॥ સુ૦ ॥ ૮ ॥ જીહો શેઠ તણે સુભટે હણ્યા, જીહો દાણી નાઠા રે જાય ॥ જીહો સૈન્ય સબલ તવ સજ કરી, જીહો આવ્યો બબ્બર રાય ॥ સુ૦ ॥ ૯ ॥

અર્થ—પછી બબ્બરકોટના બંદર માંહે ઉતરીને સહુ લોકો પાણી તથા સરપણ લેવા લાગ્યા, અને જેની સાથે સેવાના કરનારા સુભટોના ( થોક કે૦ ) સમૂહ છે એવા ધવલ શેઠ પણ બિછાનાં નાખી કાંઠે આવી રહ્યા ॥ ૬ ॥ તિહાં બંદર માંહે ઘણા લોક ઉતર્યા, તેનો મોટો કોલાહલ શબ્દ થઇ રહ્યો, તે સાંભલીને બબ્બર રાજાના દાણી પુરુષો જે હતા તે ( અતિ સપરાણ કે૦ ) અત્યંત ઉતાવલા આવીને બંદરનું દાણ માગવા લાગ્યા ॥ ૭ ॥ પરંતુ ( અબૂઝ કે૦ ) મૂર્ખ એવો જે શેઠ, તેણે પોતાના સુભટોના ગર્વે કરી એટલે મારા આટલા સીપાઇઓ છે તો આ દાણી લોકોને દાણ શા વાસ્તે આપું? એવા અહંકારથી તે અબૂઝ એટલે મૂર્ખ શેઠે દાણ દીધું નહીં, તેથી તિહાં દાણી અને શેઠના સેવકોને માંહોમાંહે યુદ્ધ થવા લાગ્યું ॥ ૮ ॥ તિહાં શેઠના સુભટોએ દાણી લોકોને માર માર્યો, તેને લીધે તે દાણીઓ નાસી ગયા, અને પોતાના મહાકાલ નામે રાજાને જાણ કરતા હવા. તે સાંભલી બલે કરી સહિત એવું સૈન્ય તૈયાર કરી બબ્બર દેશનો રાજા પોતે તિહાં ચઢી આવ્યો ॥ ૯ ॥

જીહો રાજતેજ ન શક્યા સહી, જીહો દીધી સુભટે રે પૂંઠ ॥ જીહો માર પડી તવ નાસતા, જીહો બાણ ભરી ભરી મૂઠ ॥ સુ૦ ॥ ૧૦ ॥ જીહો બાંધ્યો ઝાલી જીવતો, જીહો રુંખ સરિસો શેઠ ॥ જીહો બાંહ બેહુ ઉંચી કરી, જીહો મસ્તક કીધું હેઠ ॥ સુ૦ ॥ ૧૧ ॥ જીહો રખવાલા મૂકી તિહાં, જીહો વલીયો બબ્બર રાય ॥ જીહો તવ બોલાવે શેઠને, જીહો કુંવર કરીય પસાય ॥ સુ૦ ॥૧૨॥

જીહો સુભટ સવે તુમ કિહાં ગયા, જીહો બાંધ્યા બાંહ મરોડ ॥ જીહો એવડું દુઃખ ન દેખતા, જીહો જો દેતા મુજ કોડ ॥ સુ૦ ॥ ૧૩ ॥ જીહો શેઠ કહે તુમે કાં દીયો, જીહો દાધા ઉપર લૂણ ॥ જીહો પડ્યા પછી પાટુ કિસી, જીહો હણે મુઆને કૂણ ॥ સુ૦ ॥ ૧૪ ॥

અર્થ—તે વારે રાજતેજ તે વાણીયાના સુભટો સહન કરી શક્યા નહીં, તેથી શેઠના સુભટોએ પૂંઠ દીધી, તે જોઇને રાજાના સુભટોએ બાણોની મુઠીઓ ભરી ભરીને મારવા માંડી. તે જે વારે સારી પેઠે માર પડ્યો તે વારે શેઠના સુભટ નાસી ગયા ॥ ૧૦ ॥ સુભટો સર્વ નાસી ગયા પછી એકલા ધવલ શેઠને જીવતો ઝાલીને રુંખ સરિસો એટલે જેમ વૃક્ષ ડગે નહીં તેમ બેહુ બાહુ ઉંચા કરીને મસ્તક નીચું કરી મરડીને ટાટ બાંધ્યો ॥ ૧૧ ॥ તેની પાસે રખવાલા મૂકીને જે વારે બબ્બરનો રાજા પાછો વલ્યો તે વારે કુંવર આવી પસાય કરીને શેઠને બોલાવે છે ॥ ૧૨ ॥ કે અરે રે શેઠજી! તમારા સુભટ સર્વે કિહાં જતા રહ્યા જે તમે બાહુ મરડીને બાંધ્યા પડ્યો છો? પરંતુ જો મુજને ક્રોડ સોનામહોરો દીધી હતે તો આજ એટલું દુઃખ તમે દેખત નહીં ॥ ૧૩ ॥ તે સાંભલી શેઠ કહેવા લાગ્યા કે હે કુંવર! તમે બલ્યા ઉપર વલી લૂણ કાં લગાડો છો? પડી ગયા પછી ( પાટુ કે૦ ) લાત તે વલી શી મારવી? તથા મુવેલાને વલી કોણ મારે? ॥ ૧૪ ॥

જીહો કહે કુંવર વૈરી ગ્રહ્યું, જીહો જો વાલું એ વિત્ત ॥ જીહો તો મુજને દેશો કિશું, જીહો ભાખો થિર કરી ચિત્ત ॥ સુ૦ ॥ ૧૫ ॥ જીહો શેઠ કહે સુણ સાહિબા, જીહો એ મુજ કારજ સાધ ॥ જીહો વહેંચી વાહણ પાંચસેં, જીહો લેજો આધો આધ ॥ સુ૦ ॥ ૧૬ ॥ જીહો બોલબંધ સાખી તણો, જીહો કુંવર પાડી તંત ॥ જીહો ધનુષ તીર તરકસ ગ્રહી, જીહો ચાલ્યો તેજ અનંત ॥ સુ૦ ॥ ૧૭ ॥ જીહો જઇ બબ્બર બોલાવીયો, જીહો વલ પાછો વડ વીર ॥ જીહો શસ્ત્ર સેન ભુજબલ તણો, જીહો નાદ ઉતારું નીર ॥ સુ૦ ॥ ૧૮ ॥

અર્થ—તે સાંભલી કુંવર કહેવા લાગ્યો કે હે શેઠ! જો આ તમારા વૈરીએ ( ગ્રહ્યું કે૦ ) ગ્રહણ કર્યું જે દ્રવ્ય એટલે જે તમારું દ્રવ્ય એના કબજામાં આવી ગયું છે તે ( વિત્ત કે૦ ) દ્રવ્ય જો હું પાછું વાલી આપું તો તમે મુજને શું આપશો? તે તમે તમારું ચિત્ત સ્થિર રાખીને ( ભાખો કે૦ ) બોલો ॥ ૧૫ ॥ તે સાંભલી શેઠ કહેવા લાગ્યા કે હે સાહેબ! તમે સાંભલો કે જો એ મારું કાર્ય તમે સાધી આપો તો મારાં જે પાંચસેં વહાણ છે તે અડધો

અડધ તમે વહેંચી લેજો. જગતમાં કહેવત છે કે સારા જાતા દેખીએ, તો આધા લીજે બાંટ ॥ ઇતિ ॥ ૧૬ ॥ પછી તે વાતનાં કુંવરે ( બોલબંધ કે૦ ) ખતપત્ર લખીને વચમાં સાક્ષીનો ( તંત કે૦ ) તાલી પાડીને પોતે ધનુષ્ય તથા તીરનો ( તરકસ કે૦ ) ભાથો સાથે લઇને અત્યંત તેજવંત થકો મહાકાલ રાજાની પછવાડે ચાલ્યો ॥ ૧૭ ॥ જઇને બબ્બર રાજાને બોલાવ્યો કે હે મોટા વીર પુરુષ ! તું પાછો વલ, એટલે ફરીને મારા સામો આવ. હું તારાં જે શસ્ત્ર તથા સૈન્ય અને ભુજાઓનું બલ, તેનો ( નાદ કે૦ ) જે અહંકાર છે તેનું ( નીર કે૦ ) પાણી તેને ઉતારું ॥ ૧૮ ॥

જીહો તુજ સરિખો જે પ્રાહુણો, જીહો પહોતો અમ ઘર આય ॥ જીહો સુખડલી મુજ હાથની, જીહો ચાખ્યા વિણ કિમ જાય ॥ સુ૦ ॥ ૧૯ ॥ જીહો મહાકાલ જૂએ ફરી, જીહો દીઠો એક જુવાન ॥ જીહો ઝાઝાની પરે જૂઝતો, જીહો લક્ષણ રૂપ નિધાન ॥ સુ૦ ॥ ૨૦ ॥ જીહો તું સુંદર સોહામણો, જીહો દીસે યૌવનવેષ ॥ જીહો વિણ ખુટે મરવા ભણી, જીહો કાંઇ કરે ઉદ્દેશ ॥ સુ૦ ॥ ૨૧ ॥ જીહો કહે કુંવર સંગ્રામમાં, જીહો વચન કિસ્યો વ્યાપાર ॥ જીહો જોધે જોધ મલ્યા જિહાં, જીહો તિહાં શસ્ત્રે વ્યવહાર ॥ સુ૦ ॥ ૨૨ ॥

અર્થ—વલી હે વીર પુરુષ ! તારા સરખો પ્રાહુણો પુરુષ જે અમારે ઘેર આવી પહોંચ્યો તે મારા હાથની સુખડી ચાખ્યા વિના પાછો કેમ જાય ? ॥ ૧૯ ॥ એવાં વચન સાંભલી મહાકાલ રાજા પાછો ફરી જુએ છે તો તેણે લક્ષણ તથા રૂપના નિધાન સરિખો અને ( ઝાઝા કે૦ ) ઘણા પુરુષોની પરે જૂઝતો એવો એક યુવાન પુરુષ દીઠો ॥ ૨૦ ॥ તેને જોઇને મહાકાલ રાજા કહેવા લાગ્યો કે તું તો ઘણો સુંદર, સોહામણો છો, અને સંપૂર્ણ નવયૌવન વેષે દેખાય છે, તેમ છતાં તારું આયુષ્ય ખુટ્યા વિના ફોકટ મરવાનો ઉદ્દેશ શામાટે કરે છે ? ॥ ૨૧ ॥ એવાં રાજાનાં વચન સાંભલી કુંવર કહેવા લાગ્યો કે સંગ્રામને વિષે વચનનો વ્યાપાર શો કરવો ? જિહાં યોદ્ધાએ યોદ્ધા મલે તિહાં તો શસ્ત્રનોજ વ્યાપાર હોય ॥ ૨૨ ॥

જીહો મહાકાલ કોપ્યો તિસે, જીહો હલકારે નિજ સેન ॥ જીહો મૂકે શસ્ત્ર ઝડોઝડે, જીહો રાતા રોષરસેન ॥ સુ૦ ॥ ૨૩ ॥ જીહો વૂઠા તીખા તીરના, જીહો ગોલાના કેઇ લાખ ॥ જીહો પણ અંગે કુંવર તણે, જીહો લાગે નહીં સરાખ ॥ સુ૦ ॥ ૨૪ ॥ જીહો આકર્ષી જે જે દિશે,

જીહો કુંવર મૂકે બાણ ॥ જીહો સમકાલે દશ વીશના, જીહો તિહાં છંડાવે પ્રાણ ॥ સુ૦ ॥ ૨૫ ॥ જીહો સૈન્ય સકલ મહાકાલનું, જીહો ભાગી ગયું દહ વટ્ટ ॥ જીહો નૃપ એકાકી કુંવરે, જીહો બાંધ્યો બંધ નિઘટ્ટ ॥ સુ૦ ॥ ૨૬ ॥ જીહો બાંધીને નિજ સાથમાં, જીહો પાસે આણ્યો જામ ॥ જીહો બંધન છોડ્યાં શેઠનાં, જીહો રક્ષક નાઠા તામ ॥ સુ૦ ॥ ૨૭ ॥

અર્થ—એવાં કુંવરનાં વચન સાંભલી મહાકાલ રાજાએ ( તિસે કે૦ ) તેની સાથે કોપ્યો થકો પોતાની સેનાને હલકારો કર્યો. તે વારે તે સુભટો પણ ( રોષ કે૦ ) ક્રોધના ( રસેન કે૦ ) રસે કરીને ( રાતા કે૦ ) તપાયમાન થયા થકા કુંવરની ઉપર ઝડાઝડ શસ્ત્ર નાખવા લાગ્યા ॥ ૨૩ ॥ તિહાં ( તીખા કે૦ ) તીક્ષ્ણ એટલે આકરા એવા તીરના સમૂહ તથા કેઇક લાખોગમે ગોલાના મેહુલા કુંવરની ઉપર ( વૂઠા કે૦ ) વરસવા લાગ્યા, પણ કુંવરને અંગે એક ( સરાખ કે૦ ) ફાંસ જેટલું પણ લાગે નહીં ॥ ૨૪ ॥ અને કુંવર તો જે જે દિશાએ આકર્ષીને એટલે તાકી કરીને અથવા ખેંચીને બાણ મૂકે છે તે તે દિશાએ તિહાં સમકાલે દશ વીશ સુભટોના પ્રાણ છંડાવે છે ॥ ૨૫ ॥ એમ કરતાં મહાકાલ રાજાનું સર્વ સૈન્ય ( દહ વટ્ટ કે૦ ) દશે દિશાની વાટે ભાગી ગયું. પછી મહાકાલ રાજા એકલો રહ્યો, તેને શ્રીપાલ કુંવરે ( નિઘટ્ટ કે૦ ) આકરાં બંધને કરી બાંધ્યો ॥ ૨૬ ॥ તે બાંધીને ( જામ કે૦ ) જે વારે પોતાના સથવારાની પાસે આણ્યો અને ધવલ શેઠનાં બંધન કુંવરે છોડી નાખ્યાં ( તામ કે૦ ) તે વારે રક્ષક પુરુષો જે શેઠની પાસે ઉભા હતા તે પણ નાસી ગયા ॥ ૨૭ ॥

જીહો ખડગ લેઇ મહાકાલને, જીહો મારણ ધાયો રે શેઠ ॥ જીહો કહે કુંવર બેસી રહો, જીહો બલ દીઠું તુમ ઠેઠ ॥ સુ૦ ॥ ૨૮ ॥ જીહો બંધન બબ્બરરાયનાં, જીહો છોડાવે તેણી વાર ॥ જીહો ભૂષણ વસ્ત્ર પહેરામણી, જીહો કરે ઘણો સત્કાર ॥ સુ૦ ॥ ૨૯ ॥ જીહો સુભટ જિકે નાઠા હતા, જીહો તે આવ્યા સહુ કોય ॥ જીહો ભાંજે તસ આજીવિકા, અહો શેઠ કોપ કરી સોય ॥ સુ૦ ॥ ૩૦ ॥

અર્થ—તે વારે શેઠ ઘણી ઉતાવલથી તરવાર હાથમાં લઇને મહાકાલ રાજાને મારવા માટે ( ધાયો કે૦ ) દોડ્યો. તેને શ્રીપાલ કુંવરે કહ્યું કે હાં હાં શેઠજી ! તમે બેસી રહો, કેમકે તમારું બલ તો અમે ઠેઠથી દીઠું છે. વલી એક તો જે પોતાને ઘેર ચાલી આવ્યો હોય, બીજો આપણે શરણે આવ્યો હોય, ત્રીજો બાંધ્યો થકો પડ્યો હોય, ચોથો જે રોગથી પીડા

પામતો હોય, પાંચમો જે નાસી જતો હોય, છઠ્ઠો જે બુઢો હોય એટલે વૃદ્ધ હોય, અને સાતમો જે બાલક હોય, એ સાતે જણ જો પણ આપણા શત્રુ હોય તોપણ તેને મારવા નહીં એવો ન્યાય છે ॥ ૨૮ ॥ પછી શ્રીપાલ કુંવરે જે બબ્બરના રાજાને બંધને બાંધ્યા હતા, તે પણ તેજ વખતે છોડાવ્યા, એટલે પોતાને હાથેજ બંધન છોડ્યાં, અને પોતાના ભાગમાં આવેલાં અઢીસેં વહાણમાંથી ઘણાં આભૂષણ વસ્ત્ર મગાવી પહેરામણી કરીને રાજાનો ઘણો આદર સત્કાર કર્યો ॥ ૨૯ ॥ હવે શેઠના સુભટો જે કોઇ પ્રથમ બબ્બર રાજાના સુભટોથી બીક પામીને નાસી ગયા હતા તે પણ સહુ કોઇ પાછા ફરી આવ્યા, ( સોય કે૦ ) તેના ઉપર શેઠે કોપ કરીને તેમની આજીવિકા ભાંગી નાખી, પગાર આપવાનો બંધ કર્યો, પોતાની ચાકરીમાંથી દૂર કર્યા ॥ ૩૦ ॥

જીહો કુંવરે તે સવિ રાખીયા, જીહો દીધી તેહને વૃત્તિ ॥ જીહો વાહણ અઢીસેં માહરાં, જીહો સાચવજો એક ચિત્ત ॥ સુ૦ ॥ ૩૧ ॥ જીહો જે પણ બબ્બર રાયનો, જીહો નાઠો હતો પરિવાર ॥ જીહો તેહને પણ તેડી કરી, જીહો આદર દીએ અપાર ॥ સુ૦ ॥ ૩૨ ॥ જીહો ચોથી ઢાલ એણી પરે, જીહો બીજે ખંડે હોય ॥ જીહો વિનય કહે ફલ પુણ્યનાં, જીહો પુણ્ય કરો સહુ કોય ॥ સુ૦ ॥ ૩૩ ॥

અર્થ—તે સર્વે દશે હજાર સુભટોને શ્રીપાલ કુંવરે રાખી લીધા. તેમને ( વૃત્તિ કે૦ ) આજીવિકા આપીને કહ્યું કે મારાં અઢીસેં વહાણ છે તેને તમે એકાગ્ર ચિત્તથી સાચવજો, સંભાલ રાખજો ॥ ૩૧ ॥ વલી બબ્બર દેશના રાજાનો પણ પ્રથમ જે કાંઇ સુભટો આદિક પરિવાર નાસી ગયો હતો તે સર્વને કુંવરે તેડી કરીને ઉત્તમ વસ્ત્રાદિકની પહેરામણી આપી. એવી રીતે જેનો પાર આવે નહીં એટલું આદર સન્માન આપ્યું ॥ ૩૨ ॥ આ પ્રમાણે બીજા ખંડને વિષે ચોથી ઢાલ પૂર્ણ થાય છે. શ્રી વિનયવિજય ઉપાધ્યાયજી કહે છે કે એ સર્વ પુણ્યનાં ફલ જાણવાં, માટે હે ભવ્યો! તમે સહુ કોઇ પુણ્યોપાર્જન કરો કે જેથી સુખ પામો ॥ ૩૩ ॥

॥ દોહા ॥

મહાકાલ શ્રીપાલનું, દેખી ભુજબલ તેજ ॥ ચિત્ત ચમક્યો ઇમ વિનવે, હિયડે આણી હેજ ॥૧॥ મુજ મંદિર પાવન કરો, મહેર કરી મહારાજ ॥ પ્રગટ્યાં પૂરવ ભવ કર્યાં, પુણ્ય અમારાં આજ ॥ ૨ ॥

અર્થ—હવે મહાકાલ રાજા શ્રીપાલ કુંવરની ભુજાઓના બલનું તેજ દેખી પોતાના ચિત્તમાં ચમત્કાર પામ્યો થકો હૈયામાં ઘણુંજ હેજ આણીને આવી રીતની વિનંતિ કરે છે ॥ ૧ ॥ કે હે મહારાજ! મારા ઉપર મહેરબાની કરીને નગરમાં આવી તમારા પગે કરી મારા મંદિરને ( પાવન કે૦ ) પવિત્ર કરો તો અમે પણ તમારી કાંઇક ભક્તિ કરીએ, અમે

જે પૂર્વલા ભવમાં પુણ્ય કર્યાં હતાં તે અમારાં પુણ્ય આજ પ્રગટ થયાં એટલે ઉદય આવ્યાં કે જેના યોગથી તમારાં દર્શન થયાં, એમ અમે માનીએ છીએ ॥ ૨ ॥

**તુમ સરિખા સુપુરુષ તણાં, અમ દરશન દુર્લભ ॥ જિમ મરુધરનાં લોકને, સુરતરુ કુસુમ સુરંભ ॥ ૩ ॥ વોલાવા વિણ એકલો, ચાલી ન શકે દીન ॥ ધવલ શેઠ તવ વિનવે, ઇણી પરે થઇ આધીન ॥ ૪ ॥ પ્રભુ તુમને વંછે સહુ, દેખી પુણ્યપડૂર ॥ પણ વિલંબ થાયે ઘણો, રતન-દ્વીપ છે દૂર ॥ ૫ ॥ કુંવર કહે નરરાયનું, દાખિણ કિમ છંડાય ॥ તિણે નયરી જોવા ભણી, કુંવર કીયો પસાય ॥૬॥**

અર્થ—કેમકે તમારા જેવા સુપુરુષનાં દર્શન મલવાં તે અમારા જેવા ભાગ્યહીન જનોને ઘણાં દુર્લભ છે. જેમ મરુધર જે મારવાડ દેશ, તેના રહેવાસી લોકોને સુરતરુ જે કલ્પવૃક્ષ, તેનાં ( કુસુમ કે૦ ) ફૂલનો સુરંભ જે સુગંધ, તે પામવો દુર્લભ હોય છે. એ દૃષ્ટાંતે જાણી લેવું ॥ ૩ ॥ એવું બબ્બરના રાજાનું વચન સાંભલીને જે વારે શ્રીપાલ કુંવરે તે વાત માન્ય કરી ( તવ કે૦ ) તે વારે ધવલ શેઠ ( આધીન કે૦ ) કુંવરને વશ થઇને આવી રીતની વિનંતિ કરે છે કે જેમ ( દીન કે૦ ) રાંક પુરુષ હોય તે વોલાવા વિના એકલો માર્ગમાં ચાલી શકે નહીં તેમ તમારા આવ્યા વિના અમારાથી પણ અમારે ઘેર જવાય નહીં ॥ ૪ ॥ માટે હે પ્રભુ ! તમારાં પુણ્યનો પડૂર એટલે સમૂહ અર્થાત્ ઘણું પુણ્ય દેખીને સહુ કોઇ તમને વાંછે છે, પણ હવે આપણને રત્નદ્વીપે જવું છે, તે ઇહાંથી ઘણો દૂર છે, માટે તેમાં વિલંબ ઘણો થાય છે ॥ ૫ ॥ તે સાંભલી કુંવરે કહ્યું કે હે શેઠજી ! રાજાનું દાક્ષિણ્યવચન કેવી રીતે છાંડ્યું જાય ? તે માટે નગરી જોવાનો કુંવરે પસાય કર્યો ॥ ૬ ॥

**હાટ સજ્યાં હીરાગલે, ઘર ઘર તોરણ માલ ॥ ચહુટે ચહુટે ચોકમાં, નાટક ગીત રસાલ ॥ ૭ ॥ ફૂલ બિછાયાં ફૂટરાં, પંથ કરી છંટકાવ ॥ ગજ તુરંગ શણગારીયા, સોવન રૂપે સાવ ॥ ૮ ॥**

અર્થ—રાજાએ પણ નગરીનાં હાટ સર્વ હીરાગલ એટલે રેશમી વસ્ત્રે કરી ( સજ્યાં કે૦ ) શણગાર્યાં, ઘર ઘરને વિષે તોરણ માલાઓ બાંધી, ચૌટા ચૌટાના ચોકમાં વિવિધ પ્રકારનાં નાટક કરાવ્યાં, ( રસાલ કે૦ ) રસે કરી સહિત એવાં ઘણાં સુંદર ગીતો ગવરાવ્યાં ॥ ૭ ॥ રાજમાર્ગમાં તાજાં ફૂટરાં ફૂલ બિછાવ્યાં, પંથ જે માર્ગ તેમાં પાણીનો છંટકાવ કરાવ્યો, તથા સામૈયું કરવાને ઘણા હાથી અને ઘોડાઓને ( સાવ કે૦ ) માત્ર એક સોના તથા રૂપાના સાજે કરીને શણગાર્યા ॥ ૮ ॥

॥ ઢાલ પાંચમી ॥ રાગ સિંધૂડો ॥ ચિત્રોડા રાજા રે ॥ એ દેશી ॥

**વિનતિ અવધારે રે, પુર માંહે પધારે રે, મહોત વધારે**

બબ્બર રાયનું રે ॥ કુંવર વડભાગી રે, દેખી સોભાગી રે, જોવા રઢ લાગી પગ પગ લોકને રે ॥ ૧ ॥ ઘર તેડી આવ્યા રે, સાજન મન ભાવ્યા રે, સોવન મંડાવ્યાં આસણ બેસણાં રે ॥ મીઠાઇ મેવા રે, પકવાન્ન કલેવા રે, ભગતિ કરે સેવા બબ્બર બહુ પરે રે ॥ ૨ ॥

અર્થ—હવે બબ્બરકોટના મહાકાલ રાજાનું મહત્ત્વ વધારવા માટે તેની વિનંતિ અવધારીને તે પુર માંહે પધાર્યા. તે કુંવર કેવા છે? તો કે (વડભાગી કે૦) મોટા ભાગ્યના ધણી છે. તેને સૌભાગ્યવંત દેખીને લોકોને પગલે પગલે જોવાની (રઢ કે૦) હોંશ એટલે ઉત્કંઠા લાગી ॥ ૧ ॥ એવી રીતે મોટા ઉત્સવ સહિત મહાકાલ રાજા પોતાને ઘેર કુંવરને તેડી આવ્યા, તે સર્વ સજ્જનનાં મનમાં (ભાવ્યા કે૦) ગમ્યા. પછી કુંવરને બેસવાને માટે સોનાનાં આસન મંડાવ્યાં, તેની ઉપર બેસાડીને જમવા માટે મીઠાઇ, મેવા તથા પકવાન્નને (કલેવા કે૦) કેલવતો ભોજન કરાવવાની સામગ્રી કરતો હવો. એમ (બહુ પરે કે૦) ઘણે પ્રકારે બબ્બરકોટનો રાજા શ્રીપાલ કુંવરની ભક્તિ સેવા કરતો હવો ॥ ૨ ॥

ભોજન ઘૃત ગોલ રે, ઉપર તંબોલ રે, કેસર રંગરોલ કરે વલી છાંટણાં રે ॥ સવિ સાજન સાખે રે, મુખે મધુરું ભાખે રે, અંતર નવિ રાખે કાંઇ પ્રેમમાં રે ॥ ૩ ॥ દીએ કન્યાદાન રે, દેઇ બહુ માન રે, પરણી અમ વાન વધારો વંશનો રે ॥ તવ કુંવર ભાખે રે, કુલ જાણ્યા પાખે રે, કિમ ચિત્તની સાખે દીજે દીકરી રે ॥ ૪ ॥ કહે નૃપ અવતંસ રે, છાનો નહીં હંસ રે, જાણ્યો તુમ ઉત્તમ વંશ ગુણે કરી રે ॥ જાણે સહુ કોઇ રે, જે નજરે જોઇ રે, હીરો નવિ હોઇ વિણ વેરાગરે રે ॥ ૫ ॥

અર્થ—હવે ઘૃત ગોલનાં ભોજન કરાવી ઉપર (તંબોલ કે૦) પાનનાં બીડાં આપી, પછી કેસરના રંગરોલે કરી છાંટણાં કર્યાં, તિહાં સર્વ સાજનની સાખે કરી મુખથી મધુરું એટલે મીઠી વાણી ભાખતો થકો રાજા પોતાના પ્રેમમાં કાંઇ પણ અંતર ન રાખતાં ॥ ૩ ॥ બહુ માન આપીને કન્યાદાન દેતો હવો, અને કહેતો હવો કે આ કન્યા પરણીને અમારા વંશનું (વાન કે૦) તેજ વધારો. તે સાંભલી કુંવર ભાખતા હવા કે હે સ્વામિન્! હું પરદેશી છું, માટે મારૂં કુલ, શીલ જાણ્યા વિના માત્ર ચિત્તની સાખે કરીનેજ પોતાની દીકરી કેમ દીજીએ? એટલે આપીએ? જે કાર્ય કરીએ તે વિચારીને કરીએ તો રુડું દેખાય ॥ યતઃ ॥ કુલં ચ શીલં ચ સનાથતા ચ, વિદ્યા ચ વિત્તં ચ વપુર્વયશ્ચ ॥ વરે ગુણાઃ સપ્ત વિલોકની-

યા,-સ્તતઃ પરં ભાગ્યવશા હિ કન્યા ॥ ૧ ॥ મૂર્ખનિર્ધનદૂરસ્થ,-બહુભાર્યાશિવાર્થિનાં ॥ ત્રિગુણાધિકવર્ષાણાં, ચાપિ દેયા ન કન્યકા ॥ ૨ ॥ કાર્યેષુ મંત્રી ગૃહકર્મદાસી, સ્નેહેષુ માતા ક્ષમયા ધરિત્રી ॥ ધર્મેષુ ધુર્યા રમણેષુ રંભા, સ્મરામ્યહં લક્ષ્મણ! જાનકીગુણાન્ ॥ ૩ ॥ ઇતિ સ્રીગુણાઃ ॥ ૪ ॥ તે સાંભલી રાજા કહેવા લાગ્યો કે (અવતંસ કે૦) સર્વ પક્ષીઓમાં મુકુટ સમાન એવું જે હંસ પક્ષી છે તે છાનું રહેજ નહીં, તેમ તમારાં વંશ, કુલ, શીલ, એ સર્વે તમારા ઉત્તમ ગુણે કરીનેજ અમે જાણી લીધાં. અથવા તમારો ઉત્તમ વંશ તમારા ગુણે કરીને જાણી લીધો, કેમકે જેણે નજરે જોયો હોય તે તો જાણેજ છે કે ( વિણ વેરાગરે કે૦ ) ખાણ વિના હીરો હોયજ નહીં, માટે અમારી પ્રાર્થના તમે સફલ કરો ॥ ૫ ॥

મહોત્સવ મંડાવે રે, સાજન સહુ આવે રે, ધવલ ગવરાવે મંગલ નરવરૂ રે ॥ રૂપે જિસી મેના રે, ગુણપાર ન જેના રે, મદનસેના પરણાવી ઇણી પરે રે ॥ ૬ ॥ મણિ માણિક કોડી રે, મુગતાફલ જોડી રે, નરપતિ કર જોડી દીએ દાયજો રે ॥ પરે પરે પહિરાવે રે ॥ મણિ ભૂષણ ભાવે રે, પાર ન આવે જસ ગુણ બોલતાં રે ॥ ૭ ॥ નાટક નવ દીધાં રે, તિહાં પાત્ર પ્રસિદ્ધાં રે, જાણે એ લીધાં મોલે સરગથી રે ॥ બહુ દાસી દાસ રે, સેવક સુવિલાસ રે, દીધાં ઉલ્લાસે સેવા કારણે રે ॥ ૮ ॥

અર્થ—એમ કહી રાજાએ મહોત્સવ મંડાવ્યો. તિહાં સહુએ સજ્જન આવ્યાં, રાજાએ ધવલ મંગલ ગીત ગવરાવ્યાં, અને રૂપે કરી મેના અપ્સરા સરખી, જેના ગુણનો પાર નથી એવી મદનસેના નામે પોતાની પુત્રીને એ રીતે શ્રીપાલ સાથે પરણાવી ॥ ૬ ॥ મણિ, રત્ન તથા કોડીગમે માણિક, તેની સાથે મુગતાફલ જે મોતી, તેને ( જોડી કે૦ ) મેલાવીને નરપતિ જે રાજા, તે હાથમેલાપ મૂકતી વખતે હાથ જોડીને દાયજામાં દેતો હવો. વલી જેના ગુણ બોલતાં થકા પાર આવે નહીં એવાં અનેક જાતિનાં મણિરત્નમય આભૂષણ તે ભાવે કરીને ( પરે પરે કે૦ ) વારંવાર દાયજામાં પહેરાવે છે ॥ ૭ ॥ વલી નવ પેડાં નાટકનાં દાયજામાં આપ્યાં. તે પેડાં કેવાં છે? તો કે ( તિહાં કે૦ ) તેમાં ( પાત્ર કે૦ ) ગણિકા પ્રસિદ્ધપણે છે, એવાં તે જાણીએ એ સ્વર્ગ લોકમાંથીજ ( મોલે કે૦ ) નાણાં આપીને વેચાતાં લીધાં હોય નહીં? એવાં છે, તેમજ (બહુ કે૦) ઘણાં દાસી દાસ પ્રમુખ સેવક લોક પણ (સુવિલાસ કે૦) ભલા વિલાસ સહિત મહાકાલ રાજાએ સેવા કરવાને અર્થે આપ્યાં ॥ ૮ ॥

રસભર દિન કેતા રે, તિહાં રહે સુખ વેતા રે, દાન યાચકને દેતા બહુ પરે રે ॥ અમને વોલાવો રે, હવે વાર ન લાવો રે, કહે કુંવર જાવો અમ દેશાંતરે રે ॥ ૯ ॥ નૃપ

મન દુઃખ આણે રે, કેમ રાખું પરાણે રે, ઘર ઇમ જાણે ન વસે પ્રાહુણે રે ॥ પુત્રી જે જાઇ રે, તે નેટ પરાઇ રે, કરે સજાઇ હવે વોલાવવા રે ॥ ૧૦ ॥ એક જુંગ અલંભ રે, જે દેખી અચંભ રે, ચોસઠ કુઆ થંભે સુંદર સોહતું રે ॥ કારીગરે ઘડીયા રે, મણિ માણિક જડીયા રે, થંભ તે અડીયા જઇ ગયણાંગણે રે ॥ ૧૧ ॥

અર્થ—એમ કેટલાએક દિવસ ( રસભર કે૦ ) આનંદભર સુખને ભોગવતા થકા યાચક જનને ઘણા પ્રકારે દાન દેતાં થકા તિહાં શ્રીપાલ કુંવર રહ્યા. પછી કુંવર કહેવા લાગ્યા કે અમને દેશાંતરે જવું છે, માટે વોલાવવાને હવે વાર લગાડો નહીં ॥ ૯ ॥ એવાં કુંવરનાં વચન સાંભલ્યાથી રાજાએ પોતાના મનમાં ઘણું દુઃખ આણ્યું, અને વિચાર્યું જે હવે હું એને પરાણે કેમ રાખું? રાજાએ એમ જાણ્યું જે પ્રાહુણે કાંઇ ઘર વસે નહીં. વલી પુત્રી જે જાઇ છે તે તો ( નેટ કે૦ ) નિશ્ચે પારકીજ થાય, એવો વિચાર કરીને હવે વોલાવવાની સજાઇ કરવા તત્પર થયો ॥ ચોપાઇ ॥ આશ છાશ ને ભીંત જાજરી, બેટી ધન ભોજન બાજરી ॥ ઠાર ત્રેહ ને સ્ત્રીનો નેહ, વહેલો દેવ દેખાવે છેહ ॥ ૧ ॥ દોહા ॥ છાશજ કેરો આફરો, દાસી કેરો નેહ ॥ ધાબલ કેરું પહેરણું, ધબકી દિખાવે છેહ ॥ ૨ ॥ ઇતિ ॥ ૧૦ ॥ હવે જેને દેખતાં થકા અચંબો થાય એવું એક અલંભ એટલે અદ્વિતીય જુંગી વહાણ અથવા જુંગ જાતિનું વહાણ, તે સુંદર ચોસઠ કુઆ થંભે કરી શોભતું છે, તે થંભને કારીગર લોકોએ ઘડ્યા છે, અને મણિ તથા માણકે કરી જડ્યા છે, એવા કુઆ થંભ છે તે જઇને ( ગયણાંગણ કે૦ ) આકાશને વિષે અડ્યા છે એટલા ઉંચા દેખાય છે ॥ ૧૧ ॥

સોવન ચિત્રામ રે, ચિત્રિત અભિરામ રે, દેખીએ ઠામ ઠામ તિહાં ગોંખડા રે ॥ ધજ મહોટા ઝલકે રે, મણિ તોરણ ચલકે રે, ચંચલ ઢલકે ચામર ચિહું દિશે રે ॥ ૧૨ ॥ ભૂંઇ સાતમીએ રે, તિહાં ચઢી વિશમીએ રે, બેસીને રમીએ સોવન સોગઠે રે ॥ બહુ છંદે છાજે રે, વાજાં ઘણાં વાજે રે, વાહણ ગાજે રહ્યું સમુદ્રમાં રે ॥ ૧૩ ॥ પૂરે તે રતને રે, રાજા બહુ જતને રે, સાસરવાસો મન મહોટે કરે રે ॥ વોલાવી બેટી રે, હિયડા ભરિ ભેટી રે, શીખ ગુણ પેટી દીધી બહુ પરે રે ॥ ૧૪ ॥

અર્થ—વલી તે વહાણમાં સોનાનાં ચિત્રામણે ચિત્રિત કરેલા અભિરામ એટલે મનોહર એવા ગોંખડા તે તિહાં ઠામ ઠામને વિષે દેખીએ એટલે દેખાય છે, વલી કુઆ થંભની ઉપરે

મોટી ધ્વજા તથા નેજા ઝલકી રહ્યાં છે, અને મણિઓનાં તોરણ બાંધેલાં છે તે ચલકાટ કરી રહ્યાં છે, વલી ( ચંચલ કે૦ ) હાલતાં એવાં ચામરો તે ચારે દિશાએ ઢલકી રહ્યાં છે ॥ ૧૨ ॥ વલી તે વહાણની સાતમી ભૂમિ જિહાં છે તિહાં ચઢીને વિશ્રામ પામીએ અને તિહાં બેસીને સોનાને સોગઠે ( રમીએ કે૦ ) રમત કરીએ, એવી રમણિક છે. એમ તે વહાણ ઘણા ( છંદે કે૦ ) કારણે કરી છાજે છે, શોભે છે, વલી તેમાં ઘણા પ્રકારનાં વાજિત્ર વાજી રહ્યાં છે, તેના શબ્દથી તે વહાણ સમુદ્રમાં રહ્યું થકું પણ ગાજી રહ્યું છે, ગર્જારવ કરી રહ્યું છે ॥ ૧૩ ॥ તે વહાણ રાજા બહુ યત્ને કરીને રત્નોથી ( પૂરે કે૦ ) ભરે છે, સાસરવાસો મોટે મને કરીને રાજા કરે છે. વલી હૈયડાભર ભેટીને બેટીને વલાવી તે વખતે રાજાએ ( બહુ પરે કે૦ ) ઘણા પ્રકારની શિખામણરૂપ ગુણની પેટી ભરીને પોતાની પુત્રીને આપી ॥ ૧૪ ॥

**સાજન સોહાવ્યાં રે, મિલણાં બહુ લાવ્યાં રે, કાંઠે સવિ આવ્યાં આંસુ પાડતાં રે ॥ વર વહૂ વોલાવ્યાં રે, માવિતર દુઃખ પાવ્યાં રે, તૂર વજડાવ્યાં હવે પ્રયાણનાં રે ॥ ૧૫ ॥ નાંગર ઉપડાવ્યાં રે, સઢ દોર ચઢાવ્યાં રે, વાહણ ચલાવ્યાં વેગે ખલાસીએ રે ॥ નિત નાટક થાવે રે, ગુણિજન ગુણ ગાવે રે, વર વહૂ સોહાવે બેહુ ગોંખડે રે ॥ ૧૬ ॥ મન ચિંતે શેઠ રે, મેં કીધી વેઠ રે, સાયર ઠેઠ ફલ્યો જુઓ એહને રે ॥ જે ખાલી હાથે રે, આવ્યો મુજ સાથે રે, આજ તે આથે સંપૂરણ થયો રે ॥ ૧૭ ॥**

અર્થ—વલી ઘણા પ્રકારનાં મિલણાં જે સુખડી પ્રમુખ તેને લાવતાં એવાં સર્વ સજ્જન પણ તિહાં સોહાવ્યાં, શોભતાં થકાં સમુદ્રને કાંઠે આંખમાંથી આંસુ પાડતાં આવ્યાં, અને વર વહૂને વલાવ્યાં તે વારે કન્યાનાં માવિતર ઘણું દુઃખ પામતા હવાં. હવે શ્રીપાલે પણ પ્રયાણ કરવાનાં ( તૂર કે૦ ) વાજાં વજડાવ્યાં ॥ ૧૫ ॥ તે વારે વહાણનાં નાંગર ઉપાડ્યાં, અને સઢનાં દોરડાં ઉંચાં ચઢાવ્યાં, ખલાસી લોકોએ ( વેગે કે૦ ) ઉતાવલે વહાણોને સમુદ્રમાં આગલ ચલાવ્યાં. તિહાં શ્રીપાલની પાસે નિત્ય નાટક થાય છે, અને ગુણિજન જે છે તે શ્રીપાલના ગુણ ગાય છે. એમ વર અને વહૂ બેહુ જણાં ગોંખને વિષે બેઠાં થકાં ( સોહાવે કે૦ ) શોભે છે ॥ ૧૬ ॥ હવે મણિ, રત્ન અને સુવર્ણે કરી પરિપૂર્ણ ભરેલું એવું વહાણ જોઇને ધવલ શેઠ પોતાના હૃદયમાં ચિંતવવા લાગ્યો કે જુઓ તો ખરા! આ તે શું થઇ ગયું! મેં તો ફોકટ વેઠજ કીધી, અને આ સમુદ્રનો વ્યાપાર તો ( ઠેઠ કે૦ ) પ્રથમથીજ (એહને કે૦) એ શ્રીપાલનેજ ફલીભૂત થયો છે. અરે! જે ખાલી હાથે મારી સાથે આવ્યો હતો, જેની પાસે એક પૈસો પણ ન હતો, અને મારા સેવક જેવો હતો તે આજે તો ( આથે કે૦ ) લક્ષ્મીએ કરીને સંપૂર્ણ એટલે પરિપૂર્ણ થયો! ॥ ૧૭ ॥

**જલ ઇંધણ માટે રે, આવ્યા ઇણ વાટે રે, પરણ્યો રણ સાટે જુઓ સુંદરી રે ॥ લખમી મુજ આથી રે, ઇણે**

મુહિયાં લાધી રે, દોલત વાધી દેખો પલકમાં રે ॥૧૮॥ કિમ માગું ભાડું રે, ખતપત્ર દેખાડું રે, દેશે કે આડું અવલું બોલશે રે ॥ કુંવર તે જાણી રે, મુખ મીઠી વાણી રે, ભાડું તસ આણી આપે દશગણું રે ॥ ૧૯ ॥ પામ્યા અનુકરમે રે, નરભવ જિનધરમે રે, વાહણ રયણ-દીવે એમે સહુ રે ॥ નાંગર જલ મેલ્યાં રે, સઢ દોર સંકેલ્યા રે, હલવે હલવે લોક સહુ તિહાં ઉતર્યાં રે ॥૨૦॥

અર્થ—જુઓ કે માત્ર પાણી અને લાકડાં લેવા માટે સેજસાજ આ બબ્બરકોટની વાટે અમે આવ્યા, તિહાં રણસંગ્રામની સાટે આ સુંદરી પણ એ પરણ્યો, વલી મારી લક્ષ્મી પણ અડધો અડધ મુહિયાં એટલે સહેજમાં એણે ( લાધી કે૦ ) પામી. આ રીતે જુઓ કે એક પલ વારમાં એને કેટલી દોલત વધી પડી ? ॥ ૧૮ ॥ અને હવે તો એ જોરાવર થયો છે, માટે મારું એક મહીનાનું ભાડું એની ઉપર ચઢી ગયેલું છે તે પણ શી રીતે માગું? મારી પાસે કાંઇ ખતપત્ર તો નથી, જે એને જઇ દેખાડું. શું જાણીએ ભાડું આપશે? કિંવા નહીં આપવા માટે આડું આવલું બોલશે તો મારાથી શું થવાનું છે? એમ ચિંતવી શ્રીપાલ પાસે જઇને ગયા મહીનાનું ભાડું માગવા લાગ્યો, તે વારે કુંવર પણ તેના મનની વાત જાણીને મુખથી મીઠી વાણીએ બોલતો થકો ચડેલા ભાડાથી દશગણું ભાડું આણીને શેઠને આપે છે ॥ ૧૯ ॥ જેમ શ્રીજિનધર્મના પસાય થકી ( નરભવ કે૦ ) મનુષ્યનો ભવ પામીએ તેમ અનુક્રમે તે વહાણ પણ સર્વ રત્નદ્વીપે આવી એમ કુશલે પહોતાં, તે વારે વહાણોનાં નાંગર પાણીમાં મૂક્યાં, સઢ તથા દોર સર્વે સંકેલી લીધા, અને હલવે હલવે સર્વ લોક વહાણમાંથી તિહાં કાંઠે આવી ઉતર્યાં ॥ ૨૦ ॥

બીજે ઇમ ખંડે રે, જુઓ પુણ્ય અખંડે રે, એકણ પિંડે ઉપાર્જન કરી રે ॥ કુંવર શ્રીપાલ રે, લહ્યા ભોગ રસાલ રે, પાંચમી ઢાલ ઇસી વિનયે કહી રે ॥ ૨૧ ॥

અર્થ—એમ બીજા ખંડને વિષે જુઓ કે જેના પુણ્યમાં કાંઇ ખંડના થઇ નથી એવા અખંડ પુણ્યે કરીને ( એકણ પિંડે કે૦ ) એકલાજ શ્રીપાલ કુંવરે પોતે લક્ષ્મીને ( ઉપાર્જન કરી કે૦ ) પેદા કરીને ( રસાલ કે૦ ) મહા મનોહર એવા ભોગ ( લહ્યા કે૦ ) પામ્યા. એવી પાંચમી ઢાલ શ્રીવિનયવિજય ઉપાધ્યાયજીએ કહી ॥ ૨૧ ॥

॥ દોહા ॥

દાણ વલાવી વસ્તુનાં, ભરી અનેક વખાર ॥ વ્યાપારી વ્યાપારના, ઉદ્યમ કરે અપાર ॥ ૧ ॥ લાલ કિનાયત

**જરકસી, ચંદરુઆ ચોસાલ ॥ ઉંચા તંબુ તાણીયા, પંચરંગ પટશાલ ॥ ૨ ॥**

અર્થ—હવે વહાણ માંહેલી સર્વ વસ્તુઓ ઉતારી તેનાં દાણ (વલાવી કે૦) આપીને અનેક વખારો ભરી. જે વ્યાપારી છે તે (અપાર કે૦) પાર વિનાના અનેક વ્યાપાર સંબંધી ઉદ્યમ કર્યા કરે ॥ ૧ ॥ શ્રીપાલે સમુદ્રને કિનારે આવીને પંચરંગી (પટશાલ કે૦) રેશમી વસ્ત્ર તેના ઉંચા તંબુ તાણીને બાંધ્યા, તે માંહે (જરકસી કે૦) જરીના બુટાવાલા એવા લાલ કિનાયત એટલે લાલ કિનખાપ તેના ચોસાલ ચંદુઆ બાંધ્યા ॥ ૨ ॥

**સોવન પટ મંડપ તલે, રયણહિંડોલા ખાટ ॥ તિહાં બેઠા કુંવર જુવે, રસભર નવરસ નાટ ॥ ૩ ॥ ધવલ શેઠ આવી કહે, વસ્તુ મૂલ્ય બહુ આજ ॥ તે વેચાવો કાં નહીં, ભર્યાં અઢીસેં ઝહાજ ॥ ૪ ॥ કુંવર પભણે શેઠને, ઘડો વસ્તુનાં દામ ॥ અવર વસ્તુ વિણજો વલી, કરો અમારું કામ ॥ ૫ ॥ કામ ભલાવ્યું અમ ભલે, હર્ષ્યો દુષ્ટ કિરાડ ॥ આરત ધ્યાને જિમ પડ્યો, પામી દુધ બિલાડ ॥ ૬ ॥**

અર્થ—તે (પટ કે૦) વસ્ત્રના મંડપને તલીયે રત્ને જડાવ એવી સોનાની હિંડોલાખાટ બાંધી. તિહાં બેસીને શ્રીપાલ કુંવર (રસભર કે૦) રસના સમૂહવાલું એવું નવ રસમય નાટક થાય છે તે જુવે છે ॥ ૩ ॥ એવામાં ધવલ શેઠ આવી કહેવા લાગ્યો કે હે કુંવર! વસ્તુઓનું મૂલ્ય આજે બહુ આકરું છે, માટે ઘણો લાભ થાય છે, તેથી તમારાં અઢીસેં ઝહાજ ભર્યાં છે તેનાં કરિયાણાં તમે કેમ વેચાવતા નથી? ॥ ૪ ॥ તે સાંભલી કુંવર શેઠને કહે છે કે હે પિતાજી! અમારી વસ્તુઓનાં દામ તમેજ (ઘડો કે૦) ઉપજાવો. વલી (અવર કે૦) બીજી જે વસ્તુ લેવા યોગ્ય હોય તે (વિણજો કે૦) લેજો. એટલું અમારું કામ તમે કરો. અમારે તમારે કાંઇ જૂદાઇ નથી ॥ ૫ ॥ તે સાંભલીને શેઠે વિચાર્યું જે ભલે (અમ કે૦) અમને એણે કામ (ભલાવ્યું કે૦) સોંપ્યું. એ રીતે દુષ્ટ બુદ્ધિનો ધણી શેઠ તે જેમ વનમાં (કિરાડ કે૦) ભિલ્લ હોય તેમ ઇહાં પાપરૂપ વનમાં કિરાડ એટલે વાણીયો સમજવો, માટે તે દુષ્ટ વાણીયો પોતાના હૈયામાં હરખ પામ્યો થકો જેમ બિલાડો દુધ પામીને આર્ત્ત ધ્યાનમાં પડે તેમ શેઠ પણ આર્ત્ત ધ્યાનમાં પડી ગયો, અને ચિંતવવા લાગ્યો કે હવે ઠીક થયું. જેમ મારી મરજીમાં આવશે તેમ હું કરીશ, જે સારો માલ હશે તે મારા માલની સાથે મેલવીશ, અને હલકો ઉતરતો માલ હશે તે એનો કરી વેચી નાખીશ. હું મારા જાણવા પ્રમાણે કરીશ, કેમકે લેવા વેચવાની ખબર તો અમને વાણીયાનેજ હોય, એને શી ખબર છે? એ એમાં શું સમજે છે? યદુક્તં ॥ વૃશ્ચિકાનાં કંટકાનાં, દુર્જનાનાં ચ વેધસા ॥ વિભજ્ય નિયતં ન્યસ્તં, વિષં પુચ્છે મુખે હૃદિ ॥ ૧ ॥ વણિજા ચોઽરસ્થેન, માતુર્માંસં ન ભક્ષ્યતે ॥ ન તત્ર કરુણાહેતુ,-સ્તત્ર હેતુરદંતતા ॥ ૨ ॥ દોહા ॥ લેતાં ડંસે દેતાં ડંસે, ઉપર ચડાવે પાડ ॥ વૈરી વિસહરને વીસસે, પણ મ વીસસે કિરાડ ॥ ૩ ॥ ઇતિ ॥ ૬ ॥

ઇણુ અવસર આવ્યો તિહાં, અવલ એક અસવાર ॥ સુગુણ સુરૂપ સુવેષ જસ, આપ સમો પરિવાર ॥ ૭ ॥ કુંવરે તેડી આદરે, બેસાર્યો નિજ પાસ ॥ અદ્ભુત નાટક દેખતાં, તે પામ્યો ઉલ્લાસ ॥ ૮ ॥ હવે નાટક પૂરે થયે, કુંવર પૂછે તાસ ॥ કુણ કારણ કુણ ઠામથી, પાઉ ધાર્યા અમ પાસ ॥ ૯ ॥

અર્થ—એવા અવસરને વિષે તિહાં એક ( અવલ કે૦ ) ઉત્તમ એવો ઘોડેસ્વાર તે કુંવરના તંબુને દરવાજે આવ્યો, ( જસ કે૦ ) જેના સુગુણ એટલે રૂડા ગુણ છે, રૂડું સ્વરૂપ છે અને ભલો વેષ છે. તે જેવો પોતે છે તેવોજ તેનો પરિવાર પણ છે ॥ ૭ ॥ તે તિહાં નાટક જોતો ઉભો છે, તેને કુંવરે આદર સહિત તેડીને પોતાની પાસે બેસાડ્યો. તે પણ અદ્ભુત આશ્ચર્યકારક નાટક જોઇને ઉલ્લાસ પામ્યો ॥ ૮ ॥ હવે નાટક પૂર્ણ થયા પછી તેને કુંવરે પૂછવા માંડ્યું કે શા કારણ માટે અને કયા સ્થાનકથી તમે અમારી પાસે પધાર્યા છો? તથા કોઇ આશ્ચર્ય દીઠું હોય તો તે અમને કહી સંભલાવો ॥ ૯ ॥

॥ ઢાલ છઠ્ઠી ॥ ઝાંઝરિયા મુનિવર, ધન ધન તુમ અવતાર ॥ એ દેશી ॥

તેહ પુરૂષ હવે વિનવે જી, રતન એ દ્વીપ સુરંગ ॥ રતનસાનુ પર્વત ઇહાં જી, વલયાકાર ઉત્તંગ ॥ ૧ ॥ પ્રભુ ચિત્ત ધરીને અવધારો મુજ વાત ॥ એ આંકણી ॥

અર્થ—હવે તે પુરુષ શ્રીપાલ કુંવરને વિનવે છે કે હે મહારાજ! આ ( સુરંગ કે૦ ) સુશોભિત એવો રત્ન નામે દ્વીપ છે, ઇહાં રત્નસાનુ નામે પર્વત છે. તે કેવો છે? તો કે ( વલયાકાર કે૦ ) ગોલાકારે છે, વલી ( ઉત્તંગ કે૦ ) ઉંચો છે. હે પ્રભુ! આ હું જે વાત કહું છું તે મારી વાત તમે ચિત્તમાં ધરીને એકાગ્ર ચિત્તે ( અવધારો કે૦ ) ધારણ કરો ॥ ૧ ॥

રતનસંચયા તિહાં વસે જી, નયરી પરવત માંહ ॥ કનકકેતુ રાજા તિહાં જી, વિદ્યાધર નરનાહ ॥ પ્રભુ૦ ॥ ૨ ॥ રતન જિસી રલિયામણી જી, રતનમાલા તસ નાર ॥ સુરસુંદર સોહામણા જી, નંદન છે તસ ચાર ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ તે ઉપર એક ઇચ્છતાં જી, પુત્રી હુઇ ગુણધામ ॥ રૂપ કલા રતિ આગલી જી, મદનમંજૂષા નામ ॥ પ્રભુ૦ ॥ ૪ ॥ પર્વત શિર સોહામણો જી, તિહાં એક જિન-

પ્રાસાદ ॥ રાયપિતાએ કરાવીયો જી, મેરુશું મંડે વાદ ॥ પ્રભુ૦ ॥ ૫ ॥

અર્થ—તિહાં તે પર્વત માંહે રત્નસંચયા નામે નગરી વસે છે, તિહાં કનકકેતુ નામે રાજા રાજ્ય કરે છે, તે વિદ્યાધર રાજાઓનો ( નરનાહ કે૦ ) સ્વામી છે ॥ ૨ ॥ તે રાજાને રત્ન જેવી રલિયામણી રત્નમાલા નામે પટ્ટરાણી છે, તેને ( સુરસુંદર કે૦ ) દેવતાના પુત્રની પરે સુંદર સોહામણા એવા ચાર પુત્ર છે. તેનાં નામ કહે છે. એક કનકપ્રભ, બીજો કનકશેખર, ત્રીજો કનકધ્વજ અને ચોથો કનકરુચિ. એ ચારેનાં નામ શ્રીપાલ ચરિત્રમાં લખ્યાં છે ॥ ૩ ॥ તે ચાર પુત્રની ઉપરે ઇચ્છતાં થકા રૂપ, કલા અને રતિએ કરી ( આગલી કે૦ ) વધે એવી જોવા યોગ્ય અને ગુણનું ( ધામ કે૦ ) સ્થાનકરૂપ એક પુત્રી થઇ. તેનું મદનમંજૂષા એવું નામ છે ॥ ૪ ॥ હવે એ પર્વતના ( શિર કે૦ ) શિખર ઉપર મસ્તકરૂપ ઘણોજ સોહામણો શોભિતો મનનો હરનાર અને રાજાના પિતાનો કરાવેલો એવો રત્નમય એક શ્રીજિનપ્રાસાદ છે. તે એટલો તો ઉંચો છે કે મેરુ પર્વતથી પણ વાદ કરવાને મંડી જાય એવો છે ॥ ૫ ॥

સોવનમય સોહામણા જી, તિહાં રિસહેસર દેવ ॥ કનકકેતુ રાજા તિહાં જી, અહનિશિ સારે સેવ ॥ પ્રભુ૦ ॥ ૬ ॥ ભક્તે ભલી પૂજા કરે જી, રાજકુંવરી ત્રણ કાલ ॥ અગર ઉખેવે ગુણ સ્તવે જી, ગાયે ગીત રસાલ ॥ પ્રભુ૦ ॥ ૭ ॥ એક દિન જિન આંગી રચી જી, કુંવરીએ અતિ ચંગ ॥ કનકપત્ર કરી કોરણી જી, વિચ વિચ રતન સુરંગ ॥ પ્રભુ૦ ॥ ૮ ॥ આવ્યો રાય જુહારવા જી, દેખે સુતા વિજ્ઞાન ॥ મન ચિંતે ધન મુજ ધુઆ જી, ચઉસઠ કલાનિધાન ॥ પ્રભુ૦ ॥ ૯ ॥ એ સરિખો જો વર મલે જી, તો મુજ મન સુખ થાય ॥ સાચી સોવન મુદ્રડી જી, કાચ તિહાં ન જડાય ॥ પ્રભુ૦ ॥ ૧૦ ॥

અર્થ—તિહાં તે પ્રાસાદને વિષે સોહામણા શોભિતા મનને હરણ કરનારા એવા ( શ્રીરિસહેસર દેવ કે૦ ) શ્રીઋષભદેવજી, તેની રત્ન જડિત સોનામય પ્રતિમાની સ્થાપના છે, તેની કનકકેતુ નામે રાજા રાત્રિ દિવસ સેવા કરે છે ॥ ૬ ॥ તથા તે રાજાની કુંવરી જે મદનમંજૂષા છે તે પણ વિશેષે કરી પ્રભાત, મધ્યાહ્ન અને સંધ્યા મલી ત્રણે કાલે ભલી ભક્તિએ કરી અષ્ટપ્રકારી પૂજા કરે છે, તથા અગર ઉખેવે છે, રસાલ એટલે સુંદર ગીત ગાઇને પ્રભુના ગુણની સ્તવના કરે છે ॥ ૭ ॥ એક દિવસે તે કુંવરીએ પરિવાર સહિત તિહાં આવીને અત્યંત ( ચંગ કે૦ ) મનોહર એવી શ્રીજિનરાજની આંગી રચી. તેણે ( કનક કે૦ ) સોનાનાં પત્રાં લઇ તેમાં કોરણી કરીને તેની વચવચમાં રત્નો જડ્યાં, તેણે કરી સુરંગ એટલે સારા રંગે શોભિત કર્યાં.

એવી રીતે ઘણી વિસ્તારિત વિધિપૂર્વક આંગીની રચના કરીને ભાવ સહિત દેવવંદન કરે છે ॥ ૮ ॥ તે આંગી જુહારવાને માટે કનકકેતુ રાજા તિહાં આવ્યો. તે પોતાની પુત્રીને પૂજા કરતી દેખી તેણે કરેલી આંગી રચના સંબંધી ચતુરાઇને દેખીને પછી તેનું ( વિજ્ઞાન કે૦ ) જ્ઞાન જાણી મનમાં ચિંતવના કરવા લાગ્યો કે ધન્ય છે મારી ( ધુઆ કે૦ ) પુત્રીને! એ પુત્રી તો ચોસઠ કલાનું ( નિધાન કે૦ ) ઘર છે. એણે આજ આશ્ચર્યકારી, અપૂર્વ એવી પોતાની ચતુરાઇ દેખાડી છે ॥ ૯ ॥ માટે જેવી એ ચતુર છે તેવો એને એના સરખોજ જો વર મલી જાય તો મારા મનમાં ઘણું સુખ થાય, કેમકે જે સાચી સોનાની મુદ્રિકા હોય તેમાં કાચ જડાય નહીં, પરંતુ હીરા, માણેક, પાનાં જડાય તોજ તે શોભાને પામે ॥ ૧૦ ॥

એમ ઉભો શૂને મને જી, ચિંતાતુર નૃપ હોય ॥ ઇણ અવસરે અચરિજ થયું જી, તે સુણજો સહુ કોય ॥ પ્રભુ૦ ॥ ૧૧ ॥ ઓસરતી પાછે પગે જી, જિનમુખ જોતી સાર ॥ આવી ગભારા બાહિરે જી, જવ તે રાજ-કુમારી ॥ પ્રભુ૦ ॥ ૧૨ ॥ તામ ગભારા તેહનાં જી, દેવાણાં દોય બાર ॥ હલાવ્યાં હાલે નહીં જી, સલકે નહીંઅ લગાર ॥ પ્રભુ૦ ॥ ૧૩ ॥ રાજકુંવરી ઇમ ચિંતવે જી, મન આણી વિષવાદ ॥ મેં કીધી આશાતના જી, કોઇક ધરી પ્રમાદ ॥ પ્રભુ૦ ॥ ૧૪ ॥

અર્થ—એમ કન્યાના ભર્ત્તારની ચિંતા ચિંતવતો ચિંતાતુર થયો થકો રાજા શૂન્ય મને ઉભો છે. એવા સમયને વિષે એક આશ્ચર્ય થયું, તે સહુ કોઇ સાંભલો ॥ ૧૧ ॥ તે રાજ-કુંવરી જિનરાજની પૂજા કરી, ત્રણ વાર પ્રણામ કરી પાછે પગે ઓસરતી, પ્રધાન શ્રીજિન-રાજનું મુખ જોતી થકી જે વારે તે ગભારાથી બહાર આવી ॥ ૧૨ ॥ તે વારે તે ગભારાનાં બેહુ બારણાં દેવાણાં એટલે બંધ થઇ ગયાં, એવાં જડાઇ ગયાં કે કોઇ બલવંત પુરુષ જો તેને હલાવે તોપણ તેના હલાવ્યાં હાલે નહીં, લગાર માત્ર ( સલકે કે૦ ) ચસકે નહીં ॥ ૧૩ ॥ તે જોઇ રાજકુંવરી પોતાના મનમાં ઘણોજ વિષવાદ લાવીને એમ ચિંતવવા લાગી કે મેં કોઇક પ્રમાદ ધરીને પ્રભુની આશાતના કીધી છે ॥ ૧૪ ॥

ધિક મુજ જિન જોવા તણો જી, ઉપનો એહ અંતરાય ॥ દોષ સયલ મુજ સાંસહો જી, સ્વામી કરી સુપસાય ॥ પ્રભુ૦ ॥ ૧૫ ॥ દાદા દરિસણ દીજીએ જી, એ દુઃખ મેં ન ખમાય ॥ છોરુ હોય કુછોરુઆં જી, છેહ ન દાખે માય ॥ પ્રભુ૦ ॥ ૧૬ ॥ રાય કહે વત્સ સાંભલો જી,

દોષ નહીં તુજ એહ ॥ દોષ ઇહાં છે માહરો જી, આણી તુજ પર નેહ ॥ પ્રભુ૦ ॥ ૧૭ ॥ વરની ચિંતા ચિંતવી જી, જિણહર માંહિ જેણ ॥ તે લાગી આશાતના જી, બાર દેવાણાં તેણ ॥ પ્રભુ૦ ॥ ૧૮ ॥ જિનવર તો રુષે નહીં જી, વીતરાગ સુપ્રસિદ્ધ ॥ પણ કોઇક અધિષ્ઠાયકે જી, એ મુજ શિક્ષા દીધ ॥ પ્રભુ૦ ॥ ૧૯ ॥

અર્થ—માટે મારે જિનરાજના મુખ જોવાપણાને ધિક્કાર છે કે જે થકી એ અંતરાય ઉપન્યો. એમ પોતાને નિંદતી થકી ઘણો પશ્ચાત્તાપ કરતી પ્રભુને વિનંતિ કરે છે કે હે સ્વામિન્! હું મંદભાગિણી છું. મારા ઉપર સુપસાય કરીને જે મેં મધ્ય ગભારામાં દોષ આચર્યા હોય તે સર્વ દોષ મુજને ( સાંસહો કે૦ ) માફ કરો ॥ ૧૫ ॥ હે દાદાજી! તમે મુજ પુણ્યહીન દીનને દર્શન આપો. એ દુઃખ તો મારાથી ખમાતું નથી. કદાપિ છોરુ તો કુછોરુ હોય, તોપણ માતપિતા તેને છેહ દેખાડે નહીં ॥ ૧૬ ॥ એવી રીતે તે પુત્રીને રોતી થકી દેખીને રાજા કહે છે કે હે વત્સે! તું મારી વાત સાંભલ કે એ તારો દોષ નથી, પણ ઇહાં તો મારો દોષ છે. જે મેં તારા ઉપર સ્નેહ આણીને ॥ ૧૭ ॥ શ્રીજિનેશ્વરના ઘર માંહે તારા વરની ચિંતા ચિંતવી તેની આશાતના લાગી, તેથી બારણાં દેવાણાં છે ॥ ૧૮ ॥ તો હે પુત્રી! શ્રીજિનવર તો નિરાગી સુપ્રસિદ્ધપણે વીતરાગ છે, તે તો કોઇની ઉપર રુષે નહીં, પણ કોઇએક અધિષ્ઠાયિક દેવતાએ એ મુજને શિક્ષા દીધી છે ॥ ૧૯ ॥

એ કમાડ વિણ ઉઘડે જી, જાઉં નહીં આવાસ ॥ સપરિવાર નૃપને તિહાં જી, ત્રણ હુઆ ઉપવાસ ॥ પ્રભુ૦ ॥ ૨૦ ॥ ત્રીજે દિન નિશિ પાછલી જી, વાણી હુઇ આકાશ ॥ દોષ નથી ઇહાં કોઇનો જી, કાંઇ કરો રે વિષાદ ॥ પ્રભુ૦ ॥ ૨૧ ॥ જેહની નજરે દેખતાં જી, ઉઘડશે એ બાર ॥ મદનમંજૂષા તણો થશે જી, તેહજ નર ભરતાર ॥ પ્રભુ૦ ॥ ૨૨ ॥ ઋષભદેવની કિંકરી જી, હું ચક્કેસરી દેવી ॥ એક માસ માંહે હવે જી, આવું વરને લેવી ॥ પ્રભુ૦ ॥ ૨૩ ॥ સુણી તેહ હરખ્યાં સહુ જી, રાયને અતિ આણંદ ॥ પ્રેમે કીધાં પારણાં જી, દૂર ગયાં દુઃખ દંદ ॥ પ્રભુ૦ ॥ ૨૪ ॥ દિન ગણતાં તે માસમાં

**જી, ઓછો છે દિન એક ॥ તિણે જુવે સહુ વાટડી જી, વિકલ્પ કરે અનેક ॥ પ્રભુ૦ ॥ ૨૫ ॥**

અર્થ—તે માટે હવે એ કમાડ ઉઘડ્યા વિના મારે ( આવાસ કે૦ ) ઘેર જવું નહીં. એમ કહી રાજા પરિવાર સહિત તિહાં દેરાસરમાં રહ્યો, તેને ત્રણ ઉપવાસ થઇ ગયા ॥ ૨૦ ॥ પછી ત્રીજા દિવસની પાછલી રાત્રિએ આકાશને વિષે એવી વાણી થઈ કે હે લોકો! ઇહાં કોઇનો દોષ નથી, માટે તમે વિષાદ શા વાસ્તે કરો છો? ॥ ૨૧ ॥ આ ગભારાનાં બારણાં જે દેવાઇ ગયાં છે તેનું કારણ એટલું જ છે કે જે પુરુષની નજરે દેખતાં વારમાં આ બારણાં ઉઘડી પડશે તેજ નર એ મદનમંજૂષા કુંવરીનો ભર્ત્તાર થશે ॥ ૨૨ ॥ હું શ્રીઋષભદેવ સ્વામીની કિંકરી એટલે દાસી ચક્કેસરી નામે દેવી છું. હવે હું એક મહીનામાં વરને લઇને આવું છું ॥ ૨૩ ॥ એવી દેવીની વાણી સાંભલીને સહુ કોઇ હર્ષવંત થયાં અને રાજાને પણ અત્યંત આનંદ ઉપન્યો. તે વારે પ્રેમે કરી પારણાં કીધાં, સર્વેના દુઃખના ( દંદ કે૦ ) ઢગલા દૂર ગયા ॥ ૨૪ ॥ તિહાંથી દિવસ ગણતાં હવે એક મહીનામાં બાકી એક દિવસ ઓછો છે, તે માટે સહુ કોઇ વાટડી જોઇ બેઠાં છે, અને અનેક પ્રકારના વિકલ્પ કર્યા કરે છે ॥ ૨૫ ॥

**પુત્ર શેઠ જિનદેવનો જી, હું શ્રાવક જિનદાસ ॥ પ્રવહણ આવ્યાં સાંભલી જી, આવ્યો ઇહાં ઉલ્લાસ ॥ પ્રભુ૦ ॥ ૨૬ ॥ સુણી નાદ નાટક તણો જી, દેખણ આવ્યો જામ ॥ મનમોહન પ્રભુ તુમ તણું જી, દરિસણ દીઠું તામ ॥ પ્રભુ૦ ॥ ૨૭ ॥ જાણું દેવી ચક્કેસરી જી, તુમે આણ્યા અમ પાસ ॥ જિણહર બાર ઉઘાડતાં જી, ફલશે સહુની આશ ॥ પ્રભુ૦ ॥ ૨૮ ॥ પૂજ્ય પધારો દેહરે જી, જુહારો શ્રી જગદીશ ॥ ઉઘડશે તે બારણાં જી, જાણું વિસવા વીશ ॥ પ્રભુ૦ ॥ ૨૯ ॥ બીજે ખંડે એણી પરે જી, સુણતાં છઠ્ઠી ઢાલ ॥ વિનય કહે શ્રોતા-ઘરે જી, હોજો મંગલમાલ ॥ પ્રભુ૦ ॥ ૩૦ ॥**

અર્થ—વલી હું એજ નગરનો રહેવાસી જિનદેવ નામે શેઠનો પુત્ર જિનદાસ નામે શ્રાવક છું. તે આજે પ્રવહણ આવ્યાં સાંભલીને ઉલ્લાસથી ઇહાં તમારી પાસે પટ આવાસમાં આવ્યો છું ॥ ૨૬ ॥ ઇહાં નાટક થતું હતું તેનો ( નાદ કે૦ ) શબ્દ સાંભલીને ( જામ કે૦ ) જેહવે હું દેખવા આવ્યો ( તામ કે૦ ) તેહવેજ હે મનમોહન પ્રભુ! મેં તમારું દર્શન દીઠું ॥ ૨૭ ॥ પણ હું જાણું છું જે શ્રીચક્કેસરી દેવીએ ગભારા ઉઘાડવા સારુ તમનેજ અમારી પાસે આણ્યા છે, માટે શ્રીજિનઘરનાં બારણાં ઉઘાડતાં થકા સહુની આશા ફલશે

॥ ૨૮ ॥ તો હે પૂજ્યજી! તમે દેરાને વિષે પધારો, અને શ્રીજગદીશ જે જગતના ઈશ્વર તેને ( જુહારો કે૦ ) પ્રણામ કરો. હું વીશે વિશ્વા જાણું છું જે તમારી નજરે દેખતાં તે બારણાં અવશ્ય ઉઘડશે. તેની સાથે અમારાં પુણ્ય પણ ઉઘડશે ॥ ૨૯ ॥ બીજા ખંડને વિષે એ રીતે છઠ્ઠી ઢાલ કહી. તે સાંભલતાં થકા શ્રીવિનયવિજય ઉપાધ્યાયજી કહે છે કે શ્રોતાજનોનાં ઘરને વિષે માંગલિકની માલા હોજો ॥ ૩૦ ॥

॥ દોહા ॥

તવ હરખે કુંવર ભણે, ધવલ શેઠને તેડી ॥ જઇએ દેવ જુહારવા, આવો દુર્મતિ ફેડી ॥ ૧ ॥ શેઠ કહે જિનવર નમો, નવરા તુમે નિચિંત ॥ વિણ ઉપરાજે જેહની, પહોંચે મનની ખંત ॥ ૨ ॥ અમને જમવાનો નહીં, ઘડી એક પરવાર ॥ સીરામણ વાલુ જિમણ, કરીએ એકજ વાર ॥ ૩ ॥ હવે કુંવર જાવા તિહાં, જબ થાયે અસવાર ॥ હરખ્યો હેષારવ કરે, તેજી તામ તુખાર ॥ ૪ ॥ સાથ લેઇ જિનદાસને, અવલ અવર પરિવાર॥ અનુક્રમે આવ્યા કુંવર, ઋષભદેવ દરબાર ॥ ૫ ॥

અર્થ—એ વ્યતિકર સાંભલ્યો તે વારે શ્રીપાલ કુંવર ધવલ શેઠને તેડીને હર્ષે કરી કહે છે કે હે શેઠજી! હે પિતાજી! તમે દુર્મતિ જે માઠી મતિ તેને ફેડીને મારી સાથે આવો તો દેવ જુહારવા જઇએ ॥ ૧ ॥ તે સાંભલી શેઠ કહેવા લાગ્યો કે તમે નિરંતર કામકાજ કર્યા વિના નવરા બેઠા છો. વલી વિણ ઉપરાજે એટલે ઉપાર્જન કર્યા વિના પોતાની મેલે લક્ષ્મી મલતી જાય છે, તમારા મનની ખંત પૂર્ણ થાય છે, માટે તમે નિશ્ચિંત છો, તેથી તમે સુખે શ્રીજિનવરને ( નમો કે૦ ) નમસ્કાર કરો ॥ ૨ ॥ અમને તો વ્યાપારનાં કામકાજ કરવામાંથી જમવાને માટે એક ઘડી વાર પણ પરવારી શકીએ તેમ બનતું નથી, તેથી સીરામણ, વાલુ અને જમણ, એ ત્રણે એકજ વાર કરીએ છીએ ॥ ૩ ॥ હવે જે વારે શ્રીપાલ કુંવર તિહાં જવાને માટે ઘોડા ઉપર સ્વાર થયા ( તામ કે૦ ) તે વખતે ( તેજી કે૦ ) કોઇ દિવસ ચાબુક મારવો ન પડે એવી જાતિનો ( તુખાર કે૦ ) ઘોડો તે હર્ષ પામતો છતો ( હેષારવ કે ) હણહણાટ શબ્દ કરે છે. અર્થાત્ તે ઘોડો પોતાના હણહણાટ શબ્દે કરી કુંવરને સારાં શકુન આપે છે ॥ ૪ ॥ પછી ધવલ શેઠને તિહાંજ મૂકી જિનદાસ શેઠને સાથે લઇ તથા ( અવર કે૦ ) બીજો પણ જે ( અવલ કે૦ ) સુંદર પરિવાર, તેણે કરી સહિત કુંવર તિહાંથી ચાલ્યા. તે અનુક્રમે શ્રીઋષભદેવ સ્વામીના દરબાર પાસે આવ્યા ॥ ૫ ॥

એકેકો આવો જઇ, સહુ ગભારા પાસ ॥ કુંવર પછી પધારશે, ઇમ બોલે જિનદાસ ॥ ૬ ॥ જિમ નિર્ણય કરી જાણીએ, બાર ઉઘાડણહાર ॥ ગભારે આવ્યા જઇ,

સહુકો કરે જુહાર ॥૭॥ હવે કુંવર કરી ધોતીયાં, મુખ બાંધી મુખકોશ ॥ જિણહર માંહે સંચરે, મન આણી સંતોષ ॥ ૮ ॥

અર્થ—તિહાં જિનદાસ શેઠ એમ બોલ્યા કે પ્રથમ સર્વ શ્રીસંઘ માંહેલો એકેકો પુરુષ થઇને પ્રભુના ગભારા પાસે જઇ આવો અને શ્રીપાલ કુંવર પછી પધારશે ॥ ૬ ॥ જે થકી બારણાંના ઉઘાડનાર પુરુષને નિશ્ચે કરી જાણી લઇએ. એવું સાંભલી સર્વ કોઇ ગભારા પાસે જઇ જઇને પ્રભુને જુહાર કરતા આવ્યા ॥ ૭ ॥ હવે શ્રીપાલ કુંવર પણ શુદ્ધ ધોતીયાં કરી પહેરીને મુખે મુખકોશ બાંધી મનમાં હર્ષવંત થકો સંતોષ આણીને શ્રીજિનેશ્વરના ઘરને વિષે સંચર્યો ॥ ૮ ॥

॥ ઢાલ સાતમી ॥ રાગ મલ્હાર ॥ એ બે મુનિવર વિહરણ પાંગર્યાં જી ॥ એ દેશી ॥

કુંવર ગભારો નજરે દેખતાં જી, બેહુ ઉઘડીયાં બાર રે ॥ દેવ કુસુમ વરષે તિહાં જી, હુવા જયજયકાર રે ॥ કુંવર૦ ॥ ૧ ॥ રાયને ગઇ તુરત વધામણી જી, આજ સફલ સુવિહાણ રે ॥ દેવી દીયો વર ઇહાં આવીયો જી, તેજે ઝલામલ ભાણ રે ॥ કુંવર૦ ॥ ૨ ॥

અર્થ—તિહાં શ્રીપાલ કુંવરે પોતાની નજરે ગભારો દેખતાં થકાજ તરત તે ગભારાનાં બેહુ બારણાં ઉઘડી પડ્યાં, તે વારે દેવોએ કુસુમની વૃષ્ટિ કરી, અને તે વખતે જયજયકાર શબ્દ થયો ॥ ૧ ॥ રાજાને પણ તુરત વધામણી ગઇ કે હે મહારાજ! આજનો દિવસ તો સફલ સુવિહાણ ઉગ્યો, દેવીએ જે વર દીધો હતો તે ઇહાં આવ્યો. તે તેજે કરીને તો જેવો ઝલામલ કરતો સૂર્ય હોય નહીં? તે સમાન દેખાય છે ॥ ૨ ॥

સોવન ભૂષણ લાખ વધામણી જી, દેઇ પંચાંગ પસાય રે ॥ સકલ સજન જન પરવર્યો જી, દેહરે આવે નરરાય રે ॥ કુંવર૦ ॥ ૩ ॥ દીઠો કુંવર જિન પૂજતો જી, કેસર કુસુમ ઘનસાર રે ॥ ચૈત્યવંદન ચિત્ત ઉલ્લાસે જી, સ્તવન કહે ઇમ સાર રે ॥ કુંવર૦ ॥ ૪ ॥ દીઠો નંદન નાભિ નરિંદનો જી, દેવનો દેવ દયાલ રે ॥ આજ મહોદય મેં લહ્યો જી, પાપ ગયાં પાયાલ રે ॥ કુંવર૦ ॥ ૫ ॥ દેવ પૂજીને કુંઅર આવીયા જી, રંગમંડપ માંહિ જામ રે ॥

રાય સજન જને પરવર્યા જી, બેઠા કરીય પ્રણામ રે ॥ કુંવર૦ ॥ ૬ ॥

અર્થ—વધામણીયાને સોનાનાં આભૂષણ તથા લાખ પસાય કરી વધામણીના પંચાંગ પસાય દઇને સર્વ સજ્જન જનના પરિવારે પરવર્યો થકો ( નરરાય કે૦ ) મનુષ્યોનો રાજા દેરે આવ્યો ॥ ૩ ॥ તિહાં કેશર, ફૂલ અને ઘનસાર જે બરાસ, તેણે કરી શ્રીજિનેશ્વરને પૂજતા એવા કુંવરને રાજાએ દીઠો, કુંવરે પણ પૂજા કરી રહ્યા પછી ચિત્તને ઉલ્લાસે કરી ચૈત્યવંદન કર્યું. એમજ વલી ( સાર કે૦ ) પ્રધાન ઘણાં શ્રેષ્ઠ એવાં સ્તવનો કહ્યાં ॥ ૪ ॥ તિહાં કુંવર પ્રભુની સ્તુતિ આવી રીતે કરે છે કે હે નાભિ રાજાના પુત્ર શ્રીઋષભદેવજી! હે દેવના દેવ! હે દયાલ! મેં તમોને દીઠા, તેથી આજ મેં મોટા પુણ્યનો ઉદય લહ્યો, અને મારાં જે પાપ હતાં તે તો સર્વ પાતાલમાં પેસી ગયાં ॥ ૫ ॥ એવી રીતે દેવ પૂજીને બહારના રંગમંડપ માંહે જે વારે શ્રીપાલ કુંવર આવ્યા તે વારે રાજા પણ સર્વ સજ્જન જનના પરિવારે પરવર્યો થકો છે, તેને હાથને પ્રણામે પ્રણામ કરીને સર્વે બેસતા હવા ॥ ૬ ॥

જિનહરબાર ઉઘાડતાં જી, અચરિજ કીધી તુમે વાત રે ॥ દેવસ્વરૂપી દીસો આપણાં જી, વંશ પ્રકાશો કુલ જાત રે ॥ કુંવર૦ ॥ ૭ ॥ ન કહે ઉત્તમ નામ તે આપણું જી, નવિ કરે આપ વખાણ રે ॥ ઉત્તર ન દીધો તેણે રાયને જી, કુંઅર સયલ ગુણ જાણ રે ॥ કુંવર૦ ॥ ૮ ॥ દેખો અચંભો ઇણે અવસરે જી, હુઓ ગયણે ઉદ્યોત રે ॥ ઉંચે વદને જોવે તવ સહુ જી, એ કુણ પ્રગટી જ્યોત રે ॥ કુંવર૦ ॥ ૯ ॥ વિદ્યાચારણ મુનિ આવીયા જી, દેવ ઘણા તસ સાથ રે ॥ જઇ ગભારે જિન વાંદીયા જી, થુણ્યા શ્રીજગનાથ રે ॥ કુંવર૦ ॥ ૧૦ ॥ દેવરચિત વર આસને જી, બેઠા તિહાં મુનિરાય રે ॥ દીએ મધુર ધ્વનિ દેશના જી, ભવિકશ્રવણ સુખદાય રે ॥ કુંવર૦ ॥ ૧૧ ॥

અર્થ—પછી રાજા કુંવરની સમસ્ત પ્રકારે સ્તુતિ કરીને કહેવા લાગ્યો કે શ્રીજિનઘરનાં બારણાં ઉઘાડતાં તમે અચરિજ જેવી વાત કરી, તેથી તમે કોઇ દેવસ્વરૂપી દેખાઓ છો, માટે કૃપા કરીને આપનાં વંશ, કુલ, જાતિ એ સર્વનો પ્રકાશ કરો ॥ ૭ ॥ એવી રાજાએ પ્રાર્થના કરી, પરંતુ ઉત્તમ પુરુષ પોતે પોતાને મુખે પોતાનું નામ માત્ર પણ કહે નહીં અને પોતાનાં વખાણ પણ કરે નહીં. એવા સર્વ ગુણનો જાણ શ્રીપાલ છે, માટે તેણે રાજાને કાંઇ પણ ઉત્તર દીધો નહીં ॥ યતઃ ॥ પરપ્રણીતા હિ ગુણા યશસ્કરાઃ, સ્વયં પ્રણીતા ન

ભવંતિ કીર્ત્તયે ॥ ન સૌખ્યસૌભાગ્યકરા ભવંતિ તે, સ્વયં ગૃહીતૌ યુવતીકુચાવિવ ॥ ૧ ॥ ઇતિ ॥ ૮ ॥ ( દેખો કે૦ ) જુઓ. એવા અવસરને વિષે એક અચંબો દેખ્યો તે કહે છે. ( ગયણે કે૦ ) આકાશે ઉદ્યોત થયો, તે વારે ઉંચું મુખ કરી સર્વ જોવા લાગ્યા કે આ તે કયા પ્રકારની જ્યોતિ પ્રગટ થઇ છે? ॥ ૯ ॥ એવામાં ઘણા દેવો જેમની સાથે છે એવા વિદ્યાચારણ મુનિ આકાશથી નીચે ઉતરતા તિહાં આવ્યા. તેમણે પ્રથમ તો ગભારા આગલ જઇ શ્રીજિનને વાંદીને શ્રીજગત્ત્રયના નાથને થુણ્યા એટલે સ્તવ્યા ॥ ૧૦ ॥ પછી દેવોએ પ્રધાન સિંહાસન રચ્યું, તે સિંહાસન ઉપર મુનિરાજ આવી બેઠા. તિહાં ભવિક જીવના શ્રવણ જે કાન, તેને સુખની દેનારી એવી દેશના મધુર ધ્વનિએ એટલે મીઠા શબ્દે કરી દેવા લાગ્યા ॥ ૧૧ ॥

નવ પદ મહિમા તિહાં વરણવે જી, સેવો ભવિક સિદ્ધચક્ર રે ॥ ઇહ ભવ પરભવ લહીએ એહથી જી, લીલાલહેર અથક્ક રે ॥ કુંવર૦ ॥ ૧૨ ॥ દુઃખ દોહગ સવિ ઉપશમે જી, પગ પગ પામે ઋદ્ધિ રસાલ રે ॥ એ નવ પદ આરાધતાં જી, જિમ જગ કુંઅર શ્રીપાલ રે ॥ કુંવર૦ ॥ ૧૩ ॥ પ્રેમે સયલ પૂછે પરષદા જી, તે કોણ કુંઅર શ્રીપાલ રે ॥ મુનિવર તવ ધુરથી કહે જી, તેહનું ચરિત્ર રસાલ રે ॥ કુંવર ॥ ૧૪ ॥

અર્થ—હવે મુનિરાજ તિહાં દેશના માંહે નવ પદના માહાત્મ્યનું વર્ણન કરતાં થકાજ કહે છે કે ભો ભો ભવ્યો! હે મહાનુભાવો! તમે જે થકી આ ભવ અને પરભવને વિષે અથાગ એટલે પાર વિનાની જેનો થાગ નહીં એવી લીલાની લહેર ( લહીએ કે૦ ) પામીએ એવા શ્રીસિદ્ધચક્ર ભગવાનને સેવો. ઇહાં શ્રીઅરિહંતાદિક નવ પદના સમુદાયને સિદ્ધચક્ર કહીએ, જે માટે શ્રીજિનેશ્વરે કહેલાં દેવતત્ત્વ, ગુરુતત્ત્વ અને ધર્મતત્ત્વ, એ ત્રણે તત્ત્વ આરાધવા યોગ્ય છે, તે ત્રણે તત્ત્વ એ નવ પદને વિષેજ છે, તેમાં એક શ્રીઅરિહંત અને બીજા સિદ્ધ ભગવાન્, એ બે પદ દેવતત્ત્વરૂપ જાણવાં, તથા એક આચાર્ય, બીજા ઉપાધ્યાય અને ત્રીજા સાધુ, એ ત્રણ પદ ગુરુતત્ત્વરૂપ જાણવાં, તથા એક દર્શન, બીજું જ્ઞાન, ત્રીજું ચારિત્ર અને ચોથું તપ, એ ચાર પદ ધર્મતત્ત્વરૂપ જાણવાં. એમ ત્રણ તત્ત્વના ઉત્તર ભેદ નવ થયા. તેજ નવ પદને તમે પરમ ભક્તિએ કરી આરાધો ॥ ૧૨ ॥ એ થકી દુઃખ અને દૌર્ભાગ્ય સર્વ ઉપશમી જાય, અને પગલે પગલે રસાલ ઋદ્ધિ પામે. એ નવ પદને આરાધતાં થકા જેમ જગત્ માંહે શ્રીપાલ કુંવર સુખ પામ્યા તેમ તમે પણ પામો ॥ ૧૩ ॥ તે સાંભલી સર્વ પર્ષદાનાં લોક તિહાં પ્રેમપૂર્વક પૂછવા લાગ્યાં કે હે મહારાજ! તે શ્રીપાલ કુંવર કોણ થયો? તેનું ચરિત્ર કહી સંભલાવો. તે વારે મુનિરાજે પણ તે શ્રીપાલ કુંવરનું રસાલ ચરિત્ર ત્યાં ( ધુરથી કે૦ ) પ્રથમથી માંડીને દેરાસરમાં ગભારાનાં કમાડ આવી ઉઘાડ્યાં તિહાંસુધી કહી સંભલાવ્યું ॥ ૧૪ ॥

તે તુમ પુણ્યે ઇહાં આવીયો જી, ઉઘડ્યાં ચૈત્ય દુવાર

રે ॥ તેહ સુણીને નૃપ હરખીઓ જી, હરખ્યો સવિ પરિવાર રે ॥ કુંવર૦ ॥ ૧૫ ॥ ઇમ કહીને મુનિવર ઉતપત્યા જી, ગયણમારગ તે જાય રે ॥ ઉભા થઇ ઉંચે મુખે જી, વંદે સહુ તસ પાય રે ॥ કુંવર૦ ॥ ૧૬ ॥ ઢાલ સુણી ઇમ સાતમી જી, ખંડ બીજાની એહ રે ॥ વિનય કેહે સિદ્ધચક્રની જી, ભક્તિ કરો ગુણગેહ રે ॥ કુંવર૦ ॥ ૧૭ ॥

અર્થ—તે શ્રીપાલ તમારાં પુણ્યે કરી ઇહાં આવ્યો, જેના દેખવાથી ચૈત્યનાં દ્વાર ઉઘડ્યાં. એ કથા સાંભલીને રાજા ઘણો હર્ષવંત થયો, તથા સર્વ પરિવાર પણ હર્ષ પામ્યો ॥ ૧૫ ॥ એવી રીતે શ્રીપાલનો સંબંધ કહી તિહાંથી મુનિવર આકાશમાર્ગે ( ઉતપત્યા કે૦ ) જતા હુવા, તેમના પગને સર્વ લોક ઉભા થઇને ઉંચે મુખે કરી વાંદવા લાગ્યાં ॥ ૧૬ ॥ એમ બીજા ખંડની એ સાતમી ઢાલ સાંભલીને હે ભવ્યો ! તમે સર્વ ઉત્તમ ગુણોના ઘરરૂપ એવા જે શ્રીસિદ્ધચક્ર ભગવાન્ છે તેની ભક્તિ કરો, એમ શ્રીવિનયવિજય ઉપાધ્યાયજી કહે છે ॥ ૧૭ ॥

॥ દોહા ॥

બેઠા જિનહર બારણે, મુખ મંડપ સહુ કોય ॥ કુંવર નિરખી રાયનું, હૈડું હરષિત હોય ॥ ૧ ॥ ધન રિસહેસર કલ્પતરુ, ધન ચક્કેસરી દેવી ॥ જાસ પસાયે મુજ ફલ્યાં, મનવાંછિત તતખેવિ ॥ ૨ ॥ તિલક વધાવી કુંવરને, દેઇ શ્રીફલ પાન ॥ સજજન સાખે પ્રેમે કરી, દીધું કન્યાદાન ॥ ૩ ॥ શ્રીફલ ફોફલ સયણને, દેઇ ઘણાં તંબોલ ॥ તિલક કરીને છાંટણાં, કીધાં કેસર ઘોલ ॥ ૪ ॥ નિજ ડેરે કુંવર ગયા, મંદિર પહોતા રાય ॥ બેહુ ઠામે વિવાહના, ઘણા મહોત્સવ થાય ॥ ૫ ॥ વડી વડારણ દે વડી, પાપડ ઘણા વણાય ॥ કેલવીએ પકવાન્ન બહુ, મંગલ ધવલ ગવાય ॥ ૬ ॥

અર્થ—હવે શ્રીજિનઘરની બાહિર મુખ મંડપને વિષે સહુ કોઇ આવી બેઠા છે, તિહાં

કુંવરને નિરખીને રાજાનું હૈયું હર્ષિત થાય છે ॥ ૧ ॥ રાજા કહે છે કે કલ્પતરુ સમાન એવા શ્રીઋષભેશ્વર એટલે આદિનાથ ભગવાન્ તેને ધન્ય છે, વલી ચક્રેશ્વરી દેવીને પણ ધન્ય છે કે જેના પસાયથી મારાં મનોવાંછિત તતખેવિ એટલે તુરત ફલીભૂત થયાં ॥ ૨ ॥ એમ ચિંતવી શ્રીપાલ કુંવરને તિલક વધાવી, શ્રીફલ તંબોલ આપી, સર્વ સજ્જનોની સાખે પ્રેમે કરી રાજાએ કન્યાદાન દીધું ॥ ૩ ॥ તથા સયણ જે સ્વજન જનો તેમને પણ શ્રીફલ જે નાલિયેર અને ફોફલ એટલે સોપારી તથા ઘણાં ( તંબોલ કે૦ ) પાન દઇ, તિલક કરી, કેશર ઘોલીને છાંટણાં કીધાં ॥ ૪ ॥ હવે કુવર પોતાને ( ડેરે કે૦ ) તંબુમાં ગયા, અને રાજા પોતાને મંદિરે પહોતા. તિહાં બન્ને પક્ષમાં પોતપોતાને સ્થાનકે વિવાહ સંબંધી ઘણા મહોત્સવ થાય છે ॥ ૫ ॥ ( વડી વડારણ કે૦ ) મોટી વડારણ એટલે ખવાસણ જે છે તે વડીઓ દે છે એટલે આપે છે, ઘણા પાપડ વણાય છે, ( બહુ કે૦ ) ઘણા પ્રકારનાં પકવાન્ન તેને ( કેલવીએ કે૦ ) કેલવીને કરે છે. માંગલિકનાં ધવલ એટલે ધોલ ગીત ગવાય છે ॥ ૬ ॥

**વાઘા સીવે નવનવા, દરજી બેઠા બાર ॥ જડિયા મણિ માણિક જડે, ઘાટ ઘડે સોનાર ॥ ૭ ॥ રાય મંડાવ્યો માંડવો, સોવન મણિમય થંભ ॥ થંભ થંભ મણિપૂતલી, કરતી નાટારંભ ॥ ૮ ॥ તોરણ ચિહું દિશિ બારણે, નીલ રયણમય પાન ॥ ઝૂમે મોતી ઝુમખા, જાણે સરગ વિમાન ॥ ૯ ॥ પંચ વરણને ચંદ્રુવે, દીપે મોતીદામ ॥ માનું તારામંડલે, આવી કીયો વિશરામ ॥ ૧૦ ॥ ચોરી ચિહું પખે ચિતરી, સોવન માણિક કુંભ ॥ ફૂલમાલ અતિ ફૂટરી, મહકે સબલ સુરંભ ॥ ૧૧ ॥**

અર્થ—દરજી લોકો બારણે બેઠા થકા નવનવા વાઘા શીવે છે અને જડિયા લોકો છે તે મણિ અને માણિક જડે છે, તથા સોનાર લોકો નવનવા ઘાટ ઘડે છે ॥ ૭ ॥ હવે રાજાએ માંડવો મંડાવ્યો છે તે કેવો છે? તો કે પ્રથમ તો તે મંડપમાં સંપૂર્ણ મણિરત્ને જડાવ એવા સોનાના થંભ ઉભા કીધા છે, તે મણિરત્નમયજ દેખાય છે, એવા થંભે મંડપ વિરાજિત છે. વલી તે થંભ થંભને વિષે મણિરત્નની પૂતલીઓ બનાવી છે તે જાણીએ નાટારંભજ કરતી હોય નહીં? એવી મુખમુદ્રાએ રહી થકી શોભે છે ॥ ૮ ॥ તથા તે મંડપની ચારે દિશાઓનાં બારણાંઓને વિષે નીલાં રત્નમય પાનાંએ કરી શોભિત એવાં તોરણો બાંધ્યાં છે. તે તોરણોમાં વલી મોતીના ઝુમખા ઝુંબી રહ્યા છે, તેથી લટકતાં દેખાય છે, તે જાણીએ સ્વર્ગનાં વિમાનજ લટકતાં હોય નહીં? એવાં થકાં શોભે છે, અથવા તે તોરણો નીલાં પાનાંનાં છે તે વિમાન જેવાંજ છે, અને વિમાનોમાં મોતીઓના ઝુમખા ઝુંબી રહેલા હોય છે, માટે તે તોરણો પણ વિમાનસદૃશ શોભતાં થકાં દેખાય છે ॥ ૯ ॥ વલી તે મંડપમાં પાંચ વર્ણના ચંદ્રુવા બાંધ્યા છે, તે ચંદ્રુવાને વિષે મોતીઓની ( દામ કે૦ ) માલાઓ બાંધેલી છે તે કેવી દીપે છે? તિહાં કવીશ્વર કહે છે કે હું એમ માનું છું જે આકાશમાં રહેલા તારાઓના મંડલે આવીનેજ ઇહાં વિશ્રામ કીધો હોય નહીં? એવાં તે માલાઓનાં

મોતીઓ દેદીપ્યમાન થકાં શોભે છે ॥ ૧૦ ॥ તથા વલી રાજાએ ચોરી બંધાવી છે તે કેવી છે? તો કે ચારે બાજુએ મણિરત્ને જડાવ એવા સોનાના ( કુંભ કે૦ ) ઘટ, તેણે કરી ચિતરેલી છે. તે ઘડાઓને વલી અત્યંત ફૂટરી એટલે ઉંચી સરસ એવી ફૂલોની માલાઓ પહેરાવેલી છે, તે ( સબલ કે૦ ) ઘણી એવી જે ( સુરંભ કે૦ ) સુગંધ તેણે કરી મહકી રહી છે ॥ ૧૧ ॥

॥ ઢાલ આઠમી ॥ રાગ ખંભાયતી ॥ કરડો તિહાં કોટવાલ ॥ એ દેશી ॥

હવે શ્રીપાલ કુમાર, વિધિપૂર્વક મજ્જન કરે જી ॥ પ-
હેરે સવિ શણગાર, તિલક નિલાડે શોભા ધરે જી ॥ ૧ ॥
શિર ખૂણાલો ખૂંપ, મણિ માણિક મોતી જડ્યો જી ॥
હસે હીરાને તેજ, જાણે હું નૃપ શિર ચડ્યો જી ॥ ૨ ॥
કાને કુંડલ દોય, હાર હૈયે સોહે નવલખા જી ॥ જડ્યાં
કંદોરે રતન, બાંહે બાજુબંધ બહેરખા જી ॥ ૩ ॥ સો-
વન વીંટી વેઢ, દશ આંગુલિએ સોહીએ જી ॥ મુખ
તંબોલ સુરંગ, નર નારી મન મોહીએ જી ॥ ૪ ॥

અર્થ—હવે શ્રીપાલ કુંવર વિધિપૂર્વક સ્નાન મજ્જન કરે, તે કરીને પછી સર્વ પ્રકારનાં આભૂષણ આદિક શણગાર પહેરે, તે પહેરીને પછી લલાટે તિલકની શોભા ધરતા હવા ॥ ૧ ॥ વલી શ્રીપાલ કુંવરના શિર એટલે મસ્તકને વિષે ખૂણાવાલો ખૂંપ બાંધ્યો છે, તે મણિ, માણિક અને મોતીએ કરી જડ્યો છે, તેમાં જે હીરા જડેલા છે તેના તેજે કરી ખૂંપ હસે છે, અર્થાત્ જાણીએ હસતોજ હોય નહીં? એવો દેખાય છે. તિહાં કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે તે ખૂંપ એવું જાણે છે જે હું ( નૃપ કે૦ ) રાજાના પણ શિર ઉપર ચઢ્યો છું, માટે હું સર્વ અલંકારમાં ઉત્તમ છું, અથવા રાજાઓ કરતાં પણ હું મોટો છું એવો ગર્વ આણીનેજ જાણીએ હસતો હોય નહીં? ॥ ૨ ॥ વલી બે કાનને વિષે બે કુંડલ પહેર્યાં છે, હૈયાને વિષે નવલખા હાર શોભી રહ્યા છે, કેડને વિષે રત્ને જડાવ કંદોરો બાંધ્યો છે, ભુજાઓને વિષે બાજુબંધ બહેરખા બાંધ્યા છે ॥ ૩ ॥ બે હાથની દશે આંગુલિએ સોનાની વીંટીઓ તથા વેઢ શોભી રહ્યા છે, તથા મુખ તો પ્રથમથીજ મહા તેજસ્વી છે, વલી તંબોલ ચાવવાથી વિશેષે સુરંગ એટલે સારા રંગવાલું દેખાય છે. એવા દેદીપ્યમાન કુંવરને જોઇને તિહાં નર નારીનાં મન મોહને પામે છે ॥ ૪ ॥

કર ધરી શ્રીફલ પાન, વરઘોડે જબ સંચર્યા જી ॥ સાં-
બેલાં શ્રીકાર, સહસગમે તવ પરવર્યાં જી ॥ ૫ ॥ વાજે
ઢોલ નિશાન, સરણાઇ ભુંગલ ઘણી જી ॥ રથ બેઠી
સયબદ્ધ, ગાયે મંગલ જાનણી જી ॥ ૬ ॥ સાવ સોનેરી

સાજ, હયવર હીસે નાચતા જી ॥ શિર સિંદૂર સોહંત, દીસે મયગલ માચતા જી ॥ ૭ ॥ ચહુટે ચહુટે લોક, જુવે મહોત્સવ નવનવે જી ॥ ઇમ મહોટે મંડાણ, મોહન આવ્યા માંડવે જી ॥ ૮ ॥

અર્થ—હવે હાથમાં શ્રીફલ પાન લઇને જે વારે વરઘોડામાં સંચર્યા તે વારે હજારોગમે ( શ્રીકાર કે૦ ) શોભાને ધરનારાં એવાં સાંબેલાં તેની સાથે ( પરવર્યાં કે૦ ) આગલ ચાલ્યાં ॥ ૫ ॥ ઢોલ, નગારાં, નિશાન તથા શરણાઇઓ અને ભુંગલો ઘણાં વાજે છે, વલી ( સયબદ્ધ કે૦ ) સેંકડાગમે સ્ત્રીઓ જાનરડીઓ જે છે તે રથમાં બેઠી થકી માંગલિકનાં ગીતો ગાય છે ॥ ૬ ॥ ( સાવ કે૦ ) કેવલ સોનેરીનો સાજ નાખ્યો છે જેમની ઉપર એવા ( હયવર કે૦ ) શ્રેષ્ઠ ઘોડાઓ નાચતા થકા આનંદમાં મગ્ન થયા થકા હીસે એટલે હણહણાટ કરે છે. વલી જેમના ( શિર કે૦ ) મસ્તકને વિષે સિંદૂર શોભે છે એવા ( મયગલ કે૦ ) હાથીઓ તે ( માચતા કે૦ ) મલપતા થકા ( દીસે કે૦ ) દેખાય છે ॥ ૭ ॥ તિહાં ચૌટા ચૌટાને વિષે લોક નવનવે મહોત્સવે કરી જુવે છે. એવી રીતે મોટે મંડાણે કરી ( મોહન કે૦ ) શ્રીપાલ કુંવર માંડવાને વિષે આવી પહોંચ્યા ॥ ૮ ॥

પોંખી આણ્યા માંહિ, સાસુએ ઉલટ ઘણે જી ॥ આણી ચોરી માંહિ, હર્ષ ઘણો કન્યા તણે જી ॥ ૯ ॥ કર મેલાવો કીધ, વેદપાઠ બાંભણ ભણે જી ॥ સોહવ ગાયે ગીત, બિહું પખે આપ આપણે જી ॥ ૧૦ ॥ કરી અગ્નિની સાખ, મંગલ ચારે વરતીયાં જી ॥ ફેરા ફરતાં તામ, દાન નરિંદે બહુ દીયાં જી ॥ ૧૧ ॥ કેલવીયો કંસાર, સરસ સુગંધો મહમહે જી ॥ કવલ ઠવે મુખ માંહિ, માંહોમાંહે મન ગહગહે જી ॥ ૧૨ ॥ મદનમંજૂષા નારી, પ્રેમે પરણી ઇણી પરે જી ॥ બિહું નારીશું ભોગ, સુખ વિલસે સુસરાઘરે જી ॥ ૧૩ ॥

અર્થ—તેમને સાસુએ ઘણા ઉલટ સહિત પોંખીને માંહે આણ્યા. વલી કન્યાને પણ ચોરી માંહે આણી, તે વારે તેના મનમાં પણ પરણવાનો હર્ષ ઘણો છે ॥ ૯ ॥ પછી ( કર મેલાવો કે૦ ) હાથ મેલાવો કીધો તે વખત બ્રાહ્મણ વેદપાઠ ભણે છે, વલી બેહુ પક્ષવાલાની ( સોહવ કે૦ ) સુવાસણ સ્ત્રીઓ આપ આપની તરફનાં ગીત ગાય છે ॥ ૧૦ ॥ પછી અગ્નિની સાખે કરી ચારે મંગલ વર્ત્તાવીને વર કન્યાને ફેરા ફેરવ્યા, તે વખતે રાજાએ ઘણાં પ્રકારનાં દાન દીધાં ॥ યતઃ ॥ દાનહ વેલા ઉજલા, જગ વિરલા કો હોય ॥ જલહર જલ

દેવા સમે, શ્યામ વદનધર જોય ॥ ૧ ॥ દાનં મહિમનિદાનં કુશલનિદાનં કલંકકરિસિંહઃ ॥ શ્રીકલંકકુઠનૂતં, સિદ્ધિવધૂસંગમે દૂતઃ ॥ ૨ ॥ ઇતિ ॥ ૧૧ ॥ પછી સરસ સુગંધે કરી મહમહાટ કરી રહ્યો છે એવો કંસાર કેલવ્યો છે એટલે બનાવ્યો છે, તેના ( કવલ કે૦ ) કોલીયા તેને હર્ષ સહિત સ્ત્રી ને ભર્ત્તાર બેહુ જણ મલી માંહોમાંહે મનના ગહગહાટે કરી એકેકના મુખમાં મૂકે છે ॥ ૧૨ ॥ એ રીતે મદનમંજૂષા સ્ત્રીને પ્રેમે કરી પરણ્યા. હવે શ્રીપાલ કુંવર સસરાને ઘેર રહ્યા થકા બેહુ સ્ત્રીઓની સાથે સુખને ( વિલસે કે૦ ) ભોગવે છે ॥ ૧૩ ॥

**ઋષભદેવ પ્રાસાદ, ઉચ્છવ પૂજા નિત કરે જી ॥ ગીત ગાન બહુ દાન, વિત્ત ઘણું તિહાં વાવરે જી ॥ ૧૪ ॥ ચૈત્ર માસે સુખવાસ, આંબિલ ઓલી આદરે જી ॥ સિદ્ધચક્રની સાર, લાખીણી પૂજા કરે જી ॥ ૧૫ ॥ વરતાવી અમાર, અઠ્ઠાઇ મહોત્સવ ઘણો જી ॥ સફલ કરે અવતાર, લાહો લીએ લખમી તણો જી ॥ ૧૬ ॥ ઇક દિન જિનહર માંહિ, કુંઅર રાય બેઠા મલી જી ॥ નૃત્ય કરાવે સાર, જિનવર આગલ મન રલી જી ॥ ૧૭ ॥ ઇણે અવસર કોટવાલ, આવી અરજ કરે ઇસી જી ॥ દાણચોરીએ ચોર, પકડ્યો તસ આજ્ઞા કીસી જી ॥ ૧૮ ॥**

અર્થ—ઇહાં કુંવર શ્રીઋષભદેવજીના પ્રાસાદને વિષે મોટા આનંદે કરી નિત્ય પ્રત્યે ઉત્સવ સહિત પૂજા કરે છે, તથા ઘણાં ગીત ગાન કરે છે, બહુ દાન આપતો થકો તિહાં ઘણું ( વિત્ત કે૦ ) દ્રવ્ય વાવરે છે ॥ ૧૪ ॥ ફરી ચૈત્ર મહીનો આવ્યો તે વારે સુખના આવાસરૂપ આયંબિલની ઓલી આદરીને શ્રીસિદ્ધચક્રજીની પ્રધાન લાખીણી પૂજા કરે છે ॥ ૧૫ ॥ આઠ દિવસ પર્યંત અમારીનો પડહ વર્ત્તાવીને એટલે વગડાવીને ઘણો મોટો અઠ્ઠાઇ મહોત્સવ કર્યો. એવી રીતે કુંવર પોતાનો મનુષ્યઅવતાર સફલ કરે છે, અને લક્ષ્મી પામ્યાનો લાહો લીએ છે ॥ ૧૬ ॥ એક દિવસે જિનેશ્વરના દેરા માંહે કુંવર અને રાજા એ બેહુ જણ સાથે મલી બેઠા છે, અને ( મન રલી કે૦ ) મનની મગ્નતાએ શ્રીજિનેશ્વરની આગલ ઉત્તમ નૃત્ય કરાવે છે ॥ ૧૭ ॥ એ અવસરે કોટવાલ આવીને રાજાને એવા પ્રકારની અરજ કરવા લાગ્યો કે હે મહારાજ! દાણચોરીએ ચોર થયેલો એટલે દાણચોરીનો કરનાર ચોર અમે પકડ્યો છે, તેને આપ કેવા પ્રકારની શિક્ષા કરવા હુકમ કરો છો? તે કહો ॥ ૧૮ ॥

**વલી ભાંગી તુમ આણ, બલ બહુલું ઇણે આદર્યું જી ॥ અમે દેખાડ્યા હાથ, તવ મહોઢું ઝાંખું કર્યું જી ॥ ૧૯ ॥ રાજા બોલે તામ, દંડ ચોરનો દીજીએ જી ॥ જિણહરમાં એ**

વાત, કહે કુંઅર કિમ કીજીએ જી ॥ ૨૦ ॥ નજરે કરી હજુર, પહેલાં કીજે પારખું જી ॥ પછે દેઇજે દંડ, સહુએ ન હોયે સારિખું જી ॥ ૨૧ ॥ આણ્યો જિસે હજુર, ધવલ શેઠ તવ જાણીયો જી ॥ કહે કુંઅર મહારાજ, ચોર ભલો તુમે આણીયો જી ॥ ૨૨ ॥ એ મુજ પિતા સમાન, હું એ સાથે આવીયો જી ॥ કોટિધ્વજ સિરદાર, વાહણ ઇહાં ઘણાં લાવીયો જી ॥ ૨૩ ॥ છોડાવી તસ બંધ, તેડી પાસે બેસાડીયો જી ॥ ગુનહ કરાવી માફ, રાયને પાય લગાડીયો જી ॥ ૨૪ ॥

અર્થ—વલી તમારી આણા દીધી તે પણ એણે ભાંગી નાખી, તથા અમારી સામું ઘણું બલ આદર્યું, પરંતુ અમે જે વારે ખરેખરા હાથ દેખાડ્યા તે વારે તેણે પોતાનું મુખ ઝાંખું કર્યું ॥ ૧૯ ॥ તે સાંભલી રાજા બોલ્યો કે એને ચોરનો દંડ આપો, તે વારે કુંવર કહેવા લાગ્યો કે હે સ્વામિન્! જિનઘરમાં એ વાત કેમ કરીએ? ॥ ૨૦ ॥ વલી જે ચોર હોય તેને પ્રથમ તો પોતાની નજર આગલ હજુર કરીને તેની પરીક્ષા કરીએ, અને પછી જે કાંઇ તેને દંડ દેવો ઘટે તે આપીએ, શામાટે જે સર્વ માણસ કાંઇ સરખાં ન હોય "સહુને હોયે સારિખું જી" એવો પાઠાંતર પણ છે ॥ ૨૧ ॥ પછી જે વારે રાજાની હજુરમાં તેને લઇ આવ્યા તે વારે એ ધવલ શેઠ છે એવું જાણીને કુંવર રાજાને કહેતો હવો કે મહારાજ! આ ચોર તો તમે ઘણો ભલો આણ્યો ॥ ૨૨ ॥ એ તો મારા પિતા સમાન છે, હું એની સાથેજ ઇહાં આવ્યો છું, વલી એ તો કાંઇ સામાન્ય માણસ નથી, પરંતુ કોટિ-ધ્વજો જે છે તેનો પણ એ સિરદાર છે, અને ઇહાં તમારા બંદર માંહે ઘણાં વહાણ લઇ આવ્યો છે ॥ ૨૩ ॥ એમ કહી તેનાં બંધન છોડાવી શેઠને તેડી પોતાની પાસે બેસાડ્યો, અને તેનો ગુન્હો માફ કરાવી રાજાને પગે લગાડ્યો ॥ ૨૪ ॥

રાય કહે અપરાધ, એહનો પરમેસર સહ્યો જી ॥ અજરા-મર થયો એહ, જેહ તુમે બાંહે ગ્રહ્યો જી ॥ ૨૫ ॥ એક દિન આવી શેઠ, કુંવરને એમ વિનવે જી ॥ વેચી વહા-ણની વસ્તુ, પૂર્યાં કરીયાણે નવે જી ॥ ૨૬ ॥ તુમે અમને ઇણ ઠામ, કુશલ ખેમે જિમ આણીયા જી ॥ તિમ પહોંચાડો દેશ, તો સુખ પામે પ્રાણીયા જી ॥ ૨૭ ॥ કુંઅરે જણાવ્યો ભાવ, નિજ દેશે જાવા તણો જી ॥ તવ

નૃપને ચિત્ત માંહિ, અસંતોષ ઉપજ્યો ઘણો જી ॥ ૨૮ ॥ માગ્યાં ભૂષણ જેહ, તે ઉપર મમતા કીસી જી ॥ પર-દેશીશું પ્રીત, દુઃખદાયી હોયે ઇસી જી ॥ ૨૯ ॥ સાસુ સુસરો દોય, કર જોડી આદર ઘણે જી ॥ આંસુ પડતે ધાર, કુંઅરને ઇણી પરે ભણે જી ॥ ૩૦ ॥

અર્થ—રાજાએ કહ્યું કે એનો અપરાધ તો પરમેશ્વરે સહન કર્યો, એટલે માફ કર્યો, એ તો હવે અજરામર થયો જાણવો, કારણ કે જે તુમે (બાંહે ગ્રહ્યો કે૦) હાથે ઝાલ્યો તે અજર અમર થયો એમાં કાંઇ નવાઇ નથી ॥ ૨૫ ॥ હવે એક દિવસે ધવલ શેઠ આવીને શ્રીપાલ કુંવરને એમ વિનવે છે કે હે સ્વામિન્! વહાણની વસ્તુ સર્વે વેચીને ફરી નવાં કરીયાણાં લઇ તેણે કરી વહાણ (પૂર્યાં કે૦) ભર્યાં ॥ ૨૬ ॥ માટે તમે અમને આ ઠેકાણે જેવી રીતે કુશલે ખેમે લાવ્યા છો તેવી રીતે ફરી પાછા અમારે દેશ પહોંચાડો તો પ્રાણી સર્વ સુખ પામે ॥ ૨૭ ॥ તે સાંભલી કુંવરે પણ પોતાને દેશ જવાનો ભાવ સસરાને જણાવ્યો, તે વારે રાજાના ચિત્તને વિષે ઘણો અસંતોષ ઉપન્યો ॥ ૨૮ ॥ તથાપિ વલી વિચાર્યું જે માગી લાવેલાં આભૂષણો હોય તેની ઉપર ફોકટ મમતા શી કરવી? તે પણ એવીજ દુઃખદાયી હોય ॥ ૨૯ ॥ એમ નિર્ધારી સાસુ અને સસરો બેહુ જણ બે હાથ જોડી ઘણા આદરે કરી આંખમાંથી આંસુની ધારા પડતે થકે કુંવર પ્રત્યે એવી રીતે (ભણે કે૦) કહેતાં હવાં ॥ ૩૦ ॥

મદનમંજૂષા એહ, અમ ઉત્સંગે ઉછરી જી ॥ જન્મથકી સુખ માંહિ, આજ લગે લીલા કરી જી ॥ ૩૧ ॥ વાહાલી જીવિતપ્રાય, તુમ હાથે થાપણ ઠવી જી ॥ એહને મ દેશો છેહ, જો પણ પરણો નવનવી જી ॥ ૩૨ ॥ પુત્રીને કહે વત્સ, ક્ષમા ઘણી મન આણજો જી ॥ સદા લગે ભરતાર, દેવ કરીને જાણજો જી ॥ ૩૩ ॥ સાસુ સુસરા જેઠ, લજ્જા વિનય મ ચૂકજો જી ॥ પરિહરજો પરમાદ, કુલ-મરજાદા મ મૂકજો જી ॥ ૩૪ ॥ કંત પહેલી જાગ, જાગંતાં નવિ ઉંઘીએ જી ॥ શોક્ય બહેન કરી જાણ, વચન ન તાસ ઉલ્લંઘીએ જી ॥ ૩૫ ॥

અર્થ—કે હે રાજન્! એ મદનમંજૂષા નામે પુત્રી, તે અમારા ખોલામાં ઉછરી છે, એણે જન્મથકી માંડીને આજ દિવસ સુધી સદાય સુખ માંહેજ લીલા કરી છે ॥ ૩૧ ॥ એ પુત્રી પ્રાયઃ અમારા જીવથી પણ અમને ઘણીજ વહાલી છે, તે આજ તમારે હાથે જેમ

થાપણ ( દવી કે૦ ) સ્થાપી હોય તેમ આપી છે, માટે જો પણ તમે નવનવી સ્ત્રીઓ પરણો તોપણ એને છેહ દેશો નહીં ॥ ૩૨ ॥ હવે પોતાની પુત્રીને શિખામણ આપવા માટે રાજા રાણી કહે છે કે હે વત્સે ! તમે તમારા મનમાં ઘણી ક્ષમા આણજો, ક્રોધ કરશો નહીં, અને સદા લગણ ભર્તારને તો દેવ કરીનેજ જાણજો ॥ ૩૩ ॥ વલી સાસુ, સસરો અને જેઠ, તેમની લજ્જા વિનય કરવાનું કેવારે પણ ચૂકશો નહીં. તથા પ્રમાદને પરહરજો, ત્યાગ કરજો અને કુલની મર્યાદા મૂકશો નહીં ॥ ૩૪ ॥ વલી ભર્તાર જાગ્યાથી પહેલી જાગજે, તથા ભર્તાર જાગતો હોય તિહાંસુધી ઉંઘીશ નહીં, શોક્ય હોય તેને બહેન જેવી જાણજે, શોક્યનું વચન ઉલ્લંઘન કરીશ નહીં ॥ ૩૫ ॥

કંત સયલ પરિવાર, જમ્યા પછી ભોજન કરે જી ॥ દાસ દાસીજણ ઢોર, ખબર સહુની ચિત્ત ધરે જી ॥ ૩૬ ॥ જિનપૂજા ગુરુભક્તિ, પતિવ્રતા વ્રત પાલજો જી ॥ શી કહીએ તુમ શિખ, ઇમ અમ કુલ અજુવાલજો જી ॥ ૩૭ ॥ રયણ ઋદ્ધિ પરિવાર, દેઇ નૃપે વાહણ ભર્યાં જી ॥ મયણમંજૂષા ધૂઅ, વોલાવા સહુ નીસર્યાં જી ॥ ૩૮ ॥ કાંઠે સયલ કુટુંબ, હૈડાં ભર ભેટી મલ્યાં જી ॥ તસ મુખ વારોવાર, જોતાં ને રોતાં પાછાં વલ્યાં જી ॥ ૩૯ ॥ કુંઅર વાહણ માંહિ, બેઠા સાથે દોઇ વહૂ જી ॥ કામ અને રતિ પ્રીતિ, મલીયાં એમ જાણે સહુ જી ॥ ૪૦ ॥ બીજે ખંડે એહ, ઢાલ થુણી ઇમ આઠમી જી ॥ વિનય કહે સિદ્ધચક્ર, ભક્તિ કરો સુરતરુ સમી જી ॥ ૪૧ ॥

અર્થ—પોતાનો ભર્તાર તથા બીજો પણ પરિવાર જે હોય તે સર્વે જમી રહ્યા પછી તું ભોજન કરજે. વલી દાસ, દાસીજન તથા ઢોર પ્રમુખ સહુની ખબર લેવી, એવું ચિત્ત ધરે, એટલે ચિત્ત રાખજે ॥ ૩૬ ॥ શ્રીજિનેશ્વરની પૂજા તથા ગુરુની ભક્તિ કરજો, પતિવ્રતા વ્રત પાલજો, બીજી વધારે શિખ તમને અમે શી કહી દેખાડીએ? તમે એમ શુભાચરણ આચરીને અમારા કુલને અજુવાલજો ॥ ૩૭ ॥ એવી રીતે પુત્રીને શિખામણ આપીને પછી રાજાએ રત્ન, ઋદ્ધિ તથા બીજો પણ ઘણો પરિવાર આપીને વહાણ ભર્યાં, અને મદનમંજૂષા પુત્રીને વોલાવવાને માટે સર્વ કોઇ નીસર્યાં ॥ ૩૮ ॥ બંદરને કાંઠે સર્વ કુટુંબ આવી હૈડાં ભરી ભેટીને મલ્યાં, પછી તે પુત્રીનું મુખ વારંવાર જોતાં જોતાં અને રોતાં થકાં પાછાં વલ્યાં ॥ ૩૯ ॥ હવે શ્રીપાલ કુંવર વહાણ માંહે પોતાની બે સ્ત્રીઓ સાથે બેઠા, તે સહુ કોઇ એમજ જાણે છે કે આ તો કામદેવ અને તેની રતિ તથા પ્રીતિ એ બે સ્ત્રીઓ તેજ ઇહાં આવી એકઠાં મલ્યાં છે, એ કવિએ ઉત્પેક્ષા કરી છે ॥ ૪૦ ॥ બીજા ખંડને વિષે એ આઠમી ઢાલ એવી રીતે સ્તવી, માટે ભો ભવ્યો! તમે ( સુરતરુ કે૦ ) કલ્પવૃક્ષ સમાન

મનોવાંછિતની દેવાવાલી એવી શ્રીસિદ્ધચક્રજી મહારાજની ભક્તિ કરો, એમ શ્રીવિનયવિજય ઉપાધ્યાયજી કહે છે ॥ ૪૧ ॥

॥ ચોપાઇ ॥

**ખંડ ખંડ મધુરો જિમ ખંડ, શ્રી શ્રીપાલચરિત્ર અખંડ ॥**
**કીર્ત્તિવિજય વાચકથી લહ્યો, બીજો ખંડ ઇમ વિનયે કહ્યો ॥૧॥**

અર્થ—એ રાસનો ખંડ ખંડ ( મધુરો કે૦ ) મીઠાશવાલો છે, જેમ ( ખંડ કે૦ ) ખાંડના કટકા કટકા માંહે મીઠાશ ઘણી હોય તેમ એ રાસના પણ ખંડ ખંડમાં મીઠાશ ઘણી છે, અને શ્રી શ્રીપાલ રાજાનું સંપૂર્ણ ચરિત્ર તો અખંડરૂપ છે. તે જે પ્રમાણે શ્રી કીર્ત્તિવિજય ઉપાધ્યાયજીના મુખથી ( લહ્યો કે૦ ) સાંભલ્યો ( એમ કે૦ ) એજ પ્રમાણે આ બીજો ખંડ શ્રી વિનયવિજય ઉપાધ્યાયજીએ કહ્યો ॥ ૧ ॥

॥ ઇતિ શ્રીમન્મહોપાધ્યાયશ્રીકીર્ત્તિવિજયગણિશિષ્યોપાધ્યાયશ્રીવિનયવિજયવિરચિતે શ્રીસિદ્ધચક્રમહિમાધિકારે શ્રીશ્રીપાલચરિત્રે પ્રાકૃતપ્રબન્ધે વિદેશગમને કન્યા-દ્વયપાણિગ્રહણેત્યાદિવર્ણનો નામ દ્વિતીયઃ ખંડઃ સમાપ્તઃ ॥ ૨ ॥

પ્રથમ ખંડે ગાથા ॥ ૨૮૨ ॥ દ્વિતીય ખંડે ગાથા ॥ ૨૭૫ ॥ સર્વ ગાથા ॥ ૫૫૭ ॥

॥ ઇતિ શ્રીશ્રીપાલચરિત્રે બાલાવબોધે દ્વિતીયઃ ખંડઃ સમાપ્તઃ ॥ ૨ ॥

શ્રીસદ્ગુરુભ્યો નમઃ ॥

## ॥ અથ તૃતીયઃ ખંડઃ પ્રારભ્યતે ॥

॥ દોહા ॥

**સિદ્ધચક્રના ગુણ ઘણા, કહેતાં નાવે પાર ॥ વાંછિત પૂરે દુઃખ હરે, વંદું વારોવાર ॥ ૧ ॥ સભા કહે શ્રીપાલને, સમુદ્ર ઉતારો પાર ॥ અમને ઉત્કંઠા ઘણી, સુણવા મ કરો વાર ॥ ૨ ॥**

અર્થ—શ્રીસિદ્ધચક્ર ભગવાનના ગુણ ઘણા છે, તે મુખથી કહેતાં થકા તેનો પાર આવે નહીં. એ શ્રીસિદ્ધચક્ર કેવા છે? તો કે સેવનારનાં મનોવાંછિત પૂર્ણ કરે અને દુઃખને હરણ કરે, માટે તે શ્રીસિદ્ધચક્રજીને હું વારંવાર વાંદું છું ॥ ૧ ॥ હવે આ રાસના સાંભલનારા સભાસ્થ જનો કવીશ્વરને કહે છે કે શ્રીપાલ કુંવરને સમુદ્રથકી પાર ઉતારો, એટલે શ્રીપાલ કુંવર સમુદ્રપાર ઉતરીને કાંઠે આવે. એ વાત સુણવાની અમને ઘણી ઉત્કંઠા છે, માટે વાર મ કરો, એટલે વ્યાખ્યાન કરવાનો વિલંબ ન કરો ॥ ૨ ॥

**કહે કવિયણ આગલ કથા, મીઠી અમીય સમાન ॥ નિદ્રા વિકથા પરહરી, સુણજો દેઇ કાન ॥ ૩ ॥ ધવલ શેઠ ઝુરે ઘણું, દેખી કુંવરની રિદ્ધ ॥ એકલડો આવ્યો હતો, હૈ હૈ દૈવ શું કીધ ॥ ૪ ॥**

અર્થ—એવું સભાજનોનું બોલવું સાંભલીને કવીશ્વર પણ શ્રીપાલની આગલ કથા એટલે સમુદ્રમાં પડ્યા પછીની જે કથા કહેવાની છે તે કહે છે. તે કથા કેવી છે? તો કે અમૃત સમાન મીઠાશની આપનારી છે, માટે હે શ્રોતાજનો! તમે નિદ્રા અને વિકથાને પરહરી એટલે ત્યાગીને એકાગ્ર ચિત્તે કાન દઇને સાંભલજો ॥ ૩ ॥ હવે શ્રીપાલ કુંવરની ઋદ્ધિ દેખીને અદેખો બિચારો ધવલ શેઠ ઘણું ઘણું ઝુર્યા કરે છે કે અરે! આ તો એકલોજ મારી સાથે ચાકર દાખલ આવેલો હતો તો હૈ હૈ ઇતિ ખેદ, હે દૈવ! હે કર્મ! આ તે તેં શું કીધું? ॥ ૪ ॥

**વહાણ અઢીસેં માહરાં, લીધાં શિરમાં દેઇ ॥ જોઉં ઘર કિમ જાયશે, ઋદ્ધિ એવડી લેઇ ॥ ૫ ॥ એક જીવ છે એહને, નાખું જલધિ મઝાર ॥ પછી સયલ એ માહરું, રમણી ઋદ્ધિ પરિવાર ॥ ૬ ॥ દેખી ન શકે પારકી, ઋદ્ધિ હિયે જસ ખાર ॥ સાયર થાયે દુબલો, ગાજંતે જલધાર ॥ ૭ ॥ વરસાલે વનરાઇ જે, સવિ નવપલ્લવ થાય ॥ જાય જવાસાનું કીસ્યું, જે ઉભો સૂકાય ॥ ૮ ॥**

અર્થ—એમ ધવલ શેઠને કુંવરની ઋદ્ધિ દેખવાથી અદેખાઇ ઉપની, તેથી વિચાર કરવા માંડ્યો કે આ અઢીસેં વહાણ તો મારા માથામાં દઇને એણે લઇ લીધાં, પણ હવે જોઉં તો ખરો કે આ આટલી ઋદ્ધિ લઇને કેવી રીતે પોતાને ઘેર જાય છે? ॥ ૫ ॥ એ એકજ જીવ છે તેને હું (જલધિ કે૦) સમુદ્રમાં નાખી દઉં, પછી એ (રમણી કે૦) બે સ્ત્રીઓ તથા ઋદ્ધિ અને બીજો જે એનો પરિવાર છે તે સર્વે મારુંજ છે, એ બાપડો ક્યાં લઇ જવાનો છે? એવા દુષ્ટ અધ્યવસાય શેઠના થયા ॥ ૬ ॥ ઇહાં કનિષ્ઠ પુરુષનાં લક્ષણ ઉપર દૃષ્ટાંત કહે છે કે જેમ (જલધાર કે૦) મેઘ તે ગાજંતે એટલે ગર્જારવ કરે તે વારે (સાયર કે૦) સમુદ્ર દુર્બલ થઇ જાય. એ દૃષ્ટાંતે પુરુષના હૈયામાં (ખાર કે૦) અદેખાઇ હોય તે પુરુષ પણ પારકી ઋદ્ધિ દેખીને ખમી શકે નહીં ॥ યત: ॥ પરવાદે દશવદન:, પરદોષનિરીક્ષણે સહસ્રાક્ષ: ॥ સંવૃત્તવિત્તહરણે, બાહુસહસ્રાર્જુનો નીચ: ॥ ૧ ॥ ઇતિ ॥ ૭ ॥ વલી બીજો દૃષ્ટાંત કહે છે. જેમકે વરસાદના દિવસોમાં અઢાર ભાર વનરાજી એટલે વનસ્પતિની પંક્તિ જે છે તે સર્વ નવપલ્લવ થાય છે, પરંતુ તેમાં એક બિચારા જવાસાના ઝાડનું શું જાય છે કે જે ઉભો ને ઉભો સુકાઇ જાય છે? કાંઇજ નહીં, પરંતુ જે અદેખું માણસ છે તે બીજાની સારી સ્થિતિ થયેલી જોઇને પોતે દુ:ખી થાય છે એમ જાણવું ॥ ૮ ॥

જે કિરતાર વડા કીયા, તેશું કેહી રીસ ॥ દાંત પડ્યા ગિરિ પાડતાં, કુંજર પાડે ચીસ ॥ ૯ ॥

અર્થ—પણ ખરી વાત તો એજ છે કે જેને કિરતારે મોટા કર્યા તેની સાથે વલી કેવી રીસ કરવી? તેની સાથે રીસ કરવાથી ઉલટું રીસ કરનારનેજ દુઃખી થવું પડે છે. કોની પેઠે? તો કે જેમ ( કુંજર કે૦ ) હાથી જે છે તેણે પોતાને મોટો સમજીને દાંતે કરી ગિરિ જે પર્વત તેને પાડી નાખવા માટે ઉદ્યમ કર્યો, પરંતુ તેને પાડવા જતાં ઉલટા પોતાનાજ દાંત ત્રુટી પડ્યા, તે વારે મોટી ચીસો પાડીને નાસવા માંડ્યું. એ દૃષ્ટાંતે અહીં ધવલ શેઠ પણ શ્રીપાલ કુંવરને દુઃખી કરવા માટે ઉદ્યમ કરે છે, પરંતુ તેને દુઃખી કરવા જતાં પોતાનેજ દુઃખી થવું પડશે તે વાત આગલ કહે છે ॥ ૯ ॥

॥ ઢાલ પહેલી ॥

॥ રાગ મલ્હાર ॥ શીતલ તરુવર છાંહિ, કે બાંહ વાલંભની રે ॥ કે બાંહ૦ ॥ એ દેશી ॥

દેખી કામિની દોય, કે કામે વ્યાપીયો રે ॥ કે કામે વ્યાપીયો ॥ વલી ઘણો ધનનો લોભ, કે વાધ્યો પાપીયો રે ॥ કે વાધ્યો૦ ॥ લાગ્યા દોય પિશાચ, કે પીડે અતિ ઘણું રે ॥ કે પીડે૦ ॥ ધવલ શેઠનું ચિત્ત, કે વશ નહીં આપણું રે ॥ કે વશ૦ ॥ ૧ ॥

અર્થ—એમ તે શેઠ દુષ્ટ અધ્યવસાયને યોગે એક તો શ્રીપાલની ( દોય કે૦ ) બે ( કામિની કે૦ ) સ્ત્રીઓ છે તેમને દેખીને કામે કરી વ્યાપ્ત થયો, તથા બીજું વલી શ્રીપાલની પાસે ઘણું ધન છે તે લઇ લેવાનો લોભ શેઠને લાગ્યો. તદ્રૂપ જે પાપ તેણે કરીને વાધ્યો, અથવા ધન લેવાના લોભે કરી તે પાપી શેઠ વાધ્યો. એમ તે શેઠને કામ અને લોભ, એ બે ( પિશાચ કે૦ ) ભૂત આવીને વલગ્યાં, તેણે કરીને અત્યંત ઘણોજ પીડાય છે, તેથી તે ધવલ શેઠનું ચિત્ત પણ પોતાને વશ રહ્યું નહીં ॥ ૧ ॥

ઉદક ન ભાવે અન્ન, ન આવે નિદ્રડી રે ॥ ન આવે૦ ઉલ્લાસ વાલસ થાય, કે જક નહીં એક ઘડી રે ॥ કે જક૦ ॥ મુખ મૂકે નિસાસ, કે દિન દિન દુબલો રે ॥ કે દિન૦ ॥ રાત દિવસ નવિ જાય, કે મન બહુ આમલો રે ॥ કે મન૦ ॥ ૨ ॥ ચાર મલ્યા તસ મિત્ર, કે પૂછે પ્રેમશું રે ॥ કે પૂછે૦ ॥ કોણ થયો તુમ રોગ, કે ઝુરો એમ શું રે ॥ કે ઝુરો૦ ॥ કે ચિંતા ઉતપન્ન, કે કોઇક આકરી રે ॥ કે

કોઇક૦ ॥ ભાઇ થાઓ ધીર, કે મન કાઠું કરી રે ॥ કે મન૦ ॥ ૩ ॥

અર્થ—તેમ ( ઉદ્દક કે૦ ) પાણી તથા અન્ન પણ ભાવતું નથી, વલી નિદ્રા પણ આવતી નથી, ઉલ્લસ વાલસ એટલે આલસ વિલસ થયા કરે છે, એક ઘડી માત્ર પણ જીવને ( જક કે૦ ) જંપ વલતો નથી, મુખથી નિસાસા મૂકતો થકો દિવસે દિવસે દુર્બલ થતો જાય છે. વલી મનમાં બહુ ( આમલો કે૦ ) આમલસેરડા લીધા કરે છે, તેનાં રાત દિવસ જતાં નથી ॥ યતઃ ॥ પ્રવાસિકો વ્યાધયુતઃ સરોષો, વિદ્યાર્થચિત્તઃ પરદ્વારરક્તઃ ॥ યસ્યાસ્તિ વૈરી હિ વિયોગિતોઽપિ, હ્યષ્ટૌ લભંતે મનુજા ન નિદ્રામ્ ॥ અર્થ—એક પરદેશ ફરનાર, બીજો વ્યાધિમાન, ત્રીજો ક્રોધયુક્ત, ચોથો વિદ્યાભ્યાસને વિષે તત્પર, પાંચમો ધન મેલવવામાં આસક્ત ચિત્તવાલો, છઠ્ઠો પારકી સ્ત્રીમાં આસક્ત, સાતમો જેને માથે દુશ્મન છે તે, આઠમો પોતાના પ્રિય જનથી વિયોગ પામેલો, એવા આઠ પ્રકારના મનુષ્યો નિદ્રાને પામતા નથી ॥ ૧ ॥ ૨ ॥ એમ દુઃખને લીધે ધવલ શેઠ અર્ધી રાત્રે સુતો ઉઠી ટલવલતો ફર્યા કરે છે, તે જોઇને તેના ચાર મિત્ર છે તે તેને મલ્યા, અને પ્રેમપૂર્વક પૂછે છે કે હે શેઠજી! તમોને શ્યો રોગ ઉત્પન્ન થયો છે કે તમે આમતેમ ઝુરી રહ્યા છો? અથવા તમોને ઘણીજ આકરી એવી કોઇક ચિંતા ઉત્પન્ન થઇ છે? કે શું થયું છે? જે કાંઇ થયું હોય તે પણ હે ભાઇ! મન કઠિણ કરીને ધીરજવાન્ થઇને ॥ ૩ ॥

દુઃખ કહો અમ તાસ, ઉપાય વિચારીએ રે ॥ ઉપાય૦॥
ચિંતાસાયર એહ, કે પાર ઉતારીએ રે ॥ કે પાર૦ ॥
લજ્જા મૂકી શેઠ, કહે મન ચિંતવ્યું રે ॥ કહે મન૦ ॥
તવ ચારે કહે મિત્ર, કે ધિક એ શું લવ્યું રે ॥ કે ધિક૦ ॥ ૪ ॥

અર્થ—તમોને જે દુઃખ પેદા થયું હોય તે અમોને કહો તો અમે ( તાસ કે૦ ) તેનો ઉપાય વિચારીને આ ચિંતારૂપ સમુદ્રમાંથી તમોને પાર ઉતારીએ. તે વારે શેઠે પણ લજ્જા મૂકીને ઉંડો નિસાસો નાખી પોતાના મનનું ચિંતવેલું કામ જે હતું તે મિત્રોને કહ્યું કે અરે ભાઇઓ! મારે શરીરે કોઇ પણ રોગ પીડા કરતો નથી, પરંતુ આ શ્રીપાલને મારી નાખવો એ મારા મનની પીડા છે તે મને પીડે છે, દુઃખ આપે છે, એ સર્વ વૃત્તાંત તેણે પોતાના મિત્રો આગલ કહી સંભલાવ્યો. એવી વાત સાંભલી તે વારે તે ચારે મિત્રો કહેવા લાગ્યા કે અરે ધિક્કાર છે તુજને! કે આ અમારા કાનને શૂલ લાગે એવું તું શું ( લવ્યો કે૦ ) બોલ્યો? આ તે શું તારી અક્કલ ઠેકાણે નથી? કે બીજા કોઇ સામાન્ય માણસના ધનનું હરણ કરવું તે પણ ઉત્તમ પુરુષને યોગ્ય નથી, તો આ તો તારો સ્વામી છે, વલી તારા ઉપર મોટો ઉપકારકર્ત્તા છે, તેનું ધન હરણકરવું એ કાર્ય તો મોટા કષ્ટનું દેવાવાલું સમજવું. તેમજ અન્ય કોઇ પુરુષની સ્ત્રી ભોગવવી તથા કોઇ જીવ માત્રને હણવો તે પણ ઉત્તમ પુરુષને મહા નિંદનીય છે, તો આ જે ઉપકારકર્ત્તા સ્વામી તેની સ્ત્રી ભોગવવી તથા તેને હણવો, એથી અવશ્ય નરકે જવાનો બંધ પડે. એવું પાપકર્મ મનમાં ચિંતવીને આ જીભે અમોને કહેતાં થકા તારી જીભ પણ કેમ ચાલી? માટે આજ દિવસ સુધી તો અમારે ને તારે મિત્રાચારીનો નાતો હતો, પણ હવે આવું દુષ્ટપણું તેં ચિંતવ્યું તેથી વર્ત્તમાનકાલે તો તું અમારા દુશ્મન તુલ્ય છો કે જે તેં આવા

સર્વ શિરોમણિ મસ્તકના મણિ સરખા મહાપુરુષની ઉપર માઠી ચિંતવના કરી ॥ ૪ ॥

પરનારીને પાપ, ભવોભવ બુડીએ રે ॥ ભવો૦॥ કિમ
સુરતરુની ડાલ, કુહાડે ઝુડીએ રે ॥ કુહાડે૦ ॥ પરઉપ-
ગારી એહ, જિસ્યો જગ કેવડો રે ॥ જિસ્યો૦ ॥ દીઠો
પ્રત્યક્ષ જાસ, કે મહિમા એવડો રે ॥ કે મહિમા૦ ॥ ૫ ॥
છોડાવ્યા દોય વાર, ઇણે તુમે જીવતા રે ॥ ઇણે૦ ॥
ઉગરીયાં ધન માલ, જો પાસે એ હતા રે ॥ જો પાસે૦ ॥
તાર્યાં થંભ્યાં વાહણ, ઇણે આગલ રહી રે ॥ ઇણે૦ ॥
એહવો પુરુષરતન્ન, કે જગ બીજો નહીં રે ॥ કે જગ૦
॥ ૬ ॥ કરી એહશું દ્રોહ, જો વિરુઓ તાકશો રે ॥ જો૦ ॥
તો અણખૂટે કિહાંઇક, અંતે થાકશો રે ॥ કે અંતે૦ ॥
ભાગ્યે લાધી ઋદ્ધિ, ઇણે જો એવડી રે ॥ ઇણે૦ ॥
પડી કાંઇ દુર્બુદ્ધિ, ગલે તુમ જેવડી રે ॥ ગલે૦ ॥ ૭ ॥

અર્થ—વલી તે મિત્રો કહે છે કે હે શેઠ! એક તો પરસ્ત્રીને પાપે ભવોભવ સંસાર માંહે બુડીએ, વલી એવો મૂર્ખ પણ કોણ હોય કે જે (સુરતરુ કે૦) કલ્પવૃક્ષની ડાલને કુહાડે કરી ઝુડી નાખે? તેમ એ પુરુષ તો કલ્પવૃક્ષ સમાન છે, વલી એ પુરુષ તો જગત માંહે જેવો કેવડો પરોપકારી છે તેની સમાન પરોપકારી છે. જેનો એટલો મહિમા તો પ્રત્યક્ષ તમેજ દીઠો છે. (તે આગલ કહે છે) ॥ ૫ ॥ એક બબ્બરકૂલના બંદર ઉપર અને બીજા રત્નદ્વીપે, એ બે ઠેકાણે તો તમને મારવાની તૈયારી થઇ હતી, તે બે સ્થાનકેથી બે વાર તમોને જીવતા (છોડાવ્યા કે૦) મૂકાવ્યા, તથા જો એ પાસે હતા તો તમારાં ધન માલ સર્વે ઉગર્યાં, નહીં તો આજ તમારી પાસે એક કોડી પણ રહેત નહીં ને તમે પણ જીવતા રહેત નહીં. વલી તમારાં વહાણ થંભાણાં હતાં તે પણ એણે આગલ રહીને તાર્યાં, તે સર્વ ઉપકાર તમે ભૂલી ગયા કે શું? માટે એવો રત્ન સરખો પુરુષ જગતમાં બીજો કોઇ નથી ॥ ૬ ॥ તેથી અમે તમને કહીએ છીએ કે જો તમે એની સાથે દ્રોહ કરીને (વિરુઓ કે૦) માઠું (તાકશો કે૦) ઇચ્છશો, વિચારશો, તો અંતે તમે પોતેજ ક્યાંઇક વગર ખૂટે (થાકશો કે૦) મરણ પામશો એટલે આવરદા ખુટ્યા વિના મરણ પામશો. અરે! જો એને ભાગ્યે એણે એટલી ઋદ્ધિ (લાધી કે૦) પામી તો તમારા ગલાને વિષે (જેવડી કે૦) એટલી દુર્બુદ્ધિ કેમ આવીને પડી? અથવા એટલી દુર્બુદ્ધિ આવીને તમોને કેમ ગલે પડી છે? માટે અમે તો કહીએ છીએ કે તારું ધવલ નામ છે તે ખોટું છે, પણ તું મલિન કઠોર સ્વભાવવાલો છે, માટે કૃષ્ણ લેશ્યાના યોગે કરી તારું કાલો એવું નામ જોઇએ. તુજને દેખવાથી અમારો આત્મા પણ મલિન-પણાને પામે ॥ ૭ ॥

ત્રણ મિત્ર હિતશિખ, તે એમ દેઇ ગયા રે ॥ તે એમ૦ ॥ ચોથો કહે સુણ શેઠ, કે એ વૈરી થયા રે ॥ કે એ વૈરી૦ ॥ ગણીએ પાપ ન પુણ્ય, કે લખમી જોડીએ રે ॥ કે લખમી૦ ॥ લખમી હોયે જો ગાંઠ, તો પાપ વિછોડીએ રે ॥ તો પાપ૦ ॥ ૮ ॥

અર્થ—એવી રીતે ત્રણ મિત્ર હિતની શિખામણ આપીને પોતપોતાને સ્થાનકે ગયા (તવ કે૦) તે વારે ચોથો કપટસ્વભાવી મિત્ર હતો તે ફરી પણ તે શેઠની પાસે બેઠો અને કહેવા લાગ્યો કે હે શેઠ! તમે સાંભલો, કે એ ત્રણ મિત્ર તો ઉલટા તમારા વૈરી થયા, કારણ કે જેણે કરી તમારી મોટાઇ થાય તેવું એ ચિંતવતા નથી, માટે ગયા તો જવા દ્યો. હું એકલોજ તમારાં મનોવાંછિત પૂર્ણ કરીશ, તમે કોઇ વાતે ચિંતા કરશો નહીં. મારો મત તો એવો છે કે પાપ અને પુણ્ય કાંઇ પણ ગણીએ (ન કે૦) નહીં, પરંતુ લક્ષ્મી જોડીએ એટલે એકઠી કરીએ, કારણ કે જો લક્ષ્મી ગાંઠમાં હોય તો પુણ્ય કરીને પાપને વિછોડી નાખીએ ॥ ૮ ॥

ઉપરાજી ઇણે ઋદ્ધિ, તે કાજે તાહરે રે ॥ તે કાજે૦ ॥ ધણી થાયે ભાગ્યવંત, કમાઇ કોઇ મરે રે ॥ કમાઇ૦ ॥ કરશું ઇસ્યો ઉપાય, કે એ દોલત ધણી રે ॥ કે એ૦ ॥ અને સુંદરી દોય, કે થાશે તુમ તણી રે ॥ કે થાશે૦ ॥ ૯ ॥ જિમ પામે વિશ્વાસ, મલો તિમ એહશું રે ॥ મલો૦ ॥ મુખે મીઠી કરો વાત, કે જાણે નેહશું રે ॥ કે જાણે૦ ॥ મીઠી લાગી વાત, તે શેઠને મન વસી રે ॥ તે શેઠને૦ ॥ આવ્યો ફીટણકાલ, તે મતિ તેહની ખસી રે ॥ તે મતિ૦ ॥ ૧૦ ॥ દુધજ દેખે ડાંગ, ન દેખે માંકડો રે ॥ ન દેખે૦ ॥ મસ્તક લાગે ચોટ, થાયે તવ રાંકડો રે ॥ થાયે૦ ॥ રોગી કરે કુપથ્ય, તે લાગે મીઠડું રે ॥ તે લાગે૦ ॥ વેદન વ્યાપે જામ, તે થાયે અનીઠડું રે ॥ તે થાયે૦ ॥ ૧૧ ॥

અર્થ—હે શેઠજી! હું એમ ધારું છું જે એ શ્રીપાલે એટલી ઋદ્ધિ જે ઉપાર્જન કરેલી છે તે સર્વ તારેજ કાજે છે, એમ જાણજે. તે ઉપર દૃષ્ટાંત કહું છું તે સાંભલ. જેમ કોઇ નિર્ભાગ્ય પુરુષ હોય તે કમાઇ એટલે સંચય કરીને મરી જાય. પછી તેની કમાયેલી લક્ષ્મીનો ધણી

તો કોઇ ભાગ્યવંત પુરુષ હોય તેજ થાય, માટે આપણે કોઇ એવો ઉપાય કરશું કે જેથી એ ધણી જે દોલત છે તે અને વલી આ બે સુંદરી છે તે પણ સર્વ તમારી થશે ॥ ૯ ॥ માટે હવે જેમ એ તમારા ઉપર વિશ્વાસ પામે તેવી રીતે તમે એની સાથે મલો તથા જેમ એ જાણે કે સ્નેહે કરીનેજ મને કહે છે તેમ તમે તમારા મુખે એની સાથે મીઠી વાત કરો. એ ચોથા મિત્રની વાત તે શેઠને મીઠી સાકર જેવી લાગી, અને શેઠના મનમાં પણ વસી જે આ ઠીક કહે છે, કારણ કે તેનો ફીટણકાલ આવ્યો તે વારે (તેહની કે૦) તેની મતિ પણ ખસી ગઇ ॥ ૧૦ ॥ તેની ઉપર દૃષ્ટાંત કહે છે. જેમ (માંકડા કે૦) વાંદરો અથવા ઉપચારથી બિલાડો જે છે તે દુધનેજ દેખે છે, પણ (ડાંગ કે૦) મારવા તૈયાર કરી ઉગામી રાખેલી લાકડીને દેખતો નથી. પછી જે વારે મસ્તકે ચોટ લાગે તે વારે બાપડો રાંક થઇ જાય. તથા વલી જેમ કોઇ રોગી પુરુષ હોય તે કુપથ્ય કરે એટલે ખારું ખાટું ખાય તે તેને મીઠું લાગે, પછી જે વારે તેના યોગે શરીરમાં વેદના વ્યાપે તે વારે અનિષ્ટ થઇ પડે, તેમ શેઠજી પણ માંકડા અને રોગીની પેરે તત્પર થઇ રહ્યા છે ॥ ૧૧ ॥

બેસે કુંઅર પાસ, કે વિનય ઘણો કરે રે॥ કે વિનય૦॥ તું પ્રભુ જીવ આધાર, કે મુખે ઇમ ઉચ્ચરે રે ॥ કે મુખે૦ ॥ પૂરવ પુણ્ય પસાય, કે તુમ સેવા મલી રે ॥ કે તુમ૦॥ પગ પગ તુમ્હ પસાય, કે અમ્હ આશા ફલી રે ॥ કે અમ્હ૦ ॥ ૧૨ ॥ જોતાં તુમ મુખચંદ, કે સવિ સુખ લેખીએ રે ॥ કે સવિ૦ ॥ રખે તુમારી વાત, કે વિરુઇ દેખીએ રે ॥ કે વિરુઇ૦ ॥ કુંવર સઘલી વાત, તે સાચી સદ્દહે રે ॥ તે સાચી૦ ॥ દુર્જનની ગતિ ભાતિ, તે સજ્જન નવિ લહે રે ॥ તે સજ્જન૦ ॥૧૩॥

અર્થ—હવે શેઠજી તે ચોથા મિત્રની આપેલી શિખામણ મુજબ કુંવરની પાસે આવીને બેસે અને ઘણો વિનય કરે તથા મુખથી એમ કહે કે હે પ્રભુ! તમે મારા જીવના આધાર છો, પૂર્વકૃત પુણ્યના પસાયથી તમારી સેવા મને મલી છે, પગલે પગલે તમારા પસાયથી અમારી આશા ફલી છે ॥ ૧૨ ॥ તમારા મુખરૂપ ચંદ્રમાને જોઇને અમે સર્વ સુખ (લેખીએ કે૦) જાણીએ છીએ, માટે રખેને તમારી કોઇ (વિરુઇ કે૦) માઠી વાત અમને દેખવી પડે એમ કોઇ વારે થાશો માં. એવી રીતે કપટથી વાતો કરે, તે સર્વ વાતોને કુંવર તો સાચી કરીને સદ્દહે છે, કારણ કે દુર્જન માણસની ગતિની રીત જે છે તે સજ્જન માણસ લઇ શકે નહીં, એટલે જાણી શકે નહીં ॥ ૧૩ ॥

જે વાહણની કોર, કે માંચા બાંધીયા રે ॥ કે માંચા૦ ॥ દોર તણે અવલંબે, તે ઉપર સાંધીયા રે ॥ તે ઉપર૦ ॥ તિહાં બેસીને શેઠ, તે કુંઅરને કહે રે ॥ તે કુંઅરને૦ ॥

દેખી અચરિજ એહ, કે મુજ મન ગહગહે રે ॥ કે મુજ૦ ॥૧૪॥ મગર એક મુખ આઠ, કે દીસે જૂજૂઆં રે ॥ કે દીસે૦ ॥ એવાં રૂપ સરૂપ, ન હોશે ને હુઆં રે ॥ ન હોશે૦ ॥ જોવા ઇચ્છો સાહેબ, કે તો આવો વહી રે ॥ કે તો૦ ॥ પછે કાઢશો વાંક, જે કાંઇ કહ્યું નહીં રે ॥ જે કાંઇ૦ ॥ ૧૫ ॥ કુંઅર માંચે તામ, ચઢયો ઉતાવલો રે ॥ ચઢયો૦ ॥ ઉતરીયો તવ શેઠ, ધરી મન આમલો રે ॥ ધરી૦ ॥ બિહું મિત્રે બિહું પાસે, દોર તે કાપીયા રે ॥ દોર૦ ॥ કરતાં એહવાં કર્મ, ન બીએ પાપીયા રે ॥ ન બીએ૦ ॥ ૧૬ ॥

અર્થ—હવે એક દિવસે તે ચોથા મિત્રની સલાહ પ્રમાણે પ્રથમથી જે વહાણની કોરે માંચા બાંધ્યા છે તેને જુનાં દોરડાંનું આલંબન કરીને પોતાથી સહેલાઇએ કપાય એવી રીતે ઉપર સાંધી મૂકયા છે. તિહાં શેઠજી પોતે બેસીને કુંવરને કહેતા હવા કે હે સ્વામિન્! એહ અચરિજ દેખીને મારું મન ગહગહે છે, એટલે તમોને તે અચરિજ દેખાડવાને મારું મન ઉત્સાહ ધરે છે ॥ ૧૪ ॥ તે અચરિજ એ છે કે મગરમત્સ્ય તો એક છે, પણ તેનાં મુખ આઠ છે, તે સર્વ જૂદી જૂદી જાતિનાં દેખાય છે, માટે એવાં રૂપ સ્વરૂપવંત તો થયાં પણ નથી અને થશે પણ નહીં, એ અપૂર્વ કૌતુક મેં પૂર્વે કેવારે પણ દીઠું નથી, માટે હે સાહેબજી! જો જોવાને ઇચ્છતા હો તો વહેલા અહીં આવો, નહીં કાં પછી અમારો વાંક કાઢશો કે અમને કેમ કહ્યું નહીં? કારણ કે "ઘણું જીવ્યાથી જોયું ભલું" એમ લોકમાં કહેવત છે ॥ ૧૫ ॥ એવી વાત સાંભલીને કુંવર પણ ઉતાવલો માંચા ઉપર ચઢ્યો, તે વારે શેઠ મન માંહે આમલો એટલે કપટ ધરીને માંચા ઉપરથી ઉતર્યો અને બેહુ મિત્રે બેહુ પાસે ઉભા રહીને દોરડાં કાપી નાખ્યાં. કવિ કહે છે કે જે પાપી દુષ્ટ પ્રાણી છે તે એવાં નીચ કર્મ કરતાં થકા જરા પણ બીતા નથી ॥ યત: ॥ ભલી કરત લગત વિલંબ, વિલંબ ન બૂરે વિચાર ॥ ભવન બનાવત દિન લગત, ઢહત ન લાગત વાર ॥ ૧ ॥ ઇતિ ॥ ૧૬ ॥

પડતાં સાયર માંહિ, તે નવ પદ મન ધરે રે ॥ તે૦ ॥ સિદ્ધચક્ર પ્રત્યક્ષ, કે સવિ સંકટ હરે રે ॥ કે સવિ૦ ॥ મગરમત્સ્યની પૂંઠ, કે બેઠો થિર થઇ રે ॥ કે બેઠો૦ ॥ વહાણ તણી પરે તેહ, કે પહોતો તટ જઇ રે ॥ કે પહોતો૦ ॥ ૧૭ ॥ ઔષધિને મહિમાએ, કે જલભય

નિસ્તરે રે ॥ કે જલ૦ ॥ સિદ્ધચક્ર પરભાવે, કે સુર સાનિધ કરે રે ॥ કે સુર૦ ॥ ત્રીજે ખંડે ઢાલ, એ પહેલી મન ધરો રે ॥ એ પહેલી૦ ॥ વિનય કહે ભવિ લોક, કે ભવસાયર તરો રે ॥ કે ભવ૦ ॥ ૧૮ ॥

અર્થ—દોર કાપ્યાથી કુંવર સમુદ્રમાં પડ્યા, તે પડતાં વેંતજ નવ પદનું ધ્યાન ધરતા હવા, અને એ નવ પદ જે સિદ્ધચક્ર તે તો સર્વ સંકટ હરવાને પ્રત્યક્ષજ છે, માટે પડતાં વાર તેજ સમયે એક મગરમત્સ્યની પૂંઠ ઉપર પડ્યા, તેની ઉપર સ્થિર થઇને બેઠા, તે વારે વહાણની પેરે તે મગરમત્સ્ય પણ એક ક્ષણવારમાં ( તટ કે૦ ) સમુદ્રને કાંઠે જઇ પહોતો ॥ ૧૭ ॥ શ્રીપાલ કુંવર ઔષધિના મહિમાએ કરીને જલના ભયનો નિસ્તાર પામ્યા તથા વલી શ્રીસિદ્ધચક્રજીના પ્રભાવે કરી ( સુર કે૦ ) દેવતા આવી સાન્નિધ્ય કરે છે. એમ ત્રીજા ખંડને વિષે એ પહેલી ઢાલ તે હે શ્રોતાજનો ! તમે તમારા મનને વિષે ધરો. શ્રીવિનયવિજય ઉપાધ્યાયજી કહે છે કે હે ભવ્ય લોકો ! જેમ શ્રીપાલ સમુદ્રને તરી પાર પામ્યો તેમ તમે પણ ( ભવ કે૦ ) સંસારરૂપ સમુદ્રથી તરીને પાર પામો એવો આશીર્વાદ આપું છું ॥ ૧૮ ॥

॥ દોહા ॥

કોંકણ કાંઠે ઉતર્યો, પહોતો ઇક વન માંહિ ॥ થાક્યો નિદ્રા અનુસરે, ચંપક તરુવર છાંહિ ॥ ૧ ॥ સદા લગે જે જાગતો, ધર્મમિત્ર સમરત્થ ॥ કુંઅરની રક્ષા કરે, દૂર કરે અનરત્થ ॥ ૨ ॥ દાવાનલ જલધર હુવે, સર્પ હુવે ફૂલમાલ ॥ પુણ્યવંત પ્રાણી લહે, પગ પગ ઋદ્ધિ રસાલ ॥ ૩ ॥ કરે કષ્ટમાં પાડવા, દુર્જન કોડી ઉપાય ॥ પુણ્યવંતને તે સવે, સુખનાં કારણ થાય ॥ ૪ ॥ થલ પ્રગટે જલનિધિ વિચે, નયર રાનમાં થાય ॥ વિષ અમૃત થઇ પરિણમે, પૂરવ પુણ્ય પસાય ॥ ૫ ॥

અર્થ—તે શ્રીપાલ કુંવર કોંકણ કાંઠે જઇ ઉતર્યો, તિહાં એક વન હતું તે માંહે પહોતો, પરંતુ તેને થાક લાગ્યો, માટે ચંપક વૃક્ષની છાયાની નીચે જઇ સુઇ રહ્યો એટલે નિદ્રાને અનુસરતો હવો ॥ ૧ ॥ જે સદા સર્વદા લગે જાગતોજ છે એવો મહા સામર્થ્યવાન્ ધર્મરૂપ જે મિત્ર તે કુંવરની સાથે છે, તેજ મિત્ર કુંવરની રક્ષા કરે છે અને અનર્થને દૂર કરે છે ॥ યતઃ ॥ આધયો વ્યાધયો વિઘ્ના, દુઃસ્વપ્નાઃ કુગ્રહા ગ્રહાઃ ॥ દુર્જના દુષ્ટશકુના, બાધંતે નૈવ ધર્મિણામ્ ॥ ૧ ॥ રોગાદિચૌરનીરાગ્નિ,-ગજમારીભુજંગમાઃ ॥ પ્રેતવૈતાલભૂતાદ્યા, બાધંતે ન હિ ધાર્મિકાન્ ॥ ૨ ॥ ઇતિ ॥ ૨ ॥ જે પુણ્યવંત પ્રાણી છે તેને ( દાવાનલ કે૦ ) અગ્નિ જે છે તે ( જલધર કે૦ ) મેઘ સમાન ( હુવે કે૦ ) થાય, અને સર્પ તો ફૂલની માલા સમાન થાય, તથા તે પ્રાણી પગલે પગલે

(રસાલ કે૦) મનોહર એવી ઋદ્ધિને (લહે કે૦) પામે ॥ યતઃ॥ વિલીયંતે સ્વયં વિઘ્ના, હીયંતે ક્વાપિ ન શ્રિયઃ ॥ ક્ષીયંતે શત્રવઃ સર્વે, પ્રસાદાત્ પુણ્યભૂપતેઃ ॥ ૧ ॥ ઇતિ ॥ ૩ ॥ જો પણ જે દુર્જન લોક છે તે સુજનને કષ્ટમાં પાડવાને માટે ક્રોડ ઉપાય કરે છે, તોપણ પુણ્યવંત પ્રાણી જે છે તેને તો તે સર્વ દુઃખને બદલે ઉલટાં સુખનાંજ કારણરૂપ થઇ પડે છે ॥ ૪ ॥ પૂર્વ-કૃત પુણ્યના પસાયથી જીવને (જલનિધિ વિચે કે૦) સમુદ્ર માંહે પણ (થલ કે૦) પૃથ્વી સ્થલ પ્રગટ થાય, અને (રાન કે૦) અરણ્ય માંહે નગર પ્રગટ થાય, તથા જે વિષ હોય તે અમૃત થઇને પરિણમે ॥ ૫ ॥

॥ ઢાલ બીજી ॥

॥ રાગ મધુમાદન ॥ જીરે મ્હારે વાણી અમીય રસાલ, સુણતાં મુજ આશા ફલી ॥ જીરે જી ॥ એ દેશી ॥

**જીરે મ્હારે જાગ્યો કુંવર જામ, તવ દેખે દોલત મલી ॥ જીરે જી ॥ જીરે મ્હારે સુભટ ભલા સેંબદ્ધ, કરે વિનંતિ મન રલી ॥ જીરે જી ॥ ૧ ॥ જી૦ ॥ સ્વામી અરજ અમ એક, અવધારો આદર કરી ॥ જીરે જી ॥ જી૦ ॥ નયરી ઠાણા નામ, વસે જિસી અલકાપુરી ॥ જીરે જી ॥ ૨ ॥ જી૦ ॥ તિહાં રાજા વસુપાલ, રાજ્ય કરે નર-રાજીયો ॥ જીરે જી ॥ જી૦ ॥ કોંકણ દેશ નરિંદ, જસ મહિમા જગ ગાજીયો ॥ જીરે જી ॥ ૩ ॥**

અર્થ—હવે (જામ કે૦) જે વારે કુંવર નિદ્રામાંથી જાગ્રત થયો (તવ કે૦) તે વારે પોતાની આગલ (દેખે કે૦) જુએ છે તો તિહાં દોલત મલેલી એકઠી થયેલી દીઠી. તે શી દોલત દીઠી? તો કે ભલા સુભટ (સેંબદ્ધ કે૦) શતબદ્ધ એટલે સેંકડાગમે એકઠા થયેલા સેવામાં સાવધાન એવા પોતાની ચારે બાજુએ વીંટ્યા થકા ઉભા છે, તે સર્વ (મન રલી કે૦) મનને વિષે હર્ષ પામતા થકા બે હાથ જોડી પોતાને વિનંતિ કરે છે, એવી રીતે દીઠા ॥ ૧ ॥ તે સુભટ કહે છે કે હે સ્વામિન્! અમારી એક અરજ છે તે તમે આદર કરીને (અવધારો કે૦) માન્ય કરો. હે પ્રભુ! ઇહાં ઠાણાપુરી નામે નગરી છે તે કેવી છે? તો કે સાક્ષાત્ જેવી અલકાપુરી હોય તેવી વસે છે ॥ ૨ ॥ તિહાં વસુપાલ નામે રાજા રાજ્ય કરે છે, તે આખા કોંકણ દેશનો રાજા કહેવાય છે. જેનો મહિમા જગતમાં ગાજી રહ્યો છે ॥ ૩ ॥

**જી૦ ॥ એક દિન સભા મઝાર, નિમિત્તિયો એક આવી-યો ॥ જીરે જી ॥ જી૦ ॥ પ્રશ્ન પૂછેવા હેત, રાય તણે મન ભાવીયો ॥ જીરે જી ॥ ૪ ॥ જી૦ ॥ કહો જોશી અમ ધૂઅ, મદનમંજરી ગુણવતી ॥ જીરે જી ॥ જી૦ ॥ તેહ તણો ભરતાર, કોણ થાશે ભલ ભૂપતિ ॥ જીરે જી ॥ ૫ ॥**

**જી૦ ॥ કિમ મલશે અમ તેહ, શે અહિનાણે જાણશું ॥ જીરે જી ॥ જી૦ ॥ કોણ દિવસ કોણ માસ, ઘર તેડીને આણશું ॥ જીરે જી ॥ ૬ ॥ જી૦ ॥ સકલ કહો એ વાત, જો તુમ વિદ્યા છે ખરી ॥ જીરે જી ॥ જી૦ ॥ શાસ્ત્ર તણે પરમાણ, અમ ચિંતા ટાલો પરી ॥ જીરે જી ॥ ૭ ॥**

અર્થ—એક દિવસે તે વસુપાલ રાજાની સભાને વિષે એક નિમિત્તપ્રકાશક નિમિત્તિયો આવ્યો, તે નિમિત્તિયો પ્રશ્ન પૂછવાને હેતે રાજાના મનમાં ઘણોજ ( ભાવ્યો કે૦ ) ગમ્યો ॥ ૪ ॥ તેથી રાજાએ પ્રશ્ન પૂછ્યો કે હે જોશી! તમે કહો કે અમારી બહુ ગુણવંતી એવી એક મદનમંજરી નામે ( ધૂઅ કે૦ ) પુત્રી છે, તેનો ભલો ભર્ત્તાર કયો ભૂપતિ થશે? ॥ ૫ ॥ તથા તે અમને કેવી રીતે મલશે? તથા શી અહિનાણીએ અમે તેને જાણશું? તથા કયે મહીને અને કયે દિવસે અમે તેને ઘેર તેડીને લાવશું? ॥ ૬ ॥ માટે જો તમારી વિદ્યા ખરેખરી છે તો એ સર્વ વાત અમને કહો, અને શાસ્ત્રના પ્રમાણે કરી અમારી ચિંતા પરી ટાલો, એટલે દૂર કરો ॥ ૭ ॥

**જી૦ ॥ જોશી કહે નિમિત્ત, શાસ્ત્ર તણે પૂરણ બલે ॥ જીરે જી ॥ જી૦ ॥ પૂરવગત આમનાય, ધ્રુવ તણી પરે નવિ ચલે ॥ જીરે જી ॥ ૮ ॥ જી૦ ॥ સુદિ દશમી વૈશાખ, અઢી પહોર દિન અતિક્રમે ॥ જીરે જી ॥ જી૦ ॥ રચણાયર ઉપકંઠ, જઇ જોજો તેણે સમે ॥ જીરે જી ॥ ૯ ॥ જી૦ ॥ નવ નંદન વન માંહિ, શયન કીધ ચંપા તલે ॥ જીરે જી ॥ જી૦ ॥ જોજો તસ અહિનાણ, તરુવર છાયા નવિ ચલે ॥ જીરે જી ॥ ૧૦ ॥ જી૦ ॥ રાયે ન માની વાત, એમ કહે એ શું કેવલી ॥ જીરે જી ॥ જી૦ ॥ અમને મોકલીયા આંહીં, આજ વાત તે સવિ મલી ॥ જીરે જી ॥ ૧૧ ॥**

અર્થ—એવું સાંભલી તે જોશી પણ શાસ્ત્રના પૂર્ણ બલે કરીને પૂર્વગત આમ્નાયથી નિમિત્ત કહે છે. તે નિમિત્ત કેવું છે? તો કે ધ્રુવના તારાની પેરે ચલાયમાન થાય નહીં એવું છે ॥ ૮ ॥ તે કહે છે કે હે રાજન્! વૈશાખ સુદિ દશમીને દિવસે જે વખતે અઢી પહોર દિવસ અતિક્રમે ( તેણે સમે કે૦ ) તે વખતે રત્નાકર જે સમુદ્ર, તેને કાંઠે જઇને જોજો ॥ ૯ ॥ તિહાં નવ નંદન વન માંહે એટલે મેરુ પર્વતમાં જે નંદન વન છે તે તો શાશ્વતું છે, માટે તે નંદન વન તો એ

નહીં, પણ તે સમાનજ ઇહાં આ સમુદ્રને કિનારે બીજું નવીન નંદન વન છે, તે માંહે ચંપાના વૃક્ષની નીચે શયન કીધ એટલે સુતો હશે, અને તેમાં વલી એવી ( અહિનાણ કે૦ ) નિશાની જોજો જે દિવસનો ત્રીજો પહોર હશે તોપણ તરુવરની છાયા તે પુરુષની ઉપરથી ચલાયમાન થશે નહીં, પરંતુ તેની ઉપરની ઉપરજ રહેશે ॥ ૧૦ ॥ એવી નિમિત્તિયાએ વાત કહી, પણ રાજાએ તે વાત માની નહીં, કારણ કે રાજાએ વિચાર્યું જે આટલી બધી ખુલાસાપૂર્વક વાત કહે છે તે શું એ કેવલી ભગવાન્ છે? તે વાતનો નિર્ણય કરવા માટે આજે અમોને અહીં મોકલ્યા છે, તે અમે અહીં આવ્યા, અને જોયું તો આજે તે જોશીની કહેલી વાત સર્વ મલી આવી ॥ ૧૧ ॥

**જી૦ ॥ પ્રભુ થાઓ અસવાર, અશ્વરત્ન આગલ ધર્યો ॥ જીરે જી ॥ જી૦ ॥ કુંઅર ચાલ્યો તામ, બહુ અસવારે પરવર્યો ॥ જીરે જી ॥ ૧૨ ॥ જી૦ ॥ આગલ જઇ અસ-વાર, નૃપને દીએ વધામણી ॥ જીરે જી ॥ જી૦ ॥ સન્મુખ આવ્યો રાય, સાથે લેઇ દોલત ઘણી ॥ જીરે જી ॥ ૧૩ ॥ જી૦ ॥ શણગાર્યા ગજરાજ, અંબાડી અંબર અડી ॥ જીરે જી ॥ જી૦ ॥ ઘંટા ઘુઘરમાલ, પાખર મણિરયણે જડી ॥ જીરે જી ॥ ૧૪ ॥ જી૦ ॥ સોવન જડિત પલાણ, તે-જાલા તેજી ઘણા ॥ જીરે જી ॥ જી૦ ॥ જોતરીયા કેકાણ, રથ જાણે દિનકર તણા ॥ જીરે જી ॥ ૧૫ ॥**

અર્થ—માટે હે પ્રભુ! આ અશ્વરત્ન તમારી આગલ ધર્યું છે, તેની ઉપર તમે સ્વાર થાઓ. તે વારે ઘણે પરિવારે પરવર્યો થકો કુંવર પણ અશ્વ ઉપર ચઢીને ચાલ્યો ॥ ૧૨ ॥ તિહાં એક સ્વાર આગલથી જઇને રાજાને વધામણી દીએ છે; તે સાંભલીને રાજા પણ ઘણી ( દોલત કે૦ ) ઋદ્ધિ લઇને કુંવરની સન્મુખ આવ્યો ॥ ૧૩ ॥ હવે રાજાએ પોતાની સાથે પરિવાર લીધો છે તે કહે છે. મદોન્મત્ત એવા ( ગજરાજ કે૦ ) હાથીઓ શણગાર્યા છે, તેમની ઉપર અંબાડીઓ જે નાખેલી છે તે ( અંબર કે૦ ) આકાશમાં જઇ અડી રહી છે, એટલે લાગી રહી છે. તથા ઘંટા અને ઘુઘરાની માલાઓ તેણે કરી સહિત પાખર જે નાખેલી છે તે મણિરત્ને જડાવ છે ॥ ૧૪ ॥ વલી જેમની ઉપર સુવર્ણે જડિત પલાણ નાખ્યાં છે તેણે કરી શોભતા દેખાય છે એવા ( તેજાલા કે૦ ) તેજદાર ( તેજી કે૦ ) તેજી નામના ઘોડા તે ઘણા પોતાની સાથે લીધા છે, તથા વલી જેને વિષે ( કેકાણ કે૦ ) ઘોડા જોડેલા છે એવા ઘણા રથ સાથે લીધા છે. તે રથ કેવા શોભે છે? તો કે જાણીએ દિનકર જે સૂર્ય તેનાજ એ રથ હોય નહીં? એવા શોભે છે ॥ ૧૫ ॥

**જી૦ ॥ વર બેહેઢાં ધરી શીશ, સામી આવે બાલિકા ॥ જીરે જી ॥ જી૦ ॥ મોતી સોવન ફૂલ, વધાવે ગુણ-**

માલિકા ॥ જીરે જી ॥ ૧૬ ॥ જી૦ ॥ રાજવાહન ચકડોલ, રયણ સુખાસન પાલખી ॥ જીરે જી ॥ જી૦ ॥ સાંબેલાં સેંબદ્ધ, કેતુ પતાકા નવલખી ॥ જીરે જી ॥ ૧૭ ॥ જી૦ ॥ વાજે બહુ વાજિત્ર, નાચે પાત્ર તે પગ પગે ॥ જીરે જી ॥ જી૦ ॥ શણગાર્યાં ઘર હાટ, પાટ સાવટૂ ઝગમગે ॥ જીરે જી ॥ ૧૮ ॥ જી૦ ॥ એમ મહોટે મંડાણ, પેસારો મહોચ્છવ કરે ॥ જીરે જી ॥ જી૦ ॥ રાય સકલ ગુણ જાણ, કુંઅર પધરાવ્યા ઘરે ॥ જીરે જી ॥ ૧૯ ॥

અર્થ—તથા ( વર બેહેઢાં કે૦ ) શ્રેષ્ઠ ગોત્રીડાના કલશને ( શીશ કે૦ ) મસ્તકે ધરીને મહા રૂપવતી અને ગુણની માલિકા જેવી બાલિકાઓ સામી આવે છે, તે મોતી અને સોનાનાં ફૂલોએ કરીને કુંવરને વધાવતી હવી ॥ ૧૬ ॥ વલી રાજવાહન જે ત્રામજામ અને ચકડોલ જે ડોલી તથા રત્ને જડાવ સુખાસન અને પાલખી તે માંહે ( સેંબદ્ધ કે૦ ) શતબદ્ધ એટલે સેંકડાગમે સાંબેલાં બેઠાં થકાં સન્મુખ આવે છે, તેમજ સર્વને જોવા યોગ્ય એવી નવલખી કેતુ, પતાકા અને ધ્વજાઓને સન્મુખ લાવે છે ॥ ૧૭ ॥ તથા ( બહુ કે૦ ) ઘણા પ્રકારનાં વાજિત્ર વાજે છે, પગલે પગલે નાટકોનાં પાત્રો નાચે છે, વલી નગરનાં ઘર, હાટ સર્વ શણગાર્યાં છે, તે ( પાટ સાવટૂ કે૦) રેશમનાં વસ્ત્રોએ કરી સુશોભિત થકાં ઝગમગી રહ્યાં છે ॥ ૧૮ ॥ એમ મોટે મંડાણે કરીને સર્વ ગુણનો જાણકાર એવો જે રાજા, તે પોતાના નગરમાં કુંવરને ( પેસારો કે૦ ) પ્રવેશ કરાવવાનો મહોત્સવ કરે, એવા મહોત્સવે કુંવરને રાજાએ પોતાને ઘેર પધરાવ્યા ॥ ૧૯ ॥

જી૦ ॥ જોશી તેડાવ્યા જાણ, લગન તેહીજ દિન આવીયું ॥ જીરે જી ॥ જી૦ ॥ દેઇ બહુલાં દાન, રાયે લગન વધાવીયું ॥ જીરે જી ॥ ૨૦ ॥ જી૦ ॥ તેહીજ રયણી માંહિ, ધૂઆ મયણરેખા તણો ॥ જીરે જી ॥ જી૦ ॥ રાયે કર્યો વિવાહ, સાજન મન ઉલટ ઘણો ॥ જીરે જી ॥ ૨૧ ॥ જી૦ ॥ ગજ રથ ઘણા ભંડાર, દીધા કરમેલાવણે ॥ જીરે જી ॥ જી૦ ॥ જઇએ મહિમા દેખી, સિદ્ધચક્રને ભામણે ॥ જીરે જી ॥ ૨૨ ॥ જી૦ ॥ પડીયા સાયર માંહિ, એકજ દુઃખની યામિની ॥ જીરે જી ॥ જી૦ ॥ બીજી રાત્રે જોઇ,

ઇણી પેરે પરણ્યા કામિની ॥ જીરે જી ॥ ૨૩ ॥ જી૦ ॥ નૃપ દીધા આવાસ, તિહાં સુખભર લીલા કરે ॥ જીરે જી ॥ જી૦ ॥ મયણરેહાશું નેહ, દિન દિન અધિકેરો ધરે ॥ જીરે જી ॥ ૨૪ ॥

અર્થ—પછી રાજાએ તેજ વખતે ઘણાં શાસ્ત્રના જાણ એવા જોશીઓને તેડાવી લગ્ન જોવરાવ્યું, તો લગ્ન પણ તેજ દિવસે આવ્યું, તે વારે રાજાએ જોશીને બહુલાં દાન એટલે ઘણાં દાન આપીને તે લગ્ન વધાવી લીધું ॥ ૨૦ ॥ તેહીજ રાત્રિ માંહે પોતાની મદનરેખા નામે જે પુત્રી, તેનો રાજાએ વિવાહ કર્યો, તે વખતે સજ્જન જનોનાં મનમાં ઉલટ એટલે હર્ષ ઘણો થયો ॥ ૨૧ ॥ રાજાએ ઘણા હાથી, રથ તથા ધનના ભંડાર તે હાથમેલાવણામાં આપ્યા. કવીશ્વર કહે છે કે આવી રીતનો મહિમા દેખીને શ્રીસિદ્ધચક્રને ભામણે જઇએ ॥ ૨૨ ॥ જુઓ કે જે દિવસે સમુદ્રમાં પડ્યા તે એકજ યામિની એટલે રાત્રિ દુઃખની ગઇ, અને બીજી રાત્રિએ તો આ પૂર્વે કહી આવ્યા એવી રીતે કામિની જે સ્ત્રી, તે પ્રત્યે પરણ્યા અને સુખમાં આવી બેઠા. એ સર્વ શ્રીસિદ્ધચક્રનો પસાય જાણવો ॥ ૨૩ ॥ હવે રાજાએ રહેવા માટે આવાસ દીધા. તેમાં રહ્યા થકા સુખભર એટલે ઘણા સુખમાં મગ્ન થકા લીલા કરે છે. તિહાં મદનરેખા સ્ત્રીની સાથે દિવસે દિવસે અધિક સ્નેહ ધરે છે ॥ ૨૪ ॥

જી૦ ॥ નૃપ દીએ બહુ અધિકાર, કુંઅર ન વંછે તે હિયે ॥ જીરે જી ॥ જી૦ ॥ થયો થગીધર આપ, પાન તણાં બીડાં દીએ ॥ જીરે જી ॥ ૨૫ ॥ જી૦ ॥ જે કોઇ અતિ ગુણ-વંત, માન દીએ નૃપ જેહને ॥ જીરે જી ॥ જી૦ ॥ તેહને બીડાં પાન, દેવરાવે કુંઅર કને ॥ જીરે જી ॥ ૨૬ ॥ જી૦ ॥ ત્રીજે ખંડે એહ, બીજી ઢાલ સોહામણી ॥ જીરે જી ॥ જી૦ ॥ સિદ્ધચક્ર ગુણશ્રેણી, ભવિ સુણજો વિનયે ભણી ॥ જીરે જી ॥ ૨૭ ॥

અર્થ—હવે શ્રીપાલને દેશ, નગરાદિકના સ્વામીપણા વિગેરે ઘણા પ્રકારના હુકમ હોદ્દાના અધિકાર રાજાએ દેવા માંડ્યા, તથાપિ તે હોદ્દા લેવાને કુંવર વાંછા કરતો નથી, માત્ર પાનનાં બીડાં દેવા સંબંધી થગીધરની પદવી લઇને પોતે થગીધર થયો ॥ ૨૫ ॥ એટલે જે કોઇ અત્યંત ગુણવાન્ પુરુષ હોય, જેને રાજા માન મહત્ત્વ આપે, તે વારે તેને પાનનાં બીડાં કુંવરની પાસેથી રાજા અપાવે ॥ ૨૬ ॥ એ ત્રીજા ખંડને વિષે બીજી ઢાલ સોહામણી કહી. એમાં શ્રીસિદ્ધચક્ર ભગવાનના ગુણની શ્રેણી જે શ્રીવિનયવિજય ઉપાધ્યાયજીએ ( ભણી કે૦ ) કહી તે હે ભવિજીવો ! તમે શ્રવણ કરજો ॥ ૨૭ ॥

॥ દોહા ॥

વાહણ માંહે જે હુઇ, હવે સુણો તે વાત ॥
ધવલ નામ કાલો હિયે, હરખ્યો સાતે ધાત ॥ ૧ ॥

અર્થ—હવે વહાણો માંહે જે વાત થઇ તે સાંભલો. શેઠનું નામ તો ધવલ છે, તે ધવલ શબ્દનો અર્થ ઉજ્જવલ થાય છે, પણ તે શેઠ હૈયા માંહે કાલો એટલે શ્યામ છે, માટે શ્રીપાલને સમુદ્રમાં નાખીને પોતે સાતે ધાતે હર્ષવંત થયો ॥ ૧ ॥

મન ચિંતે મુજ ભાગ્યથી, મહોટી થઇ સમાધિ ॥ પલક માંહિ વિણ ઓસડે, વિરુઇ ગઇ વિરાધિ ॥ ૨ ॥ એ ધન ને દોય સુંદરી, એહ સહેલી સાથ ॥ પરમેસર મુજ પાધરો, દીધું હાથોહાથ ॥ ૩ ॥ મૂંડી માયા કેલવી, દોય રીઝવું નાર ॥ હાથે લેઇ મન એહનાં, સફલ કરું સંસાર ॥ ૪ ॥ દુઃખીયા થઇએ તસ દુઃખે, વયણ સુકોમલ રીતિ ॥ અનુક્રમે વશ કીજીએ, ન હોય પરાણે પ્રીતિ ॥ ૫ ॥ ધૂરત ઇમ ચિત્તમાં ધરી, કરે અનેક વિલાપ ॥ મુખે રુવે હઇડે હસે, પાપ વિગોવે આપ ॥૬॥

અર્થ—મન માંહે ચિંતવના કરે છે કે મારા ભાગ્યોદયથી મોટી સમાધિ થઇ, એક પલવારમાં ઔષધ વિના ( વિરુઇ કે૦ ) માઠી એવી જે ( વિરાધિ કે૦ ) વ્યાધિ હતી તે જતી રહી ॥ ૨ ॥ હવે એ ધન અને એ બે સ્ત્રીઓ તથા એ સાહેલીઓનો સથવારો તે સર્વ મારો પરમેશ્વર પાધરો છે કે જેણે મને હાથોહાથ દીધું, અથવા એ ધન, એ બે સ્ત્રીઓ તેને સાહેલીઓ સહિત પરમેશ્વરે મુજને પાધરું હાથોહાથ દીધું ॥ ૩ ॥ પણ હવે હું કૂડી ( માયા કે૦ ) કપટ કેલવીને એ બેહુ સ્ત્રીઓને રીઝવું, અને એનાં મન મારા હાથમાં કરીને સંસાર સફલ કરું ॥ ઉક્તં ચ ॥ જંપિજ્જઇ પિય વયણં, કિજ્જઇ વિણઓય દિજ્જઇ દાણં ॥ પરગુણ ગહણં કિજ્જઇ, મૂલં મંતં વસીકરણં ॥ ૧ ॥ ઇતિ ॥ ૪ ॥ વલી શેઠ વિચારે છે કે તેના દુઃખે પોતે પણ દુઃખીયા થઇએ અને વચન સર્વ સુકોમલ રીતે બોલીએ, એમ અનુક્રમે કરીને સામા દુઃખીયાને વશ કરીએ, પરંતુ પરાણે પ્રીત થાય નહીં ॥ ૫ ॥ એમ તે ધૂર્ત્ત શેઠ પોતાના ચિત્તમાં દુષ્ટ ધારણા કરીને અનેક પ્રકારના વિલાપ કરે છે, મુખથી તો રોવે છે, પણ હૈડામાં હસે છે. એમ પાપે કરીને પોતાના આત્માને વગોવે છે ॥ યતઃ ॥ ચિત્તે દુષ્ટા મુખે મિષ્ટાઃ, સ્વદોષે પરદોષકાઃ ॥ પ્રવિશ્યાંતર્જનં ઘ્નંતિ, વિષમિશ્રગુલાઃ ખલાઃ ॥ ૧ ॥ ઇતિ ॥ ૬ ॥

॥ ઢાલ ત્રીજી ॥ રહો રહો રથ ફેરવો રે ॥ એ દેશી ॥

જીવજીવન પ્રભુ કિહાં ગયા રે, દીયો દરિસન એક વાર

રે ॥ સુગુણા સાહેબ તુમ વિના રે, અમને કોણ આધાર રે ॥ જીવ૦ ॥ ૧ ॥ શિર કૂટે પીટે હિયું રે, મૂકે મહોટી પોક રે ॥ હાલકલોલ થયો ઘણો રે, ભેલાં હુઆં ઘણાં લોક રે ॥ જીવ૦ ॥ ૨ ॥ કૌતુક જોવાને ચઢયા રે, માંચે વાહણની કોર રે ॥ હૈ હૈ! દૈવ એ શું થયું રે, ત્રૂટા જુના દોર રે ॥ જીવ૦ ॥ ૩ ॥ જવ બેહુ મયણા તણે રે, કાને પડી તે વાત રે ॥ ધ્રસક પડયો તવ ધ્રાસકો રે, જાણે વજ્રનો ઘાત રે ॥ જીવ૦ ॥ ૪ ॥

અર્થ—હવે શેઠ કેવી રીતે વિલાપ કરે છે? તે કહે છે કે મારા જીવના જીવન! તમે કયાં ગયા? અરે! મને એક વાર દર્શન તો આપો! હે સુગુણ સાહેબ! તમારા વિના હવે અમને ઇહાં બીજા કોનો આધાર છે? ॥ ૧ ॥ માથું કૂટે છે, હૈયું પીટે છે અને મુખથી મોટી પોકો મૂકે છે, તેથી ઘણો હાલકલોલ થઇ રહ્યો, તે સાંભલીને તિહાં ઘણાં લોકો ભેલાં થયાં ॥ ૨ ॥ તે પૂછવા લાગ્યાં કે હે શેઠજી! તમે શામાટે એટલું બધું રુદન કરો છો? તે વારે કપટી શેઠ લોકોને વિશ્વાસ બેસાડવા સારુ જવાબ આપ્યો કે ભો લોકો! મારા સ્વામી જે શ્રીપાલ કુંવર તે કૌતુક જોવાને માટે વહાણની કોરે માંચા ઉપર ચઢયા, તેમાં જુનાં દોરડાં હતાં તે ત્રૂટી ગયાં અને તે કુંવર સમુદ્રમાં પડ્યા. આમ લોકોને કહીને વલી કલ્પાંત કરવા લાગ્યો કે હૈ હૈ ઇતિ દુઃખે! હાય હાય!! હે દૈવ! આ તે શો ગજબ થયો!!! ॥ ૩ ॥ એ વાત જે વારે તે બેહુ ( મયણા કે૦ ) સ્ત્રીઓને કાને પડી તે વારે તેમને ધ્રસક દઇને ધ્રાસકો પડ્યો. તે ધ્રાસકો જાણે સાક્ષાત્ વજ્રનો ઘા લાગે તેવો તેમના હૈયામાં થઇ લાગ્યો ॥ યતઃ ॥ નિર્માય ખલજિહ્વાગ્રં, સર્વ-પ્રાણહરં નૃણામ્ ॥ ચકાર કિં વૃથા શસ્ત્ર,-વિષવહ્નીન્ પ્રજાપતિઃ ॥ ૧ ॥ ઇતિ ॥ ૪ ॥

થઇ અચેત ધરણી ઢલી રે, કરતી કોડ વિખાસ રે ॥ સહી સહેલી સવિ મલી રે, નાકે જોવે નિસાસ રે ॥ જીવ૦ ॥ ૫ ॥ છાંટયાં ચંદન કમકમાં રે, કરયા વીંઝણે વાય રે ॥ ચેત વલ્યું તવ આરડે રે, હૈડે દુઃખ ન માય રે ॥ જીવ૦ ॥ ૬ ॥ કાંઇ પ્રાણ પાછા વલ્યા રે, જો રુઠો કિરતાર રે ॥ પીયરીયાં અલગાં રહ્યાં રે, મૂકી ગયો ભર-તાર રે ॥ જીવ૦ ॥ ૭ ॥ માય બાપને પરહરી રે, કીધો જેહનો સાથ રે ॥ ફિટ હિયડા ફૂટે નહીં રે, વિછડયો તે પ્રાણનાથ રે ॥ જીવ૦ ॥ ૮ ॥

અર્થ—તે બે કુંવરીઓ કરોડાગમે વિષાદ કરતી થકી અચેતન થઇને ( ધરણી કે૦ ) પૃથ્વી ઉપર ઢલી પડી. તે એવી થઇ ગઇ કે જાણીએ મરણજ પામી હોય નહીં ? તે વારે આ મરણ પામી કે શું ? એવી શંકા લાવીને સખીઓ સાહેલીઓ મલીને તેમને નાકે ( નિસાસ કે૦ ) નિઃશ્વાસ ( જોવે કે૦ ) જોવા લાગી ॥ ૫ ॥ પછી નાકેથી નિઃશ્વાસ આવતો જોઇ સખીઓએ કમકમાં એટલે અત્યંત બહેકતાં એવાં બાવનાચંદન તેમની ઉપર છાંટ્યાં, વીંજણે કરી વાયુ કર્યો, તેથી ચેતન વલ્યું. તે વારે તરત ( આરડે કે૦) આક્રંદ સોરબકોર કરે છે. તેમનાં હેયામાં દુઃખ સમાતું નથી ॥ ૬ ॥ તે આક્રંદ કરતી કહે છે કે અરે ( કિરતાર કે૦ ) દૈવ ! તું જો અમારા ઉપર રુઠ્યો તો સંપૂર્ણ કેમ રુઠ્યો નહીં ? કે જે તેં અમારા પ્રાણ કાં પાછા વાલ્યા ? અમે મરી કાં ન ગઇ ? હવે અમારાં પીયરીયાં જે માતા પિતા તે પણ અલગાં રહી ગયાં, અને ભર્ત્તાર પણ મૂકી ગયો ॥ ૭ ॥ અમે અમારાં માતા પિતાને પરહરીને જેનો સંઘાત કીધો તે અમારો પ્રાણનાથ પણ અમારાથી ( વિછડ્યો કે૦ ) જૂદો પડ્યો, તો હે હેયા ! ફિટકાર છે તુને ! જે તું કેમ ફૂટી જતું નથી ? તું તે વલી શા વાસ્તે કાયમ રહે છે ? ॥ ૮ ॥

**ધવલ શેઠ તિહાં આવીયો રે, કૂડા કરે વિલાપ રે ॥ શું કીજે એ દૈવને રે, દીજે કિસ્યા શરાપ રે ॥ જીવ૦ ॥૯॥ દુઃખ સહ્યાં માણસ કહ્યાં રે, ભૂખ સહ્યાં જિમ ઢોર રે ॥ ધીરજ આપ ન મૂકીએ રે, કરીએ હૃદય કઠોર રે ॥ જીવ૦ ॥૧૦॥ મણિ માણિક મોતી પરે રે, જેહના ગુણ અભિરામ રે ॥ જિહાં જાશે તિહાં તેહને રે, મુકુટ હાર શિર ઠામ રે ॥ જીવ૦ ॥ ૧૧ ॥ વ્યંગ વચન એહવું સુણી રે, મન ચિંતે તે દોય રે ॥ એહ કરમ એણે કર્યું રે, અવર ન વૈરી કોય રે ॥ જીવ૦ ॥ ૧૨ ॥**

અર્થ—એમ તે બાલિકાઓ વિલાપ કરે છે, તિહાં ધવલ શેઠ પણ આવ્યો અને કૂડા વિલાપ કરતો કરતો કહે છે કે અરે ! આ દુષ્ટ દૈવને શું કરીએ ! અને શું કહીએ ! એને કેવા શાપ આપીએ ॥ ૯ ॥ માટે જેમ ભૂખ સહન કરવામાં ઢોર કહ્યાં છે તેમ દુઃખ સહન કરવામાં માણસ કહ્યાં છે, તે માટે દુઃખ તો માણસ ઉપરજ આવી પડે છે, પરંતુ પોતાનું ધૈર્ય મૂકીએ નહીં અને હૃદય કઠણ કરીએ ॥ ૧૦ ॥ મણિ, માણિક અને મોતીની પેરે જેના મનોહર ગુણ છે એવા પુરુષ જિહાં જશે તિહાં તે મુકુટ, હાર અને મસ્તકના ( ઠામ કે૦ ) સ્થાનકને પામશે, માટે હે ભદ્રે ! તમે કાંઇ દુઃખ કરો નહીં, હું તમારું દુઃખ દૂર કરીશ ॥ ૧૧ ॥ એવું ( વ્યંગ કે૦ ) વાંકું વચન શેઠના મુખમાંથી નીકલતું સાંભલીને તે બેહુ સ્ત્રીઓ મનમાં ચિંતવવા લાગી જે એ અઘટિત કર્મ એણેજ કર્યું છે. બીજો વૈરી આપણો કોઇ નથી ॥ ૧૨ ॥

**ધન રમણીની લાલચે રે, કીધો સ્વામિદ્રોહ રે ॥ મીઠો થઇ આવી મલે રે, ખાંડ ગલેફીયું લોહ રે ॥ જીવ૦**

॥ ૧૩ ॥ શીલ હવે કિમ રાખશું રે, એ કરશે ઉપઘાત રે ॥ કરીએ કંત તણી પરે રે, સાયર ઝંપાપાત રે ॥ જીવ૦ ॥ ૧૪ ॥ સમ કાલે બેહુ જણી રે, મન ધારી એ વાત રે ॥ ઇણ અવસર તિહાં ઉપનો રે, અતિ વિસમો ઉતપાત રે ॥ જીવ૦ ॥ ૧૫ ॥ હાલકલોલ સાયર થયો રે, વાયે ઉભડ વાય રે ॥ ઘોર ઘનાઘન ગાજીયો રે, વીજલી ચિહું દિશિ થાય રે ॥ જીવ૦ ॥ ૧૬ ॥ કુઆથંભા કડકડે રે, ઉડી જાયે સઢ દોર રે ॥ હાથે હાથ સૂઝે નહીં રે, થયું અંધારું ઘોર રે ॥ જીવ૦ ॥૧૭॥

અર્થ—એક ધન અને બીજી ( રમણી કે૦ ) સ્ત્રીઓ તેની લાલચે એ દુષ્ટે અમારા સ્વામીના દ્રોહ કીધો છે, અને હવે જેમ ખાંડે ગલેફ્યું એવું ( લોહ કે૦ ) તરવાર હોય, તેની પેરે ઉપરથી મીઠો થઇ આવીને અમને મલે છે ॥ યતઃ ॥ મીઠાબોલા માનવી, કેમ પતીજ્યાં જાય ॥ મોર કંઠ મધુરો લવે, સાપ સમૂલો ખાય ॥ ૧ ॥ ઇતિ ॥ ૧૩ ॥ માટે હવે આપણે આપણું શીલ તે કેવી રીતે રાખશું ? કારણ કે એ તો આપણા શીલનો ઉપઘાત કરશે તો હવે આપણે પણ ભર્ત્તારની પરે સમુદ્રમાં ઝંપાપાત કરીએ ॥ ૧૪ ॥ એ વાતને બેહુ જણીએ મનમાં ધારી રાખીને સમ કાલે સમુદ્રમાં ઝંપાપાત કરવાનો નિશ્ચય કર્યો. એવા અવસરને વિષે તિહાં અત્યંત વિષમ ઉત્પાત ઉત્પન્ન થયા ॥ ૧૫ ॥ ઉભડ વાયરો વાય છે તેના યોગે કરી સમુદ્ર હાલકલોલે ચઢયો એટલે હાલકલોલ થઇ રહ્યો અને ( ઘોર કે૦ ) મહા ભયંકર એવો ( ઘનાઘન કે૦ ) વરસાદ ગાજયો, તથા ચારે દિશાએ વીજલીના ચમકારા થવા લાગ્યા ॥ ૧૬ ॥ વહાણોના કુઆથંભા સર્વે કડકડાટ કરવા લાગ્યા. સઢ, દોર ઉડી જવા લાગ્યા. તિહાં એવો ( ઘોર કે૦ ) બીહામણો અંધકાર થયો કે જેને પ્રભાવે કરી કોઇ માણસને હાથોહાથ મેલવવાની પણ સૂજ પડતી તથી. એવા સેંકડાગમે ઉત્પાત થવા માંડ્યા ॥ ૧૭ ॥

ડમડમ ડમરૂ ડમકતે રે, મુખ મૂકે હુંકાર રે ॥ ખેત્રપાલ તિહાં આવીયા રે, હાથે લેઇ તરવાર રે ॥ જીવ૦ ॥ ૧૮ ॥ વીર બાવન્ને પરવર્યા રે, હાથે વિવિધ હથિયાર રે ॥ છડીદાર દોડે છડા રે, ચાર ચતુર પડિહાર રે ॥ જીવ૦ ॥ ૧૯ ॥ બેઠી મૃગપતિ વાહને રે, ચક્ર ભમાડે હાથ રે ॥ ચક્કેસરી પાઉ ધારીયા રે, દેવ દેવી બહુ સાથ રે ॥ જીવ૦ ॥ ૨૦ ॥ હણ્યો કુબુદ્ધિ મિત્રને રે, જિણે વાંકી મતિ દીધ રે ॥

ખેત્રપાલે તવ તે ગ્રહી રે, ખંડ ખંડ તનુ કીધ રે ॥ જીવ૦ ॥ ૨૧ ॥

અર્થ—તે સમયે જેના પગ માંહે ડમ ડમ શબ્દ કરતો એવો ડમરૂ તે (ડમકતે કે૦) વાજતે અને મુખમાંથી હુંકાર શબ્દ મૂકતો તથા હાથમાં તલવાર લઇને અત્યંત રૌદ્ર રૂપ ધરતો એવો ક્ષેત્રપાલ દેવ પ્રથમ તિહાં આવ્યો ॥ ૧૮ ॥ તે વાર પછી બાવન વીરોએ પરવર્યા થકા મણિભદ્ર, પૂર્ણભદ્ર કપિલ, પિંગલ, એ ચારે મોટાં મુદ્ગર આદિક વિવિધ પ્રકારનાં હથિયારો જેના હાથમાં છે એવા તથા કુમુદ, અંજન, વામન અને પુષ્પદંત, એ ચાર નામે ચાર દંડ હાથમાં લઇને ચાર ચતુર પડિહાર એટલે પ્રતિહાર દેવતા તે છડીદારની પરે આગલ છડા દોડતા થકા ચાલે છે ॥ ૧૯ ॥ અને પોતે મૃગપતિ જે સિંહ તેના વાહને બેઠેલી, હાથમાં જાજ્વલ્યમાન ચક્રને ભમાડતી થકી ઘણા દેવ અને દેવીઓ જેમની સાથે છે એવી ચક્રેશ્વરી દેવી તિહાં પધાર્યાં ॥ ૨૦ ॥ તેમણે આવીને પ્રથમ તો એવો હુકમ કર્યો કે અરે! આ દુષ્ટ બુદ્ધિનો દેવાવાલો જે શેઠનો મિત્ર છે તેજ પુરુષ નિશ્ચે સર્વ અનર્થનું મૂલ છે. એણે વાંકી મતિ એટલે વિપરીત મતિ દીધી છે, માટે એને પકડો, તે વારે તત્કાલ ક્ષેત્રપાલે તેને પગથી બાંધી ઉંચો કુઆથંભાને વિષે ટાંગી નીચું મુખ કરી મુખમાંથી વાંકાં વચન કાઢયાં, માટે મુખમાં અશુચિ ભરી તરવારે કરી તેના (તનુ કે૦) શરીરના ખંડોખંડ કરી નાખ્યા. પછી જાણે શાંતિ કરવાને માટે ચારે દિશાના ચાર દિક્પાલને બલિજ આપતા હોય નહીં? એવી રીતે ચારે દિશાએ તેના શરીરના કટકાને ફેંકી દીધા. એ રીતે ક્ષેત્રપાલે કુબુદ્ધિ મિત્રને હણ્યો ॥ ૨૧ ॥

તે દેખી બીહીતો ઘણું રે, મયણા શરણે પઇઠ રે ॥ શેઠ પશુ પરે ધ્રૂજતો રે, દેવી ચક્કેસરી દીઠ રે ॥ જીવ૦ ॥ ૨૨ ॥ જા રે મૂક્યો જીવતો રે, સતીશરણ સુપસાય રે ॥ અંતે જાઇશ જીવથી રે, જો મન ધરીશ અન્યાય રે ॥ જીવ૦ ॥ ૨૩ ॥ મયણાને ચક્કેસરી રે, બોલાવે ધરી પ્રેમ રે ॥ વત્સ! કાંઇ ચિંતા કરો રે, તુમ પિયુને છે ખેમ રે ॥ જીવ૦ ॥ ૨૪ ॥ માસ એક માંહે સહી રે, તમને મલશે તેહ રે ॥ રાજ રમણી ઋદ્ધિ ભોગવે રે, નરપતિ સુસરા ગેહ રે ॥ જીવ૦ ॥ ૨૫ ॥

અર્થ—તે કૃત્ય જોઇને શેઠ બાપડો પશુની પરે ધ્રૂજતો થકો, બીતો થકો તે બેહુ મયણા જે સ્ત્રીઓ તેને શરણે જઇ પેઠો, તેને ચક્રેશ્વરી દેવીએ દીઠો ॥ ૨૨ ॥ તે વારે દેવી કહેવા લાગ્યાં કે અરે દુષ્ટ! પાપિષ્ઠ! જા, હમણાં તો તુજને સતીના શરણના સુપસાયે કરીને નિશ્ચે જીવતો મૂકયો છે, પણ અમે કહીએ છીએ કે જો તું તારા મનમાં અન્યાય ધારણ કરીશ તો અંતે જીવથી જઇશ ॥ ૨૩ ॥ તે જોઇ વિસ્મય પામતી થકી તે બહુ સ્ત્રીઓ વિનય સહિત ચક્રેશ્વરી

દેવી પ્રત્યે સપ્રસાદ એવું વચન બોલી. ત્યારે તેને દેવી પણ પ્રેમ ધરીને બોલાવતાં હવાં કે હે વત્સે! તમે કાં ચિંતા કરો છો? તમે નિશ્ચિંત રહો. તમારા સ્વામીને ક્ષેમ કુશલ છે ॥ ૨૪ ॥ ( સહી કે૦ ) નિશ્ચે તમને તમારો ભર્ત્તાર એક મહીનામાં મલશે, તમારો પતિ તો ( નરપતિ કે૦ ) રાજા સસરાને ઘેર રહ્યો થકો રાજ્ય અને ( રમણી કે૦ ) સ્રીરૂપ ( ઋદ્ધિ કે૦ ) લક્ષ્મી તેને ભોગવે છે ॥ ૨૫ ॥

બેહુને કંઠે ઠવે રે, ફૂલ અમૂલક માલ રે ॥ કહે દેવી મહિમા સુણો રે, એહનો અતિહિ રસાલ રે ॥ જીવ૦ ॥ ૨૬ ॥ શીલ યતન એહથી થશે રે, દિન પ્રતે સરસ સુગંધ રે ॥ જેહ કુમીટે જોયશે રે, તે નર થાશે અંધ રે ॥ જીવ૦ ॥ ૨૭ ॥ એમ કહી ચક્કેસરી રે, ઉતપતીયાં આકાશ રે ॥ સયલ દેવશું પરવર્યાં રે, પહોતાં નિજ આવાસ રે ॥ જીવ૦ ॥ ૨૮ ॥ તવ ઉતપાત સવે ટલ્યા રે, વાહણ ચાલ્યાં જાય રે ॥ ચિંતા ભાંગી સર્વની રે, વાયા વાય સુવાય રે ॥ જીવ૦ ॥ ૨૯ ॥ મિત્ર ત્રણ કહે શેઠને રે, દીઠી પરતક્ષ વાત રે ॥ ચોથો મિત્ર અધર્મથી રે, પામ્યો વેગે ઘાત રે ॥ જીવ૦ ॥ ૩૦ ॥

અર્થ—એમ કહી તે બેહુની કંઠે અમૂલ ફૂલની માલા પહેરાવીને દેવી કહે છે કે એનું અત્યંત રસાલ માહાત્મ્ય છે, તે હું કહું છું, તમે સાંભલો ॥ ૩૬ ॥ એ માલાની દિવસ દિવસ પ્રત્યે સરસ સુગંધ થતી જશે, અને એહથી તમારા શીયલની યત્ના થશે, કારણ કે જે કોઇ તમને કુનજરે જોશે તે પુરુષ આંધલો થશે ॥ ૨૭ ॥ એમ કહીને ચક્કેસરી દેવી આકાશ-માર્ગે ઉત્પત્યાં, અને સર્વ દેવોની સાથે પરવર્યાં થકાં પોતાને આવાસે પહોતાં ॥ ૨૮ ॥ તે વારે સર્વ જે કાંઇ ઉત્પાત હતા તે ટલ્યા. હવે વહાણ પણ સુખે સમાધે ચાલ્યાં જાય છે, સર્વને જે ચિંતા પ્રાપ્ત થઇ હતી તે પણ ભાંગી, અને વાયરા પણ સુવાય એટલે રુડા વાવા લાગ્યા ॥ ૨૯ ॥ તે વખત શેઠના જે સરલ સ્વભાવી સુબુદ્ધિવાલા ત્રણ મિત્ર હતા તે કહેવા લાગ્યા કે હે શેઠજી! જુઓ, આ પ્રત્યક્ષ વાત બની, તે તમે દીઠી. જો આ ચોથો મિત્ર અધર્મથી ચાલ્યો તો ( વેગે કે૦ ) તરતજ ( ઘાત કે૦ ) મરણ પામ્યો, અને તમે પણ જો સતીઓનું શરણ લીધું તો તેના મહિમાથી જીવતા રહ્યા છો, નહીં કાં તમારા પણ તેવાજ હાલ થાત ॥ ૩૦ ॥

તે માટે એ ચિત્તથી રે, કાઢી મૂકો સાલ રે ॥ પરલખમી પરનારને રે, હવે મ પડશો ખ્યાલ રે ॥ જીવ૦ ॥ ૩૧ ॥

પણ દુર્બુદ્ધિ શેઠનું રે, ચિત્ત ન આવ્યું ઠાય રે ॥ જઇવિ કપૂરે વાસીએ રે, લસણ દુર્ગંધ ન જાય રે ॥ જીવ૦ ॥ ૩૨ ॥ હૈડા કરને વધામણાં રે, અંશ ન દુઃખ ધરેશ રે ॥ જો બચ્યો છું જીવતો રે, તો સવિ કાજ કરેશ રે ॥ જીવ૦ ॥ ૩૩ ॥ જો મુજ ભાગ્યે એવડું રે, વિઘ્ન થયું વિસરાલ રે ॥ તો મલશે એ સુંદરી રે, સમશે વિરહની જાલ રે ॥ જીવ૦ ॥ ૩૪ ॥

અર્થ—માટે અમે તમોને કહીએ છીએ કે તમારા ચિત્તમાં જે પારકી લક્ષ્મી લઇ લેવી અને પારકી સ્ત્રી ભોગવવી, તદ્રૂપ જે શલ્ય છે તે કાઢી નાખો અને હવે એવા ખ્યાલમાં કયારે પણ પડશો નહીં ॥ ૩૧ ॥ એવી રીતે ત્રણ મિત્રે મલી શેઠને શિખામણ આપી, તથાપિ જેમ લસણ છે તેને યદ્યપિ કપૂરમાં વાસિત કરીએ તોપણ તેની દુર્ગંધતા જાય નહીં તેમ તે દુર્બુદ્ધિ શેઠનું ચિત્ત પણ ઠેકાણે આવ્યું નહીં ॥ યત: ॥ યદ્યપિ મૃગમદચંદન,-કર્પૂરાગરુમિશ્રિતો લશુન: ॥ તદપિ ન મુંચતિ ગંધં, પ્રકૃતિગુણં જાતિદોષેણ ॥ ૧ ॥ ઇતિ ॥ ૩૨ ॥ તેમ ઇહાં ધવલ શેઠને જો પણ મિત્રે આવીને શિખામણ આપી તોપણ ફરી એવો વિચાર કરવા લાગ્યો કે હે હૈડા! હવે તો તું વધામણાં કરને? એક અંશમાત્ર પણ દુઃખ ધરીશ નહીં, જો હું જીવતો બચ્યો છું તો સર્વ કાર્ય કરીશ ॥ ૩૩ ॥ જો મારા સારા ભાગ્યે કરી એટલું મોટું વિઘ્ન ઉપન્યું હતું તે પણ સર્વ વિસરાલ થઇ ગયું તો નિશ્ચે હું જાણું છું જે હવે આ લક્ષ્મી જો સુખેથી મારે વશ થઇ ગઇ છે તો સુંદરીઓ પણ મને અવશ્ય મલશે અને મારા વિરહની જવાલા પણ ઉપશમ પામશે ॥ ૩૪ ॥

એમ ચિંતી દૂતીમુખે રે, કહાવે હું તુમ દાસ રે ॥ નેક નજર કરી નિરખીએ રે, માનો મુજ અરદાસ રે ॥ જીવ૦ ॥ ૩૫ ॥ દૂતીને કાઢી પરી રે, દેઇ ગલહત્થો કંઠ રે ॥ તોહિ નિર્લજ્જ લાજ્યો નહીં રે, વલી થયો ઉલ્લંઠ રે ॥ જીવ૦ ॥ ૩૬ ॥ વેશ કરી નારી તણો રે, આવ્યો મયણા પાસ રે ॥ દૃષ્ટિ ગઇ થયો આંધલો રે, કાઢયો કરી ઉપહાસ રે ॥ જીવ૦ ॥ ૩૭ ॥ ઉતરીએ ઉત્તર તટે રે, વાહણ ચલાવો વેગ રે ॥ પણ સન્મુખ હોયે વાયરો રે, શેઠ કરે ઉદ્વેગ રે ॥ જીવ૦ ॥ ૩૮ ॥

અર્થ—એમ ચિંતવી દાસીને મુખે સ્ત્રીઓ પ્રત્યે કહેવરાવ્યું કે હું તમારો દાસ છું, માટે

તમે મને (નેક નજર કે૦) રૂડી નજરે કરી જુઓ; એટલી મારી વિનંતિ માન્ય કરો ॥ ૩૫ ॥ તે સાંભલી સ્ત્રીઓએ તે દૂતીને ઘણીજ નિભૃંછી કંઠે ગલહત્થો દઇને કાઢી મૂકી, તોપણ તે નિર્લજ્જ શેઠ લગાર માત્ર પણ લાજ્યો નહીં. કામરૂપ પિશાચે પીડ્યો થકો ગયો છે વિવેક જેના હૃદયમાંથી અને પાપમય અધ્યવસાયને લીધે એક ક્ષણ માત્ર પણ જેને સુખ આવતું નથી એવો તે શેઠ ફરી પણ ઉલ્લંઠ થયો ॥ ૩૬ ॥ ફરી એક દિવસે તે શેઠ પોતે નારીનો વેશ લઇને બેહુ સ્ત્રીઓ પાસે આવ્યો, અને જેવી દૃષ્ટિ તે સ્ત્રીઓની ઉપર ગઇ કે તરતજ આંધલાની પરે થઇ ગયો, એટલે હારના પ્રભાવથી સ્ત્રીઓને તે કાંઇ પણ દેખી શકે નહીં એવો થકો ઇહાં તિહાં ભમતો રહ્યો, તેને દાસીઓએ ઉપહાસ કરી મારી કૂટીને કૂતરાની પરે તિહાંથી બહાર કાઢ્યો ॥ ૩૭ ॥ પછી શેઠ નાખુદાને કહેવા લાગ્યો કે આપણે ઉત્તર દિશિના તટે ઉતરીએ, અથવા ઉત્તર એટલે બીજા કોઇ તટે ઉતરીએ, માટે તમે વહાણોને વેગે ચલાવો, પરંતુ વાયરો સન્મુખ થવા લાગ્યો, તેથી શેઠજી ઘણો ઉદ્વેગ કરવા લાગ્યા ॥ ૩૮ ॥

**અવર દેશ જાવા તણા રે, કીધા કોટી ઉપાય રે ॥ પણ વાહણ કોંકણ તટે રે, આણી મૂક્યાં વાય રે ॥ જીવ૦ ॥ ૩૯ ॥ ત્રીજે ખંડે ઇમ કહી રે, વિનયે ત્રીજી ઢાલ રે ॥ સિદ્ધચક્ર ગુણ બોલતાં રે, લહીએ સુખ રસાલ રે ॥ જીવ૦ ॥ ૪૦ ॥**

અર્થ—શેઠે ( અવર કે૦ ) બીજા દેશે જવાના કરોડો ઉપાય કર્યા, પણ વાયરે સર્વ વહાણોને કોંકણ દેશના ( તટે કે૦ ) કીનારે આણી મૂક્યાં ॥ ૩૯ ॥ એ ત્રીજા ખંડને વિષે વિનયવિજય ઉપાધ્યાયજીએ ત્રીજી ઢાલ કહી. શ્રીસિદ્ધચક્રજીના ગુણ બોલતાં થકા રસાલ સુખ પામીએ ॥ ૪૦ ॥

॥ દોહા ॥

**કોંકણ કાંઠે નાંગર્યાં, સવિ વાહણ તિણી વાર ॥ નૃપને મલવા ઉતર્યો, શેઠ લઇ પરિવાર ॥ ૧ ॥ આવ્યો નરપતિ પાઉલે, મિલણાં કરે રસાલ ॥ બેઠો પાસે રાયને, તવ દીઠો શ્રીપાલ ॥ ૨ ॥ દેખી કુંઅર દીપતો, હૈયે ઉપની હૂંક ॥ લોચન મીચાઇ ગયાં, રવિ દેખી જિમ ઘૂક ॥ ૩ ॥**

અર્થ—તે વારે ખલાસીઓએ સર્વ વહાણોને કોંકણ કાંઠે નાંગર્યાં, શેઠ પણ પોતાના પરિવારને લઇને રાજાને મલવા માટે વહાણો ઉપરથી ઉતર્યો ॥ ૧ ॥ તેણે આવીને રાજાને પગે લાગી ઘણીજ રસાલ બહુમૂલી વસ્તુઓનાં ભેટણાં કર્યાં. પછી રાજાની પાસે બેઠો તે વારે શ્રીપાલ કુંવરને દીઠો ॥ ૨ ॥ તિહાં દીપતા એવા કુંવરને દેખીને શેઠના હેયામાં હૂંક

ઉપની, અને જેમ ( રવિ કે૦ ) સૂર્યને દેખીને ( ઘૂક કે૦ ) ઘુવડ પક્ષીની આંખો મીચાઇ જાય છે તેમ તિહાં શેઠજીનાં પણ લોચન મીચાઇ ગયાં ॥ ૩ ॥

નૃપ હાથે શ્રીપાલને, દેવરાવે તંબોલ ॥ શેઠ ભલી પરે ઓલખી, ચિત્ત થયું ડમડોલ ॥ ૪ ॥ હૈ હૈ દૈવ અટારડો, એહ કિશો ઉતપાત ॥ નાખી હતી ખારે જલે, પ્રગટ થઇ તે વાત ॥ ૫ ॥ સભા વિસરજી રાય જબ, પહોતો મહોલ મઝાર ॥ તવ શેઠે પડિહારને, પૂછયો એહ વિચાર ॥ ૬ ॥ એહ થગીધર કોણ છે, નવલો દીસે કોય ॥ તેહ કહે ગતિ એહની, સુણતાં અચરિજ હોય ॥ ૭ ॥ વનમાં સુતો જાગવી, ઘર આણ્યો ભલી ભાત ॥ પરણાવી નિજ કુંઅરી, ન પૂછી વાત ને જાત ॥ ૮ ॥

અર્થ—રાજાએ પણ શેઠને મોટા સાર્થવાહ જાણીને બહુમાનપૂર્વક વિશેષે કરી તેજ શ્રીપાલને હાથે તેને તંબોલ તે પાનનું બીડું દેવરાવ્યું, તે વારે શ્રીપાલે પણ દેખતાં વાર ( ભલી પરે કે૦ ) રૂડી રીતે જાણ્યો જે એ ધવલ શેઠજ છે, અને શેઠે ભલી પરે ઓલખી લીધો જે એ શ્રીપાલજ છે, તેથી તેનું ચિત્ત ડમડોલ થયું ॥ ૪ ॥ તે વારે ચિંતવવા લાગ્યો જે હૈ હૈ ઇતિ ખેદે અરે! એ ( અટારડો કે૦ ) વાંકો દૈવ તેણે આ તે શ્યો ઉત્પાત કર્યો! કે જે વાતને મેં ખારા પાણીમાં એટલે ખારા સમુદ્રમાં નાખી દીધી હતી તે વાત ઇહાં પ્રગટ થઇ!! ॥ ૫ ॥ પછી જે વારે સભા વિસર્જન કરી રાજા પોતાના મહોલને વિષે પહોતો તે વારે શેઠે વિચાર્યું જે આ તેજ શ્રીપાલ છે, કિંવા એના સરખો બીજો કોઇ પુરુષ છે? તેની તપાસ તો કરું, કારણ કે તેને તો મેં સમુદ્રમાં નાખી દીધો છે, માટે તે જીવતોજ કેમ હોય? એવું ચિંતવન કરીને પછી શેઠે એ સંબંધી સર્વ વિચાર પોલીયાને પૂછ્યો ॥ ૬ ॥ કે હે ભાઇ! આ થગીધર તે કોણ છે? આ તો કોઇક નવો માણસ દેખાય છે. એવું સાંભલી તે પોલીયો કહે છે કે હે શેઠ! એની ( ગતિ કે૦ ) વિગત સાંભલતાં થકા તો માણસને અચરિજ પેદા થાય એવી હકીકત છે ॥ ૭ ॥ એને તો વનમાંથી સુતો જગાવી મોટા મહોત્સવે કરી ભલી ભાતે ઘેર તેડી આણીને રાજાએ પોતાની કુંવરી પરણાવી દીધી, પણ એની જાત કે ભાત કોણ છે? તે વાત પણ કાંઇ પૂછી નહીં ॥ ૮ ॥

શેઠ સુણી રીઝયો ઘણું, ચિત્તમાં કરે વિચાર ॥ એહને કષ્ટે પાડવા, ભલું દેખાડયું બાર ॥ ૯ ॥ દેઇ કલંક કુજાતિનું, પાડું એહની લાજ ॥ રાજા હણશે એહને, સહેજે સરશે કાજ ॥ ૧૦ ॥ જો પણ જે જે મેં કર્યાં, એહને

**દુઃખનાં હેત ॥ તે તે સવિ નિષ્ફલ થયાં, મુજ અભિલાષ સમેત ॥ ૧૧ ॥ તોપણ વાજ ન આવીએ, મન કરીએ અનુકૂલ ॥ ઉદ્યમથી સવિ સંપજે, ઉદ્યમ સુખનું મૂલ ॥ ૧૨ ॥ વૈરીને વાધ્યો ઘણો, એ મુજ ખણશે કંદ ॥ પ્રથમજ હણવા એહને, કરવો કોઇક ફંદ ॥ ૧૩ ॥**

અર્થ—તે વાત સાંભલીને શેઠ ઘણોજ રીઝ પામ્યો, અને મનમાં વિચાર કરવા લાગ્યો કે એને કષ્ટમાં પાડવા માટે એણે મને ભલું બારણું દેખાડ્યું, કારણ કે એની જાતિ ભાતિ કોઇ જાણતો નથી, તો એ ઉપાય મારા હાથમાં ઘણો શ્રેષ્ઠ આવ્યો છે ॥ ૯ ॥ માટે હવે હું કોઇક કુજાતિનું કલંક દઇને એની લાજ પાડું કે જેથી રાજા એને અવશ્ય હણી નાખશે, ને સહેજમાં મારું કાર્ય સરી જશે ॥ ૧૦ ॥ જો પણ આજ પર્યંત એને જે જે મેં દુઃખનાં (હેત કે૦) કારણ કર્યાં તે તે સર્વે કારણ મારા મનના અભિલાષ સહિત નિષ્ફલ થયાં, એટલે કારણની નિષ્ફલતા થઇ, તો તે કારણ સફલ કરવા માટે મારા મનના જે અભિલાષો હતા તે પણ સર્વે નિષ્ફલ થયા ॥ ૧૧ ॥ તોપણ વાજ આવીએ નહીં એટલે સર્વ હેતુ નિષ્ફલ થઇ ગયા, માટે હવે ઉદ્યમ મૂકી દેવો એવું પ્રતિકૂલ મન કરીએ નહીં, પરંતુ ઉદ્યમ જારી રાખવા માટે મનને અનુકૂલ કરીએ, કારણ કે ઉદ્યમ કર્યાથીજ સર્વ કાંઇ સંપજે, નીપજે છે, માટે ઉદ્યમ જે છે તેજ સુખનું મૂલ છે ॥ ૧૨ ॥ તથા વલી એ તો મારો વૈરી છે, માટે જો ઘણો વધશે તો મને (કંદ કે૦) મૂલમાંથી (ખણશે કે૦) ખોદી નાખશે, માટે તેની પહેલાંજ એને હણવાનો કોઇક ફંદ રચવો સારો છે ॥ ૧૩ ॥

**ઇમ ચિંતવતો તે ગયો, ઉતારે આવાસ ॥**
**પલક એક તસ જક નહીં, મુખ મૂકે નિસાસ ॥ ૧૪ ॥**

અર્થ—એમ ચિંતવતો તે શેઠ પોતાના ઉતારાના (આવાસ કે૦) ઘરમાં ગયો, પણ એક પલવાર સુધી તેને જંપ આવતો નથી, મુખથી નિસાસા મૂક્યા કરે છે ॥ ૧૪ ॥

॥ ઢાલ ચોથી ॥

॥ આષાઢભૂતિ અણગારને રે, કહે ગુરુ અમૃત વાણ રે ॥ જોગીસર ચેલા ॥ ભિક્ષાને ભમતા થકા હો લાલ ॥ એ દેશી ॥

**ઇણ અવસર તિહાં ડુંબનું રે, આવ્યું ટોલું એક રે ॥ ચતુર નર ॥ ઉભા ઓલગડી કરે હો લાલ ॥ તેડી મહત્તર ડુંબને રે, શેઠ કહે અવિવેક રે ॥ ચતુર નર ॥ કાજ અમારું એક કરો હો લાલ ॥ ૧ ॥ એહ જમાઇ રાયનો રે, તેહને કહો તુમે ડુંબ રે ॥ ચતુર૦ ॥ લાખ સોનૈયા**

તુમને આપશું હો લાલ ॥ ધાઇને વલગો ગલે રે, સઘલું મલી કુટુંબ રે ॥ ચતુર૦ ॥ પાડ ઘણો અમે માનશું હો લાલ ॥ ૨ ॥

અર્થ—એવા અવસરે તિહાં એક ડુંબનું ટોલું આવ્યું. તે ઉભા થકા શેઠની ઓલગ કરે છે તે વારે શેઠે ( મહત્તર કે૦ ) મોટા ડુંબને તેડીને તેને અવિવેકની વાત કહેવા માંડી કે હે ડુંબ! તમે અમારું એક કાર્ય છે તે કરો ॥ ૧ ॥ એ રાજાનો જમાઇ જે છે તેને તમે જઇને એ ડુંબ છે એમ કહો તો એ કામ કરવાના લાખ સોનૈયા તમને આપીશું, માટે તમે તમારું સર્વ કુટુંબ મલી ધાઇને એને ગલે જઇ વલગો તો અમે તમારો ઘણો પાડ માનશું ॥ ૨ ॥

ડુંબ કહે સ્વામી સુણો રે, કરસ્યાં એ તુમ કામ રે ॥ ચતુર૦ ॥ મુજરો હમારો માનજો હો લાલ ॥ કેલવશું કૂડી કલા રે, લેશું પરઠ્યાં દામ રે ॥ ચતુર૦ ॥ સાબાશી દેજો પછે હો લાલ ॥ ૩ ॥ ડુંબ મલી સવિ તે ગયા રે, રાય તણે દરબાર રે ॥ ચતુર૦ ॥ ગાયે ઉભા ઘૂમતા હો લાલ ॥ રાગ આલાપે ટેકશું રે, રીઝયો રાય અપાર રે ॥ ચતુર૦ ॥ માગો કાંઇ મુખ ઇમ કહે હો લાલ ॥ ૪ ॥ ડુંબ કહે અમ દીજીએ રે, મોહત વધારી દાન રે ॥ ચતુર૦ ॥ મોહત અમે વાંછું ઘણું હો લાલ ॥ તવ નરપતિ કુંઅર કને રે, દેવરાવે તસ પાન રે ॥ ચતુર૦ ॥ તેહનું મોહત વધારવા હો લાલ ॥ ૫ ॥ પાન દેવા જવ આવીયો રે, કુંઅર તેહની પાસ રે ॥ ચતુર૦ ॥ હસિત વદન જોતો હસી હો લાલ ॥ વડો ડુંબ વિલગો ગલે રે, આણી મન ઉલ્લાસ રે ॥ ચતુર૦ ॥ પુત્ર આજ ભેટચો ભલે હો લાલ ॥ ૬ ॥

અર્થ—તે સાંભલી ડુંબ કહેતો હવો કે હે સ્વામિન્! એ તમારું કામ અમે કરશું, પણ અમારો મુજરો માનજો, એ અમે કૂડી કલા કેલવશું અને પછી તમારી સાથે પરઠેલાં ( દામ કે૦ ) નાણાં લઇશું, પાછલથી વલી સાબાશીનો સિરપાવ પણ અમને આપજો ॥ ૩ ॥ એમ કહી તે સર્વ ડુંબ મલીને રાજાને દરબારે ગયા. તિહાં ગોંખની નીચે ઘૂમતા ઉભા થકા ટેક

સહિત રાગની આલાપચારી કરીને મધુર સ્વરે ગાવા માંડ્યું, તેથી રાજા પણ ગીત સાંભલી પાર વિનાનો તેમના ઉપર રીઝ્યો, અને મુખથી કહેતો હવો કે કાંઇ માગો, તે હું આપું ॥ ૪ ॥ તે સાંભલી ડુંબ કહેવા લાગ્યા કે હે સ્વામિન્! અમને મહત્ત્વ વધારણ દાન આપો, કારણ કે અમે માન મહત્ત્વનેજ ઘણું ઇચ્છીએ છીએ. તે વારે રાજાએ પણ ખુશી થઇને તેમનું મહત્ત્વ વધારવા માટે કુંવરની પાસે પાનનું બીડું દેવરાવ્યું ॥ ૫ ॥ હવે જે વારે પાનનું બીડું દેવાને માટે શ્રીપાલ કુંવર તે ડુંબોની પાસે આવ્યો તે વારે તે ડુંબોમાં જે વડો એટલે મોટો ડુંબ છે તે કુંવરનું હસિત વદન હસતા મુખને પોતે પણ હસીને જોતો થકો અથવા પોતાના હસિત વદને હસીને શ્રીપાલને જોતો થકો મનમાં ઘણો ઉલ્લાસ એટલે હર્ષ આણીને કુંવરના ગલામાં જઇ વલગી રહ્યો, અને કહેવા લાગ્યો કે હે પુત્ર! તું આજ ભલે અમને ભેટ્યો, મોટી વાત થઇ જે તું આજ અમને મલ્યો ॥ ૬ ॥

એહવે આવી ડુંબડી રે, રોઇ લાગી કંઠ રે ॥ ચતુર૦ ॥ અંગોઅંગે ભેટતી હો લાલ ॥ બહેન થઇને એક મલી રે, આણી મન ઉત્કંઠ રે ॥ ચતુર૦ ॥ વીરા જાઉં તુમ ભામણે હો લાલ ॥ ૭ ॥ એક કહે મુજ માઉલો રે, એક કહે ભાણેજ રે ॥ ચતુર૦ ॥ એવડા દિન તુમે કિહાં રહ્યા હો લાલ ॥ એક કાકી એક ફઇ થઇ રે, દેખાડે ઘણું હેજ રે ॥ ચતુર૦ ॥ વાટ જોતાં હતાં તાહરી હો લાલ ॥ ૮ ॥

અર્થ—એવામાં વલી એક ઘરડી ડુંબડી હતી તે દોડી આવીને રોતી થકી પુત્ર! પુત્ર! કરતી કુંવરને ગલે વલગીને અંગોઅંગે ભેટતી હવી, અને કહેતી હવી કે હે વત્સ! આજ કેટલે કાલે તું અમને મલ્યો? એમજ વલી એક જણી બહેન થઇને કુંવરને આવી મલી, અને કહેવા લાગી કે હે વીરા! હે બંધવ! હું તારે ભામણે જાઉં. ( તેમજ એક કહેવા લાગી કે આ મારો ભત્રીજો છે, એક કહેવા લાગી કે આ મારો દેવર છે, એક કહે છે કે એ મારો ભર્ત્તાર છે, મને નાની પરણીને મૂકી ગયો હતો તે આજ મારા પુણ્યોદયથી મને મલ્યો ) ॥ ૭ ॥ તેમજ એક ડુંબ કહે છે કે એ મારો મામો છે, એક કહે છે કે આ મારો ભાણેજ છે, અરે ભાઇ! એટલા દિવસ તમે ક્યાં રહ્યા હતા? તમે પરદેશમાં ક્યાં ક્યાં ફર્યા? હુંસદ્વીપે તમે કુશલે ગયા, પછી ઝહાજ ઉપર ચઢ્યા એવું અમે સાંભલ્યું હતું, તિહાંથી ઇહાં આવ્યા જણાઓ છો. વલી એક કાકી થઇ, એક ફૂઇ થઇને ઘણુંજ હેજ દેખાડે છે કે હે ભાઇ! અમે તારી વાટ જોતાં હતાં ॥ ૮ ॥

ડુંબ કહે નરરાયને રે, એ અમ કુલ આધાર રે ॥ ચતુર૦ ॥ રીસાવી ચાલ્યો હતો હો લાલ ॥ તુમ પસાય ભેલો થયો રે, સવિ મહારો પરિવાર રે ॥ ચતુર૦ ॥ ભાંગ્યાં

દુઃખ વિછોહનાં હો લાલ ॥ ૯ ॥ રાજા મન ચિંતે ઇસ્યું રે, સુણી તેહની વાચ રે ॥ ચતુર૦ ॥ વાત ઘણી વિરુઇ થઇ હો લાલ ॥ એહ કુટુંબ સવિ એહનું રે, દીસે પરતક્ખ સાચ રે ॥ ચતુર૦ ॥ ધિક મુજ વંશ વિટાલીયો હો લાલ ॥ ૧૦ ॥ નિમિત્તિયો તેડાવીયો રે, મેં તુજ વચનવિશાસ રે ॥ ચતુર૦ ॥ પુત્રી દીધી એહને હો લાલ ॥ કિમ માતંગ કહ્યો નહીં રે, તેં દીધો ગલે પાશ રે ॥ ચતુર૦ ॥ નિમિત્તિયો વલતું કહે હો લાલ ॥ ૧૧ ॥

અર્થ—હવે તે ડુંબ રાજાને કહે છે કે હે મહારાજ ! આ અમારા કુલનો આધાર છે, એ અમારાથી રીસાઇને ચાલ્યો ગયો હતો તે તમારા પસાયથી આજ ભેલો થયો. એ સર્વ મારો પરિવાર છે, આજ અમારાં વિછોહનાં દુઃખ ભાંગ્યાં, અમે એને સારી રીતે ન ઓલખત, પણ આ પાનનું બીડું આપવા આવ્યો તેના મિષે અમે હવે સારી રીતે લક્ષણે કરી ઓલખ્યો ॥૯॥ એવી રીતની તે સર્વ ડુંબ ડુંબડીઓની વાણી સાંભલીને રાજા પોતાના મનમાં એવું ચિંતવવા લાગ્યો કે વાત તો ઘણીજ ( વિરુઇ કે૦ ) માઠી થઇ. આ ડુંબોનું કુટુંબ જે છે તે સર્વ એનુંજ છે. એ પ્રત્યક્ષ સાચુંજ દેખાય છે, માટે ધિક્કાર છે એને કે જેણે મારો વંશ વિટાલ્યો! ॥ ૧૦ ॥ એમ ચિંતવી રાજાએ નિમિત્તયાને તેડાવ્યો અને કહ્યું કે મેં તારા વચન ઉપર વિશ્વાસ રાખીને એને મારી પુત્રી આપી, તો એ માતંગની જાતિ છે એવું તેં પ્રથમ મને કેમ ન કહ્યું? માટે તેંજ આ મારે ગલે ફાંસો દીધો. એવું સાંભલી વલતું નિમિત્તિયો બોલ્યો ॥ ૧૧ ॥

મુજ નિમિત્ત જૂઠું નહીં રે, સુણજો સાચી વાત રે ॥ ચતુર૦ ॥ એ બહુ માતંગનો ધણી હો લાલ ॥ રાય અરથ સમજે નહીં રે, કોપ્યો ચિંતે ઘાત રે ॥ ચતુર૦ ॥ કુંઅર નિમિત્તિયા ઉપરે હો લાલ ॥ ૧૨ ॥ તે બેહુને મારવા રે, રાયે કીધ વિચાર રે ॥ ચતુર૦ ॥ સુભટ ઘણા તિહાં સજ કીયા હો લાલ ॥ મદનમંજરી તે સુણી રે, આવી તિહાં તે વાર રે ॥ ચતુર૦ ॥ રાયને ઇણી પરે વિનવે હો લાલ ॥ ૧૩ ॥ કાજ વિચારી કીજીએ રે, જિમ નવિ હોય ઉપહાસ રે ॥ ચતુર૦ ॥ જગમાં જશ

લહીએ ઘણું હો લાલ ॥ આચારે કુલ જાણીએ રે, જોઇએ હિયે વિમાસ રે ॥ ચતુર૦ ॥ દુબ્બલ કન્ના નવિ હોઇએ હો લાલ ॥ ૧૪ ॥

અર્થ—હે રાજન્! મારું નિમિત્ત જૂઠું નથી, હું તમને સાચેસાચી વાત કહું છું, તે તમે સાંભલો, કે એ પોતે માતંગ નથી, પણ એ ઘણા માતંગનો ધણી છે. એવું કહ્યું, પણ માતંગ શબ્દનો અર્થ રાજા સમજતો નથી એટલે હાથીને પણ માતંગ કહીએ અને ચંડાલને પણ માતંગ કહીએ, તેથી ચિંતવ્યું જે એજ માતંગ જે ઉભા છે તેનો સ્વામી એ હશે, એવું વિચારી કુંવરની તથા નિમિત્તિયાની ઉપર કોપ્યો થકો તેમની ઘાત કરવાની ચિંતવના કરતો હવો ॥ ૧૨ ॥ રાજાએ તે બેહુ જણને મારવાનો વિચાર કરીને તિહાં ઘણા સુભટોને સજ્જ કર્યા, તૈયાર કીધા. તે વાત મદનમંજરીએ સાંભલી તે વારે તેજ વખતે તિહાં આવીને રાજાને એ રીતે વિનવવા લાગી ॥ ૧૩ ॥ કે હે પિતાજી! જે કામ કરીએ તે વિચારીને કરીએ કે જેમ પાછલથી ઉપહાસ ન થાય! જો વિચારીને કરીએ તોજ જગતમાં ઘણો યશ પામીએ. જો હૈયે વિચાર કરી જોઇએ તો માણસના આચાર ઉપરથી પણ કુલ જાણી શકીએ, પણ જેની તેની ખોટી સાચી વાત સાંભલીને તેનો સારાસાર સમજ્યા વિના કોઇ અકાર્ય કરી નાખવું નહીં અને એવા દુર્બલ કાનવાલા થઇએ નહીં. લોકમાં પણ એવી કહેવત છે કે "રાજાને કાન હોય, પણ શાન ન હોય," એ કહેવત પ્રમાણે તમારે વર્ત્તવું નહીં ॥ ૧૪ ॥

કુંઅરને નરપતિ કહે રે, પ્રગટ કહો તુમ્હ વંશ રે ॥ ચતુર૦ ॥ જિમ સાંસો દૂરે ટલે હો લાલ ॥ કહે કુંઅર કિમ ઉચ્ચરે રે, ઉત્તમ નિજ પરશંસ રે ॥ ચતુર૦ ॥ કામે કુલ ઓ-લખાવશું હો લાલ ॥ ૧૫ ॥ સૈન્ય તુમારું સજ કરો રે, મુજ કર દ્યો તરવાર રે ॥ ચતુર૦ ॥ તવ મુજ કુલ પ્રગટ થશે હો લાલ ॥ માથું મુંડાવ્યા પછી રે, પૂછે નક્ષત્ર વાર રે ॥ ચતુર૦ ॥ એહ ઉખાણો સાચવ્યો હો લાલ ॥ ૧૬ ॥

અર્થ—એવી પોતાની પુત્રીની વાત સાંભલીને રાજા કુંવર પ્રત્યે કહે છે કે હે વત્સ! તમે તમારો વંશ પ્રગટ કરો. જેમ એ વાતનો મને સંદેહ છે તે દૂર ટલી જાય. તે સાંભલી કુંવર હસીને કહેતો હવો કે હે રાજન્! જે ઉત્તમ પુરુષ છે તે પોતે પોતાને મુખે પોતાની પ્રશંસાનો ઉચ્ચાર કેમ કરે? માટે કોઇ મારા જેવું કામ પડશે તે વારે હું મારું કુલ તમોને ઓલખાવીશ ॥ ૧૫ ॥ અથવા તમે તમારું સર્વ સૈન્ય સજ્જ કરો એટલે તૈયાર કરો, અને મારા હાથમાં એક તરવાર આપો, જેથી મારા હાથ તમને કુલ કહી દેશે, તે વારે મારું કુલ પ્રગટ થશે. હે રાજન્! તમે તો કેવું કર્યું? કે કોઇ પુરુષ માથું મુંડાવીને પછી જોશીની પાસે જઇ નક્ષત્ર વાર પૂછવા લાગ્યો, તેને જોશીએ કહ્યું કે ભાઇ! તારે નક્ષત્ર વાર પૂછવાનું શું કામ છે? ત્યારે તેણે કહ્યું કે હું મસ્તક મુંડાવી આવ્યો છું, માટે નક્ષત્ર વાર પૂછું છું. તે

સાંભલી જોશી પાસે જે લોક બેઠેલા હતા તે સર્વે ખડખડ હસીને બોલ્યા કે ભાઇ! તું તો ઘણો ડાહ્યો દેખાય છે જે માથું તો પ્રથમથીજ મુંડાવી આવ્યો છે, તો હવે પૂછવાનું શું કારણ છે? એ ઉખાણો તમે પણ સાચવ્યો દેખાય છે, કારણ કે તમારી પુત્રી પરણાવીને હવે મારો વંશ પૂછો છો ॥ ૧૬ ॥

અથવા પ્રવહણમાં અછે રે, દોય પરણી મુજ નાર રે ॥ ચતુર૦ ॥ તેડી પૂછો તેહને હો લાલ ॥ તે કહેશે સવિ માહરો રે, મૂલથકી અધિકાર રે ॥ ચતુર૦ ॥ ઇણી પરે કીજે પારખું હો લાલ ॥ ૧૭ ॥ તેહને તેડવા મોકલ્યો રે, રાયે નિજ પરધાન રે ॥ ચતુર૦ ॥ તે જઇને તિહાં વિનવે હો લાલ ॥ તવ મયણા મન હરખીયાં રે, પામી આદરમાન રે ॥ ચતુર૦ ॥ સહિ કંતે તેડાવીયાં હો લાલ ॥ ૧૮ ॥ બેસી રયણ સુખાસને રે, આવ્યાં રાય હજુર રે ॥ ચતુર૦ ॥ ભૂપતિ મન હર્ષિત થયું હો લાલ ॥ નયણે નાહ નીહાલતાં રે, પ્રગટ્યો પ્રેમ અંકુર રે ॥ ચતુર૦ ॥ સાચે જૂઠ નસાડીયું હો લાલ ॥ ૧૯ ॥

અર્થ—અથવા જો એ રીતે મારા હાથથી મારું કુલ ઓલખવા તમારી મરજી ન હોય તો હમણાં જે વહાણ આવ્યાં છે તેમાં મારી પરણેલી બે સ્ત્રીઓ છે, તેમને તેડીને પૂછો, તે મારો મૂલથી માંડીને જે કાંઇ અધિકાર છે તે સર્વે કહેશે. એ રીતે પારખું કરીએ ॥ ૧૭ ॥ તે સાંભલી રાજાએ તે સ્ત્રીઓને તેડવા માટે પોતાના પ્રધાનને મોકલ્યો. તે જઇને તિહાં તે સ્ત્રીઓને ગામમાં પધારવાની વિનંતિ કરતો હવો. તે વારે તે સ્ત્રીઓ પણ આદરમાન પામી, તેથી તેમનાં મન હર્ષાયમાન થયાં, અને વિચારવા લાગી કે નિશ્ચે આપણને ભર્ત્તારે તેડાવી છે ॥ ૧૮ ॥ પછી તે બેહુ જણી રત્ને જડાવ સુખાસને બેસીને રાજાની હજુર આવી. તેમને જોઇ રાજા પોતાના મનમાં ઘણોજ હર્ષ પામ્યો અને સ્ત્રીઓને પણ પોતાના (નાહ કે૦) ભર્ત્તારને નયણે નીહાલતાં થકા પ્રેમનો અંકુરો પ્રગટ્યો. ઇહાં સાચે આવીને જૂઠાને નસાડી મૂકયું, એટલે જે વારે સાચું આવે તે વારે જૂઠું નાસી જાય, તેમ થયું ॥ યતઃ ॥ જૂઠ વિના ફીકી લગત, અધિક જૂઠ દુઃખ ભોન ॥ જૂઠ સાચમેં મેલીએ, જ્યું આટામેં લોન ॥ ૧ ॥ ઇતિ ॥ ૧૯ ॥

વિદ્યાધરપુત્રી કહે રે, સઘલો તસ વિરતંત રે ॥ ચતુર૦ ॥ વિદ્યાધર મુનિવર કહ્યો હો લાલ ॥ પાપી શેઠે નાખીયો રે, સાયરમાં અમ કંત રે ॥ ચતુર૦ ॥ વખતે આજ

અમે લહ્યો હો લાલ ॥ ૨૦ ॥ તે સુણતાં જવ ઓલખ્યો રે, તવ હરખ્યો મન રાય રે ॥ ચતુર૦ ॥ પુત્ર સગી ભગિની તણો હો લાલ ॥ અવિચાર્યું કીધું હતું રે, પણ આવ્યું સવિ ઠાય રે ॥ ચતુર૦ ॥ ભોજન માંહે ઘી ઢલ્યું હો લાલ ॥ ૨૧ ॥ નરપતિ પૂછે ડુંબને રે, કહો એ કિસ્યો વિચાર રે ॥ ચતુર૦ ॥ તવ તે બોલે કંપતા હો લાલ ॥ શેઠે અમ્હ વિગોઇયા રે, લોભે થયા ખુવાર રે ॥ ચતુર૦ ॥ કૂડું કપટ અમે કેલવ્યું હો લાલ ॥ ૨૨ ॥

અર્થ—પછી રાજાના પૂછવાથી જેમ વિદ્યાચારણ મુનિવરે રત્નદ્વીપમાં શ્રીપાલ કુંવરનું ચરિત્ર સભાની સમક્ષ કહ્યું હતું તેમ વિદ્યાધર રાજાની પુત્રી તે સર્વ વૃત્તાંત વસુપાલ રાજાની આગલ કહેતી હવી. વલી કહ્યું જે આ પાપી શેઠે અમારા ભર્ત્તારને સમુદ્રમાં નાખ્યો તે અમે અમારા મોટા વખતના યોગથી આજ ( લહ્યો કે૦ ) પામ્યા ॥ ૨૦ ॥ તે વાત સાંભલતાંજ જે વારે શ્રીપાલને ઓલખ્યો તે વારે રાજા પોતાના મનમાં હર્ષ પામ્યો, જે આ તો મારી સગી બહેનનો પુત્ર છે, અરે ! મેં કામ તો વિચાર્યા વિના કર્યું હતું, પણ સર્વ ઠેકાણે આવી ગયું. આ તો ભોજન માંહે ઘી ઢલી પડવા જેવું ઉત્તમ કામ થયું ॥ ૨૧ ॥ હવે રાજા ડુંબોને પૂછતો હવો કે હે ડુંબો! તમે કહો કે એ કિસ્યો વિચાર છે? તે વારે તે ડુંબો થર થર કંપતા થકા બોલ્યા કે હે મહારાજ ! અમને તો ધવલ શેઠે વગોવ્યા, અમોને દ્રવ્ય આપવાને કબૂલ કર્યું તેના લોભથી ખુવાર થયા. એ સર્વ અમે ઇહાં કૂડું કપટ કેલવ્યું હતું ॥ ૨૨ ॥

તવ રાજા રીસે ચઢ્યો રે, બાંધી અણાવ્યો શેઠ રે ॥ ચતુર૦ ॥ ડુંબ સહિત હણવા ધર્યા હો લાલ ॥ તવ કુંઅર આડો વલ્યો રે, છોડાવ્યો તે શેઠ રે ॥ ચતુર૦ ॥ ઉત્તમ નર એમ જાણીએ હો લાલ ॥ ૨૩ ॥ નિમિત્તિયો તવ બોલીયો રે, સાચું મુજ નિમિત્ત રે ॥ ચતુર૦ ॥ એ બહુ માતંગનો ધણી હો લાલ ॥ માતંગ કહીએ હાથીયા રે, તેહનો પ્રભુ વડચિત્ત રે ॥ ચતુર૦ ॥ એ રાજેસર રાજીયો હો લાલ ॥ ૨૪ ॥ નિમિત્તિયાને નૃપ દીએ રે, દાન અને બહુ માન રે ॥ ચતુર૦ ॥ વિદ્યા-નિધિ જગમાં વડો હો લાલ ॥ કુંઅર નિજ ઘર આવીયા

રે, કરતા નવ પદ ધ્યાન રે ॥ ચતુર૦ ॥ મયણા ત્રણે એકઠી મલી હો લાલ ॥ ૨૫ ॥

અર્થ—તે વારે ( રીસે કે૦ ) ક્રોધે ચઢયા થકા રાજાએ શેઠને બાંધી અણાવ્યો, અને ડુંબોના ટોલા સહિત તે શેઠને હણવા માટે ધર્યો, એટલે ધાર્યો, અથવા એવો વિચાર રાજાએ ધર્યો, તે વારે શ્રીપાલ કુંવર આડો પડીને તે શેઠને તથા ડુંબોને છોડાવતો હવો. હે સજ્જનો! જુઓ કે ઉત્તમ નરને એવી રીતે ( જાણીએ કે૦ ) પરખીએ જે અવગુણ કરનારને પણ ગુણ કરે ॥ ૨૩ ॥ તે વારે નિમિત્તિયો બોલ્યો કે હે રાજન્! મારું નિમિત્ત જુઓ, કેવું સાચું છે? એ ( બહુ કે૦ ) ઘણા માતંગનો ધણી છે એવું મેં કહ્યું હતું તે ખરેખરું સત્ય થયું. ત્યારે રાજાએ પૂછ્યું કે માતંગ તે કોને કહીએ? નિમિત્તિયો બોલ્યો કે માતંગ શબ્દે હસ્તીઓ જાણવા, તેનો એ ( પ્રભુ કે૦ ) સ્વામી જાણવો, એટલે ઘણા હાથીઓને એને મોટો પરિવાર છે, વલી ( વડચિત્ત કે૦ ) મોટા ઉદાર મનવાલો એ જાણવો, તથા એ ( રાજેસર કે૦ ) રાજાઓનો પણ ઈશ્વર એવો ( રાજીયો કે૦ ) રાજા જાણવો ॥ ૨૪ ॥ પછી તે નિમિત્તિયાને રાજાએ ઘણું દાન દીધું, અને બહુ માન આપી વિસર્જન કર્યો. જગત માંહે વિદ્યાનો ( નિધિ કે૦ ) ખજાનો તે ( વડો કે૦ ) મોટો જાણવો. હવે શ્રીપાલ કુંવર પણ પોતાને ઘેર આવ્યા, તિહાં નવ પદનું ધ્યાન ધરતા થકા રહે છે, અને ( ત્રણ મયણા કે૦ ) મદનરેખા, મદનમંજૂષા અને મદનમંજરી, એ ત્રણ સ્ત્રીઓ પણ એકઠી મલી છે ॥ ૨૫ ॥

કુંઅર પૂરવની પરે રે, પાલે મનની પ્રીત રે ॥ ચતુર૦॥ પાસે રાખે શેઠને હો લાલ ॥ તે મનથી છંડે નહીં રે, દુર્જનની કુલ રીત રે ॥ ચતુર૦ ॥ જે જેહવો તે તેહવો હો લાલ ॥ ૨૬ ॥ બેહુ હાથ ભૂંઇ પડ્યા રે, કાજ ન એકો સિદ્ધ રે ॥ ચતુર૦ ॥ શેઠ ઇસ્યું મન ચિંતવે હો લાલ ॥ પી ન શક્યો ઢોલી શકું રે, એહવો નિશ્ચય કીધ રે ॥ ચતુર૦ ॥ એહને નિજ હાથે હણું હો લાલ ॥ ૨૭ ॥

અર્થ—હવે જો પણ ધવલ શેઠે શ્રીપાલને દુઃખ દેવા માટે ઘણાએ ઉપાય કર્યા, તોપણ શ્રીપાલ તો પૂર્વલી રીતેજ શેઠની સાથે મનની પ્રીતિ પાલે છે, તેથી નિરંતરપણે શેઠને તો પોતાની પાસેજ રાખે છે. તેમ છતાં પણ દુર્જનના કુલની રીતિ છે તે રીતિને દુષ્ટ સ્વભાવવાલો શેઠ પોતાના મનથી છાંડતો નથી, કેમકે જે જેવો હોય તે તેવોજ જાણવો. એટલે જે ભલો હોય તે ભલોજ હોય, અને જે ભૂંડો હોય તે ભૂંડોજ હોય, એમાં કાંઇ સંશય નથી ॥ યતઃ ॥ દુર્જનસ્ય સ્વભાવોઽયં પરકાર્યવિનાશકઃ ॥ કથં વા કાર્યમાયાતિ, મૂષકો વસ્ત્રભક્ષણાત્ ॥ ૧ ॥ ગુણલક્ષં પરિત્યજ્ય, દોષં ગૃહ્ણંતિ દુર્જનાઃ ॥ લક્ષં દોષં પરિત્યજ્ય, ગુણં ગૃહ્ણંતિ સજ્જનાઃ ॥ ૨ ॥ ૨૬ ॥ શેઠ તો વલી પણ પોતાના દુર્જનપણાને અંગીકાર કરીને મન માંહે ચિંતવના કરતો હવો કે મારા તો બેહુ હાથ ( ભૂંઇ કે૦ ) ભૂમિએ પડ્યા, પરંતુ એક પણ કાર્ય સિધ્યું નહીં, તથાપિ

હવે જો હું પી શકું નહીં તોપણ ઢોલી તો ( શકું કે૦ ) નાખું, તેથી શેઠે એવો નિશ્ચય કીધો કે એ તો સાતમી ભૂમિએ એકલોજ સુવે છે, બીજું કોઇ પાસે નથી, માટે હવે હું એને ( નિજ કે૦ ) પોતાને હાથેજ ( હણું કે૦ ) હણી નાખું કે જેથી બે સ્ત્રીઓ અને એની લક્ષ્મી તે તો મારે હાથે નહીં ચડે, તોપણ એ પોતે ભોગવી શકશે નહીં, એટલું તો કામ થશે. એવો નિશ્ચય કરીને ॥ ૨૭ ॥

કુંઅર પોઢયો છે જિહાં રે, સાતમી ભૂંઇએ આપ રે ॥ ચતુર૦ ॥ લેઇ કટારી તિહાં ચઢયો હો લાલ ॥ પગ લપટયો હેઠો પડયો રે, આવી પહોતું પાપ રે ॥ ચતુર૦ ॥ મરી નરકે ગયો સાતમી હો લાલ ॥ ૨૮ ॥ લોક પ્રભાતે તિહાં મલ્યાં રે, બોલે ધિક ધિક વાણ રે ॥ ચતુર૦ ॥ સ્વામિદ્રોહી એ થયો હો લાલ ॥ જેહ કુંઅરને ચિંતવ્યું રે, આપ લહ્યું નિરવાણ રે ॥ ચતુર૦ ॥ ઉગ્ર પાપ તરતજ ફલે હો લાલ ॥ ૨૯ ॥

અર્થ—જિહાં સાતમી ભૂમિએ કુંવર પોઢ્યો છે તિહાં તે ધૃષ્ટ, અનિષ્ટ, પાપિષ્ઠ ધવલ શેઠ પોતે હાથમાં કટારી લઇને ચઢ્યો, પરંતુ સાતમી ભૂમિએ ક્યાંએક ઉન્માર્ગે પગ મૂકતાં પગ ( લપટ્યો કે૦ ) ખસી ગયો, તેથી સાતમી ભૂમિથી હેઠો આવી પડ્યો. તિહાંથી પડતાં શેઠને પોતાના હાથમાં કટારી હતી તે પણ લાગી, અને શેઠનું પાપ પણ આવી પહોંચ્યું, એટલે પાપનો ઘડો ભરાણો હતો તે પણ ફૂટ્યો. તેને લીધે શેઠ આર્ત્ત રૌદ્ર ધ્યાનમાં વર્ત્તતો થકો મરણ પામીને સાતમી નરકે ગયો. એટલે સાતમી ભૂમિથી પડ્યો અને સાતમી નરકપૃથ્વીએ ગયો, કેમકે એવા નીચ પુરુષોને એવુંજ સ્થાનક મલે, પરંતુ બીજું નહીં ॥ યતઃ ॥ સો સત્તમ ભૂમિઓ, પડિઓ પત્તો ય સત્તમી ભૂમી ॥ નિરયસ્સ તારિસાણં, સમત્થિ ઠાણં કિમન્નત્થ ॥ ૧ ॥ ઇતિ શ્રીપાલચરિત્રે ॥ તથા ॥ મિત્રદ્રોહી કૃતઘ્નશ્ચ, યેઽપિ વિશ્વાસઘાતકાઃ ॥ તે નરા નરકં યાંતિ, યાવચ્ચંદ્રદિવાકરૌ ॥ ૧ ॥ ૨૮ ॥ તિહાં પ્રભાતે લોક એકઠાં મલ્યાં, તે સર્વ એ શેઠને ધિક્કાર છે! ધિક્કાર છે!!! એવી વાણી બોલતાં હવાં. જે માટે એ સ્વામિદ્રોહી થયો, એ પાપી શેઠે કુંવરને હણવાનું ચિંતવ્યું, તે જેવું ચિંતવ્યું એવું પોતેજ પામ્યો. એ અણખૂટે નિર્વાણ પામ્યો, જે માટે કહ્યું છે કે ( ઉગ્ર કે૦ ) ઘણું અઘોર પાપ કરે તો તે તરતજ ફલે ॥ ૨૯ ॥

મૃતકારજ તેહનાં કરે રે, કુંઅર મન ધરે સોગ રે ॥ ચતુર૦ ॥ ગુણ તેહના સંભારતો હો લાલ ॥ સોવન ઘણું તપાવીએ રે, અગ્નિ તણે સંયોગ રે ॥ ચતુર૦ ॥ તોહી રંગ ન પાલટે હો લાલ ॥ ૩૦ ॥ માલ પાંચસેં વહા-

ણુનો રે, સવિ સંભાલી લીધ રે ॥ ચતુર૦ ॥ લખમીનું લેખું નહીં હો લાલ ॥ મિત્ર ત્રણ જે શેઠના રે, તે અધિકારી કીધ રે ॥ ચતુર૦ ॥ ગુણનિધિ ઉત્તમ પદ લહે હો લાલ ॥ ૩૧ ॥

અર્થ—હવે શ્રીપાલ કુંવર તો શેઠના મૃત્યુનો શોક મનમાં ધરતો થકો શેઠના મૃત્યુ સંબંધી જે અગ્નિસંસ્કાર પ્રમુખ કાર્ય કરવાનાં તે કરતો હવો, અને તે શેઠના ગુણને સંભારતો થકો રહે છે. જેમ સોનાને અગ્નિના સંયોગે ઘણું તપાવીએ તોપણ તેનો રંગ પલટે નહીં તેમ ઉત્તમ પુરુષને પણ સોનાની સમાન જાણવા ॥ યતઃ ॥ કવિત્ત ॥ અગર અગ્નિમેં જોર દહાવત, તોહે સુગંધ સબે વિસ્તારે ॥ ચંદન કાટત હૈ જ્યોં કુઠારપેં, તોહિ કુઠાર બદન સુધારે ॥ યંત્રમેં પીલત ઇક્ષુખનકોં, ઉનકું ઇહ મિષ્ટ જસા રસ છારે ॥ સજજનકોં દુઃખ દેત દુરીજન, સજજન તોહિ ન દોષ વિચારે ॥ ૧ ॥ ઇતિ ॥ ૩૦ ॥ પાંચસેં વહાણોનું જે કાંઇ માલ કરિયાણું વિગેરે હતું તે સર્વે સંભાલી તપાસી લીધું. તે માંહે લક્ષ્મીનું તો લેખુંજ કરતાં આવે નહીં એટલી પાર વિનાની વસ્તુઓ ભરેલી હતી, તે સર્વ સંભાલી લઇને શેઠના ભલી બુદ્ધિના દેવાવાલા જે ત્રણ મિત્ર હતા તેને પાંચસેં વહાણોના અધિકારી કર્યા, જે માટે જે ગુણનિધિ એટલે ગુણવાન્ પુરુષ હોય તે ઉત્તમ પદને પામે, તેમ એ શેઠના ત્રણ મિત્ર જો ગુણવાન્ હતા તો તે અગણિત લક્ષ્મીના અધિકારી થઇને ઉત્તમ પદવીને પામ્યા ॥ ૩૧ ॥

ઇંદ્ર તણાં સુખ ભોગવે રે, તિહાં કુંઅર શ્રીપાલ રે ॥ ચતુર૦ ॥ મયણા ત્રણ પરિવર્યો હો લાલ ॥ ત્રીજે ખંડે ઇમ કહી રે, વિનયે ચોથી ઢાલ રે ॥ ચતુર૦ ॥ સિદ્ધચક્ર-મહિમા ફલ્યો હો લાલ ॥ ૩૨ ॥

અર્થ—હવે કુંવર તિહાં સુખ સમાધિમાં રહેતો થકો નિઃકેવલ ઇંદ્રના સરખું સુખ ભોગવતો થકો જેમ મુનિરાજ ત્રણ ગુપ્તિએ સહિત હોય તેમ મયણરેખાદિક ત્રણે સ્ત્રીઓએ કરી પરવર્યો થકો રહે છે. એ પ્રકારે ત્રીજા ખંડને વિષે ચોથી ઢાલ શ્રીવિનયવિજયજીએ કહી, માટે હે ભવ્યો! જુઓ કે શ્રીસિદ્ધચક્રજીનો મહિમા એટલે માહાત્મ્ય શ્રીપાલજીને કેવું ફલિભૂત થયું છે? ॥ ૩૨ ॥

॥ દોહા ॥

ઇક દિન રયવાડી ચઢ્યો, રમવાને શ્રીપાલ ॥ સાથ બહુ તિહાં ઉતર્યો, દીઠો ઋદ્ધિ વિશાલ ॥ ૧ ॥ સાર્થવાહ લઇ ભેટણું, આવ્યો કુંઅર પાય ॥ તવ તેહને પૂછે ઇસ્યું, કુંઅર કરી સુપસાય ॥ ૨ ॥

અર્થ—હવે એક દિવસે શ્રીપાલ કુંવર પરિવાર સહિત રયવાડીએ રમવા માટે ચડ્યો. ત્યાં નગરની બહાર એક વિશાલ ઋદ્ધિવંત એવો સથવારો ઉતર્યો હતો, તે તેણે દીઠો ॥ ૧ ॥ તે સમયે તે સાર્થવાહ પણ સારી વસ્તુનું ભેટણું લઇને શ્રીપાલ કુંવરની પાસે આવ્યો, તે વારે કુંવર પણ તે સાર્થવાહને રુડો પસાય કરીને આવી રીતે પૂછતો હવો ॥ ૨ ॥

**કવણ દેશથી આવીયા, કિહાં જાવા તુમ્હ ભાવ ॥ સાર્થવાહ તવ વિનવે, કર જોડી સદભાવ ॥ ૩ ॥ આવ્યા કાંતિ નયરથી, કંબુદ્વીવ ઉદ્દેશ ॥ કુંઅર કહે કોઇક કહો, અચરિજ દીઠ વિશેષ ॥ ૪ ॥ તેહ કહે અચરિજ સુણો, નયર એક અભિરામ ॥ કોશ ઇહાંથી ચારસેં, કુંડલપુર તસ નામ ॥ ૫ ॥ મકરકેતુ રાજા તિહાં, કપૂરતિલકાકંત ॥ દોય પુત્ર ઉપર હુઇ, સુતા તાસ ગુણવંત ॥ ૬ ॥ નામે તે ગણસુંદરી, રૂપે રંભ સમાન ॥ જગમાં જસ ઉપમ નહીં, ચઉસઠ કલાનિધાન ॥ ૭ ॥**

અર્થ—કે હે સાર્થવાહ! તમે કોણ દેશથી આવ્યા છો? અને કયાં જવાનો તમારો ભાવ છે? એવું કુંવરે પૂછયું તે વારે સાર્થવાહ પણ હાથ જોડી સાચા ભાવે કરી વિનંતિ કરે છે ॥ ૩ ॥ કે હે મહારાજ! અમે કાંતિ નગરથી આવ્યા છીએ, અને કમ્બુદ્વીપે જવાનો અમારો ( ઉદ્દેશ કે૦ ) અભિપ્રાય છે. તે સાંભલી શ્રીપાલ કુંવર તેમને કહે છે કે તમે દૂર દેશથી આવ્યા છો, માટે વચમાં કાંઇ અચરિજ વિશેષ દીઠું હોય તો તે અમોને કહો ॥ ૪ ॥ તે વારે તે સાર્થવાહ કહે છે કે હે મહારાજ! મેં જે અચરિજ દીઠું છે તે હું તમોને કહું છું, તે સાંભલો. જે ઇહાંથી ચારસેં કોશ દૂર એક મનોહર નગર છે, તેનું કુંડલપુર એવું નામ છે ॥ ૫ ॥ તિહાં મકરકેતુ નામે રાજા છે, તે રાજા કપૂરતિલકા નામે રાણીનો ( કંત કે૦ ) ભર્ત્તાર છે, તે રાણીને બે પુત્રની ઉપર એક મહા ગુણવંતી પુત્રી ઉત્પન્ન થઇ ॥ ૬ ॥ તે પુત્રીનું ગુણસુંદરી એવું નામ છે, માટે નામે કરી તો ગુણસુંદરી છે. વલી રૂપે કરી રંભા નામની જે અપ્સરા તેની સમાન છે. જેને કોઇ ઉપમા આપીને તેની બરાબરી કરીએ એવી કોઇ વસ્તુ જગતમાં નથી. એવી તે કુંવરી સ્ત્રીની જે ચોસઠ કલાઓ તેના નિધાનરૂપ છે. ઇહાં ચોસઠ કલાનાં નામો કહે છે. ૧ નૃત્ય, ૨ ઔચિત્ય, ૩ ચિત્રક, ૪ વાદ, ૫ મંત્ર, ૬ તંત્ર, ૭ જ્ઞાન, ૮ વિજ્ઞાન, ૯ દંભ, ૧૦ જલસ્તંભ, ૧૧ ગીતનાદ, ૧૨ તાલમાન, ૧૩ મેઘવૃષ્ટિ, ૧૪ ફલાકૃષ્ટિ, ૧૫ આરામારોપણ, ૧૬ આકારગોપન, ૧૭ ધર્મવિચાર, ૧૮ શકુન, ૧૯ ક્રિયાકલ્પ, ૨૦ સંસ્કૃતજલ્પ, ૨૧ પ્રાસાદનીતિ, ૨૨ ધર્મનીતિ, ૨૩ વર્ણિકાવૃદ્ધિ, ૨૪ સુવર્ણસિદ્ધિ, ૨૫ સુરભિતૈલકરણ, ૨૬ લીલાસંચરણ, ૨૭ ગજતુરંગપરીક્ષણ, ૨૮ પુરુષલક્ષણ, સ્ત્રીલક્ષણ, સામુદ્રિક, ૨૯ સુવર્ણરત્નભેદ, ૩૦ અષ્ટાદશલિપિપરિચ્છેદ, ૩૧ તત્કાલબુદ્ધિ, ૩૨ વાસ્તસિદ્ધિ, ૩૩ વૈદક, ૩૪ કામવિક્રિયા, ૩૫ ઘટભ્રમ, ૩૬ સારિપરિશ્રમ, ૩૭ અંજન, ૩૮ ચૂર્ણયોગ, ૩૯ હસ્તલાઘવ, ૪૦ વચનપાટવ, ૪૧ ભોજ્યવિધિ, ૪૨ વાણિજ્યવિધિ, ૪૩ મુખમંડન, ૪૪ શાલિખંડન, ૪૫ કથા-

કથન, ૪૬ પુષ્પગુંથન, ૪૭ વક્રોક્તિ, ૪૮ કાવ્યશક્તિ, ૪૯ સ્ફારવેષ, ૫૦ સકલ ભાષાવિશેષ, ૫૧ અભિધાનજ્ઞાન, ૫૨ આભરણપરિધાન, ૫૩ ભૃત્યોપચાર, ૫૪ ગૃહાચાર, ૫૫ કાવ્યકરણ, ૫૬ પરનિરાકરણ, ૫૭ રંધન, ૫૮ કેશબંધન, ૫૯ વીણાનાદ, ૬૦ વિતંડાવાદ, ૬૧ અંકવિચાર, ૬૨ લોકવ્યવહાર, ૬૩ અંત્યાક્ષરિકા, ૬૪ પ્રશ્નપ્રહેલિકા. એ ચોસઠ કલાનાં નામ વલી કેટલીએક પ્રતિઓમાં પ્રકારાંતરે પણ લખેલાં છે. એ ચોસઠે કલાની જાણ તે ગુણસુંદરી છે ॥ ૭ ॥

## રાગ રાગિણી રૂપ સ્વર, તાલ તંતવિતાન ॥
## વીણા તસ બ્રહ્મા સુણે, થિર કરી આઠે કાન ॥ ૮ ॥

અર્થ—હવે તે ગુણસુંદરીએ બાલપણાથીજ વીણા વજાડવાનો અભ્યાસ કર્યો છે, તે કેવી રીતે કર્યો છે? તો કે—૧ રાગ, ૨ રાગિણી, ૩ રૂપ, ૪ સ્વર, ૫ તાલ, ૬ તંતવિતાન, એટલા ગુણયુક્ત વીણાના જે કાંઇ ભેદો છે તે સર્વને તે કુંવરી જાણે છે ॥ તિહાં પ્રથમ રાગ છ પ્રકારના છે, તેમનાં નામ શ્લોકે કરી કહે છે ॥ શ્રીશ્રીરાગો વસંતશ્ચ, ભૈરવઃ પંચમસ્તથા ॥ મેઘરાગશ્ચ વિજ્ઞેયઃ, ષષ્ઠો નટ્ટનારાયણઃ ॥ ૧ ॥ અર્થ—શ્રીરાગ, વસંતરાગ, ભૈરવરાગ, પંચમરાગ, મેઘરાગ અને નટ્ટનારાયણરાગ, એ છ રાગનાં નામ કહ્યાં. હવે એકેકા રાગની છ છ રાગણીઓ એટલે સ્ત્રીઓ છે, તેમનાં નામ શ્લોકે કરી કહે છે ॥ ગૌડી કાલહા અંધાલી, દ્રાવિડી માલકૌશિકા ॥ ષષ્ઠી સ્યાદ્દેવગંધારી, શ્રીરાગાચ્ચ વિનિર્ગતાઃ ॥ ૧ ॥ હિંડોલા કૌશિકી ચૈવ, રામશ્રી પટમંજરી ॥ ગુંદશ્રીશ્ચૈવ દેશાખી, વસંતપ્રભવા ઇમાઃ ॥ ૨ ॥ ભૈરવી ગુર્જરી ચૈવ, ભાષાવેલી કુલી તથા ॥ કર્ણાટી રક્તહુંસી ચ, ષડેતા ભૈરવે મતાઃ ॥ ૩ ॥ ત્રિગુણી સ્તંભતીર્થી ચ, આભરી કુક્કરી તથા ॥ વેરાડી ચૈવ સામેરી, ષડેતાઃ પંચમે મતાઃ ॥ ૪ ॥ બંગાલી મધુકરી ચૈવ, કામોદા દોષશાટિકા ॥ દેવગ્રીવી ચ દેવાલા, મેઘરાગાંગનાશ્ચ ષટ્ ॥ ૫ ॥ તોડિકા મોટિકા ચૈવ, ડંબીભટ્ટા પરા તથા ॥ ગંધારી સિંધુ મલ્લારી, નટ્ટનારાયણોદ્ભવાઃ ॥ ૬ ॥ એ છ રાગની છત્રીશ રાગણીઓનાં નામ કહ્યાં. હવે એકેકા રાગના વલી આઠ આઠ પુત્ર છે, તે વારે છએના મલી અડતાલીશ પુત્ર થાય, તેમાં છ મૂલ રાગ અને છત્રીશ રાગણીઓ મેલવતાં સરવાલે નેવું ભેદ થયા. વલી એકેકા રાગની અને રાગણીની ચાલ તેમાં કોઇની બે, કોઇની ત્રણ, કોઇની ચાર, કોઇની પાંચ, કોઇની છ, કોઇની સાત થાય. એ સર્વ એના ભેદજ ગણાય. એમ બીજા પણ એના અનેક પ્રકારે ભેદ થાય છે, કેમકે ચક્રવર્તી પોતે મૂલગા છ રાગને પ્રરૂપે, અને તેની સ્ત્રી ૬૪૦૦૦ છે, તે પ્રત્યેક એકેકી સ્ત્રી વલી નવનવી દેશીએ કરી ભર્તારની સ્તવના કરે, તે વારે ચોસઠ હજાર દેશીઓ સર્વ જૂદી જૂદી રીતે ગવાતાં સર્વ મલી ચોસઠ હજાર ભેદો થાય. તેમજ વાસુદેવની બત્રીશ હજાર સ્ત્રીઓ છે, તિહાં બત્રીશ હજાર દેશીઓ ગવાય, તે હાલ પણ બત્રીશ હજાર દેશીઓ ચાલુ છે, કેમકે છેલ્લા નવમા કૃષ્ણ વાસુદેવ થઇ ગયા તે વખતે બત્રીશ હજાર દેશીઓ ગવાતી હતી. તે પછી કોઇ ચક્રવર્તી થયો નથી, માટે બત્રીશ હજારજ ચાલુ રહેલી છે. એ રીતે રાગના અનેક ભેદ છે. વલી તે રાગ રાગણીનાં રૂપ, તે જે જે રાગનો જેવો જેવો આકાર છે, જેવી રીતે રાગમાલાનાં ચિત્રામણ કરાય છે તે શાસ્ત્રોક્ત સર્વનાં રૂપને જૂદાં જૂદાં તે ગુણસુંદરી જાણે છે, તેના આકાર કરી દેખાડે છે, તથા તેના પૂર્વે ચિત્રેલા આકારને ઓલખે છે. વલી સ્વર સાત પ્રકારના છે, તેનાં નામ શ્લોકે કરી કહે છે. ષડ્જઋષભગાંધારા, મધ્યમઃ પંચમસ્તથા ॥ ધૈવતો નિષધઃ સપ્ત, તંત્રી કંઠોદ્ભવાઃ સ્વરાઃ ॥ ૧ ॥ એ સાત સ્વરનાં નામ કહ્યાં અથવા ૧ સા, ૨ રી, ૩ ગ, ૪ મ, ૫ પ, ૬ ધ, ૭ ની, એ સાત ભેદ જાણવા. વલી તાલના સાત ભેદ છે તે કહે છે. ધ્રૂઓ, માઠો, પડુમનો, રૂપકો, જત્તિ, પડતાલો, એકતાલો એટલે એકતાલ, દ્વિતાલ, ત્રિતાલ ઇત્યાદિ તાલના સાત ભેદ જાણવા. વલી તંતવિતાન એટલે તંતુનું

વિસ્તારવું. તિહાં કોઈ વીણા ચાર તંતુની હોય, કોઈ પાંચ તંતુની હોય, કોઇ છ તંતુની હોય, કોઇ સાત તંતુની હોય, તેનું સંકોચવું, વિસ્તારવું તેને આકુંચન પ્રસારણ કહીએ. તથા વીણાતંતુનું ચઢાવવું, ઉતારવું, તે સર્વ તંતુનો વિતાન કહીએ ઇત્યાદિક અનેક વાતો વીણા સંબંધી છે, તે સર્વ રાગના ગ્રંથોથી જાણવી. એવી રીતે રાગ, રાગિણી, ૩૫, સ્વર, તાલ અને તંતુવિતાન, એ છ તેણે કરી સંયુક્ત જે વારે ગુણસુંદરી વીણા વજાવે છે તે વારે તે વીણાનો જે શબ્દ તેના ગુણથી રંજિત થયો થકો ચાર મુખને ધારણ કરનારો એવો જે બ્રહ્મા, તે પણ પોતાના આઠે કાનને સ્થિર કરીને તે વીણા સાંભલવાને ઉજમાલ થાય છે, તો બીજા સામાન્ય જનો સાંભલવાને તત્પર થાય તેમાં તો શુંજ કહેવું? ॥ ૮ ॥

## શાસ્ત્ર સુભાષિત કાવ્ય રસ, વીણાનાદ વિનોદ ॥
## ચતુર મલે જો ચતુરને, તો ઉપજે પ્રમોદ ॥ ૯ ॥

અર્થ—વલી (શાસ્ત્ર કે૦) ધર્મશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર, શબ્દશાસ્ત્ર, આગમશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, નિમિત્તશાસ્ત્ર, વૈદ્યકશાસ્ત્ર, પુરાણશાસ્ત્ર. હવે શાસ્ત્રના ચાર યોગ કહ્યા છે, તેનાં નામ કહે છે. એક ધર્મકથાનુયોગ, બીજો ચરણકરણાનુયોગ, ત્રીજો ગણિતાનુયોગ અને ચોથો દ્રવ્યાનુયોગ, ઇત્યાદિ સર્વ શાસ્ત્ર કહેવાય છે તે તથા (સુભાષિત કે૦) જેમાં પ્રસ્તાવોચિત ભલાં વચન હોય, એવા પ્રાસ્તાવિક શ્લોક જે ચાણાક્ય પ્રમુખ તેના ભેદ સહિત તથા ગાથાઓના ભેદ, છંદની જાતિ, સવૈયા, કવિત્ત, કુંડલિયા, દોહા, ગાહા, હેલી, પ્રહેલી ઇત્યાદિક સર્વ સુભાષિત જાણવાં, તથા (કાવ્ય કે૦) હરિણી પ્રમુખથી માંડીને મહાદંડક પર્યંત નવનવા છંદની જાતિઓ. તિહાં જે અગીયાર અક્ષરનું પદ તે કાવ્યની પહેલી જાતિ જાણવી ઇત્યાદિ. (રસ કે૦) નવ રસ, તેમનાં નામ કહે છે. શૃંગારરસ, હાસ્યરસ, કરુણારસ, રૌદ્રરસ, વીરરસ, ભયાનકરસ, બીભત્સરસ અદ્ભુતરસ અને શાંતરસ એ નવ રસ. તથા વલી ત્રણ પ્રકારના રસ. તેમાં એક સ્થાયી રસ, બીજો સાત્ત્વિક રસ, ત્રીજો સંચારી રસ, એની ઉપર રાગ, અનુરાગ, અનુરતિ, તેણે કરી યુક્ત. તથા વલી વીણાનાદ તે વીણાના શબ્દ તથા જૂદી જૂદી જાતિનાં વાજિત્રોના શબ્દ તે લોકભાષાએ ત્રણ પ્રકારના છે. એક ઘા, બીજો વા, ત્રીજો ઘસરકો. તથા વલી બીજા ચાર ભેદ કહે છે, એક ઘન તે તાલ પ્રમુખ, બીજો સુષિર તે વંશાદિક, ત્રીજો આનદ્ધ તે મુરજાદિક, અને તત તે વીણા પ્રમુખ. હવે પ્રથમના ત્રણ ભેદનો અર્થ કહે છે. પ્રથમ ઘા તે ઢોલ, પડહો, મૃદંગ, પખાવજ, તાલ, કંસાલ, કરતાલ પ્રમુખ જાણવાં. બીજો વા તે શંખ, શરણાઇ, ભેરી, નફેરી, ભુંગલ, કરણાટ પ્રમુખ જાણવાં. ત્રીજો ઘસરકો તે સારંગી પ્રમુખ જાણવાં. ઇત્યાદિક સર્વ વાજિત્ર જાણવાં. હવે વીણાનાં સાત નામ છે તે કહે છે. વીણા, ઘોષવતી, વિપંચી, કંઠકૂણિકા, વલ્લકી, તંત્રી, પરિવાદિની. તે વીણાના સ્વામી જૂદા જૂદા હોય. શિવની વીણાનું નામ નાલંબી, સરસ્વતીની વીણાનું નામ કચ્છપી, નારદને મહતી નામે વીણા હોય, સર્વને સમ્મત તે પ્રભાવતી નામે વીણા જાણવી, બ્રહ્માની બૃહતી નામે વીણા છે, તુંબુરુની કલાવતી નામે વીણા, ચાંડાલની કંડોલી નામે વીણા, એ વીણાના ભેદ જાણવા. ઇત્યાદિક સર્વનો (વિનોદ કે૦) રમણ તે ગુણસુંદરી છે, એટલે એ સર્વ ચાતુર્ય ગુણસુંદરીમાં છે. એમ સાર્થવાહ જે આવ્યો છે તે શ્રીપાલને કહે છે. વલી કહે છે કે હે સ્વામિન્! તે કુંવરી અત્યંત ડાહી છે, વલી ચતુર છે, માટે જો તે ચતુરને મલે તોજ પ્રમોદ ઉપજે અથવા ચતુરને જો કોઇ ચતુર મલે તો પરસ્પર (પ્રમોદ કે૦) હર્ષ આનંદ ઉપજે. ગુણવંતને ગુણવંત મલે તોજ શોભે ॥ ૯ ॥

## ડહરો ગાય તણે ગલે, ખટકે જેમ કુકઠ ॥ મૂરખ સરસી

ગોઠડી, પગ પગ હિયડે હટ્ટ ॥ ૧૦ ॥ જો રૂઠો ગણવંતને, તો દેજે દુઃખપોઠિ ॥ દૈવ ન દેજે એક તું, સાથ ગમારાં ગોઠિ ॥ ૧૧ ॥ રસિયાશું વાસો નહીં, તે રસિયા ઇકતાલ ॥ ઝુરીને ઝાંખર હુવે, જિમ વિછડી તરુડાલ ॥ ૧૨ ॥ ઉગતિ યુગતિ સમજે નહીં, સૂઝે નહીં જસ સોજ ॥ ઇત ઉત જોઇ જંગલી, જાણે આવ્યું રોઝ ॥ ૧૩ ॥

અર્થ—નહીંકાં ડહુરો એટલે એને કચ્છી ભાષામાં ગટ કહે છે, તે ( કુકટ્ઠ કે૦ ) કુકાષ્ઠ એટલે કુત્સિત લાકડુ તેને છીછર ગાયના ગલામાં બાંધ્યું થકું ગાયના પગને વિષે જેમ ખટકે છે તેમ મૂરખ સરસી એટલે મૂરખની સાથે જે ( ગોઠડી કે૦ ) ગોષ્ઠિ કરવી અથવા ગોઠડી એટલે સહવાસ કરવો તે પણ પગલે પગલે એટલે વારંવાર હૈડાને વિષે ( હટ્ટ કે૦ ) અટક થાય, એટલે ખટકયા કરે, હૈયામાં સાલ્યા કરે ॥ ૧૦ ॥ માટે હે દૈવ ! જો તું ગુણવંત જનની ઉપર રુષ્ટમાન થાય તો તુને ગમે તો તેને દુઃખની પોઠો ભરી ભરીને આપજે, પણ માત્ર ગમારાં એટલે મૂર્ખ તેની સાથે ( ગોઠિ કે૦ ) સહવાસ કરવો જેનાથી પ્રાપ્ત થાય એવું દુઃખ દઇશ નહીં ॥ ૧૧ ॥ વલી જે માણસ પોતે રસિક છે, અને તેને જો તેના જેવાજ રસિક જન સાથે વસવું ન થાય તો તે રસિયા જન પણ એકતાલ એક હાથે તાલી ન દેવાય તે સમાન જાણવા. તે કેવા સમજવા? કે જેમ ( તરુડાલ કે૦ ) વૃક્ષની ડાલ, તે વૃક્ષથી વિછડીને જૂદી પડી ગયેલી હોય તે વૃક્ષ વિના એકલી રહેલી ઝુરી ઝુરીને ઝાંખરા જેવી થાય છે, એવા તે એકતાલ માફકના રસિક જન થાય છે ॥ ૧૨ ॥ વલી જે ઉક્તિ કે જુક્તિ એટલે કોઇ પણ વાતનો ન્યાય કરવો, ચતુરાઇ દેખાડવી તે કાંઇ સમજે નહીં, જેને કોઇ પણ કામકાજ કરવાની ચતુરાઇથી સોજ એટલે શોધ કરવી તેની સૂજ પડે નહીં, ( ઇત ઉત કે૦ ) ઇહાં તિહાં અરહું પરહું જ્યાં ત્યાં જંગલીની પેઠે જોયા કરે, જાણે કોઇ વગડાનું રોઝ આવ્યું હોય નહીં? ॥ ૧૩ ॥

રોઝ તણું મન રીઝવી, ન શકે કોઇ સુજાણ ॥ નદી માંહિ નિશિદિન વસે, પલળે નહીં પાષાણ ॥ ૧૪ ॥ મરમ ન જાણે માંહિલો, ચિત્ત નહીં ઇક ઠોર ॥ જિહાં તિહાં માથું ઘાલતો, ફરે હરાયું ઢોર ॥ ૧૫ ॥ વલી ચતુરશું બોલતાં, બોલી ઇક દો વાર ॥ તે સહેલી સંસારમાં, અવર અકજ અવતાર ॥ ૧૬ ॥ રસિયાને રસિયા મલે, કેલવતાં ગુણ ગોઠ ॥ હિયે ન માયે રીઝ રસ, કહેણી નાવે હોઠ ॥ ૧૭ ॥

અર્થ—માટે એવા રોઝ જેવા મૂર્ખનું મન તો કોઇ (સુજાણ કે૦) રૂડા જાણ પુરુષ હોય તે પણ રીઝવી શકે નહીં, કેની પેઠે? કે જેમ મગસેલીયો પથરો જે છે તે રાત્રિ દિવસ નદી માંહેજ વસે છે, તથાપિ બિલકુલ પલળે નહીં તેમ તે મૂર્ખ પણ જો સુજનની પાસે રાત્રિ દિવસ રહે તોપણ કોઇ રીતે રીઝ પામે નહીં ॥ ૧૪ ॥ વલી મૂર્ખ જન જે છે તે હરેક કામની અંદરનો મર્મ જે રહસ્ય તેને જાણે નહીં, વલી તેનું ચિત્ત પણ (ઇક ઠોર કે૦) એક ઠેકાણે ન હોય. જેમ હરાયું એટલે રખડતું તોફાની ઢોર હોય તે જ્યાં ત્યાં માથું ઘાલતું થકું ફરતું ફરે તેની પેરે તે પણ ફરતો ફરે ॥ ૧૫ ॥ વલી ચતુરની સાથે કદાચિત્ વચન બોલતાં એક બે વાર બોલીએ તે સંસારમાં સહેલી એટલે અવતારનો લાહો લીધો જાણવો, અને (અવર કે૦) બીજો અવતાર તે (અકજ કે૦) નિષ્કારણ નિષ્ફલ જાણવો ॥ ૧૬ ॥ અથવા વલી જે રસિયા જન હોય તેને જો રસિયા મલે તો તેની સાથે ગુણની ગોઠ કેલવતાં થકા તેથી જે રીઝનો રસ ઉત્પન્ન થાય તે હૈયામાં પણ સમાય નહીં અને તે રીઝનો જે રસ, તે રસની જે કહેણી, તે હોઠમાં આવે નહીં, એટલે તે રીઝનો રસ, તેની વાર્તા હોઠથી કહેવામાં આવે નહીં ॥ ૧૭ ॥

**પરખ્યા પાખે પરણતાં, ભુંચ્છ મિલે ભરતાર ॥ જાય જમારો ઝુરતાં, કિસ્યું કરે કિરતાર ॥ ૧૮ ॥ તિણ કારણ તે કુંઅરી, કરે પ્રતિજ્ઞા સાર ॥ વીણાવાદે જીતશે, જે મુજ તે ભરતાર ॥ ૧૯ ॥**

અર્થ—માટે પરીક્ષા કર્યા વિના જો પરણીએ તો ભુંચ્છ એટલે ખરાબ મૂર્ખ ભર્ત્તાર મલે, તેના યોગે આખો જન્મારો ઝુરતાં ઝુરતાં જાય, તેમાં કિરતાર શું કરે? એટલે પોતે પરીક્ષા કરવી નહીં, ને પછી કિરતાર જે દૈવ તેને દોષ દેવો તે ફોકટ છે. એમાં બાપડો દૈવ તે શું આવી કરે? ॥ ૧૮ ॥ તે કારણ માટે હે રાજન્! તે કુંવરીએ એવી (સાર કે૦) પ્રધાન પ્રતિજ્ઞા કરી છે કે જે પુરુષ મુજને વીણાવાદમાં જીતશે તેજ મારો ભર્ત્તાર જાણવો. એ બધી વાત સાર્થવાહ શ્રીપાલને કહી સંભલાવે છે ॥ ૧૯ ॥

॥ ઢાલ પાંચમી ॥

॥ થાહરા મહોલા ઉપર મેહ, ઝરૂખે વીજલી ॥ હો લાલ ॥ ઝરૂખે વીજલી ॥ એ દેશી ॥

**તેહ પ્રતિજ્ઞા વાત, નયરમાં ઘર ઘરે ॥ હો લાલ ॥ નયરમાં૦ ॥ પસરી લોક અનેક, બનાવે પરે પરે ॥ હો લાલ ॥ બનાવે૦ ॥ રાજકુમાર અસંખ્ય, તે શીખણ સજ્જ થયા ॥ હો લાલ ॥ તે૦ ॥ લેઇ વીણા સાજ, તે ગુરુ પાસે ગયા ॥ હો લાલ ॥ તે૦ ॥ ૧ ॥**

અર્થ—હવે તે કુંવરીએ કરેલી પ્રતિજ્ઞાની વાત તે કુંડલપુર નગરને વિષે ઘરોઘર પસરી એટલે ફેલાઇ કે કુંવરીને વીણાવાદે જે જીતે તે એનો ભર્ત્તાર થાય. કુલ જાતિનો કાંઇ મેળ નથી. એમ જાણીને અનેક લોકો યોજ કરીને તે વીણાના ખ્યાલને પરે પરે એટલે અનેક

પ્રકારે બનાવે છે. વલી એ વાત જાણીને અસંખ્ય એટલે ઘણા રાજકુમારો તે વીણા શીખવા માટે તૈયાર થયા અને વીણાનો સાજ લઇને તેઓ ગુરુની પાસે ગયા ॥ ૧ ॥

ત્રણ ગ્રામ સુર સાત, કે એકવીશ મૂર્ચ્છના ॥ હો લાલ ॥ કે૦ ॥ તાન ઓગણપચાસ, ઘણી વિધ ઘોલના ॥ હો લાલ ॥ ઘણી૦ ॥ વિદ્યાચારય એક, સધાવે શીખવે ॥ હો લાલ ॥ સધાવે૦ ॥ કરે અભ્યાસ જુવાન, તે ઉજમ નવનવે ॥ હો લાલ ॥ તે૦ ॥ ૨ ॥ શાસ્ત્ર સંગીત વિચ-ક્ષણ, દેશ વિદેશના ॥ હો લાલ કે ॥ દેશ૦ ॥ કરે સભા માંહે વાદ, તે નાદવિશેષના ॥ હો લાલ ॥ તે૦ ॥ માસ માસ પ્રતિ હોય, તિહાં ગુણ પારિખાં ॥ હો લાલ ॥ તિહાં૦ ॥ સુણતાં કુમરી વીણ, સવે પશુ સારિખા ॥ હો લાલ ॥ સવે૦ ॥ ૩ ॥

અર્થ—તે વીણા વજાડવાના આદિ, મધ્ય અને અંત, એ ત્રણ ગ્રામ જાણવા. તથા ખરજ, ઋષભ, ગંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ, એ સાત સ્વર જાણવા, અને વીણાની માંહે એકવીશ ઝીણા પીતલના તાર થાય છે તે મૂર્ચ્છના જાણવી. તેમજ ઓગણ-પચાસ તાન જાણવાં, અને ઘોલના તો ( ઘણી વિધ કે૦ ) ઘણા પ્રકારની કહી છે. એવી વીણા સંબંધી વિદ્યા તે એક વિદ્યાચાર્ય છે તે ત્યાં સર્વને સધાવે છે અને શીખવે છે. તિહાં ઘણા જુવાન પુરુષો નવનવા ઉજમભર અભ્યાસ કરે છે ॥ ૨ ॥ એ પ્રમાણે સંગીતશાસ્ત્રને વિષે સર્વ દેશ પરદેશના જે વિચક્ષણ એટલે ડાહ્યા પુરુષો છે તે ત્યાં આવીને સભા માંહે ( નાદવિશેષના કે૦ ) સ્વરવિશેષના વાદ કરે છે. તે સર્વના કલા સંબંધી ગુણની પરીક્ષા મહીને મહીને થાય છે, પણ કુંવરીની વીણા સાંભલીને તે સર્વે પશુ એટલે જાનવર સરખા થઇ જાય છે ॥ ૩ ॥

ચહુટા માંહિ વીણ, વજાવે વાણીયા ॥ હો લાલ ॥ વજાવે૦ ॥ ન કરે કોઇ વ્યાપાર, તે હોંશી પ્રાણીયા ॥ હો લાલ ॥ તે૦ ॥ ઇણી પરે વરણ અઢાર, ઘરોઘર આં-ગણે ॥ હો લાલ ॥ ઘરોઘર૦ ॥ સઘલે મેડી માલે, વીણા રણઝણે ॥ હો લાલ કે ॥ વીણા૦ ॥ ૪ ॥ ગાય ચારે ગો-વાલ, તે વીણ વજાડતા ॥ હો લાલ ॥ તે૦ ॥ રાજકુંઅરી

વિવાહ, મનોરથ ભાવતા ાા હો લાલ ાા મનોરથ૦ ાા સૂનાં
મૂકી ખેત્ર, મિલે બહુ કરસણી ાા હો લાલ ાા મિલે૦ ાા
શીખે વીણ વજાવણ, હોંશ હિયે ઘણી ાા હો લાલ
કે ાા હોંશ૦ ાા ૫ ાા

અર્થ—વલી તે ગામના ચૌટામાં વાણીયા લોકો પણ વીણા વજાડે છે, તે સહુ પોતાના મનમાં એવી હોંશ રાખે છે કે આપણને જો સારી વીણા વગાડતાં આવડશે તો રાજાની કુંવરી આપણને વરશે. એવી હોંશ રાખનારા પ્રાણીઓ તે પોતપોતાનો વ્યાપાર ધંધો પણ કરતા નથી. એ પ્રમાણે ત્યાં અઢારે વર્ણનાં લોકને ઘેર ઘેર, આંગણે આંગણે, મેડીએ મેડીએ અને મહોલે મહોલે સર્વ ઠેકાણે વીણાના શબ્દો રણઝણ થઇ રહ્યા છે ॥ ૪ ॥ તિહાં જે ગાયોના ચારનારા ગોવાલીયા લોકો છે તે પણ ગાય ચારતાં ચારતાં રાજકુંવરીના વિવાહના મનોરથને મનમાં ભાવતા થકા વીણા વજાડે છે. તેમજ કરસણી જે ખેડુત લોકો છે તે પણ પોતપોતાનાં ધાન્યનાં પાકેલાં ખેતરોને સૂનાં મૂકીને રાજકુંવરીને પરણવાની પોતાના હૈયામાં ઘણી હોંશ રાખતા થકા તિહાં આવીને ( બહુ કે૦ ) ઘણા મલે છે, એટલે તે વીણા વગાડવાનો ઉદ્યમ શીખવાને એકઠા થાય છે ॥ ૫ ॥

તેહ નયર માંહિ એહવું, કૌતુક થઇ રહ્યું ાા હો લાલ કે ાા
કૌતુક૦ ાા દીઠે બણે તે વાત, ન જાયે પણ કહ્યું ાા હો
લાલ ાા ન૦ ાા સુણી કુંઅર તે વાત, હિયે રીઝ્યો ઘણું ાા
હો લાલ ાા હિયે૦ ાા સાર્થવાહને સાર, દીએ વધામણું
હો લાલ ાા દીએ૦ ાા ૬ ાા આવ્યો નિજ આવાસ,
કુંઅર મન ચિંતવે ાા હો લાલ ાા કુંઅર૦ ાા નયર રહ્યું તે
દૂર, તો કિમ જાસ્યાં હવે ાા હો લાલ ાા તો૦ ાા દેત વિધાતા
પાંખ, તો માણસ રુઅડાં ાા હો લાલ ાા તો૦ ાા ફરી
ફરી કૌતુક જોત, જુવે જેમ સૂઅડા ાા હો લાલ ાા જુવે૦
ાા ૭ ાા સિદ્ધચક્ર મુજ એહ, મનોરથ પૂરશે ાા હો લાલ ાા
મનોરથ૦ ાા એહીજ મુજ આધાર, વિઘન સવિ ચૂરશે ાા
હો લાલ ાા વિઘન૦ ાા થિર કરી મન વચ કાય, રહ્યો
ઇક ધ્યાનશું ાા હો લાલ ાા રહ્યો૦ ાા તન્મય તત્પર ચિત્ત,
થયું તસ ગ્યાનશું ાા હો લાલ ાા થયું૦ ાા ૮ ાા

અર્થ—તો હે કુંવર ! તે નગરમાં એવા પ્રકારનું કૌતુક થઇ રહ્યું છે તે નજરે દીઠે બને, પણ મુખે કરી કહ્યું જાય નહીં. એ વાત સાર્થવાહના મુખથી સાંભલીને તે કુંવર પોતાના હૈયામાં ઘણું રીઝ્યો. તે વારે તે સાર્થવાહને વધામણીમાં ( સાર કે૦ ) પ્રધાન વસ્ત્રાદિક ( દીએ કે૦ ) આપતો હવો ॥ ઉક્તં ચ ॥ તાવત્પ્રીતિર્ભવેલ્લોકે, યાવદ્દાનં પ્રદીયતે ॥ વત્સઃ ક્ષીરક્ષયં દૃષ્ટ્વા, પરિત્યજતિ માતરમ્ ॥ ૧ ॥ ઇતિ ॥ ૬ ॥ પછી શ્રીપાલ કુંવર સંધ્યાસમયે પોતાના આવાસને વિષે આવીને મનમાં એવું ચિંતવવા લાગ્યો કે તે નગર તો અહીંથી ઘણું દૂર રહ્યું, તો હવે તિહાં શી રીતે જઇશું? અહો! જો વિધાતાએ પાંખ આપી હોત તો માણસ રૂડાં થાત; અને સૂડાઓ જેમ ફરી ફરીને દેશ વિદેશનાં કૌતુકો જુવે છે તેમ માણસ પણ આકાશગમન કરી ફરી ફરીને દેશ વિદેશનાં કૌતુક જોત !!! ॥ ૭ ॥ પણ હવે મારે તો શ્રીસિદ્ધચક્ર જેવો ધણી છે તો તેજ મારા એ મનોરથ પૂર્ણ કરશે, મારે તો એજ આધારભૂત છે, તે સર્વ વિઘ્નોને ચૂર્ણ કરશે. એવો નિશ્ચય કરી પોતાનાં મન, વચન અને કાયાને સ્થિર કરી એક શ્રીસિદ્ધચક્રજીનાજ ધ્યાનમાં રહ્યો; તે શ્રીપાલનું ચિત્ત તન્મય એટલે સિદ્ધચક્રના ધ્યાનમાંજ તત્પર એટલે તલ્લીન થયું ॥ ૮ ॥

**તતખિણ સોહમવાસી, દેવ તે આવીયો ॥ હો લાલ કે ॥ દેવ૦ ॥ વિમલેસર મણિહાર, મનોહર લાવીયો ॥ હો લાલ ॥ મનોહર૦ ॥ થઇ ઘણો સુપ્રસન્ન, કુંઅર કંઠે ઠવે ॥ હો લાલ ॥ કુંઅર૦ ॥ તેહ તણો કર જોડી, મહિમા વરણવે ॥ હો લાલ ॥ મહિમા૦ ॥ ૯ ॥ જેહવું વંછે રૂપ, તે થાયે તતખિણે ॥ હો લાલ ॥ તે૦ ॥ તતખિણ વાંછિત ઠામ, જાયે ગયણાંગણે ॥ હો લાલ ॥ જાયે૦ ॥ આવે વિણ અભ્યાસ, કલા જે ચિત્ત ધરે ॥ હો લાલ ॥ કલા૦ ॥ વિષના વિષમ વિકાર, તે સઘલા સંહરે ॥ હો લાલ ॥ તે૦ ॥ ૧૦ ॥**

અર્થ—તે વારે તતખિણ એટલે તે સમયેજ સૌધર્મદેવલોકનો રહેવાસી વિમલેસર નામે દેવતા તે મનોહર મણિનો હાર લઇને તિહાં આવ્યો. તે ઘણોજ સુપ્રસન્ન થઇને તે હાર શ્રીપાલ કુંવરને કંઠે ઠવીને બે હાથ જોડી તે હારનો મહિમા વર્ણવે છે ॥ ૯ ॥ તે કહે છે કે હે કુંવર ! એક તો એ હારના પ્રભાવે કરી જેવું રૂપ વાંછે તેવું તત્કાલ થાય, બીજું જે ઠેકાણે જવાની વાંછા કરે તિહાં તત્કાલ ગયણાંગણે એટલે આકાશમાર્ગથી જવાય, ત્રીજું અભ્યાસ કર્યા વિના પણ જે કલા શીખવાનું પોતાના ચિત્તમાં ધારે તે કલા આવડે, અને ચોથું કોઇને ( વિષ કે૦ ) ઝેર વ્યાપ્યું હોય અને તેના વિષમ એટલે આકરા વિકાર પ્રાપ્ત થયા હોય તે સર્વને સંહરે એટલે નાશ કરે ॥ ૧૦ ॥

**સિદ્ધચક્રનો સેવક, હું છું દેવતા ॥ હો લાલ કે ॥ હું૦ ॥**

કેઇ ઉદ્ધરીયા ધીર, મેં એહને સેવતા ॥ હો લાલ ॥ મેં૦ ॥ સિદ્ધચક્રની ભક્તિ, ઘણી મન ધારજો ॥ હો લાલ ॥ ઘણી૦ ॥ મુજને કોઇક કામ, પડે સંભારજો ॥ હો લાલ ॥ પડે૦ ॥ ૧૧ ॥ એમ કહીને દેવ, તે નિજ થાનક ગયો ॥ હો લાલ ॥ તે નિજ૦ ॥ કુંઅર પોઢચો સેજ, નિચિંતો મન થયો ॥ હો લાલ ॥ નિચિંતો૦ ॥ જાગ્યો જિસે પરભાત, તિસે મન ચિંતવે ॥ હો લાલ ॥ તિસે૦ ॥ કુંડલ નયર મઝાર, જઇ બેસું હવે ॥ હો લાલ ॥ જઇ૦ ॥ ૧૨ ॥ નયણ ઉઘાડી જામ, વિલોકે આગલે ॥ હો લાલ ॥ વિલોકે૦ ॥ દેખે ઉભો આપ, નયરની ભાગલે ॥ હો લાલ ॥ નયરની૦ ॥ દીઠા તિહાં દરવાણ, તે વીણ વજાવતા ॥ હો લાલ ॥ તે૦ ॥ રાજકુંઅરીનાં રૂપ, કલા ગુણ ગાવતા ॥ હો લાલ ॥ કલા૦ ॥ ૧૩ ॥

અર્થ—હે કુંવર ! હું શ્રીસિદ્ધચક્રનો સેવક દેવતા છું. એ સિદ્ધચક્રને સેવતા એટલે સેવન કરનારા એવા કેટલાએક ધીરજવંતોને મેં ઉદ્ધર્યા છે, માટે તમે પણ શ્રીસિદ્ધચક્રની ભક્તિ ઘણી મન માંહે ધારજો, અને જો કોઇક કામ પડે તો મને સંભારજો ॥ ૧૧ ॥ એ પ્રમાણે કહીને તે દેવતા પોતાને સ્થાનકે ગયો, અને શ્રીપાલ કુંવર પણ પોતાની સેજ ઉપર જઇ પોઢ્યો એટલે સુઇ રહ્યો, તેનું મન નિશ્ચિંત થયું છે. હવે પ્રભાતે જેવો જાગ્યો તેવોજ કુંવર પોતાના મનમાં ચિંતવવા લાગ્યો કે હવે કુંડલપુર નગરમાં જઇ બેસું ॥ ૧૨ ॥ એવું ચિંતવીને ( જામ કે૦ ) જે વારે પોતાનાં ( નયણ કે૦ ) નેત્ર ઉઘાડીને આગલ ( વિલોકે કે૦ ) જુવે છે તો તે વારે પોતાને કુંડલપુર નગરની ભાગોળે આવી ઉભેલો દેખતો હવો, અને તિહાં દરવાણ જે નગરના દરવાજાના સાચવનારા લોકો છે તેને પણ વીણા વગાડતા અને રાજકુંવરીનાં રૂપ, કલા અને ગુણોનું ગાયન કરતા થકા દીઠા ॥ ૧૩ ॥

ચિત્ત માંહે ચિંતી રૂપ, કરે તિહાં કુબડું ॥ હો લાલ ॥ કરે૦ ॥ ઉભડ શીશ નિલાડ, વદન જિસ્યું તુંબડું ॥ હો લાલ ॥ વદન૦ ॥ ચૂએ ચૂંચી આંખ, દાંત સવિ સોખલા ॥ હો લાલ ॥ દાંત૦ ॥ વાંકા લાંબા હોઠ, રહે તે મોકલા ॥ હો લાલ ॥ રહે૦ ॥ ૧૪ ॥ ચિહું દિશિ બેઠું

નાક, કાન જિમ ઠીકરાં ॥ હો લાલ ॥ કાન૦ ॥ પૂંઠ ઉંચી અતિ ખુંધ, હિયે બહુ ટેકરા ॥ હો લાલ ॥ હિયે૦ ॥ કોટ કેડ ઉર પેટ, મલી ગયાં ઢુકડાં ॥ હો લાલ ॥ મલી૦ ॥ ટુંકી સાથલ જંઘ, હાથ પગ ટુંકડા ॥ હો લાલ ॥ હાથ૦ ॥ ૧૫ ॥ ઠક ઠક ઠવતો પાય, નયર માંહિ નીકલ્યો ॥ હો લાલ ॥ નયર૦ ॥ તેહ નીહાલી લોક, ખલક જોવા મલ્યો ॥ હો લાલ ॥ ખલક૦ ॥ જિહાં શીખે છે વીણ, કલા તિહાં આવીયો ॥ હો લાલ ॥ કલા૦ ॥ આવ્યા રાજકુમાર, મલી બોલાવીયો ॥ હો લાલ ॥ મલી૦ ॥ ૧૬ ॥

અર્થ—પછી પોતાના ચિત્તમાં કુબડાનું રૂપ કરવાનું ચિંતવન કરીને કુબડાનું સ્વરૂપ કર્યું, તે આ પ્રમાણે કે પ્રથમ ઉભડ શીશ એટલે મસ્તક ઉંચું છે, લલાટ પણ ઉંચું છે, વદન જે મુખ તે તુંબડા જેવું છે, અને આંખો ચૂંચી છે, તેમાંથી પાણી ચૂએ છે એટલે ઝરે છે, તથા સર્વ દાંત સોખલા થઇ ગયેલા છે, તથા હોઠ તો વાંકા, લાંબા અને મોકળા રહેલા છે, એટલે એક હોઠને બીજો હોઠ મલતો નથી ॥ ૧૪ ॥ તથા નાક ચારે દિશાએ બેસી ગયેલું છે, કાન તો જાણે ઠીકરાંજ હોય નહીં? એવા દેખાય છે, પૂંઠ ઉંચી છે, ઘણી ખુંધ નીકલી છે, હૈયા ઉપર ( બહુ કે૦ ) ઘણા ટેકરા જેવું દેખાય છે, તથા કોટ, કેડ, હૃદય અને પેટ, એ ચારે ઢુકડાં એટલે પાસે પાસે મલી ગયાં છે. તથા સાથળ અને જાંઘ એ બેહુ ટુંકાં છે, તેમજ હાથ તથા પગ પણ સર્વે ટુંકડા છે ॥૧૫॥ એવું રૂપ કરી પગને હળવે હળવે ઠક ઠક કરી ( ઠવતો કે૦) મૂકતો થકો એટલે પગ ઠબકાવતો થકો નગરમાં નીકલ્યો. તે જોઇને સર્વ લોકનો ખલક એટલે સમૂહ જોવા મલ્યો. એવે વેષે જિહાં બીજા રાજકુમાર પ્રમુખ વીણાકલા શીખે છે તિહાં તે કુબ્જ આવ્યો. તેને જોઇને રાજકુમારો પણ તેની તરફ આવ્યા, અને તે સર્વ જણાએ મલી તેને બોલાવ્યો ॥ ૧૬ ॥

આવો આવો જુહાર, પધારો વામણા ॥ હો લાલ ॥ પધારો૦ ॥ દીસો સુંદર રૂપ, ઘણું સોહામણા ॥ હો લાલ ॥ ઘણું૦ ॥ કિહાંથી પધાર્યા રાજ, કહો કુણ કારણે ॥ હો લાલ ॥ કહો૦ ॥ કેહને દેશો મોહત, જઇ ઘર બારણે ॥ હો લાલ ॥ જઇ૦ ॥ ૧૭ ॥ કુબ્જ કહે અમે દૂર, થકી આવ્યા અહીં ॥ હો લાલ ॥ થકી૦ ॥

હાંસું કરતાં વાત, તુમ્હે સાચી કહી ॥ હો લાલ ॥ તુમે૦ ॥ વીણા ગુરુની પાસ, અમે પણ સાધશું ॥ હો લાલ ॥ અમે૦ ॥ કરશે જો જગદીશ, તો તુમથી વાધશું ॥ હો લાલ ॥ તો૦ ॥ ૧૮ ॥

અર્થ—કે હે વામણાજી ! આવો, આવો, જુહાર છે, અહીંયાં પધારો, અહો ! તમે તો ઘણા સુંદર રૂપવંત અને સોહામણા દેખાઓ છો ! હે રાજન્ ! તમે કયાંથી પધાર્યા ? અને શે કારણે તમોને અહીંયાં આવવું પડ્યું છે ? તથા કોના ઘરને બારણે જઇ તમે માન મહત્ત્વ આપશો ॥ યતઃ ॥ દુર્જનોદીરિતૈર્દોષૈ-ર્ગુણૈર્માર્ગણવર્ણિતૈઃ ॥ અસતીદર્શિતૈઃ સ્નેહૈ,-સ્સમાનં મહતાં મનઃ ॥ ૧ ॥ ઇતિ ॥ ૧૭ ॥ તે સાંભલી કુબ્જે કહ્યું કે હે ભાઇઓ ! અમે ઘણા દૂર દેશથી અહીંયાં આવ્યા છીએ. તમે અમારું હાંસું કરતા થકા પણ વાત તો સાચી કહી છે. હે કુમારો ! અમે પણ ગુરુની પાસે વીણાની કલાને સાધશું, અને જો જગદીશ કરશે તો તમારાથી પણ એ કલામાં અમે વધશું ॥ ૧૮ ॥

વિદ્યાચારીય પાસ, જઇ એમ વિનવે ॥ હો લાલ ॥ જઇ૦ ॥ વીણાનો અભ્યાસ, કરાવો મુજ હવે ॥ હો લાલ ॥ કરાવો૦ ॥ ખડ્ગ અમૂલિક એક, કર્યું તસ ભેટણું ॥ હો લાલ ॥ કર્યું૦ ॥ તવ હરખ્યા ગુરુ મહોત, દીએ તસ અતિ ઘણું ॥ હો લાલ ॥ દીએ૦ ॥ ૧૯ ॥ વીણા એક અનુપમ, દીધી તસ કરે ॥ હો લાલ કે ॥ દીધી૦ ॥ દેખાડે સ્વર નાદ, ઠેકાણાં આદરે ॥ હો લાલ ॥ ઠેકાણાં૦ ॥ ત્રટ ત્રટ ત્રૂટે તાંત, ગમા જાયે ખસી ॥ હો લાલ ॥ ગમા૦ ॥ તે દેખી વિપરીત, સભા સઘલી હસી ॥ હો લાલ ॥ સભા૦ ॥ ૨૦ ॥

અર્થ—પછી વિદ્યાચાર્યની પાસે જઇને તે કુબડા એવી રીતે વિનંતિ કરે છે કે હે ગુરુજી ! હવે મને આપ વીણાનો અભ્યાસ કરાવો, પણ રાજકુમારો તેના ઉપર હસતા હડ હડ કરતા દેખીને ગુરુએ તો તે સમયે તેની સામું પણ જોયું નહીં, તે વારે કુબ્જે તે ઉપાધ્યાયને પોતાના હાથ માંહેલા એક અમૂલક ખડ્ગનું ભેટણું કર્યું, તે વારે તો તે ગુરુએ ઘણા હર્ષવંત થઇને કુબ્જને અતિ ઘણું મહત્ત્વ દીધું ॥ ૧૯ ॥ એક અનુપમ પોતાની વીણા કુબડાના હાથમાં આપીને સ્વર તથા નાદનાં જે જે ઠેકાણાં હતાં તે સર્વ આદરે કરી દેખાડ્યાં, તે વારે કુંવરે પણ રાજકુમારોને હાસ્યરસ વધારવા માટે વિપરીતપણે વીણાના ગમા ચઢાવવા માંડ્યા કે

જેથી વીણાની તાંતો જે હતી તે સર્વ ત્રટ ત્રટ ત્રૂટી ગઇ અને ગમા સર્વ ખસી ગયા, એટલે તાંતો ત્રોટી નાખી અને તુંબડું ફોડી નાખ્યું. એવું વિપરીતપણું જોઇને સર્વ સભા ખડ ખડ હસી, તોપણ ઉપાધ્યાય પાસે ફરી ફરી ઘરેણાં આપવાના બળે કરી આદર સહિત રહે છે ॥ ૨૦ ॥

હવે પરીક્ષા હેતુ, સભા મહોટી મલી ॥ હો લાલ ॥ સભા૦ ॥ ચતુર સંગીત વિચક્ષણ, બેઠા મન રલી ॥ હો લાલ કે ॥ બેઠા૦ ॥ આવી રાજકુમારી, કલા ગુણ વરસતી ॥ હો લાલ ॥ કલા૦ ॥ વીણા પુસ્તક હાથ, જે પરતખ સરસતી ॥ હો લાલ ॥ જે૦ ॥ ૨૧ ॥ દરવાને દરબાર, કુબજ જવ રોકીયો ॥ હો લાલ ॥ કુબજ૦ ॥ દીધું ભૂષણ રત્ન, પછે નવિ ટોકીયો ॥ હો લાલ ॥ પછે૦ ॥ આવ્યો કુમરી પાસ, ઇચ્છારૂપી વડો ॥ હો લાલ ॥ ઇચ્છારૂપી૦ ॥ કુંવરી દેખે સરૂપ, બીજા સવિ કુબડો ॥ હો લાલ ॥ બીજા૦ ॥ ૨૨ ॥

અર્થ—હવે જે વારે મહીનો પૂર્ણ થયો તે વારે પરીક્ષાના હેતુએ મોટી સભા મલી. તે સભા માંહે સંગીતશાસ્ત્રને વિષે ચતુર અને વિચક્ષણ એટલે ડાહ્યા પુરુષો સર્વ પોતાનાં મનને રલીયાતે એટલે આનંદે કરી બેઠા. તિહાં રાજકુંવરી પણ કલા તથા ગુણનો વરસાદ વરસાવતી થકી આવી. તેના એક હાથમાં વીણા છે અને બીજા હાથમાં વીણાના શાસ્ત્ર સંબંધી પુસ્તક છે, તેથી જાણીએ પ્રત્યક્ષ એટલે સાક્ષાત્ સરસ્વતીજ હોય નહીં ? એવી શોભે છે ॥ ૨૧ ॥ તે સભામાં જવા માટે કુબ્જ જેવો પ્રવેશ કરે છે તેવોજ તેને દરવાને એટલે પોલીયે રોકી રાખ્યો, તેને કુંવરે રત્નનું આભૂષણ આપ્યું, તે વારે તેણે સભામાં જવા માટે નવિ ટોકીયો એટલે અટકાવ્યો નહીં. પછી તે ( વડો કે૦ ) મોટો ઇચ્છારૂપી એટલે ઇચ્છામાં આવે તેવા રૂપને ધારણ કરનારો જે કુંવર તે કુંવરી પાસે આવ્યો. તિહાં માત્ર એકલી કુંવરી તો જેવું શ્રીપાલનું મૂલ રૂપ છે તેવુંજ દેખે છે, અને બીજા સર્વે તેને કુબડા જેવોજ દેખે છે ॥ ઉક્તં ચ ॥ પ્રતિપચ્ચંદ્રં સુરભી, નકુલીં નકુલઃ પયશ્ચ કલહંસઃ ॥ ચિત્રકવલ્લીં પક્ષી, સૂક્ષ્મં ધર્મં સુધીર્વેત્તિ ॥ ૧ ॥ ઇતિ ॥ ૨૨ ॥

સા ચિંતે મુજ એહ, પ્રતિજ્ઞા પૂરશે ॥ હો લાલ ॥ પ્રતિજ્ઞા૦ ॥ સફલ જનમ તો માનશું, દુર્જન ઝુરશે ॥ હો લાલ કે ॥ દુર્જન૦ ॥ જો એહથી નવિ ભાંજશે, મનનું આંતરું ॥ હો લાલ કે ॥ મનનું૦ ॥ કરી પ્રતિજ્ઞા વયર,

વસાવ્યું તો ખરું ॥ હો લાલ ॥ વસાવ્યું૦ ॥ ૨૩ ॥ દાખે ગુરુ આદેશે, નિજ વીણાકલા ॥ હો લાલ કે ॥ નિજ૦ ॥ જામ કુમાર કુમાર, સમા મદ આકલા ॥ હો લાલ ॥ સમા૦ ॥ તામ કુમારી દેખાવે, નિજ ગુણ ચાતુરી ॥ હો લાલ કે ॥ નિજ૦ ॥ લોકે ભાખ્યું અંતર, ગ્રામ ને સુરપુરી ॥ હો લાલ કે ॥ ગ્રામ૦ ॥ ૨૪ ॥

અર્થ—હવે ( સા કે૦ ) તે રાજકુંવરી શ્રીપાલ કુંવરને જોઇને પોતાના મનમાં ચિંતવે છે કે મારી જે પ્રતિજ્ઞા કરેલી છે તે જો એજ પુરુષ પૂર્ણ કરશે તો હું મારો જન્મ સફલ થયો એમ માનીશ, અને જે જે મારા દુર્જનો હશે તે સર્વ ઝુરતા રહેશે, અને જો આ પુરુષથી મારા મનનું આંતરું નહીં ભાંગે તો પછી આવી પ્રતિજ્ઞા કરીને મેં જગતમાં ખરેખરું ફોકટ વેરજ વસાવ્યું એમ જાણવું ॥ ૨૩ ॥ હવે ( જામ કે૦ ) જે વારે ગુરુનો આદેશ પામીને ( કુમાર કે૦ ) સર્વ રાજકુમારો તે ( કુમાર સમા કે૦ ) મહાદેવના પુત્ર કાર્તિકસ્વામી સરખા મદે કરી આકળા થઇને ઉતાવલથી પોતપોતાની વીણાકલા દેખાડવા લાગ્યા ( તામ કે૦ ) તે વારે કુંવરીએ પણ પોતાના ગુણની ચતુરાઇ બતાવી. તે જોઇ સભાના લોકે એવું કહ્યું કે કુંવરીની અને રાજકુમારોની વીણાકલામાં તો ગ્રામ અને સુરપુરી જેટલું અંતર છે, એટલે કિહાં તો એક નાનું સરખું ગામડું ! અને કિહાં દેવલોકમાં ઇંદ્રની નગરી ! એ બેહુમાં પરસ્પર જેટલું અંતર છે તેટલું અંતર કુમારોની અને કુંવરીની વીણાકલામાં છે ॥ ૨૪ ॥

કુમરીકલા આગે હુઇ, કુંઅર તણી કલા ॥ હો લાલ કે ॥ કુંઅર૦ ॥ ચંદકલા રવિ આગે, તે છાશ ને બાકલા ॥ હો લાલ ॥ તે૦ ॥ લોકપ્રશંસા સાંભલી, વામન આવીયો ॥ હો લાલ કે ॥ વામન૦ ॥ કહે કુંડલપુરવાસી, ભલો જન ભાવીયો ॥ હો લાલ ॥ ભલો૦ ॥ ૨૫ ॥ કુંઅરી સંકી તેણ, વીણા દીએ તસુ કરે ॥ હો લાલ ॥ વીણા૦ ॥ કહે કુમાર અશુદ્ધ છે, એ વીણા ધુરે ॥ હો લાલ કે ॥ એ૦ ॥ વીણ સગર્ભને દાખો, દંડ ગળે ગ્રહ્યું ॥ હો લાલ કે ॥ દંડ૦ ॥ તુંબડ તેણ અશુદ્ધ,—પણું મેં તસ કહ્યું ॥ હો લાલ ॥ પણું૦ ॥ ૨૬ ॥

અર્થ—જેમ ( રવિ કે૦ ) સૂર્યની આગલ ચંદ્રમાની કલા નિસ્તેજ દેખાય છે તેમ રાજ-

કુંવરીની કલા આગલ કુંવરોની કલા તે છાશ બાકળા જેવી થઇ ગઇ, એટલે નહીં જેવી થઇ ગઇ. એ પ્રમાણે લોકોનાં મુખથી કુંવરીની પ્રશંસા થતી સાંભલીને વામનોજી તિહાં આવ્યા, તેને જોઇ વજરતિ બોલ્યો કે આ કુબ્જ તો કુંડલપુરના વાસી જનોને ભલો ભાવીયો દેખાય છે ॥ ૨૫ ॥ હવે રાજકુંવરીએ તો જાણે પ્રથમથી તેની સાથે સંકેતજ કર્યો હોય નહીં? તેમ ( તસુ કે૦ ) તે કુબડાના ( કરે કે૦ ) હાથમાં પોતાની વીણા આપી, તે વીણા જોઇને કુંવર બોલ્યો કે ( હુરે કે૦ ) પ્રથમ તો એ વીણાજ અશુદ્ધ છે, કેમકે એ વીણાના તુંબડાનો ગર્ભ પૂરેપૂરો નીકલ્યો નથી, કાંઇક માંહેલી કોરે રહી ગયેલો છે, માટે એ વીણા ( સગર્ભ કે૦ ) ગર્ભ સહિત છે, અને વળી એ વીણાનો દંડ જે છે તે અરણ્યમાં દગ્ધ થયેલું જે વૃક્ષ હતું તે વૃક્ષનું કાષ્ઠ કાપીને બનાવેલો છે, માટે ( દાધો કે૦ ) દગ્ધ થયેલો, બળેલો છે, તેથી ( ગળે ગ્રહ્યું કે૦ ) ગળું ગ્રહવાળું છે, તે પકડાઇ જાય છે, અટકી જાય છે, તેને લીધે એનો સ્વર છિન્ન થાય છે, એના ગળામાંથી શબ્દ બરાબર સારો નીકલતો નથી, એવી એ વીણા છે, ( તેણ કે૦ ) તે માટે ( તસ કે૦ ) તે તુંબડાનું અશુદ્ધપણું મેં કહ્યું ॥ ૨૬ ॥

દે(દા)ખી દોષ સમારી, વીણ તે આલવે ॥ હો લાલ ॥
વીણ૦ ॥ હોઇ ગ્રામની મૂર્ચ્છના, કિંપિ ન કો ચવે ॥
હો લાલ કે ॥ કિંપિ૦ ॥ સૂતા લોકનાં લેઇ, મુકુટ મુદ્રા
મણિ ॥ હો લાલ ॥ મુકુટ૦ ॥ વસ્ત્રાભરણ લેઇ કરી,
રાશિ તે અતિ ઘણી ॥ હો લાલ કે ॥ રાશિ૦ ॥ ૨૭ ॥
જાગ્યાં લોક અછેરું, દેખી એહવું ॥ હો લાલ કે ॥
દેખી૦ ॥ પૂર્ણ પ્રતિજ્ઞા કુમારી, ચિત્ત હરષિત હવું ॥
હો લાલ૦ ॥ ચિત્ત૦ ॥ ત્રિભુવનસાર કુમાર, ગળે વર-
માલિકા ॥ હો લાલ ॥ ગળે૦ ॥ હવે ઠવે નિજ માને,
ધન્ય તે બાલિકા ॥ હો લાલ ॥ ધન્ય૦ ॥ ( પાઠાંતર )
વીણાનાદ વિનોદે, તે રીઝી ખરી ॥ હો લાલ કે ॥ તે૦ ॥
કંઠે ઠવે વરમાલા, તેહને કુંઅરી ॥ હો લાલ કે ॥ તે-
હને૦ ॥ ૨૮ ॥

અર્થ—એ પ્રમાણે તે વીણામાં દોષ દેખાડીને પછી કુંવરે તેને સમારીને તેની આલાપચારી કરી, તે જેવી વીણાના ગ્રામની મૂર્ચ્છના થઇ તેવાંજ સર્વ લોકો મૂર્ચ્છા પામ્યાં, ( કિંપિ ન કો ચવે કે૦ ) કોઇ લગાર માત્ર પણ બોલે નહીં, હાલે ચાલે નહીં. એવી રીતે સર્વ લોકોને મૂર્ચ્છાવશ થયેલાં જોઇને શ્રીપાલ કુંવરે તે સુતેલાં લોકોનાં મુકુટ અને મણિરત્ને જડિત એવી મુદ્રા એટલે વીંટીઓ તેમજ વસ્ત્ર અને બીજાં પણ કુંડલાદિક ઘરણાંઓ લઇને તેનો અત્યંત ઘણો મોટો રાશિ એટલે ઢગલો કર્યો, અને પોતે પાછો વીણા વજાડવા બેસી ગયો ॥ ૨૭ ॥ થોડી વાર પછી જે વારે તે લોકો સર્વ મૂર્ચ્છામાંથી જાગ્યાં તે વારે લોકોએ એવું

અચ્છેરું દીઠું, અને કુંવરીની પ્રતિજ્ઞા પૂર્ણ થવાથી એનું ચિત્ત પણ હર્ષાયમાન થયું. હવે તે સમયે ત્રણ ભુવનમાં સારભૂત એવો જે શ્રીપાલ કુંવર, તેના ગળાને વિષે વરમાલિકા તે ગુણસુંદરી ( ઠવે કે૦ ) સ્થાપતી હવી, અને તે બાલિકા જે રાજકુંવરી તે પોતાના અવતારને ધન્ય માનવા લાગી ॥ પાઠાંતરે ॥ તે કુંવરી વીણાનો જે ( નાદ કે૦ ) શબ્દ તેનો ( વિનોદ કે૦ ) આનંદ તેણે કરી ખરેખરી રીઝ પામીને શ્રીપાલ કુંવરને કંઠે વરમાલા સ્થાપતી હવી ॥ ૨૮ ॥

**વામન વરીયો જાણી, નૃપાદિક દુઃખ ધરે ॥ હો લાલ ॥ નૃપાદિક૦ ॥ તામ કુમાર સ્વભાવનું, રૂપ તે આદરે ॥ હો લાલ કે ॥ રૂપ૦ ॥ શશિ રજની હર ગૌરી, હરિ કમલા જિસ્યો ॥ હો લાલ ॥ હરિ૦ ॥ યોગ્ય મેલાવો જાણી, સવિ ચિત્ત ઉલ્લસ્યો ॥ હો લાલ ॥ સવિ૦ ॥ ૨૯ ॥ નિજ બેટી પરણાવી, રાજા ભલી પરે ॥ હો લાલ ॥ રાજા૦ ॥ દીએ હય ગય ધણ કંચણ, પૂરે તસ ઘરે ॥ હો લાલ ॥ પૂરે૦ ॥ પુણ્ય વિશાલ ભુજાલ, તિહાં લીલા કરે ॥ હો લાલ ॥ તિહાં૦ ॥ ગુણસુંદરીની સાથ, શ્રીપાલ તે સુખ વરે ॥ હો લાલ ॥ શ્રીપાલ૦ ॥ ૩૦ ॥**

અર્થ—ઇહાં કુંવરીએ વામણાને વર્યો, એવું જાણીને જે વારે નૃપાદિક એટલે કુંવરીના પિતા પ્રમુખ સર્વ દુઃખ ધરવા લાગ્યા ( તામ કે૦ ) તે વારે કુંવરે પણ પોતાનું મૂલ સ્વભાવનું જે રૂપ હતું તે આદર્યું. પછી તે કુંવરી અને કુંવરનું જોડલું કેવું શોભવા લાગ્યું ? કે જેમ (શશિ કે૦) ચંદ્રમા અને રજની જે શરદ્પૂનમની રાત્રિ એ બેહુનું જોડું જેવું શોભે તેવું, તથા હર જે મહાદેવ અને ગૌરી જે પાર્વતી એ બેહુનું જોડું જેવું શોભે તેવું, તથા હરિ જે શ્રીકૃષ્ણ અને કમલા જે લક્ષ્મીજી એ બન્નેનું જોડું જેવું શોભે તેવું શ્રીપાલ કુંવર અને ગુણસુંદરીનું જોડું શોભવા લાગ્યું. એવો યોગ્ય મેલાવો જાણીને સર્વ લોકોનાં ચિત્ત ઉલ્લાસને પામ્યાં ॥ યતઃ ॥ વપુર્વંશો વયો વિત્તં, વિદ્યાવિધિવિદગ્ધતા ॥ વિવેકો વિનયશ્ચેતિ, વરે સપ્ત ગુણા અમી ॥ ૧ ॥ ઇતિ ॥ ૨૯ ॥ રાજાએ પોતાની કુંવરીને ભલી પરે પરણાવીને ( હય કે૦ ) ઘોડા, ( ગય કે૦ ) હાથી, ( ધણ કે૦ ) ધન અને કંચન જે સોનું તે ( દીએ કે૦ ) દઇને તેનું ઘર ( પૂરે કે૦ ) પૂરે છે. અર્થાત્ ઘર સંપૂર્ણ રીતે ભરાય એવું દાન દેતો હવો. હવે વિશાલ પુણ્યનો ધણી અને મોટી ભુજાઓવાલો જે શ્રીપાલ કુંવર, તે તિહાં પોતાના સસરાના ઘરને વિષે રહ્યો થકો લીલા કરે છે અને ગુણસુંદરીની સાથે સુખ ભોગવે છે ॥ ૩૦ ॥

**ત્રીજે ખંડે ઢાલ, રસાલ તે પાંચમી ॥ હો લાલ ॥ રસાલ૦ ॥ પૂરી એ અનુકૂલ, સુજન મન સંક્રમી ॥ હો લાલ ॥**

સુજન૦ ॥ સિદ્ધચક્ર ગુણ ગાતાં, ચિત્ત ન કુણ તણો ॥ હો લાલ ॥ ચિત્ત૦ ॥ હરષે વરસે અમિય, તે વિનય સુજશ ઘણો ॥ હો લાલ ॥ તે૦ ॥ ૩૧ ॥

અર્થ—એ ત્રીજા ખંડને વિષે રસાલ એટલે રસે કરી સહિત એવી પાંચમી ઢાલ કહી. ઇહાં ભાવાર્થ એ છે જે એ ઢાલની રચના કરતાં કરતાં શ્રીવિનયવિજય ઉપાધ્યાયજી દેવલોક પહોતા. તે પછી એ ઢાલ જે અધુરી મૂકી ગયા હતા તે અનુકૂલ એટલે જેવી જોઇએ તેવી રીતે શ્રીમદ્યશોવિજયજી ઉપાધ્યાયે ( પૂરી કે૦ ) પૂર્ણ કરી, તે સજ્જન જનોનાં મનમાં સંક્રમી એટલે ગમી, તેમનાં હૃદયને આનંદદાયક થઇ, તો હે ભવ્યો! એ શ્રીસિદ્ધચક્રજીના ગુણ ગાતાં થકા કોના ચિત્તને વિષે અમિય એટલે અમૃત સમાન હર્ષનો વરસાદ નહીં વરસે ? અર્થાત્ સહુ કોઇના ચિત્તમાં વરસેજ, અને તે પ્રાણી ઘણો વિનય અને ઘણો સુયશ પામે. ઇહાં શ્રીવિનયવિજયજી તથા યશોવિજયજી બેહુનાં નામ પણ સૂચન કર્યાં ॥ ૩૧ ॥

॥ દોહા ॥

પુણ્યવંત જિહાં પગ ધરે, તિહાં આવે સવિ ઋદ્ધિ ॥ તિહાં અયોધ્યા રામ જિહાં, જિહાં સાહસ તિહાં સિદ્ધિ ॥ ૧ ॥ પુણ્યવંતને લચ્છીનો, ઇચ્છા તણો વિલંબ ॥ કોકિલ ચાહે કંઠરવ, દીએ લુંબ ભર અંબ ॥ ૨ ॥ પુણ્યે પરિણતિ હોય ભલી, પુણ્યે સુગુણ ગરિઠ ॥ પુણ્યે અલિય વિઘન ટલે, પુણ્યે મિલે તે ઇઠ ॥ ૩ ॥

અર્થ—પુણ્યવંત પ્રાણી જિહાં પોતાનો પગ ધરે તિહાં સર્વ પ્રકારની ઋદ્ધિ આવી મલે, જેમકે જિહાં શ્રીરામચંદ્રજી હોય તિહાંજ અયોધ્યા નગરી જાણવી, અને જિહાં સાહસ છે તિહાંજ સિદ્ધિ છે, એ દૃષ્ટાંત જાણી લેવો ॥ ૧ ॥ પુણ્યવંત પ્રાણીને લચ્છી જે લક્ષ્મી પામવી તે તો માત્ર તેને ઇચ્છા કરવી પડે, એટલોજ વિલંબ છે. જેમ કોકિલ પક્ષી છે તે જે વારે રુડા ( કંઠરવ કે૦ ) કંઠનો શબ્દ એટલે સુકંઠની ઇચ્છા કરે છે તે વારે તરતજ તેને અંબ વૃક્ષ જે છે તે લુંબ ભરીને પોતાનો મ્હોર આપે છે ॥ ૨ ॥ વલી પુણ્યના પ્રભાવે કરી જીવની ભલી એટલે રુડી પરિણતિ થાય તથા પુણ્યના યોગે સુગુણ જે રુડા ગુણ તેણે કરી ગરિષ્ઠ એટલે મોટો થાય, તથા પુણ્યે કરી ( અલિય કે૦ ) અલીક એટલે માઠાં વિઘ્ન ટલે, તથા પુણ્યે કરીનેજ જેની ઇચ્છા હોય તે ઇષ્ટ વસ્તુ આવી મલે ॥ ૩ ॥

॥ ઢાલ છઠ્ઠી ॥ સુણ સુગુણ સનેહી રે સાહિબા ॥ એ દેશી ॥

ઇક દિન ઇક પરદેશીયો, કહે કુમરને અદ્ભુત ઠામ રે ॥ સુણ જોયણ ત્રણસેં ઉપરે, છે નયર કંચનપુર નામ રે ॥ જુઓ જુઓ અચરિજ અતિ ભલું ॥ ૧ ॥ એ આંકણી ॥

અર્થ—હવે એક દિવસે એક પરદેશી પુરુષ શ્રીપાલની હજુર આવીને એક અદ્ભુત સ્થાનકની વાત કહે છે કે હે સ્વામિન્ ! સાંભલો, કે અહીંથી ત્રણસેં યોજન ઉપર એક કંચનપુર નામનું નગર છે. હે મહારાજ ! તિહાં અત્યંત ભલું આશ્ચર્યકારી કૌતુક છે તેને તમે જુઓ, જુઓ એટલે દેખો, દેખો. અર્થાત્ એ તમોને જોવા યોગ્ય છે ॥ ૧ ॥

**તિહાં વજ્રસેન છે રાજીયો, અરિકાલ સબલ કરવાલ રે ॥ તસ કંચનમાલા છે કામિની, માલતીમાલા સુકુમાલ રે ॥ જુઓ૦ ॥ ૨ ॥ તેહને સુત ચારની ઉપરે, ત્રૈલોક્ય-સુંદરી નામ રે ॥ પુત્રી છે વેદની ઉપરે, ઉપનિષદ્ યથા અભિરામ રે ॥ જુઓ૦ ॥ ૩ ॥ રંભાદિક જે રમણી કરી, તે તો એહ ઘડવા કરલેખ રે ॥ વિધિને રચના બીજી તણી, એહનો જય જશ ઉલ્લેખ રે ॥ જુઓ૦॥૪॥**

અર્થ—તિહાં તે નગરમાં વજ્રસેન નામે રાજા છે, જેની ( અરિ કે૦ ) શત્રુઓને કાલરૂપી એવી સબલ એટલે બલ સહિત તરવાર છે. તે રાજાને માલતીનાં પુષ્પોની માલા સરખી સુકુમાલ શરીરવાલી એવી કંચનમાલા નામે કામિની એટલે પટ્ટરાણી છે ॥ ૨ ॥ તે રાણીને ચાર પુત્ર છે. તેની ઉપરે વળી એક ત્રૈલોક્યસુંદરી એવે નામે પુત્રી થઇ છે, તે જેમ ચાર વેદને માથે ઉપનિષદ્ શોભે છે તેમ ચારે પુત્રોને માથે તે કુંવરી શોભે છે, એટલે ચાર વેદના રહસ્યરૂપ જેમ ઉપનિષદ્ છે તેમ તે ચાર પુત્ર તો ચાર વેદ જેવા ગુણવંત છે, અને તે ચાર વેદના દોહનરૂપ જે ઉપનિષદ્ છે તે સમાન મહા ગુણવાન્ તે કુંવરી છે ॥ ૩ ॥ હવે એ ત્રૈલોક્ય-સુંદરીની ઉત્પત્તિ કહેવામાં કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે જગતમાં સૃષ્ટિનો કર્ત્તા બ્રહ્મા કહેવાય છે. તિહાં જેમ કોઇક ચિત્રકાર કોઇ રુડી છબી કરવાનું સાધન કરવા બેસે, તિહાં પ્રથમ તો જાડાં ઝીણાં ચિત્રોનો અભ્યાસ કરે છે, એમ કરતાં કરતાં જે વારે તેનો હાથ વળે તે વારે ચિંતિત પદાર્થની છબી મન પ્રતીત પ્રમાણે તે કરે છે. તેમ સૃષ્ટિનો કર્ત્તા જે વિધિ તેણે પણ એ ત્રૈલોક્યસુંદરીને ઘડવાને અર્થે હસ્તક્રિયા સમારવા સારુ પહેલી જે ( રંભાદિક કે૦ ) રંભા, ઉર્વશી, તિલોત્તમા પ્રમુખ અપ્સરાઓ વિગેરે (રમણી કે૦) જે સ્ત્રીઓ, તેના સમૂહ કર્યા, તે તો એ ત્રૈલોક્યસુંદરીને ઘડવાને અર્થે કરલેખ એટલે હસ્તલેખ સુધારવા માટે પ્રથમ ખરડો કર્યો. એમ કરતાં કરતાં જે વારે તે બ્રહ્માનો હાથ વળ્યો તે વારે તેણે વિગતોપમાન એવી એ ત્રૈલોક્ય-સુંદરીને ઘડી, એટલે બ્રહ્માને વિષે જે સ્ત્રીના રૂપમાં સૃષ્ટિ નીપજાવવાની અને રૂપવંત કરવા સંબંધી ક્રિયાકુશલતાની સીમા હતી તે સઘલી તેણે એ સ્ત્રી ઘડવામાં વાપરી નાખી. હવે એથી ઉપરાંત રૂપ, કલા અને ગુણવાન્ કોઇ બીજી સ્ત્રી ઘડવાની શક્તિ વિધાતામાં રહી નહીં, એમાં જેટલું ડહાપણ હતું તે ત્રૈલોક્યસુંદરી બનાવવાના કામમાં લગાડ્યું. હવે અહીં કોઇ પ્રશ્ન કરે કે બ્રહ્માએ પ્રથમ રંભાદિક સ્ત્રીઓ જે ઘડી તે તો જાણે ત્રૈલોક્યસુંદરીને ઘડવા માટે હાથ વાળ્યો હતો તે તો સાચું છે, પણ એ ત્રૈલોક્યસુંદરી નીપજાવ્યા પછી વળી બ્રહ્માએ બીજી ઉતરતા રૂપની સ્ત્રીઓ જગતમાં શામાટે નીપજાવી ? કેમકે સાધ્યની પરિસમાપ્તિએ કોઇ ક્રિયા કરે નહીં. તેનો ઉત્તર કહે છે જે “ વિધિને રચના બીજી તણી ” એટલે ત્રૈલોક્ય-સુંદરીને ઘડ્યા પછી વર્તમાન કાળે તથા આગામિક કાળે બીજી ઘણી સ્ત્રીઓ વિધાતાએ નીપ-

જાવી, પણ તે સર્વનાં રૂપ, ગુણ અને કલા, એ સહુ સામાન્ય કીધાં; તે એટલા વાસ્તે કે ( એહનો કે૦ ) એ ત્રૈલોક્યસુંદરીના જયયશનો ( ઉલ્લેખ કે૦ ) ઉત્કર્ષ લેખ કરવા માટે, એટલે એ ત્રૈલોક્યસુંદરીને સર્વોત્તમ, સર્વથી અધિક રૂપ, કલા અને ગુણના યશનો જય આપવા માટે તથા તેનો વાન વધારવા માટે નીપજાવી છે; અર્થાત્ વિધાતાએ પોતે ત્રૈલોક્યસુંદરીને સર્વોત્તમ ઠરાવવાના હેતુથી તેનો મુકાબલો કરવાના નિમિત્તે બીજી ત્રૈકાલિક સ્ત્રીઓ કીધી છે, અને તે સર્વ સ્ત્રીઓનાં રૂપ, કલા અને ગુણને જીતે તેવી એ ત્રૈલોક્યસુંદરી કરી છે, તેથી તેજ દીપ્તિ થઇ છે, કેમકે સરસ વસ્તુનું જાણપણું કેવારે થાય ? કે જે વારે તેની પાસે બીજી નિરસ વસ્તુ હોય તે વારે તે મૂલગી વસ્તુ સરસ દીઠામાં આવે. તેમ બ્રહ્માએ પણ એને સર્વોત્તમ ઠરાવવા માટે બીજી ત્રૈકાલિક સ્ત્રીઓને સામાન્ય રૂપ ગુણવાલી કીધી છે. ઇતિ ભાવાર્થઃ ॥ ઉક્તં ચ ॥ નૈષધે ॥ પુરાકૃતે સ્ત્રૈણમિમાં વિધાતુ,-મભૂદ્વિધાતુઃ ખલુ હસ્તલેખઃ ॥ એવં ભવદ્ધાવિપુરંધ્રિસૃષ્ટિઃ, સાસ્યૈ યશો વૈ જયજં પ્રદાતુમ્ ॥ ૧ ॥ ઇતિ ॥ ૪ ॥

**રોમાગ્ર નિરખે તેહને, બ્રહ્માદ્વય અનુભવ હોય રે ॥ સ્મર અદ્વય પૂરણ દર્શને, તેહને તુલ્ય નહીં કોય રે ॥ જુઓ૦ ॥ ૫ ॥ નૃપે તસ વર સરિખો દેખવા, મંડપ સ્વયંવર કીધ રે ॥ મૂલ મંડપથંભે પૂતલી, મણિ કંચનમય સુ-પ્રસિદ્ધ રે ॥ જુઓ૦ ॥ ૬ ॥**

અર્થ—વળી તે ત્રૈલોક્યસુંદરીના રૂપનું વર્ણન તે સાર્થવાહ શ્રીપાલ કુંવરની આગલ કરે છે. તે ત્રૈલોક્યસુંદરીના શરીરનો રોમાગ્ર એટલે એક રોમનો અગ્રભાગ તેને જે પ્રાણી ( નિરખે કે૦ ) જુવે તો તેને ( બ્રહ્માદ્વય કે૦ ) બ્રહ્મ જે આનંદ તેનું અદ્વય એટલે ઐક્યનો અનુભવ ( હોય કે૦ ) થાય. એતાવતા આકારક જે જ્ઞાન તેનો અનુભવ થાય, એટલે તે કુંવરીના રોમાગ્રને દેખવાથી ત્રૈલોક્યવર્ત્તી જે આનંદ, તેનો એક પુંજ એટલે સમૂહમય થાય. અર્થાત્ દર્શક પુરુષ તેના દર્શનથી કેવલ આનંદમય થઇ જાય. ઇતિ ભાવઃ ॥ તથા તે સ્ત્રીના પૂર્ણ દર્શને એટલે યથાનુક્રમે નખ શિખ પર્યંત દેખવે કરીને સ્મર જે કંદર્પ તેનું અદ્વય જે ઐક્ય તેનો અનુભવ થાય, એટલે દર્શક જે દેખનારો તે કેવલ કામમય થઇ જાય, તેને રોમે રોમે કામ વ્યાપી જાય. ઇતિ ભાવઃ ॥ કેમકે તે એમ વિચારે જે કામદેવ તે અદ્ભુત રૂપવંત છે, અને આ કુંવરીને સંપૂર્ણ દેખવાથી પણ અત્યંત રૂપવંતપણું જાણવામાં આવે છે, માટે એનું રૂપ તો ઘણુંજ સુંદર છે, અને શાસ્ત્રમાં તો એવું ઘણું સુંદર રૂપ એક કામદેવનુંજ સાંભલ્યું છે, માટે કામદેવ તે એજ હશે ? એટલે કંદર્પ તે એનેજ કહેતા હશે ? એમ સાક્ષાત્ કંદર્પપણું ઠરાવતે કંદર્પનું બેપણું ટાળ્યું ॥ ૫ ॥ તે ત્રૈલોક્યસુંદરી કુંવરીના સરખો ( વર કે૦ ) ભર્ત્તાર વરાવવાને માટે તેના પિતાએ સ્વયંવરમંડપ કર્યો છે. તે મંડપને વિષે મૂલ સ્તંભે પ્રસિદ્ધ એવી કંચનમય, મણિરત્ને જડાવ એક શોભનીય પૂતલી સ્થાપી છે ॥ ૬ ॥

**ચિહું પાસ વિમાણાવલી સમી, મંચાતિમંચની શ્રેણી રે ॥ ગોરવ કારણ કણરાશિ જે, ઝીંપીજે ગિરિવર તેણી રે ॥ જુઓ૦ ॥ ૭ ॥ તિહાં પ્રથમ પક્ષ આષાઢની, બીજે**

છે વરણ મુહૂર્ત્ત રે ॥ શુભ બીજ ! બીજ તે કાલ છે, પુણ્યવંતને હેતુ આયત્ત રે ॥ જુઓ૦ ॥ ૮ ॥ એમ નિસુણી સોવન સાંકલું, કુંઅરે તસ દીધું તાવ રે ॥ ઘરે જઇ તે કુબ્જાકૃતિ ધરી, તિહાં પહોતો હાર પ્રભાવ રે ॥ જુઓ૦ ॥ ૯ ॥ મંડપે પઇસંતો વારીયો, પોલીયાને ભૂષણ દેઇ રે ॥ તિહાં પહોતો મણિમય પૂતલી, પાસે બેઇઠો સુખસેંઇ રે ॥ જુઓ૦ ॥ ૧૦ ॥

અર્થ—વળી તે સ્વયંવરમંડપમાં જે રાજાઓ પધારશે તેમને બેસવા માટે તે મંડપની ચારે પાસે દેવતાઓનાં વિમાનોની આવલી એટલે શ્રેણી તેની સમાન તિહાં મંચાતિમંચ એટલે એક મંચ તે લઘુ મંચ અને બીજા અતિમંચ એટલે મોટા મંચ તેની શ્રેણી એટલે પંક્તિઓ કરેલી છે. વળી રાજાઓ જે આવશે તેમને ગોરવ કરવાને એટલે ભોજન દેવાને અર્થે કણ જે ધાન્ય તેના રાશિઓ એટલે ઢગલાઓ કર્યા છે; તે કેવા છે? તો કે ગિરિવર જે મેરુ પર્વત તેને પણ ઝીંપે એવા મોટા શોભી રહ્યા છે ॥ ૭ ॥ તિહાં આષાઢ મહીનાનો પ્રથમ પક્ષ તેની બીજને દિવસે વરવાનું મુહૂર્ત્ત છે, માટે હે શુભ બીજ ! એટલે હે ભલા બીજ ! ઉત્તમ કુલના ઉપના કુંવર ! તે બીજ જે છે તે આવતી કાલેજ છે, માટે પુણ્યવંત પુરુષને એનો હેતુ એટલે કારણ ( આયત્ત કે૦ ) સ્વાધીન છે ॥ ૮ ॥ એ પ્રમાણે તે પરદેશીના મુખથી વાત સાંભળીને શ્રીપાલ કુંવરે તેને સોનાનું સાંકલું ( તાવ કે૦ ) તે વખતે દીધું. પછી પોતાને ઘેર જઇ ( કુબ્જાકૃતિ ધરી કે૦ ) કુબડાનું રૂપ ધારણ કરી હારના પ્રભાવે કરી તિહાં તે નગરને વિષે જઇ પહોતો ॥ ૯ ॥ તે કુબડાને સ્વયંવરમંડપમાં પેસતાં થકા તિહાં ઉભા રહેલા પોલીયાએ વાર્યો, તે વારે પોલીયાને આભૂષણ આપીને ત્યાં પહોતો. જિહાં મંડપના મધ્યભાગે મણિમય પૂતલી હતી, તેની પાસે જઇ સ્વસ્થ થઇને બેઠો ॥ ૧૦ ॥

ખરદંતો નાક તે નાનડું, હોઠ લાંબા ઉંચી પીઠ રે ॥ આંખ પીલી કેશ કાબરા, રહ્યો ઉભો માંડવા હેઠ રે ॥ જુઓ૦ ॥ ૧૧ ॥ નૃપ પૂછે કેઇ સોભાગીયા, વળી વાગીયા જાગીયા તેજ રે ॥ કહો કુણ કારણ તુમે આવીયા, કહે જિણ કારણ તુમે હેજ રે ॥ જુઓ૦ ॥ ૧૨ ॥ તવ તે નરપતિ ખડખડ હસે, જુઓ જુઓ એ રૂપનિધાન રે ॥ એહને જે વરશે સુંદરી, તેહનાં કાજ સર્યાં વર્યો વાન રે ॥ જુઓ૦ ॥ ૧૩ ॥

અર્થ—હવે તે કુબડો કેવો છે ? તો કે ( ખરદંતો કે૦ ) ગધેડા જેવા જેના દાંત છે, નાક તો નાનું છે, હોઠ લાંબા છે, પીઠ ઉંચી છે, આંખ પીલી છે અને કેશ જેના કાબરા છે એવો તે કુબ્જરૂપે શ્રીપાલ કુંવર સ્વયંવરમંડપની નીચે જઇને ઉભો રહ્યો ॥ ૧૧ ॥ હવે શ્રીપાલ કુબડાનું રૂપ ધારણ કરી આવ્યો છે તેને તિહાં સ્વયંવરમંડપમાં બેઠેલા બીજા ( નૃપ કે૦ ) રાજાઓ પૂછે છે કે અમે કેટલાએક રાજકુંવર તે સોભાગીયા એટલે સૌભાગ્યવંત ભાગ્યશાલી, વળી વાગીયા એટલે વાચાલ અને ( જાગીયા તેજ રે કે૦ ) પોતાના તેજ પ્રતાપે કરી જાગ્રત થયેલા એવા ઇહાં કન્યા પરણવાના કાર્યને અર્થે મલ્યા છીએ, પરંતુ તમે શા કારણે ઇહાં પધાર્યા છો ? તે કહો. તે વારે તે કુબડો કહેતો હવો કે જે કારણે તમે આવ્યા છો તેજ કારણે અમે પણ ઇહાં આવ્યા છીએ ॥ ૧૨ ॥ એવું કુબડાએ કહ્યું તે વારે તે રાજાઓ સર્વે ખડખડ હસવા લાગ્યા, અને મશ્કરીમાં બોલવા લાગ્યા કે જુઓ, જુઓ, આ રૂપનું નિધાન એટલે ખજાનો ઇહાં કન્યા પરણવાને આવ્યો છે ! એને જે સુંદરી વરશે તેનાં તો સર્વ કાર્ય સર્યાં, અને તેના શરીરનો વાન પણ વળ્યો, એમ જાણવું ॥ ૧૩ ॥

**ઇણ અવસરે નરપતિ કુંઅરી, વર અંબર શિબિકારૂઢ રે ॥ જાણીએ ચમકતી વીજલી, ગિરિ ઉપર જલધરગૂઢ રે ॥ જુઓ૦ ॥ ૧૪ ॥ મુત્તાહલહારે સોહતી, વરમાલા કર માંહે લેઇ રે ॥ મૂલ મંડપ આવી કુંઅરને, સહસા શુચિ રૂપ પલોઇ રે ॥ જુઓ૦ ॥ ૧૫ ॥ જે સહજ સ્વરૂપ વિભાવમાં, દેખે તે અનુભવયોગ રે ॥ ઇણ વ્યતિકરે તે હરષિત હુઇ, કહે હુઓ મુજ ઇષ્ટ સંયોગ રે ॥ જુઓ૦ ॥ ૧૬ ॥**

અર્થ—એવા અવસરે રાજાની કુંવરી પણ ( વર કે૦ ) પ્રધાન એવાં અંબર એટલે વસ્ત્રોએ કરી આચ્છાદિત કરેલી એવી શિબિકા એટલે પાલખી તેમાં આરૂઢ થઇને સ્વયંવરમંડપમાં આવે છે, તિહાં કવીશ્વર ઉપમા આપે છે કે જેમ ( જલધરગૂઢ કે૦ ) મેઘની ઘટાએ ઢાંકેલો એવો જે પર્વત તેની ઉપર ચમકાર કરતી વીજલી શોભે, તેમ ઇહાં પર્વત સમાન તે પાલખી જાણવી, અને તે પાલખી ઉપર જે નીલા વસ્ત્રનું મેઘાડંબરછત્ર ધર્યું છે તે જાણીએ ઉંડો ગુપ્ત વરસાદ ચઢી આવ્યો છે, અને તેમાં ઝબકારા કરતી વીજલીની પરે તે કન્યા બેઠી થકી શોભે છે ॥ ૧૪ ॥ તે કુંવરીએ મુત્તાહલ એટલે મુક્તાફલ જે મોતીઓ તેના હાર કંઠમાં પહેર્યા છે, તેણે કરી શોભતી થકી હાથમાં વરમાલા લઇને જેવી મૂલ મંડપસ્તંભને વિષે આવી તેવીજ તેની આગલ ઉભેલા શ્રીપાલ કુંવરનું સહસા એટલે શીઘ્રપણે અકસ્માત શુચિ એટલે પવિત્ર એવું રૂપ તેને ( પલોઇ કે૦ ) દેખીને મગ્ન થઇ ॥ ૧૫ ॥ તેની ઉપર દૃષ્ટાંત કહે છે કે જેમ સહજ સ્વરૂપ એટલે કર્માદિ મલ રહિત, સ્ફટિક રત્નની પરે નિર્મલ, મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગથી રહિત તથા જ્ઞાન, દર્શન, ચારિત્રમય એવું જે આત્માનું સહજ સ્વરૂપ છે તેને વિભાવમાં એટલે નવવિધ પરિગ્રહાદિક જે ઘર, માલ મિલકત, માતા, પિતા, પુત્ર, કલત્ર, ભ્રાતા, બહેન પ્રમુખ એ સર્વ બાહ્ય પરિગ્રહ વિભાવ જાણવો,

અને રાગ, દ્વેષ, કષાયાદિક તે અંતરંગ પરિગ્રહ જાણવો, તેણે કરી સહિત જે સંસારી જીવ તે અનાદિ કાળનો વિભાવદશામાં મગ્ન થકો તે માંહેજ રાતો રહે છે. તે કોઇ વારે કર્મે વિવર દીધે થકે કષાયાદિકની મંદતા થાય તે વારે આત્માની શુભ દશાની ઉગ્રતાને યોગે પોતાનું સહજ સ્વરૂપ જે જ્ઞાનાદિક ગુણમય છે તેને દેખે તે અનુભવયોગ કહીએ, એ ઉક્તિ કહી. હવે એની યુક્તિ દેખાડે છે. ઇહાં શ્રીપાલે કુબડાનું રૂપ ધારણ કર્યું છે, માટે મંડપમાં આવેલા સર્વ રાજાઓ પ્રમુખ તો તેની કુબ્જાકૃતિજ દેખે છે તે શ્રીપાલનું વિભાવ રૂપ છે, અને તે શ્રીપાલનું મૂલ રૂપ જે છે તે સહજ સ્વાભાવિક છે, તેમાં વિભાવનું રૂપ ધારણ કર્યું છે, તે મૂકીને સ્વભાવના મૂલ રૂપને રાજકુમારી દેખે છે, તે જાણે અનુભવયોગ થાય છે, એ યુક્તિ કહી. હવે શ્રીપાલનું મૂલ રૂપ જોઇને કુંવરી પોતાના ચિત્તમાં વિચારે છે કે આ સર્વ મોટા મોટા રાજકુમારો બેઠા છે, પણ આ કુંવરના સરખું બીજા કોઇનું રૂપ નથી અને વળી એને દેખવાથી મારું ચિત્ત વિશેષે કરી આનંદિત થયું થકું વિશ્રામ પામે છે. એ વ્યતિકરે કરી તે કુંવરી હર્ષિત થઇ થકી મનમાં કહે છે કે એ સુજને ઇષ્ટ એટલે વાંછિત સંયોગ અર્થાત્ મિલાપ ( હુઓ કે૦ ) થયો ॥ ૧૬ ॥

**તસ દૃષ્ટિ સરાગ વિલોકતો, વિચે વિચે નિજ વામનરૂપ રે ॥ દાખે તે કુમરી સુવલ્લહી, પરિ પરિ પરખે કરી ચૂંપ રે ॥ જુઓ૦ ॥ ૧૭ ॥**

અર્થ—હવે શ્રીપાલ કુંવરે પોતાની ઉપર તે કુંવરીની સરાગ દૃષ્ટિ એટલે કુંવરી મારા ઉપર સંપૂર્ણ રાગવંતી થઇ છે એવી તેને વિલોકતો એટલે જોતો થકો એનો મારા ઉપર કેવો પ્રેમ છે? તેની પરીક્ષા કરવા માટે વિચાર્યું કે જોઉં તો ખરો કે આ કુંવરીનો મારા ઉપર બાહ્ય રાગ છે કે અભ્યંતર રાગ છે? અથવા એ મારા ઉપર સંપૂર્ણ રાગવાલી છે કે નથી? એમ ચિંતવીને વિચ વિચમાં વળી પોતાનું વિશેષ વામનરૂપ તેને દેખાડે છે, તેમ તેમ તે સુવલ્લહી એટલે કુંવરને ભલી, વલ્લભ, પ્રિય એવી તે કુંવરી પણ પરિ પરિ એટલે વારંવાર પોતાના ચિત્તમાં ચોંપ રાખીને પરીક્ષા કરવા લાગી, જોવા લાગી ॥ ૧૭ ॥

**સા ચિંતે નટનાગર તણી, બાજી વાજીપ્લુતે જેમ રે ॥ મન રાજી કાજી શું કરે ? આજીવિત એહશું પ્રેમ રે ॥ જુઓ૦ ॥ ૧૮ ॥ હવે વરણવે જે જે નૃપ પ્રતે, પ્રતિહારી કરી ગુણપોષ રે ॥ તે તે હિલે કુંઅરી દાખવી, વય રૂપ ને દેશના દોષ રે ॥ જુઓ૦ ॥ ૧૯ ॥**

અર્થ—એવું રૂપ કરતા કુંવર પ્રત્યે દેખીને ( સા કે૦ ) તે કુંવરી ( ચિંતે કે૦ ) ચિંતવવા લાગી કે જેમ નટનાગર જે બાજીગર છે તેની ( બાજી કે૦ ) રમત તેની કોઇને ખબર પડે નહીં, અથવા ( વાજી કે૦ ) ઘોડા તેની જે ( પ્લુત કે૦ ) ગતિવિશેષ છે, અથવા ઘોડા દોડે છે તે વારે તેના ઉદર માંહે પ્લુત શબ્દ થાય છે તે કયે ઠેકાણેથી નીકલે છે તેની કોઇને ગમ પડતી નથી, તેમ એ કુંવરના ચરિત્રની પણ ખબર પડતી નથી, અથવા બાજીગરની રમત તે જેમ વ્યર્થ છે, અને ઘોડાનો ચાલતી વેળાનો શબ્દ તે જેમ વ્યર્થ છે

તેમ આ કુંવરનું વામનરૂપ પણ વ્યર્થજ છે. તથાપિ "મન રાજી તો કાજી શું કરે ?" એ કહેવત પ્રમાણે મારું મન એને વરવા માટે રાજી છે તો એમાં બીજો કોઇ શું કરનાર છે ? માટે મારે તો આજીવિત એટલે આ શરીરે કરી જિહાંસુધી જીવતી રહું તિહાંસુધી એની સાથેજ પ્રેમ છે ॥ ૧૮ ॥ હવે કુંવરી રાજાઓની જે શ્રેણીઓ બેઠી છે તેની વચાલે ચાલી, અને તેની આગલ પ્રતિહારી જે દાસી તે ( ગુણપોષ કે૦ ) ગુણનું પોષણ કરીને જે જે રાજાઓ પ્રત્યે વર્ણન કરે છે તે તે રાજાઓનાં ફરી તે રાજકુંવરી વય, રૂપ અને દેશ સંબંધી દોષ કાઢીને હેલના કરી નાખે છે, એટલે કોઇકને તો એવું કહે છે કે આ રાજા તો ( વય કે૦ ) અવસ્થામાં મોટો છે અથવા નાનો છે તથા કુળે ન્યૂન છે. એવી રીતે વય સંબંધી દોષ કાઢે. વળી કોઇકને તો કહે કે આ રૂપવાન્ નથી, તથા કોઇકને કહે કે એનો દેશ સારો નથી, એમાં દુષ્કાલ ઘણા પડે છે, એ દેશ રસાલ નથી, એમાં ધાન્ય પાકતું નથી, એમાં રમણીય ઉત્તમ જાતિની ચીજોની પેદાશ થતી નથી, આ દેશની પેદાશ સારી નથી, ઇત્યાદિક દેશ સંબંધી દોષ દેખાડીને તેની હેલના કરી નાખે ॥ ૧૯ ॥

વરણવતાં જસ મુખ ઉજલું, હેલંતાં તેહનું શ્યામ રે ॥
પ્રતિહારી થાકી કુંઅરને, સા નિરખે રતિ અભિરામ રે ॥
જુઓ૦ ॥ ૨૦ ॥ છે મધુર યથોચિત શેલડી, દધિ મધુ
સાકર ને દ્રાખ રે ॥ પણ જેહનું મન જિહાં વેધીયું, તે
મધુર ન બીજા લાખ રે ॥ જુઓ૦ ॥ ૨૧ ॥

અર્થ—એમ પ્રતિહારી જે વારે જે જે રાજાના યશનું વર્ણન કરે, વખાણ કરે, તે વારે તો તે રાજાનું મુખ ઉજલું થાય, અને ફરી પ્રતિહારીના કહ્યાનંતર કુંવરી જે વારે તે રાજાને દેશાદિ સંબંધી દોષ કાઢીને હેલના કરે તે વારે તેનું શ્યામ વદન એટલે ઝાંખું મુખ થઇ જાય. એમ પ્રતિહારી સર્વ રાજાઓનાં વર્ણન કરીને થાકી ગઇ; પરંતુ કોઇને કુંવરીએ કબૂલ કર્યો નહીં. રતિ જે કામદેવની સ્ત્રી તે સમાન ( અભિરામ કે૦ ) મનોહર એવી ( સા કે૦ ) તે કુંવરી તો શ્રીપાલ કુંવરનું સાક્ષાત્ કંદર્પ સમાન મૂલ રૂપ છે તેનેજ ( નિરખે કે૦ ) જુવે છે ॥ ૨૦ ॥ હવે કવિ કહે છે કે યદ્યપિ શેલડી પણ મીઠી છે, તેમજ દધિ એટલે દહીં, મધ, સાકર અને દ્રાખ, એ સર્વ વસ્તુ યથોચિત એટલે યથાયોગ્ય ( મધુર કે૦ ) મીઠી છે, તથાપિ જેનું મન જિહાં ( વેધીયું કે૦ ) લાગ્યું તેને તેજ મધુર લાગે, પણ બીજી લાખોગમે મીઠાશવાલી વસ્તુઓ હોય તે તેને મીઠી ન લાગે. તેમ એ કુંવરીનું મન પણ શ્રીપાલ કુંવર ઉપરજ રુચે છે, પણ બીજા લાખોગમે રાજાઓ બેઠા છે તે સર્વ રૂપે, વયે તથા ગુણે કરી સુંદર છે તોપણ કુંવરીને રુચતા નથી ॥ ૨૧ ॥

ઇણ અવસરે થંભની પૂતલી, મુખે અવતરી હારનો દેવ
રે ॥ કહે ગુણગ્રાહ જો ચતુર છે, તો વામન વર તતખેવ
રે ॥ જુઓ૦ ॥ ૨૨ ॥ તે સુણી વરીયો તે કુંઅરીએ,
દાખે નિજ અતિહી કુરૂપ રે ॥ તે દેખી નિભૃંત્સે કુબ્જને,

**તવ રુઠા રાણા ભૂપ રે ॥ જુઓ૦ ॥ ૨૩ ॥ ગુણ અવગુણ મુગ્ધા નવિ લહે, વરે કુબ્જ તજી વર ભૂપ રે ॥ પણ કન્યારત્ન ન કુબ્જનું, ઉકરડે શો વર ધૂપ રે ॥ જુઓ૦ ॥ ॥ ૨૪ ॥ તજ માલ મરાલ અમે કહું, તું કાગ છે અતિ વિકરાલ રે ॥ જો ન તજે તો એ તાહરું, ગલનાલ લૂણે કરવાલ રે ॥ જુઓ૦ ॥ ૨૫ ॥**

અર્થ—એ અવસરે તે સ્તંભની પૂતલીના મુખ માંહે હારનો દેવતા જે વિમલેસર નામે છે તે અવતરીને એટલે સંક્રમીને કહે છે જે હે કુંવરી! જો તું ગુણની ગ્રાહક, ચતુર અને વિચક્ષણ છો તો આ વામણાને તત્કાલ ઉતાવલે વર. એ પ્રમાણે પૂતલીદ્વારા તે દેવ બોલ્યો ॥ ૨૨ ॥ એવાં તે પૂતલીનાં વચન સાંભલીને તે રાજકુંવરીએ તે વામણાને વર્યો, તે વારે તે વામણે વળી ( નિજ કે૦ ) પોતાનું ( અતિહી કે૦ ) અત્યંત કુરૂપ દેખાડવા માંડ્યું, તે દેખીને ( તવ કે૦ ) તે વારે મોટા મોટા ભૂપ એટલે રાણા રાજા તે કુબ્જની ઉપર (રુઠા કે૦) રુષ્ટમાન તે કોપાયમાન થયા થકા તેની નિર્ભર્ત્સના કરવા લાગ્યા ॥ ૨૩ ॥ અને કહેવા લાગ્યા કે અરે! ( મુગ્ધા કે૦ ) અજ્ઞાતયૌવના સ્ત્રી હોય તે કાંઇ ગુણ અવગુણને ( લહે કે૦ ) જાણે નહીં, માટે (વર કે૦) શ્રેષ્ઠ એટલે મોટા મોટા રાજાઓને તજીને આ કુબડાને વર્યો, પણ જેમ ઉકરડો જે ખાતરનો ઢગલો તેને વિષે વર પ્રધાન એવો દશાંગી ધૂપ તે શો? એટલે જેમ ઉકરડા ઉપર પ્રધાન દશાંગી ધૂપ ઘટે નહીં તેમ આ કન્યારત્ન તે કુબ્જને ઘટે નહીં, અર્થાત્ રત્ન સરખી કન્યાનો કુબડાની સાથે સંબંધ યોગ્ય નથી ॥ ૨૪ ॥ એમ વિચારી તે સર્વ રાજા કુબડા પ્રત્યે કહેવા લાગ્યા કે અમે ( મરાલ કે૦ ) હંસ સરખા છીએ, અને તું તો કાગડા જેવો અત્યંત વિકરાલ રૂપવાલો છો, માટે તુને કહીએ છીએ કે તું ( માલ કે૦ ) વરમાલા તજી આપ, એટલે તારા ગળામાં કુંવરીએ જે વરમાલા પહેરાવી છે તે કાઢી નાખ, અને જો નહીં કાઢીશ તો અમે તારું જે આ ગલનાલ એટલે ગળાની નળી છે તેને તરવારે કરી લૂણી નાખશું એટલે કાપી નાખશુ ॥ ૨૫ ॥

**તવ હસીય ભણે વામન ઇસ્યું, તુમે જો નવિ વરીયા એણ રે ॥ તો દુર્ભગ રુસો મુજ કિસ્યું, રુસો ન વિધિશું કેણ રે ॥ જુઓ૦ ॥ ૨૬ ॥ પરસ્ત્રી અભિલાષના પાતકી, હવે મુજ અસિધારાતિત્થ રે ॥ પામી તુમે શુદ્ધ થાઓ સવે, દેખો મુજ કેહવા હત્થ રે ॥ જુઓ૦ ॥ ૨૭ ॥**

અર્થ—તે વારે હસી કરીને તે વામણોજી ( ઇસ્યું કે૦ ) આ પ્રકારે ( ભણે કે૦ ) કહેવા લાગ્યો કે હે દુર્ભગો! એટલે માહા ભાગ્યના ધણીઓ! તમને જો ( એણ કે૦ ) એ કુંવરીએ નવિ વર્યા તો મારી ઉપર શા વાસ્તે રુસો છો? તમે વિધિ જે દૈવ તેની ઉપર કાં રુસાણું કરતા નથી? ॥ ૨૬ ॥ એણે મને વરમાલા પહેરાવી છે, તો હવે એ સ્ત્રી મારી થઇ ચૂકી,

તમોને તો એ પરસ્ત્રી થઇ, તેનો તમે અભિલાષ કરો છો, તેથી તમે પરસ્ત્રી અભિલાષના પાતકી થયા, માટે તેનું પ્રાયશ્ચિત્ત લેવા સારૂ મારી ( અસિ કે૦ ) તરવાર તેની જે ધારા તે ધારારૂપ તીર્થજલ જાણવું. તે જલ પામીને તમે સર્વ શુદ્ધ થાઓ તો પાપરહિત થશો, અને જુઓ તો ખરા કે મારા ( હત્થ કે૦ ) હાથ કેવા છે? ॥ ૨૭ ॥

**ઇમ કહી કુબજે વિક્રમ તિસ્યું, દાખ્યું જેણે નરપતિ નઠ્ઠ રે ॥ ચિત્ત ચમકયા ગગને દેવતા, તેણે સંતતિ કુસુમની વુઠ્ઠ રે ॥ જુઓ૦ ॥ ૨૮ ॥ હુઓ વજ્રસેન રાજા ખુશી, કહે બલ પરે દાખવો રૂપ રે ॥ તેણે દાખ્યું રૂપ સ્વભાવનું, પરણાવે પુત્રી ભૂપ રે ॥ જુઓ૦ ॥ ૨૯ ॥ દીયો આવાસ ઉત્તંગ તે, તિહાં વિલસે સુખ શ્રીપાલ રે ॥ નિજ તિલકસુંદરી નારીશું, જિમ કમલાશું ગોપાલ રે ॥ જુઓ૦ ॥ ૩૦ ॥ ત્રીજે ખંડે પૂરણ થઇ, એ છઠ્ઠી ઢાલ રસાલ રે ॥ જશ ગાતાં શ્રીસિદ્ધચક્રનો, હોય ઘર ઘર મંગલમાલ રે ॥ જુઓ૦ ॥ ૩૧ ॥**

અર્થ—એમ કહીને તે કુબ્જ રાજાએ પોતાનું તેવુંજ પરાક્રમ દેખાડ્યું કે જેણે કરી તે સર્વ રાજાઓ નાઠા. તે વખતે કૌતુક જોવાને અર્થે આવેલા એવા ( ગગને કે૦ ) આકાશમાં રહેલા જે દેવતાઓ તે પણ તે કુબ્જનું પરાક્રમ જોઇને ચિત્તમાં ચમકી ગયા, તેથી તે કુંવરના મસ્તક ઉપર શ્રેણીપરંપરાએ ફૂલોની ( સંતતિ કે૦ ) અવિચ્છિન્ન વૃષ્ટિ કરતા હવા ॥ ૨૮ ॥ એવું કુબડાનું પરાક્રમ જોઇને કન્યાનો પિતા જે વજ્રસેન રાજા છે તે પણ ખુશી થયો, અને કુંવર પ્રત્યે કહેવા લાગ્યો કે હે સ્વામિન્! જે પ્રમાણે તમે તમારું બલ દેખાડ્યું તે પ્રમાણે તમારું રૂપ પણ આવું હોવું જોઇએ નહીં, માટે બલ પ્રમાણે રૂપ પણ દેખાડો. તે વારે તે શ્રીપાલ કુંવરે પણ પોતાનું સ્વાભાવિક જે રૂપ હતું તે દેખાડ્યું કે ભૂપે પોતાની કુંવરી તેની વેરે પરણાવી ॥ ૨૯ ॥ પછી રાજાએ તે શ્રીપાલને રહેવાને માટે ( ઉત્તંગ કે૦ ) ઘણો ઉંચો એવો આવાસ આપ્યો, ત્યાં તે શ્રીપાલ કુંવર પોતાની ( તિલકસુંદરી કે૦ ) ત્રૈલોક્યસુંદરી નામક સ્ત્રીની સાથે જેમ ( કમલા કે૦ ) લક્ષ્મીજીની સાથે ( ગોપાલ કે૦ ) શ્રીકૃષ્ણજી સુખ ભોગવે છે તેમ સુખ ભોગવતા હવા ॥ ૩૦ ॥ એ ત્રીજા ખંડને વિષે ( રસાલ કે૦ ) શૃંગારાદિ રસે ભરિત એવી છઠ્ઠી ઢાલ પૂર્ણ થઇ. શ્રીસિદ્ધચક્રજીનો યશ ગાતાં થકા ઘર ઘરને વિષે માંગલિકની માલા થાય, એમાં આ રાસના કર્ત્તા શ્રીયશોવિજયજીએ પોતાનું નામ પણ યશ એવું સૂચવ્યું ॥ ૩૧ ॥

॥ દોહા ॥

**વિલસે ધવલ અપાર સુખ, સોભાગી સિરદાર ॥ પુણ્ય-**

**બલે સવિ સંપજે, વંછિત સુખ નિરધાર ॥ ૧ ॥ સામગ્રી કારય તણી, પ્રાપક કારણ પંચ ॥ ઇષ્ટ હેતુ પુણ્યજ વડું, મેલે અવર પ્રપંચ ॥ ૨ ॥ તિલકસુંદરી શ્રીપાલનો, પુણ્યે હુવો સંબંધ ॥ હવે શૃંગારસુંદરી તણો, કહીશું લાભ પ્રબંધ ॥ ૩ ॥**

અર્થ—હવે સોભાગી પુરૂષોનો શિરદાર એવો શ્રીપાલ કુંવર તિહાં ધવલ એટલે ઉજ્જવલ એવાં અપાર સુખને વિલસે છે, ભોગવે છે. જીવને ( નિરધાર કે૦ ) નિશ્ચેથી પુણ્યને બલે કરીનેજ સર્વ પ્રકારનાં મનોવાંછિત સુખ સંપજે છે ॥ ૧ ॥ હરેક કાર્યની સામગ્રીનાં પ્રાપક એટલે પ્રાપ્તિનાં કરાવનારાં કાળ, સ્વભાવ, નિયતિ, કર્મ અને ઉદ્યમ, એ પાંચ કારણ છે, પણ તેને મેલવી આપનાર તિહાં ઇષ્ટ હેતુ તે એક મોટું પુણ્યજ છે, જે ( અવર કે૦ ) બીજા ભલા પ્રપંચ સર્વ મેલવી આપે છે ॥ ૨ ॥ એજ પુણ્યના યોગે કરીને ત્રૈલોકયસુંદરી અને શ્રીપાલનો પરસ્પર સંબંધ થયો. હવે શૃંગારસુંદરીના લાભનો એટલે પામવાનો પ્રબંધ કહીશું ॥ ૩ ॥

॥ ઢાલ સાતમી ॥ સાહિબા મોતીડો હમારો ॥ એ દેશી ॥

**ઇક દિન રાજસભાએ આવ્યો, ચર કહે અચરિજ મુજ મન ભાવ્યો ॥ સાહિબા રંગીલા હમારા ॥ મોહના રંગીલા ॥ દલપત્તનનો છે મહારાજા, ધરાપાલ જસ પખ બિહુ તાજા ॥ સાહિબા૦ ॥ મોહના૦ ॥ એ આંકણી ॥૧॥**

અર્થ—પૂર્વે કહેલાં જે પાંચ કારણ, તેનું કિંચિત્ સ્વરૂપ કહે છે. તેમાં પ્રથમ કાળ નામે કારણ છે, તે કાળે કરી સ્ત્રી ગર્ભ ધારણ કરે છે અને કાળે કરી વિનાશ પામે છે. બીજું સ્વભાવ નામે કારણ તે સ્વભાવે કરી દુધમાંથી દહીં થાય છે. ત્રીજું નિયતિ તે નિશ્ચેથી ત્રેસઠ શલાકાપુરૂષ ઉપજે છે અને વિલય પામે છે ॥ યતઃ ॥ નિયતિવશે મન ચિંતવ્યું, આવી મલે તત્કાલ ॥ વરસાં સોનું ચિંતવ્યું, નિયતિ કરે વિસરાલ ॥ ૧ ॥ તથા ॥ કોયલ કર કર કૂકવા, કિમ રાખી શકે પ્રાણ ॥ હેઠલ ઉભો પારધી, માથે ભમે સિંચાણ ॥ ૨ ॥ પારધી વિસહર ડંસીયો, હાથ વિછૂટો બાણ ॥ કોયલ જા ઘર અપ્પણે, સીર લગ્ગો સિંચાણ ॥ ૩ ॥ એ નિયતિ કારણ જાણવું ॥ હવે ચોથું ભવિતવ્યતા તે ભાગ્ય, તેની ઉપર દ્રષ્ટાંતનું કાવ્ય કહે છે. ક્ષિપ્તઃ કેન કરંડકેઽપિ ભુજંગઃ ક્ષુત્પીડિતો નાશકો, રાત્રૌ ખાદિમકાંક્ષયા સુવિવરં કૃત્વોંદુરુસ્તન્મુખે ॥ ભાગ્યાદેવ તદા સ્વયં નિપતતસ્તન્માંસતૃપ્તોઽભવ,—દ્વ્યાલસ્તેન પથા ગતઃ સ્થિરતરો ભોગીવ ભાગ્યં ભવેત્ ॥ ૪ ॥ એ ભવિતવ્યતા જે કર્મ તેની ઉપર દ્રષ્ટાંત કહ્યો. હવે ઉદ્યમ ઉપર દ્રષ્ટાંત કહે છે ॥ દોહો ॥ ઉદ્યમ કરતાં માનવી, શું નવિ સીઝે કાજ ॥ રામે રયણાયર તરી, લીધું લંકા રાજ ॥ ૫ ॥ એ ઉદ્યમ કારણ ઉપર દ્રષ્ટાંત કહ્યો. એ પાંચે કારણ સત્ય છે ॥ હવે એક દિવસે તે વજ્રસેન રાજાની સભામાં એક ચર એટલે હલકારો આવ્યો. તે કહેવા લાગ્યો કે હે રાજન્ ! હે મારા સાહેબા ! રંગીલા ! મોહના ઉપજાવનારા ! મેં મારા મનને ભાવતું

એવું એક અચરિજ દીઠું. તે અચરિજ કેવું દીઠું? તે સંબંધી વાર્ત્તા કહું છું તે સાંભલો. એક દલપત્તન નામે નગર છે, તેનો ધરાપાલ એવે નામે રાજા છે. જેના માતૃપક્ષ તથા પિતૃપક્ષ એ બેહુ પક્ષ તાજા છે ॥ ૧ ॥

**રાણી ચોરાશી તસ ગુણખાણી, ગુણમાલા છે પ્રથમ વખાણી ॥ સાહિબા૦ ॥ પાંચ બેટા ઉપર ગુણપેટી, શૃંગારસુંદરી છે તસ બેટી ॥ સાહિબા૦ ॥ ૨ ॥**

અર્થ—તે રાજાને ગુણોની ખાણ જેવી ચોરાશી રાણીઓ છે, તેમાં પ્રથમ પટ્ટરાણીને સ્થાનકે ગુણમાલા નામે રાણીને વખાણી છે. તે રાણીને પાંચ પુત્રની ઉપર ગુણની પેટી જેવી એક શૃંગારસુંદરી નામે પુત્રી છે ॥ ૨ ॥

**પલ્લવ અધર હસિત સિત ફૂલ, અંગ ચંગ કુચ ફલ બહુમૂલ ॥ સાહિબા૦ ॥ જંગમ તે છે મોહનવેલી, ચાલતી ચાલ જિસી ગેજ ગલી ॥ સાહિબા૦ ॥ ૩ ॥ પંડિતા વિચક્ષણા પ્રગુણા નામે, નિપુણા દક્ષા સમ પરિણામે ॥ સાહિબા૦ ॥ તેહની પાંચ સખી છે પ્યારી, સહુની મતિ જિનધર્મે સારી ॥ સાહિબા૦ ॥ ૪ ॥**

અર્થ—હવે એ શૃંગારસુંદરીનું શરીરરૂપ જંગમ મોહનવેલીનું વૃક્ષ વખાણે છે, એટલે વૃક્ષની ઉપમાએ કરી એના શરીરના રૂપ અને સૌંદર્યનું વર્ણન કરે છે. વૃક્ષને પલ્લવ એટલે નવાં પત્ર ફૂટે, તે જેવાં સકોમલ લાલ હોય તેના જેવા એના ( અધર કે૦ ) હોઠ છે. તથા ( સિત કે૦ ) સપેત ઉજલાં ફૂલ સમાન એની ( હસિત કે૦ ) હસતી વખતે દાંતની પંક્તિ ઉજલી દેખાય છે. તથા ( અંગ કે૦ ) શરીર તે ( ચંગ કે૦ ) મનોહર છે. તથા ( કુચ ફલ બહુમૂલ કે૦ ) બહુમૂલાં ફલ જેવું કુચયુગલ તે બે સ્તન શોભે છે. એ રીતે તે કુંવરી જંગમ મોહનવેલીનું વૃક્ષ છે, એટલે બીજાં જે જગતમાં વનસ્પતિનાં વૃક્ષો છે તે હાલતાં ચાલતાં નથી, માટે સ્થાવર છે, અને એ કુંવરી તો હાલે ચાલે છે, માટે જંગમ મોહનવેલીનું વૃક્ષ કહીને વખાણી છે. વળી વૃક્ષ જેમ ધીમે ધીમે પવને ધીમું ધીમું હાલે તેમ એ કુંવરી ( ગજ ગેલી કે૦ ) ગજગતિ જેવી ચાલે છે એટલે જેવી હાથણી ચાલે તેવી ગેલ કરતી ચાલે છે ॥ ૩ ॥ તે કુંવરીને એક પંડિતા, બીજી વિચક્ષણા, ત્રીજી પ્રગુણા, ચોથી નિપુણા અને પાંચમી દક્ષા, એ પાંચે જણી સમ પરિણામે એટલે સરખા પરિણામવાલી સખીઓ છે, તે કુંવરીને ઘણીજ પ્યારી છે, વલ્લભ છે, અને તે સર્વની મતિ જૈનધર્મને વિષે સારી છે, રૂડી છે, માટે સરખા પરિણામવાલી પાંચેને કહી છે ॥ ૪ ॥

**તે આગલ કહે કુમરી સાચું, આપણનું મ હોજો મન કાચું ॥ સાહિબા૦ ॥ સુખ કારણ જિનમતનો જાણ, વર વરવો બીજો અપ્રમાણ ॥ સાહિબા૦ ॥ ૫ ॥ જાણ**

અજાણ તણો જે જોગ, કેળ કંથેરનો તે સંયોગ ॥ સાહિબા૦ ॥ વ્યાધિ મૃત્યુ દારિદ્ર વનવાસ, અધિકો કુમિત્ર તણો સહવાસ ॥ સાહિબા૦ ॥ ૬ ॥ હેમમુદ્રાએ અકીક ન છાજે, શ્યો જલધર જે ફોકટ ગાજે ॥ સાહિબા૦ ॥ વર વરવો પરખીને આપ, જિમ ન હોય કર્મકુજોડાલાપ ॥ સાહિબા૦ ॥ ૭ ॥

અર્થ—તે પોતાની પાંચે સખીઓની આગલ કુંવરી સાચેસાચું કહે છે કે બહેનો! આપણું મન શ્રીજિનધર્મને વિષે કોઇ કાળે કાચું મ હોજો એટલે મ થાજો, એટલા માટે સાંસારિક સુખને કારણે જે આપણને ( વર કે૦ ) ભર્ત્તાર વરવો તે પણ જે પુરુષ શ્રીજિનમતનો જાણ હોય તે પુરુષનેજ વરવો, પરંતુ જિનમતના જાણ વિના બીજા પુરુષને વરવો તે અપ્રમાણ છે ॥ ૫ ॥ કેમકે એક જાણ અને બીજો અજાણ, એ બેનો જે ( જોગ કે૦ ) મેલાપ છે તે જેમ કેળના ઝાડનો અને કુંથેર નામે કાંટાના ઝાડનો પોતપોતામાં સંયોગ થાય તેવો દુઃખદાયી જાણવો, માટે ( વ્યાધિ કે૦ ) રોગે કરી પીડાવું, મૃત્યુને પામવું, દરિદ્રતાની પ્રાપ્તિનું થવું અને વનવાસ ભોગવવો, એટલા સર્વ પરાભવ સહન કરવા તે કરતાં પણ કુમિત્રનો સહવાસ તે અધિક દુઃખદાયી છે ॥ ૬ ॥ વળી જેમ હેમમુદ્રા એટલે સોનાની વીંટી માંહે અકીકનું નંગ જડીએ તો તે છાજે નહીં એટલે શોભે નહીં, તથા તે ( જલધર કે૦ ) મેઘ પણ શ્યા કામનો? કે જે ફોકટ ગર્જનાજ કર્યા કરે, અને પાણીનો છાંટો પણ વરસે નહીં? તેમ આપણને પણ સોનાની વીંટીમાં અકીક જડ્યાની પેઠે જૈનમતના જાણ વિના બીજા અકીક જેવાને વરવો નહીં, તથા વ્યર્થ ગર્જારવ કરનારા મેઘની પેઠે બહારથી સારો દેખાય અને માંહે કાંઇ માલ ન હોય તેવાને પણ વરવો નહીં, પરંતુ આપણે તો પરીક્ષા કરીને જૈનમતનો જાણ હોય તેજ ( વર કે૦ ) ભર્ત્તારને વરવો કે જેમ કર્મકુજોડાલાપ ન હોય એટલે કર્મે કરી કુજોડાનો આલાપ એટલે મલવું વા સંભાષણ કરવું તે ન થાય ॥ ૭ ॥

કહે પંડિતા પરનું ચિત્ત, ભાવ લખીજે સુણીય કવિત્ત ॥ સાહિબા૦ ॥ સીથે પાક સુભટ આકારે, જિમ જાણીજે શુદ્ધ પ્રકારે ॥ સાહિબા૦ ॥ ૮ ॥ કરીય સમસ્યા પદ તુમે દાખો, જે પૂરે તે ચિત્ત માંહે રાખો ॥ સાહિબા૦ ॥ ઇમ નિસુણી કહે કુંઅરી તેહ, વરું સમસ્યા પૂરે જેહ ॥ સાહિબા૦ ॥ ૯ ॥

અર્થ—તે વારે શૃંગારસુંદરીની પાંચ સખી માંહેલી પહેલી સખી જે પંડિતા નામે છે તે એવું કહે છે કે પરના ચિત્તનો ભાવ ( સુણીય કવિત્ત કે૦ ) લોકભાષાએ એમ સાંભલીએ છીએ કે કવિત્ત સાંભલીને પરના ચિત્તનો ભાવ ( લખીજે કે૦ ) જાણીએ. એવું કવિની ઉક્તિએ સાંભલીએ છીએ, એટલે આપણા ચિત્તમાં જે વાત હોય તેનો ભાવાર્થ એક પદમાં

સૂચવીને જે પરીક્ષા આપે તેની આગલ તે પદ કહેવું. પછી તે આપણા મુખથી એક પદ સાંભલીને જે કાંઇ આપણા મનમાં હોય તે પ્રમાણે આખું કવિત્ત કરી આપે તો તે પુરુષ જૈનમતમાં પ્રવીણ જાણવો. જેમ ( પાક કે૦ ) રસોઇની ( સીથે કે૦ ) એક દાણે કરી પરીક્ષા થાય છે, એટલે રસોઇ ચૂલે મૂકેલી હોય, તેમાંથી એક દાણો ચાંપી જોઇએ તો તરત પાકી છે કે કાચી છે? એવી માલમ પડી જાય, તથા ( સુભટ કે૦ ) સીપાઇ જે છે તેની પરીક્ષા તે આકારે કરી જાણવામાં આવે છે એટલે તેની મુખાકૃતિ દીઠાથી તેમાં કેવા પ્રકારનાં શક્તિ બલ પરાક્રમ છે? તે જેમ શુદ્ધ પ્રકારે જાણીજે ॥ ૮ ॥ તેમ તમે પણ જે આવે તેને સમસ્યાનું એક પદ કરીને ( દાખો કે૦ ) દેખાડો, અને પછી તે જે પૂરે તે તમારા ચિત્તમાં રાખો કે આપણા મનમાં જે નિર્ધારેલું હતું તે પ્રમાણે તેણે ત્રણ પદ પૂરીને ખરેખરું હાર્દ કહી આપ્યું કે નહીં? એવી રીતે પરીક્ષા કરો. ( એમ કે૦ ) એ રીતે પોતાની સખીનું બોલવું સાંભલીને તે કુંવરી કહેવા લાગી કે જે મારી સમસ્યા ( પૂરે કે૦ ) પૂરી આપે, પૂર્ણ કરે તેને હું ( વરું કે૦ ) પરણું, પણ બીજા વરને નહીં પરણું ॥ ૯ ॥

**તેહ પ્રસિદ્ધિ સુણીને મલીયા, બહુ પંડિત નર બુદ્ધે બલીયા ॥ સાહિબા૦ ॥ પણ મતિવેગ તિહાં નવિ ચાલે, વાયુવેગે નવિ ડુંગર હાલે ॥ સાહિબા૦ ॥ ૧૦ ॥ પંચ સખી યુત તે નૃપબેટી, ચિત્ત પરખે કરી સમસ્યા મહોટી ॥ સાહિબા૦ ॥ સુણીય કહે જન કિમ પૂરીજે, પર મન દ્રહ કિમ થાહ લહીજે ॥ સાહિબા૦ ॥ ૧૧ ॥ સુણીય કુમાર ચમક્યો આવે, ઘર કહે હો મુજ હાર ! પ્રભાવે ॥ સાહિબા૦ ॥ દલપત્તનગત જિહાં નૃપકન્યા, તિહાં પહોતો સખી યુત જિહાં ધન્યા ॥ સાહિબા૦ ॥ ૧૨ ॥**

અર્થ—હવે તે વાત જગતમાં પ્રસિદ્ધ થઇ. તે પ્રસિદ્ધિ સાંભલીને ( બહુ કે૦ ) ઘણા પંડિત જનો જે બુદ્ધિના બલીયા છે, એટલે બલવંત બુદ્ધિના ધણી, અનેક શાસ્ત્રોના પારંગામી, એક શબ્દના સો અર્થ કરે, હજાર અર્થ કરે, એવા પુરુષો તિહાં એકઠા થયા, પણ જેમ વાયુના વેગથી પર્વત હાલતો નથી, ચલાયમાન થતો નથી તેમ તેમની મતિ જે બુદ્ધિ તેનો ( વેગ કે૦ ) પ્રચાર તે સમસ્યા માંહે કોઇ રીતે ચાલતો નથી ॥ ૧૦ ॥ એમ પાંચ સખીઓએ (યુત કે૦) સહિત તે રાજાની કુંવરી મોટી સમસ્યા કરીને સર્વનાં ચિત્તને પરખે છે, પરંતુ સમસ્યાનાં પદ સાંભલીને તે પંડિત જન એવું કહે છે કે અમે કેવી રીતે એ સમસ્યા પૂરીએ? આ પારકાના મનરૂપ દ્રહનો થાગ તે કેમ પામીએ ? ॥ ૧૧ ॥ તે વાત કુંવર સાંભલીને ચિત્તમાં ચમક્યો થકો પોતાને ઘેર આવીને કહે છે કે અહો મારા હાર! હું તારે પ્રભાવે તિહાં પહોંચું. એટલું કહેતાંજ દલપત્તન નગરે રહેલી પાંચ સખીઓએ યુક્ત એવી રાજાની કુંવરી જિહાં ધન્ય છે તિહાં પહોતો ॥ ૧૨ ॥

**દેખી કુમર અમર સમ તેહ, ચિત્ત ચમકી કહે જો મુજ**

એહ ॥ સાહિબા૦ ॥ પૂરે સમસ્યા તો હું ધન્ય, પૂરી પ્રતિજ્ઞા હોય કયપુણ્ય ॥ સાહિબા૦ ॥ ૧૩ ॥ પૂછે કુમર સમસ્યા કોણ, કુમરી સંકેત સખી કહે ગોણ ॥ સાહિબા૦ ॥ સીસે કુમર દીએ કર પૂરે, પુત્તલ તેહ રહે ન અધૂરે ॥ સાહિબા૦ ॥ ૧૪ ॥ પંડિતોવાચ ॥ મનવંછિત ફલ હોઇ ॥ પુત્તલોવાચ ॥ દોહા ॥ અરિહંતાઇ સુ નવહ પય, નિય મન ધરે જુ કોઇ ॥ નિચ્છય તસુ નરસેહરહ, મનવંછિત ફલ હોઇ ॥ ૧ ॥

અર્થ—તિહાં તે કુંવરી સાક્ષાત્ ( અમર સમ કે૦ ) દેવતા સમાન શ્રીપાલ કુંવરને જોઇને ચિત્ત માંહે ચમકી થકી મનમાં કહે છે કે જો એ પુરુષ મારી સમસ્યા પૂર્ણ કરે તો મારો જન્મ ધન્ય છે, એનાથી મારી પ્રતિજ્ઞા પૂરી થાય તો હું કૃતપુણ્ય જાણવી ॥ ૧૩ ॥ શ્રીપાલ કુંવરે પૃછ્યું કે તમારી સમસ્યા કઇ છે ? તે કહો. તે વારે કુંવરીના સંકેતથી પ્રથમ ગૌણ જે મુખ્ય સખી એટલે તે કુંવરીથી ન્હાની છે, પરંતુ પાંચ સખીઓમાં વડેરી છે, મોટી છે એવી પંડિતા સખી સમસ્યા કહે છે, તે વારે નિકટ રહેલું એક પૂતલું છે, તેના માથા ઉપર કુંવર ( કર કે૦ ) હાથ મૂકતો હવો, તેથી તે પૂતલુંજ સમસ્યા સંપૂર્ણ રીતે અધૂરી ન રહે તેમ કહે છે ॥ ૧૪ ॥ હવે પંડિતા સખી સમસ્યાનું પદ કહે છે. “ મનવંછિત ફલ હોઇ ” તે એક પદમાં બીજાં નવીન આગલનાં ત્રણ પદ મેલવી ગાથા સંપૂર્ણ કરીને પૂતલું સમસ્યા પૂરે છે, તે ગાથાનો અર્થ કહે છે. અરિહંતાદિક નવ પદ છે, તેને પોતાના મનને વિષે જે કોઇ ધરે તો નિશ્ચે ( નરસેહરહ કે૦ ) મનુષ્યમાં શેખર શિરોમણિ એવા ( તસુ કે૦ ) તે પુરુષને મનોવાંછિત ફલ થાય ॥ ૧ ॥

વિચક્ષણોવાચ ॥ અવર મ ઝંખો આલ ॥ પુત્તલોવાચ ॥ અરિહંત દેવ સુસાધુ ગુરુ, ધમ્મજ દયા વિસાલ ॥ જપહુ મંત્ર નવકાર તુમ, અવર મ ઝંખો આલ ॥ ૨ ॥ પ્રગુણો-વાચ ॥ કર સફલો અપ્પાણ ॥ પુત્તલોવાચ ॥ આરા-હિજ્જઇ દેવ ગુરુ, દિહુ સુપત્તહિં દાણ ॥ તવ સંજમ ઉવયાર કરી, કર સફલો અપ્પાણ ॥ ૩ ॥ નિપુણોવાચ ॥ જિત્તો લિહ્યો નિલાડ ॥ પુત્તલોવાચ ॥ રે મન અપ્પા ખંચી કરી, ચિંતાજાલ મ પાડ ॥ ફલ તિત્તોહિજ પામીએ, જિત્તો લિહ્યો નિલાડ ॥ ૪ ॥

અર્થ—હવે બીજી વિચક્ષણા સખી કહે છે કે "અવર મ ઝંખો આલ" તે વારે પૂતલું બીજાં ત્રણ પદ પૂરીને કહે છે કે દેવ તો શ્રીઅરિહંત જાણવા, અને ગુરુ તે સુસાધુ જાણવા, તથા વિશાલ એટલે મોટી દયા જેમાં પ્રધાન છે તે શ્રીકેવલિભાષિત ધર્મ જાણવો. એ દેવ, ગુરુ અને ધર્મ, એ ત્રણેનો નવકાર મંત્રમાં સમાવેશ થયેલો છે, માટે તે નવકાર મંત્રને તમે જપો, સેવન કરો, અને ( અવર કે૦ ) બીજાં જે આલ પંપાલ છે તેની ઝંખણા મ કરો ॥ ૨ ॥ હવે ત્રીજી પ્રગુણા સખી કહે છે કે "કર સફલો અપ્પાણ" તેને પૂતલું આગલનાં ત્રણ પદ પૂરી ઉત્તર આપે છે કે દેવ ગુરુનું આરાધન કરીએ, અને સુપાત્રને દાન આપીએ, વળી તપ, સંયમ અને ( ઉવયાર કે૦ ) પરોપકાર કરીને હે જીવ! તું તારા ( અપ્પાણ કે૦ ) આત્માને સફલ કર ॥ ૩ ॥ હવે ચોથી નિપુણા સખી કહે છે કે "જિત્તો લિહ્યો નિલાડ" તેને પૂતલું આગલનાં ત્રણ પદો નવાં ઉત્પન્ન કરીને ઉત્તર આપે છે કે અરે મન! તું ( અપ્પા કે૦ ) આત્માને ( ખંચી કરી કે૦ ) ખેંચી કરીને પરાણે ચિંતારૂપ જાલને વિષે પાડીશ નહીં, કારણ કે ફલ તો જેટલું લલાટમાં લખ્યું હશે તેટલુંજ પ્રાપ્ત થશે ॥ ૪ ॥

દક્ષોવાચ ॥ તસ તિહુઅણજણ દાસ ॥ પુત્તલોવાચ ॥ અત્થિ ભવંતર સંચીઓ, પુણ્ણુ સમગ્ગલ જાસ ॥ તસુ બલ તસુ મઇ તસુ સિરી, તસુ તિહુઅણજણ દાસ ॥ ૫ ॥ શૃંગારસુંદર્યુવાચ ॥ રવિ પહેલા ઉગંત ॥ પુત્તલોવાચ ॥ જીવંતાં જગ જસ નહીં, જસ વિણ કાંઇ જીવંત ॥ જે જસ લેઇ આથમ્યા, રવિ પહેલા ઉગંત ॥ ૬ ॥ ઢાલ પૂર્વની ॥ પૂરે કુમર સમસ્યા સારી, આનંદિત હુઇ નૃપતિકુમારી ॥ સાહિબા૦ ॥ વરે કુમાર તે ત્રિભુવનસાર, ગુણનિધાન જીવન આધાર ॥ સાહિબા૦ ॥ ૧૫ ॥

અર્થ—હવે પાંચમી દક્ષા સખી કહે છે.—"તસ તિહુઅણજણ દાસ" તેને પૂતલું બીજાં નવાં ત્રણ પદની રચના કરી ઉત્તર આપે છે. હમણાં જે ભવ આપણે ભોગવીએ છીએ તેથી પાછલ થઇ ગયેલા ભવોને ભવાંતર કહીએ, તેને વિષે ( જાસ કે૦ ) જેના સમગ્ર પુણ્યનો સંચય કરેલો ( અત્થિ કે૦ ) છે ( તસુ કે૦ ) તે પુરુષને બલ હોય, તથા તેને ( મતિ કે૦ ) બુદ્ધિ પણ હોય, અને તેને ( સિરી કે૦ ) લક્ષ્મી પણ હોય. વળી ત્રણ ભુવનના જનો તેના દાસ થઇને રહે ॥ ૫ ॥ હવે શૃંગારસુંદરી પોતે કહે છે. "રવિ પહેલા ઉગંત" તેને પૂતલું ઉત્તર કહે છે. જીવતાં જેનો જગતમાં યશ નથી તો તેવા જીવો યશ વિવેક વિના શું જીવે છે? અર્થાત્ તેમનું જીવવું વ્યર્થ છે, પરંતુ જે પ્રાણી યશ લઇને જગતમાંથી અસ્ત પામ્યા છે તે પ્રાણી ( રવિ કે૦ ) સૂર્યથી પણ પહેલાં ઉદય થાય છે, અર્થાત્ સૂર્યોદયથી પ્રથમ તેમનાં નામનું લોકો સ્મરણ કરે છે ॥ ૬ ॥ એમ કુંવરે તે સર્વ સખીઓની સમસ્યાઓ સારી રીતે પૂર્ણ કરી, તેણે કરી રાજાની કુંવરી પરમ આનંદિત થઇને ત્રણ ભુવનને વિષે સારભૂત અને ગુણનું નિધાન એટલે ભંડાર તથા જીવનનો આધારભૂત એવો જે કુમાર તે પ્રત્યે ( વરે કે૦ ) વરતી હવી ॥ ૧૫ ॥

પૂતલમુખ સમસ્યા પૂરાવી, રાજા પ્રમુખ જન સવિ હુઓ ભાવી ॥ સાહિબા૦ ॥ એ અચરિજ તો કહીંએ ન દીઠું, જિમ જોઇએ તિમ લાગે મીઠું ॥ સાહિબા૦॥૧૬॥ રાજા નિજ પુત્રી પરણાવે, પંચ સખી સંજુત મન ભાવે ॥ સાહિબા૦ ॥ પાણિગ્રહણ મહ સબલો કીધો, દાન અતુલ મનવંછિત દીધો ॥ સાહિબા૦ ॥ ૧૭ ॥ સાતમી ઢાલ તે ત્રીજે ખંડે, પૂરણ હુઇ ગુણ રાગ અખંડે ॥ સાહિબા૦ ॥ સિદ્ધચક્રગુણ જો ગાઇજે, વિનય સુજશ સુખ તો પાઇજે ॥ સાહિબા૦ ॥ ૧૮ ॥

અર્થ—એમ પૂતલાના મુખથી સમસ્યા પૂર્ણ કરાવી, તેણે કરી રાજા પ્રમુખ જે ( જન કે૦ ) લોક હતો તે સર્વ ભાવિક થયો થકો કહેવા લાગ્યો જે આ આશ્ચર્ય તો અમે કયારે પણ દીઠું નથી, એને તો જેમ જેમ જોઇએ છીએ તેમ તેમ મીઠું લાગે છે ॥ ૧૬ ॥ હવે રાજાએ મનને ભાવે કરી પાંચે સખીઓ સહિત પોતાની પુત્રીને શ્રીપાલ પ્રત્યે પાણિગ્રહણનો એટલે પરણાવવાનો ઉત્સવ ( સબલો કે૦ ) ઘણો મોટો કર્યો, અને જેની તુલના ન થાય એવું અતુલ મનોવાંછિત દાન દીધું ॥ ૧૭ ॥ એ સાતમી ઢાલ તે ત્રીજા ખંડને વિષે અખંડ ગુણે અને અખંડ રાગે કરી પૂર્ણ થઇ. શ્રીસિદ્ધચક્ર ભગવાનનાં જો ગુણગાન કરીએ તો ભલો વિનય અને રુડો યશ તેનું સુખ પામીએ. અથવા વિનય, ભલો યશ અને સુખ, તેને પામીજે ॥ ૧૮ ॥

॥ દોહા ॥

અંગભટ્ટ ઇણ અવસરે, દેખી કુમરચરિત્ર ॥ કહે સુણો એક માહરું, વચન વિચાર પવિત્ર ॥ ૧ ॥ કોલ્લાગપુરનો રાજીયો, અછે પુરંદર નામ ॥ વિજયા રાણી તેહની, લવ-ણિમ લીલાધામ ॥ ૨ ॥ સાત પુત્ર ઉપર સુતા, જય-સુંદરી છે તાસ ॥ રંભા લઘુ ઉંચી ગઇ, જોડી ન આવે જાસ ॥ ૩ ॥ લવણિમ રૂપ અલંકરી, તે દેખી કહે ભૂપ ॥ એ સરિખો વર કુણ હશે, પાઠક કહો સ્વરૂપ ॥ ૪ ॥ સો કહે ઇણ ભણતાં કલા, રાધાવેધ સ્વરૂપ ॥ પૂછ્યું તે મેં વરણવ્યું, સાધનને અનુરૂપ ॥ ૫ ॥

અર્થ—એવા અવસરને વિષે અંગભટ્ટ નામે બ્રાહ્મણ તે શ્રીપાલ કુંવરનું ચરિત્ર જોઇને કહેવા લાગ્યો કે હે મહારાજ! એક મારું ( પવિત્ર કે૦ ) રૂડા વિચારવાલું વચન સાંભલો ॥ ૧ ॥ કોલ્લાગપુર નગરનો પુરંદર નામે રાજા છે, તેને વિજયા નામે રાણી છે; તે કેવી છે? તો કે ( લવણિમ કે૦ ) ચતુરાઇવિશેષ તેની લીલાનું ( ધામ કે૦ ) ઘર છે ॥ ૨ ॥ તે રાણીને સાત પુત્રો છે, તેની ઉપર એક અત્યંત રૂપવંત એવી જયસુંદરી નામે પુત્રી છે, જેના રૂપને દેખીને રંભા જે સ્વર્ગની દેવાંગનાઓ અપ્સરા ઉર્વશી, તિલોત્તમા તે પણ એનું રૂપ પોતાથી વિશેષ જાણીને ( લઘુ કે૦ ) હલકાઇપણું પામી ઉંચી દેવલોકને વિષે જતી રહી, પણ તે કુંવરીની બરાબર રૂપવાલી થઇ નહીં, માટે ( જાસ કે૦ ) જેની ( જોડી કે૦ ) બરાબરીમાં આવે તેવી કોઇ બીજી સ્ત્રી નથી ॥ ૩ ॥ એવી તે કુંવરી ( લવણિમ રૂપ કે૦ ) સુંદર ચતુરાઇ-વિશેષ અને રૂપ તેણે કરી અલંકૃત શોભાયમાન છે, તેને દેખીને પાઠકજીને રાજાએ પૂછ્યું કે હે પાઠકજી! એ કુંવરીના સરખો એટલે જેવી એ કુંવરી છે તેવો એને યોગ્ય વર કોણ હશે? તેનું સ્વરૂપ અમને કહો ॥ ૪ ॥ તે વારે ( સો કે૦ ) તે પાઠકજી કહેતા હવા કે હે રાજન્! એ કુંવરીએ મારી પાસે કલાઓ ભણતાં થકા રાધાવેધ નામની કલાનું સ્વરૂપ મને પૂછ્યું હતું તે મેં પણ તેના સાધનને અનુરૂપ એટલે યોગ્ય રીતે વર્ણવ્યું હતું ॥ ૫ ॥

આઠ ચક્ર થંભ ઉપરે, ફરે દક્ષિણ ને વામ ॥ અરવિવરો-પરિ પૂતલી, કાઠની રાધા નામ ॥ ૬ ॥ તેલ કઢા પ્રતિ-બિંબ જોઇ, મૂકે અધોમુખ બાણ ॥ વેધે રાધા વામ અચ્છિ, રાધાવેધ સુજાણ ॥ ૭ ॥ ધનુર્વેદની એ કલા, ચાર વેદથી ઉડ્ઢ ॥ ઉત્તમ નર સાધી શકે, નવિ જાણે કોઇ મૂઢ ॥ ૮ ॥ તે સુણી તુજ પુત્રી નૃપતિ, કરે પ્રતિજ્ઞા એમ ॥ વરશું રાધાવેધ કરી, બીજો વરવા નેમ ॥ ૯ ॥

અર્થ—તે આગલ કહે છે કે એક થંભની ઉપરે આઠ ચક્ર માંડવાં, તેમાં ચાર ચક્ર દક્ષિણ બાજુ સવલાં ફરે, અને ચાર ચક્ર વામ બાજુ અવલાં ફરે, તે આઠ ચક્રના આરાનાં ( વિવરોપરિ પૂતલી કે૦ ) વિવર જે છિદ્ર છે, તેની ઉપર રાધા એવે નામે કાષ્ઠની પૂતલી બેસાડવી ॥ ૬ ॥ અને તે સ્તંભની નીચે એક તેલની કઢાઇ ભરી રાખવી. તે તેલની કઢા-ઇમાં ઉપરની રાધા નામે પૂતલીનું પ્રતિબિંબ લક્ષમાં લઇ જોઇને અધોમુખ એટલે પોતાનું મુખ નીચું રાખીને ઉંચે બાણ નાખે, તે એવી યુક્તિથી નાખે કે ઉપર રહેલી જે રાધા નામની પૂતલી છે તેની ( વામ કે૦ ) ડાબી બાજુની જે ( અચ્છિ કે૦ ) આંખ છે તેને વેધે, એટલે તેનો વેધ કરે, તેને રાધાવેધ કહીએ. એ કલા કોઇ સુજાણ પુરૂષ હોય તે જાણે ॥ ૭ ॥ એ ચાર વેદ માંહેલા ધનુર્વેદની કલા છે. તે ચારે વેદથી ( ઉડ્ઢ કે૦ ) ઊર્ધ્વ એટલે ઉંચી છે, માટે કોઇ ઉત્તમ પુરુષ હોય તે એને સાધી શકે, પણ કોઇ ( મૂઢ કે૦ ) મૂર્ખ એનો ભેદ જાણે નહીં ॥ ૮ ॥ હે રાજન્! એ વાત મારા મુખથી સાંભલીને તારી પુત્રીએ એવી પ્રતિજ્ઞા કરી છે કે જે રાધાવેધ સાધશે તેને હું વરીશ, પરંતુ બીજા કોઇને વરીશ નહીં, એવો એણે નિયમ કરેલો છે ॥ ૯ ॥

મહોટા મંડપ માંડીએ, રાધાવેધનો સંચ ॥ કરીએ જિમ વર પામીએ, પાઠક કહે પ્રપંચ ॥ ૧૦ ॥ મંડપ નૃપ મંડાવીયા, રાધાવેધ વિચાર ॥ પણ નવિ કો સાધી શકે, પણ સાધશો કુમાર ॥ ૧૧ ॥ એમ નિસુણી તે ભટ્ટને, કુંડલ દેઇ કુમાર ॥ રયણી નિજ વાસે વસી, ચાલ્યો પ્રાત ઉદાર ॥ ૧૨ ॥ પહોતો તે કોલ્લાગપુર, કુમર દષ્ટિ સબ સાખી ॥ સાધ્યો રાધાવેધ તિહાં, હારમહિમગુણ દાખી ॥ ૧૩ ॥ જયસુંદરીએ તે વર્યો, કરે ભૂપ વિવાહ ॥ તાસ દત્ત આવાસમાં, રહે સુજશ ઉચ્છાહ ॥ ૧૪ ॥

અર્થ—માટે મોટા મંડપ માંડીને રાધાવેધનો સંચ કરીએ, જેમ કુંવરીનો વર પામીએ. એ રીતે તે પાઠકે પ્રપંચ કહ્યો ॥ ૧૦ ॥ તે પ્રમાણે તે રાજાએ પણ મંડપ મંડાવ્યા છે, તેમાં રાધાવેધનો વિચાર જેમ પાઠકે કહ્યો તેમ કર્યો છે, પરંતુ તે કલા કોઇ સાધી શકતો નથી, પણ હે કુંવરજી! હું જાણું છું જે તમે સાધશો ॥ ૧૧ ॥ એવી વાર્ત્તા ભટ્ટના મુખથી સાંભલીને શ્રીપાલ કુંવર તેને કુંડલ દેતો હવો. પછી રાત્રે પોતાને ( વાસે કે૦ ) ઘેર ( વસી કે૦ ) રહીને ઉદાર ચિત્તનો ધણી જે શ્રીપાલ તે પ્રભાતનો તિહાંથી ચાલ્યો ॥ ૧૨ ॥ તે કોલ્લાગપુરે જઇ પહોતો, તિહાં કુંવરે સર્વ લોકની નજરે દેખતાં સર્વની સાખે દૃષ્ટિ રાખીને હારના મહિમાનો ગુણ દેખાડી રાધાવેધ સાધ્યો ॥ ૧૩ ॥ તેને જયસુંદરીએ વરમાલા પહેરાવીને વર્યો, તે વારે રાજાએ વિવાહ કરીને પુત્રી પરણાવી. પછી ( તાસ દત્ત કે૦ ) તે રાજાના દીધેલા આવાસમાં સુજશ ઉત્સાહપૂર્વક રહેતો હવો ॥ ૧૪ ॥

॥ ઢાલ આઠમી ॥ બન્યો રે કુંવરજીરો સેહરો ॥ એ દેશી ॥

હવે માઉલ નૃપ પેસીયા, આવ્યા નર આણાકાજ રે ॥ વિનીત ॥ લીલાવંત કુંઅર ભલો ॥ એ આંકણી ॥ કુંઅરે પણ નિજ સુંદરી, તેડાવી અધિકે હેજ રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૧ ॥ સૈન્ય મલ્યું તિહાં સામટું, હય ગય રથ ભડ ચતુરંગ રે ॥ વિ૦ ॥ તિણ સંયુત કુંઅર તે આવીયો, ઠાણાભિધ પુર અતિ ચંગ રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૨ ॥ આણંદીયો માઉલ નરપતિ, તસ સિરિ વર સુંદરી દેખી રે ॥ વિ૦ ॥ થાપે રાજ શ્રીપાલને, કરે વિધિ અભિષેક વિશેષ

રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૩ ॥ સિંહાસન બેઠો સોહીએ, વર હાર કિરીટ વિશાલ રે ॥ વિ૦ ॥ વર ચામર છત્ર શિરે ધર્યાં, મુખકજ અનુસરત મરાલ રે ॥ વિ૦ ॥ લી૦ ॥૪॥

અર્થ—હવે શ્રીપાલનો માઉલ જે મામો રાજા તેણે ઠાણાપુરથી શ્રીપાલને જોવાને અર્થે ( પેસીયા કે૦ ) મોકલ્યા એવા જે વિનીત એટલે વિનયવંત ( નર કે૦ ) મનુષ્ય તે ( આણાકાજ કે૦ ) રાજાની આજ્ઞાને કાજે તિહાં આવ્યા, અને ભલા લીલાવંત કુંવરને મલ્યા. તે વારે કુંવરે પણ પોતાની પરણેલી સ્ત્રીઓ જિહાં જિહાં હતી તિહાંથી અધિકે હેજે કરી માણસો મોકલીને તેડાવી લીધી, તે પણ પોતાના બંધુઓ સહિત તિહાં આવી પહોતી ॥ ૧ ॥ તિહાં ( હય કે૦ ) ઘોડા, ( ગય કે૦ ) ગજ તે હાથી, રથ અને ( ભડ કે૦ ) ભટ તે સુભટો, એ ચતુરંગ એટલે ચાર અંગવાલું અર્થાત્ ચાર પ્રકારનું સૈન્ય સામટું મલ્યું એટલે એકઠું થયું. તે ચતુરંગ સૈન્યે કરી સંયુક્ત એવો શ્રીપાલ કુંવર અત્યંત ( ચંગ કે૦ ) મનોહર ઠાણાપુર એવું છે ( અભિધ કે૦ ) નામ જેનું એવા નગરને વિષે આવ્યો ॥ ૨ ॥ તે વારે ( તસ કે૦ ) તે શ્રીપાલની ( સિરિ કે૦ ) લક્ષ્મી અને વલી શ્રેષ્ઠ એવી સુંદરીઓ જે સ્ત્રીઓ તેને દેખીને ( માઉલ નરપતિ કે૦ ) મામો રાજા જે શ્રીપાલનો મામો થાય અને સસરો પણ થાય, તે આનંદ પામ્યો થકો વિધિએ સહિત અભિષેક વિશેષ કરીને શ્રીપાલને રાજ્યપાટે સ્થાપતો હવો ॥ ૩ ॥ તિહાં શ્રીપાલ સિંહાસન ઉપર બેઠો થકો ( વર કે૦ ) શ્રેષ્ઠ એવા હાર અને ( કિરીટ કે૦ ) મુકુટ તેણે કરી ( વિશાલ કે૦ ) ઘણું સોહીએ એટલે શોભે છે. વલી ( વર કે૦ ) પ્રધાન ચામર અને છત્ર શિર ઉપર ધર્યાં છે. તે ચામર સફેદ હોય છે અને હંસ પક્ષી પણ સફેદ હોય છે, માટે કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે શ્રીપાલના મુખરૂપ કમલને બે ચામરરૂપ ( મરાલ કે૦ ) હંસ ( અનુસરત કે૦ ) આશ્રયતા છે ॥ ૪ ॥

સોલે સામંતે પ્રણમીએ, હય ગય મણિ મોતીય ભેટ રે ॥ વિ૦ ॥ ચતુરંગી સેનાએ પરવર્યો, ચાલે જનની નમવા નેટ રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૫ ॥ ગામ ઠામે આવંતડો, પ્રણમિતો ભૂપે સુપવિત્ત રે ॥ ભેટી જંતો બહુ ભેટણે, સોપારય નગરે પહુત્ત રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૬ ॥

અર્થ—વલી જે બલ, ઋદ્ધિ અને પરિવારે કરી પોતાથી કાંઇક ન્યૂન હોય તેને સામંત રાજા કહીએ, તેવા સોલ સામંત તે ભક્તિરાગે કરી સહિત થકા જેની સેવામાં તત્પર રહેલા છે, માટે સોલ સામંતે પ્રણમી જતો, ઘણા ઘોડા, હાથી, મણિ, રત્ન, માણક અને મોતીઓનાં ભેટણાં લઇને પછી ચતુરંગી સેનાએ પરવર્યો થકો ( નેટ કે૦ ) નિશ્ચયેથી પોતાની જનની જે માતા તેને નમવાને માટે ઠાણાપુર નગરથી ચાલ્યો ॥ ૫ ॥ તે શ્રીપાલ ગ્રામ સ્થાનકે આવતો, પવિત્ર રાજાએ પ્રણમિતો, ( બહુ કે૦ ) ઘણા પ્રકારનાં ભેટણાંએ ભેટી જંતો એટલે ભેટણાંની ભેટો લેતો થકો માર્ગને ઉલ્લંઘન કરતો અનુક્રમે સોપારક નામે નગરે આવી પહોતો ॥ ૬ ॥

તે પરિસર સૈન્યે પરવર્યો, આવાસે તે શ્રીપાલ રે ॥ વિ૦ ॥ કહે ભગતિ શકતિ નવિ દાખવે, શું સોપારક નરપાલ રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૭ ॥ કહે પરધાન નવિ એહનો, અપરાધ અછે ગુણવંત રે ॥ વિ૦ ॥ નામે મહ-સેન છે એ ભલો, તારા રાણી મનકંત રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૮ ॥ પુત્રી તસ કુખે ઉપની, છે તિલકસુંદરી નામ રે ॥ વિ૦ ॥ તે તો ત્રિભુવનતિલક સમી બની, હરે તિલોત્તમાનું ધામ રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૯ ॥ તે તો સૃષ્ટિ છે ચતુર મદન તણી, અંગે જીત્યાં સવિ ઉપમાન રે ॥ વિ૦ ॥ શ્રુતિજડ જે બ્રહ્મા તેહની, રચના છે સકલ સમાન રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૧૦ ॥

અર્થ—તે શ્રીપાલ ( સૈન્યે કે૦ ) સૈન્યના પરિવારે પરવર્યો થકો સોપારક નગરના પરિસર એટલે સમીપે આવીને ( આવાસે કે૦ ) તંબુમાં આવી ઉતારો કીધો. તે વાર પછી શ્રીપાલ કહેવા લાગ્યો કે આ સોપારક નગરનો રાજા કાંઇ ભક્તિ એટલે ભેટણું લઇને આવીને નમસ્કાર કરે તેને ભક્તિ કહીએ અને શક્તિ એટલે શસ્ત્ર લઇ સામો આવીને યુદ્ધ કરે તેને શક્તિ કહીએ. એ બે વાતો માંહેલી કોઇ પણ વાત દેખાડતો નથી, તેનું કારણ શું છે? ॥ ૭ ॥ એવું શ્રીપાલનું બોલવું સાંભલીને પ્રધાન કહેવા લાગ્યો કે હે ગુણવંતજી! એ રાજાનો કાંઇ પણ અપરાધ નથી, એ મહસેન નામે ભલો રાજા છે, તે તારા રાણીનો ( મનકંત કે૦ ) મનનો વલ્લભ છે એટલે તારા રાણીનો ભર્ત્તાર છે ॥ ૮ ॥ ( તસ કે૦ ) તે રાણીની કુખે એક પુત્રી ઉત્પન્ન થઇ છે, તેનું તિલકસુંદરી એવું નામ છે, પરંતુ તે કુંવરી તો ત્રણ ભુવનને વિષે એક તિલક સમાન બની છે. એ રીતે નામ પ્રમાણે તેમાં ગુણ પણ છે, અને વળી રૂપે કરી તો તિલોત્તમા જે ઇંદ્રની અપ્સરા, ઉર્વશી, રંભા, તેનું ( ધામ કે૦ ) તેજ તેને ( હરે કે૦ ) હરે એવી છે, અથવા તેનું ( ધામ કે૦ ) સ્થાનક તેને હરે એવી રૂપવંત છે ॥ ૯ ॥ હવે તે તિલક-સુંદરીનું રૂપ અતિ અદ્ભુત છે, તે માટે કવીશ્વર એવી સંભાવના કરે છે કે તે તિલકસુંદરી તો ચતુર જે ડાહ્યો અત્યંત નિપુણ એવો ( મદન કે૦ ) કંદર્પ એટલે કામદેવ તેની સૃષ્ટિ છે, એટલે કામદેવની ઘડેલી છે, તે શા ઉપરથી જાણવામાં આવ્યું? એવી કોઇ આશંકા કરે તો ત્યાં તેને ઉત્તર કહે છે કે જગતમાં ચંદ્રવદનાદિક એટલે ચંદ્ર સરખું વદન છે, કમલની પાંખડી સરખાં નેત્ર છે, એવી રીતે અંગ અંગની ઉપમા આપીને ઘણી સ્ત્રી આદિકના રૂપનું વર્ણન કરાય છે, પરંતુ તે તો સર્વ કલંકાદિ દૂષણે કરી દૂષિત છે, માટે એ કુંવરીને ( અંગે કે૦ ) શરીરે તો તે સર્વ ઉપમાનને દૂષવીને જીતી લીધાં છે, તેથી એ કુંવરીની જોડી જેવી જગતમાં બીજી કોઇ સ્ત્રી નથી, માટે જાણીએ છીએ જે એ કુંવરીનું રૂપ તે ચતુર મદનકૃતજ છે. વળી કોઇ શંકા કરે કે મદનને રચનાચતુર શા વાસ્તે કહો છો? તેનો ઉત્તર કહે છે કે સર્વથી

સૂક્ષ્મ પરમાણુ છે, તે પરમાણુરૂપ મન જાણવું. તે મન માંહે પ્રવેશ કરીને વિકાર ઉત્પન્ન કરી સર્વ ઇશ્વરાદિક દેવોનાં ચિત્તને પણ હરણ કરી લીએ છે એવો એ કંદર્પ છે. તે માટે એને અત્યંત નિપુણ કહ્યો, તેની કરેલી એ સુંદરીરૂપ સૃષ્ટિ છે, પરંતુ શ્રુતિ જે વેદનો ધ્વનિ વેદાભ્યાસ તેનો નિરંતર નિર્ઘોષ કરવો તેણે કરી જડરૂપ થયેલો કારણ કે લોકોક્તિએ પણ અત્યંત કેવલ વેદપાઠી જે હોય તેને ઢોરપ્રાય કહે છે, એટલે "વેદીઓ ઢોર" કહેવાય છે, તે માટે વેદપાઠ ભણીને જડરૂપ થયેલો એવો જે બ્રહ્મા તેની રચેલી એ ન કહી. યદ્યપિ કોઇ કહેશે કે સકલ જગત્સૃષ્ટિનો અધિકાર તો બ્રહ્માને છે, તો એ સુંદરીરૂપ સૃષ્ટિ બ્રહ્માકૃત કેમ ન કહી? તેનો હેતુ કહે છે. જે ભણી (તેહની કે૦) તે શ્રુતિમાં જડ થયેલો જે બ્રહ્મા તેની રચના, તે તો (સકલ કે૦) સઘલી સર્વ જગતમાં સર્વ સ્થલે (સમાન કે૦) માને કરી સહિત એટલે પ્રમાણે સહિત છે, અર્થાત્ એક એકની જોડ મલી આવે છે, માટે ઉપમાએ સહિત કહેલી છે, કારણ કે (ઉપમાનેન સહિતં સોપમાનં) એટલે ઉપમાને કરી જે સહિત હોય તે સોપમાન કહીએ. (ઇયં તુ નિરૂપમાના, નિર્ગતં ઉપમાનં યસ્યાઃ સા નિરુપમાના તેન મદનકૃતસૃષ્ટિર્જ્ઞાયતે) એટલે આ તિલકસુંદરી તો ગયું છે ઉપમાન જેના થકી એવી છે, તે માટેજ આ તિલકસુંદરી કંદર્પસૃષ્ટિ છે, એટલે ઉપમા સહિત હોત તો એને પણ બ્રહ્માકૃત કહેત, પરંતુ આ કુંવરીનું રૂપ તો ઉપમા રહિત અતિ અદ્ભુત છે, માટે એને મદનકૃત કહી. એતાવતા એ કન્યા ઘણીજ રૂપવંત છે ॥ ૧૦ ॥

દીહપીઠે દંસી સા સુતા, કીધા બહુવિધ ઉપચાર રે ॥ વિ૦ ॥ મણિ મંત્ર ઔષધ બહુ આણીયાં, પણ ન થયો ગુણ તે લગાર રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૧૧ ॥ તે માટે દુઃખે પીડીયો, મહસેન નૃપતિ તસ તાત રે ॥ વિ૦ ॥ નવિ આવ્યો ઇહાં એ કારણે, મત ગણજો બીજો ઘાત રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૧૨ ॥ રાજા કહે કિહાં છે દાખવો, તે કીજે તસ ઉપગાર રે ॥ વિ૦ ॥ એમ કહી તુરગારૂઢે તિણે, દીઠાં જાતાં બહુ નરનાર રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૧૩ ॥ સમશાને લેઇ જાતી જાણી, તિહાં પહોતો તે નરનાહ રે ॥ વિ૦ ॥ કહે દાખો મુજ હું સજ કરું, મૂર્છિતને મ દીયો દાહ રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૧૪ ॥

અર્થ—તે કુંવરીને હમણાં દીર્ઘપૃષ્ઠ જે સર્પ તેણે ડસેલી છે, તેના ઘણા પ્રકારના ઉપચાર એટલે ઉપાય કર્યા, મણિ તથા વિસહર ફુલિંગ ઇત્યાદિ મંત્ર તેમજ ઔષધ પણ ઘણાં આણ્યાં, તોપણ લગાર માત્ર પણ ગુણ થયો નહીં ॥ ૧૧ ॥ તે માટે દુઃખે પીડ્યો થકો તે કુંવરીનો પિતા જે મહસેન નામે રાજા તે એ કારણ માટે ઇહાં તમારી પાસે આવી શક્યો નથી, પરંતુ બીજો કોઇ પણ ઘાત તમે ગણશો નહીં ॥ ૧૨ ॥ એવું પ્રધાનનું બોલવું સાંભલીને

શ્રીપાલ રાજા કહે છે કે તે કુંવરી કિહાં છે? મને દેખાડો તો તેનો ઉપકાર કરીએ. એમ કહીને સેવકને મોકલી અશ્વ મગાવી ( તુરગારૂઢ કે૦ ) ઘોડા ઉપર સ્વાર થયો તે વારે તેણે નગરની બહાર ઘણા પુરૂષોના તથા સ્ત્રીઓના સમૂહને જતાં દીઠા ॥ ૧૩ ॥ પછી રાજા, પ્રધાન તથા નગરલોકનાં વૃંદ મલીને કુંવરીને સ્મશાને લઇ જતી સેવકના મુખથી જાણીને તે ( નરનાહ કે૦ ) નરનો નાથ શ્રીપાલ રાજા તિહાં પહોતો, અને કહેતો હવો કે કુંવરી મુજને દેખાડો તો હું તેને સાજી કરું, પરંતુ મૂર્છા પામેલી છે તેને દાહ દેશો નહીં ॥ ૧૪ ॥

**મહિયત મૂકી તે થાનિકે, કરી હાર નમણ અભિષેક રે ॥ વિ૦ ॥ સજ કરી સવિ લોકનાં ચિત્તશું, થઇ બેઠી ધરીય વિવેક રે ॥ વિ૦ ॥ લી૦ ॥૧૫॥ મહસેન મુદિત કહે રાજીયો, વત્સ તુજને એ શું હોત રે ॥ વિ૦ ॥ જો નાવત એ વડભાગીયો, ન કરત ઉપગાર ઉદ્યોત રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૧૬ ॥**

અર્થ—તેણે શ્રીપાલ રાજાના કહ્યાથી કુંવરીની મહિયતને તેજ સ્થાનકે પૃથ્વીએ મૂકી, તે વારે શ્રીપાલે હારના ન્હવણનો અભિષેક કરીને તે કુંવરીને સજજ કરી એટલે સાજી કરી, તે વારે તત્કાળ તે કુંવરી સર્વ લોકનાં ચિત્તની સાથે આલસ મોડી વિવેક ધરી બેઠી થઇ. ઇહાં ભાવાર્થ એ છે જે કુંવરી મરણ પામવાથી રાજા આદે દઇને નગરવાસી પ્રમુખ સર્વ લોકનાં ચિત્ત ચિંતાતુર થઇને પડી ગયાં હતાં, તે શ્રીપાલે આવીને જે વારે કુંવરીને જીવતી કરી તે વારે સર્વ લોકનાં ચિત્ત જે ઉદાસ થઇને પડી ગયાં હતાં તે ઉઠ્યાં એટલે સર્વ લોકનાં ચિત્ત આનંદમય થયાં, વિકસ્વર થયાં, તેથી તે સર્વ લોકનાં પડી ગયેલાં ચિત્ત પણ બેઠાં થયાં, માટે એ કુંવરી સર્વ લોકનાં ચિત્તની સાથે વિવેક ધરીને બેઠી થઇ એમ કહ્યું ॥ ૧૫ ॥ તે વારે મહસેન નામે રાજા તે ( મુદિત કે૦ ) હર્ષવંત થયો થકો પોતાની પુત્રીને કહે છે કે હે વત્સ! તુજને હમણાં આ ઠેકાણે શું થાત!! જો આ મોટા ભાગ્યનો ધણી શ્રીપાલ ઇહાં નહીં આવત અને તારા ઉપર ઉપકારરૂપ ઉદ્યોત નહીં કરત તો અમે તુજને મરણ પામેલી સમજીને અગ્નિસંસ્કાર કરત! ॥ ૧૬ ॥

**તુજ પ્રાણ દીયા છે એહને, તું પ્રાણ અધિક છે મુજ રે ॥ વિ૦ ॥ એહને તું દેવી મુજ ઘટે, એ જાણે હૃદયનું ગુઝ રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૧૭ ॥ સ્નિગ્ધ મુગ્ધ દગ દેખતાં, ઇમ કહેતાં તે શ્રીપાલ રે ॥ વિ૦ ॥ મન ચિંતે મહારા પ્રેમની, ગતિ એહશું છે અસરાલ રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૧૮ ॥**

અર્થ—માટે હે પુત્રી! હમણાં તારા પ્રાણ જતા હતા તે એ શ્રીપાલ રાજાએ પાછા દીધા છે, અને મારે તો તું મારા પ્રાણથી પણ અધિક વહાલી છો, અને એ શ્રીપાલે તુજને મરણના ભયથી બચાવી રાખી, માટે ભયાત્ત્રાયતે ઇતિ ભર્ત્તા, માટે મારે તું એ શ્રીપાલ રાજાને દેવી ઘટે છે, એ મારા હૃદયનું ( ગુઝ કે૦ ) વિચાર ચિંતવન છે તે તું જાણજે, તેથી તારે પણ એનેજ વરવો ॥ ૧૭ ॥ મહસેન રાજાએ પોતાની પુત્રીને એવી રીતે કહેતાં થકા ( તે કે૦ ) તે કુંવરી ( સ્નિગ્ધ કે૦ ) સ્નેહાલી, સરસ, રાગવંત અને ( મુગ્ધ કે૦ ) ભદ્રક ભોલી એવી ( દગ કે૦ ) દૃષ્ટિએ કરી ( શ્રીપાલ કે૦ ) શ્રીપાલ પ્રત્યે ( દેખતાં કે૦ ) દેખતી થકી મનમાં ચિંતવવા લાગી કે મારા પ્રેમની ગતિ ( એહશું કે૦ ) એ શ્રીપાલની સાથે ( અસરાલ કે૦ ) અકલ છે, અભિનવ છે, અવાચ્ય એટલે મુખથી કહી જાય નહીં એવી છે, ઇહાં મુગ્ધ પદે કરી વક્ર કટાક્ષાદિ ક્રિયાવૈદગ્ધ્યસહિતપણાનો અનુદય સૂચવ્યો, એટલે કામક્રીડા પ્રમુખ વિષયરસમાં આસક્ત હજી થઇ નથી. હમણાં નવયૌવનનો ઉદ્ગમ છે, અને બાલ્યાવસ્થા વિરમી યૌવનાવસ્થાની પ્રાપ્તિનો અવસર છે, એને વયઃસંધિ કહીએ, માટે અવિલસિતયૌવના છે. જો સંપૂર્ણ વિલસિતયૌવના હોય તો તે વક્ર કટાક્ષાદિક ક્રિયામાં વિદગ્ધ હોય, તેથી તેના નેત્રવિલસિતનું જ્ઞાન પ્રગટ ન થાય, અને આ તો હજી મુગ્ધા છે, તેથી એના નેત્રવિલાસના જ્ઞાનનો ઉદય રાજાને થયો છે. એવી તે કુંવરીએ મુગ્ધા ભદ્રક દૃષ્ટિએ એટલે રાગભરે અનિમેષ લોચને શ્રીપાલને જોયો, તે જોતાંજ પૂર્વભવ રાગ સંબંધથી કોઇ વચને કહ્યામાં ન આવે એવો અનિર્વચનીય પરમ પ્રેમોદ્ગમ થયો, તેને અનુભવીને કુંવરી મનમાં ચિંતવવા લાગી કે મારે એ શ્રીપાલની સાથે પ્રેમના સંબંધની કોઇ અસરાલ એટલે અકલ ગતિ દેખાય છે. તે વિચાર આગલ કહે છે ॥ ૧૮ ॥

**જો પ્રાણ કહું તો તેહથી, અધિકો કિમ લખીએ પ્રેમ રે ॥ વિ૦ ॥ કહું ભિન્ન તો અનુભવ કિમ મિલે, અવિરુદ્ધ ઉભય ગતિ કેમ રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૧૯ ॥**

અર્થ—હવે પૂર્વે કહેલી વાતનેજ દૃઢાવે છે. ચિત્તની આસક્તિવિશેષ તેને પ્રેમ કહે છે. તે ઇહાં કુંવરી વિચારે છે કે જો એ પુરુષને હું મારા પ્રાણ કહું તો તે પણ ઠીક લાગતું નથી, શા માટે? જે પ્રાણથી પણ અધિકો એની ઉપર પ્રેમ ઉપજે છે, માટે પ્રાણ કહું તો તેથી પ્રેમ અધિકો કેમ ( લખીએ કે૦ ) જાણીએ? કેમકે પ્રાણ હોય તોજ પ્રેમ બને છે, પણ પ્રાણ વિના પ્રેમ બનતો નથી, એ લેખે પ્રાણથી પ્રેમ અધિકો ન હોય, ત્યારે તો પ્રાણ અને પ્રેમ બેહુ તુલ્ય થાય, અને જગતમાં તો પ્રાણથી પ્રેમ અધિક દેખાય છે, કેમકે ઘણા જનો તો પ્રેમને અર્થે પ્રાણ ગુમાવે છે, પરંતુ સજ્જન પુરુષો પ્રાણને અર્થે પ્રેમ નિર્ગમતા નથી ॥ યતઃ ॥ ધન દેઇ જીવ રખીએ, જીવ દેઇ રખીએ લાજ ॥ પ્રાણ લાજ દોય દીજીએ, એક પ્રેમકે કાજ ॥ ૧ ॥ એવી રીતે તો પ્રાણને પ્રેમરૂપ કહેતાં બનતું નથી. એ અપેક્ષાએ તો પ્રાણથી પ્રેમ અધિક થયો દેખાય છે, અને જાણવામાં પણ પ્રાણથી પ્રેમ અધિક આવે છે. એમ વિચારતાં તો પ્રાણ અને પ્રેમ બેહુ ભિન્ન થાય છે, અને એ રીતે જો પ્રાણ અને પ્રેમ એ બેહુને ભિન્ન કહું તો અનુભવ કેમ મલે? એટલે બેહુને ભિન્ન કહું તો અનુભવ મલતો નથી, કારણ કે પ્રાણ વિના પ્રેમને જાણનારો કોણ હોય? પ્રેમને જાણનારા તો પ્રાણજ છે, તેથી જે વસ્તુ જેથી અભિન્ન હોય તેનોજ અનુભવ થાય છે, પણ ભિન્ન વસ્તુનો અનુભવ ન થાય. જો ભિન્ન

વસ્તુનો અનુભવ માનીએ તો અતિપ્રસંગ થાય છે, અને પ્રેમનો અનુભવ તો મુજને થાયજ છે. એમ પરસ્પરે વિરોધી ભિન્નાભિન્ન સ્વરૂપ છે. તે એ પ્રેમ પદાર્થને વિષે એકત્ર સમાવેશપણે અવિરોધભાવે કેમ રહ્યો છે? અત એવ એટલાજ કારણ માટે જાણું છું જે મારા પ્રેમની ગતિ એ શ્રીપાલની સાથે કોઇ ( અસરાલ કે૦ ) કોઇએ કળી જાય નહીં એવી અકળ છે, અલૌકિક છે. ઇતિ ભાવાર્થ: ॥ ૧૯ ॥

ઇમ સ્નેહલ સા નિજ અંગજા, શ્રીપાલ કરે દીએ ભૂપ રે ॥ વિ૦ ॥ પરણી સા આઠે તસ મલી, દયિતા અતિ અદ્ભુત રૂપ રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૨૦ ॥ અડ દિટ્ઠિ સહિત પણ વિરતિને, જિમ વંછે સમકિતવંત રે ॥ વિ૦॥ અડ પ્રવચનમાત સહિત મુનિ, સમતાને જિમ ગુણવંત રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૨૧ ॥

અર્થ—એમ એ પ્રકારે સ્નેહલ તે સ્નેહરસે સહિત એટલે સ્નેહે કરી ઉલ્લાસ પામતી પ્રેમસુધા સિંધુ નિમગ્ન એટલે પ્રેમરૂપ અમૃત તદ્રૂપ સમુદ્રમાં નિમગ્ન થયેલી એવી ( સા કે૦) તે પોતાની પુત્રી જે તિલકસુંદરી તેને મહસેન રાજાએ શ્રીપાલને હાથે દીધી. ( સા કે૦ ) તે કન્યા શ્રીપાલે પરણી એટલે પાણિગ્રહણ કર્યું, તે વારે ( તસ કે૦ ) તેના મલવાથી ( અતિ અદ્ભુત રૂપ કે૦ ) અત્યંત અદ્ભુત રૂપને ધરનારી એવી આઠ સ્ત્રીઓ થઇ. તેનાં નામ કહે છે. ૧ મદનસેના, ૨ મદનમંજૂષા, ૩ મદનમંજરી, ૪ ગુણસુંદરી, ૫ ત્રૈલોક્યસુંદરી, ૬ શૃંગારસુંદરી, ૭ જયસુંદરી, ૮ તિલકસુંદરી, એ આઠનાં નામ જાણવાં, તથા શૃંગારસુંદરીની પંડિતા પ્રમુખ પાંચ સખીઓનું પાણિગ્રહણ કર્યું તે પણ પાંચ સ્ત્રીઓજ છે, પરંતુ ઇહાં તે શૃંગારસુંદરીની અંતર્ગત આવી, તે માટે એકજ શૃંગારસુંદરી ગણીને આઠ સ્ત્રીઓ શ્રીપાલની સાથે છે, તથા પ્રથમની પરણેલી મયણાસુંદરી તે ઉજ્જયણીમાં છે, માટે તે સહિત સર્વ નવ સ્ત્રીઓ જાણવી ॥ ૨૦ ॥ હવે ઇહાં શ્રીપાલ યદ્યપિ આઠ સ્ત્રીઓ સહિત છે તથાપિ નવમી મયણાસુંદરીને મલવા માટે ઉત્કંઠિત થયો થકો તિહાંથી આગલ પ્રયાણ કરવાને વાંછે છે. તિહાં કવિ ઉપમા કહે છે કે જેમ મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા, પરા, એ આઠ દૃષ્ટિ સહિત જે સમ્યગ્દૃષ્ટિ જીવ છે તે પણ જેમ નવમી વિરતિને વાંછે છે, તથા વળી પાંચ સમિતિ ને ત્રણ ગુપ્તિ એ આઠ પ્રવચનમાતા સહિત ગુણવંત મુનીશ્વર હોય તે જેમ નવમી સમતાને વાંછે છે તેમ શ્રીપાલ રાજા જો પણ આઠ સ્ત્રી સહિત છે તોપણ નવમી મયણાને મલવા ચાહે છે. અહીં કોઇ પૂછે કે આઠ દૃષ્ટિ સહિત જે હોય તે વિરતિપણાને ઇચ્છે એમ કહ્યું, તો શું આઠ દૃષ્ટિવંત પુરુષ જે છે તે વિરતિપણાથી રહિત છે કે વળી વિરતિપણાની વાંછા કરે છે? એના ઉત્તરમાં કોઇક એમ કહે છે કે ભાવવિરતિને ઇચ્છે છે, એવું કહે છે તે યત્કિંચિત્ જાણવું, કેમકે દૃષ્ટિવંતને જે વિરતિપણું હોય તે ભાવથીજ હોય છે. તથા વળી કોઇક એમ પણ કહે છે કે આઠ દૃષ્ટિ સહિત અવિરતિ સમ્યગ્દૃષ્ટિ પણ હોય, તે માટે તે વિરતિપણાને ઇચ્છે છે. તે પણ ઉત્તરનો આભાસજ જાણવો. જે ભણી શ્રીહરિભદ્રસૂરિકૃત યોગદૃષ્ટિસમુચ્ચય ગ્રંથને મતે તો છઠ્ઠી દૃષ્ટિ સુધી અવિરતિ સંભવે છે અને ઉપરની બે દૃષ્ટિવાલો તો વિરતિવંતજ હોય, તે માટે ઇહાં એવો ઉત્તર કરવો કે જે એક દૃષ્ટિ પામ્યો

તે અવશ્ય આઠે દૃષ્ટિને સંભવે, નિશ્ચેથી પામે, તે ભણી એકતર દૃષ્ટિ આગામિક નયે તો ભૂતવત્ ઉપચાર કરીને એક દૃષ્ટિવંતને આઠ દૃષ્ટિ સહિત કહી બોલાવ્યો, એટલે ચતુર્થાદિ દૃષ્ટિવંત તે વિરતિને ઇચ્છે છે તે અભિપ્રાય છે, પરંતુ સાતમી આઠમી દૃષ્ટિવાલો વિરતિનો ઇચ્છક નથી. અથવા કદાપિ વિરતિ તે આ ઠેકાણે સર્વ સંવરવિરતિપણું લહીએ, તે ચૌદમે ગુણઠાણે હોય છે, અને આઠ દૃષ્ટિ તો તેથી પહેલીજ પામે છે, તે માટે આઠ દૃષ્ટિવંત મુનીશ્વર તે સર્વ સંવરરૂપ વિરતિને ઇચ્છે છે, એમ કહેવું. ઇતિ સર્વં સુસ્થમ ॥ ૨૧ ॥

**અડ બુદ્ધિ સહિત પણ સિદ્ધિને, અડ સિદ્ધિ સહિત પણ મુક્તિ રે ॥ વિ૦ ॥ પ્રિયા આઠ સહિત પણ પ્રથમને, નિત ધ્યાવે તે ઇણ યુક્તિ રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૨૨ ॥**

અર્થ—તથા શુશ્રૂષા, શ્રવણ, ગ્રહણ, ધારણા, ઊહ, અપોહ, અર્થવિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન, એ આઠ બુદ્ધિ તેણે કરી સહિત એવો યોગીશ્વર તે જેમ નવમી સિદ્ધિને ઇચ્છે છે, તથા અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, વશિતા, ઈશિતા, પ્રાકામ્ય, કામાવસાયિત્વ, એ આઠ સિદ્ધિઓ છે, તેણે કરી સહિત જે યોગીશ્વર હોય છે તે જેમ નવમી મુક્તિ જે પરમપદ મોક્ષપદ તેને ઇચ્છે છે, ( ઇણ યુક્તિ કે૦ ) એ યુક્તિએ કરીને શ્રીપાલ કુંવર પણ પરિણીત આઠ પ્રિયા એટલે આઠ સ્ત્રીઓએ કરી સહિત થકો પણ પ્રથમ પરિણીત મયણાસુંદરીને મલવા માટે નિત્ય પ્રત્યે ( ધ્યાવે કે૦ ) ધ્યાય છે, ઇચ્છે છે ॥ ૨૨ ॥

**ઉત્કંઠિત ચિત્ત તેહશું, વળી જનનીને નમવા હેજ રે ॥ વિ૦ ॥ શ્રીપાલ પ્રયાણે પૂરીયું, દેવરાવે ઢક્કા તેજ રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૨૩ ॥ હય ગય રહ ભડ મણિ કંચણે, વળી સત્થ વત્થ બહુમૂલ રે ॥ વિ૦ ॥ પગ પગ ભેટીજે નૃપવરે, તેહનું ચક્રવર્તી સમ સૂલ રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૨૪ ॥**

અર્થ—એમ એક તો તે મયણાસુંદરીને મલવા માટે ઉત્કંઠિત ચિત્તવાલો થયો છે, અને વળી પોતાની માતાને નમવાનું હેજ છે, તે માટે શ્રીપાલે સતેજ થકે પ્રયાણને પૂરીયું, એટલે પ્રયાણની તૈયારી કરીને ( ઢક્કા કે૦ ) જયના ડંકા દેવરાવતો હવો ॥ ૨૩ ॥ હવે શ્રીપાલ તિહાંથી ચાલ્યો, ત્યારપછી ( હય કે૦ ) ઘોડા, ( ગય કે૦ ) હાથી, ( રહ કે૦ ) રથ અને ( ભડ કે૦ ) સુભટ તથા મણિરત્ન, કંચન એટલે સુવર્ણ તેમજ વળી ( બહુમૂલ કે૦ ) બહુ મૂલ્યવાલાં એવાં ( સત્થ કે૦ ) શસ્ત્ર અને ( વત્થ કે૦ ) વસ્ત્ર, એવી વસ્તુઓનાં ભેટણાંએ કરી પગલે પગલે ( નૃપવરે કે૦ ) શ્રેષ્ઠ રાજાઓએ ભેટી જતો થકો એટલે પગલે પગલે રાજાઓને નમાવતો થકો તેમની પાસેથી પૂર્વોક્ત વસ્તુનાં ભેટણાં લેતો થકો એવો જે શ્રીપાલ તેનું ચક્રવર્તી રાજાની સમાન ( સૂલ કે૦ ) પ્રવર્ત્તન થયું અથવા ચક્રવર્તી સમાન સૂલ એટલે પરાક્રમ થયું ॥ ૨૪ ॥

તસ સૈન્યભરે ભારિત મહી, અહિપતિફણમણિગણપ્રોત રે ॥ વિ૦ ॥ તેણે ગિરિ પણ જાણું નવિ ગિરિયા, શશી સૂર નયણ વિધિ જોત રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૨૫ ॥

અર્થ—હવે કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે જેમ અણીયાલી વસ્તુના ઉપર ભાર આવવાથી તેની ઉપર રહેલી વસ્તુ પરોવાઇ જાય છે, યથા "કંટકેન પાદઃ" જેમ કાંટો હલવો છે અને પગ ભારે છે, તોપણ કાંટાની તીક્ષ્ણતાએ કરી તે પગ કાંટા માંહે પરોવાઇ જાય છે, તેમ ( તસ કે૦ ) તે શ્રીપાલના ( સૈન્યભરે કે૦ ) સૈન્યના ભારે કરી ભારિત થઇ થકી દબાણી એવી જે ( મહી કે૦ ) પૃથ્વી તે અહિપતિ જે શેષનાગ, તેની ફણ ઉપરનાં જે મણિઓના ( ગણ કે૦ ) સમૂહ, સમુદાય તેણે કરી ( પ્રોત કે૦ ) પરોવાણી, એટલે પરોવાઇ ગઇ, ( તેણે કે૦ ) તેથી જાણીએ જે ( ગિરિ કે૦ ) પર્વત તે નવિ ગિરિયા એટલે પડ્યા નહીં ! પરંતુ જો એ પૃથ્વી શેષનાગની ફણનાં મણિઓમાં પરોવાણી ન હોત તો સૈન્યના ભારે કરી એક દિશાએ તે નમી જાત, તે વારે સમ ભૂમિએ રહેલા પર્વતાદિક પણ ઢળી પડત, માટે એ કવિએ ઉત્પ્રેક્ષા કીધી કે સૈન્યના ભારે પૃથ્વી એક દિશાએ નમી નહીં, તેથી શેષનાગની ફણનાં મણિઓએ પરોવાણી દેખાય છે. એ મોટું આશ્ચર્ય સાંભલીને તે સમયે સૂર્ય અને ચંદ્ર જે રાત્રિ દિવસ શ્રીપાલના સૈન્યને જુવે છે તે જાણીએ સૂર્ય ચંદ્ર નથી ! પરંતુ વિધિ જે બ્રહ્મા તેજ શશી સૂર એટલે ચંદ્ર સૂર્ય તદ્રૂપ નયણ જે નેત્ર તેને વિકાસીને ( જોત કે૦ ) જુવે છે, અને મનમાં ચિંતવે છે કે ભલું થયું જે પૃથ્વી શેષનાગની ફણનાં મણિઓએ પરોવાઇ ગઇ, નહીં તો આ શ્રીપાલના મોટા સૈન્યના ભારે જો એ પૃથ્વી નમી જાત તો તેથી મારી કરેલી પૃથ્વીની વિષમતા થઇ જાત. એમ ચકિત થયો થકો શ્રીપાલના સૈન્યને અદ્યાપિ સુધી ચંદ્ર સૂર્યરૂપ ચક્ષુએ કરી બ્રહ્મા જોયાજ કરે છે ॥ ૨૫ ॥

મહરઠ્ઠ સોરઠ્ઠ મેવાડના, વળી લાટ ભોટના ભૂપ રે ॥ વિ૦ ॥ તે આવ્યો સઘલા સાધતો, માલવ દેશે રવિરૂપ રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૨૬ ॥ આગમન સુણી પરચક્રનું, ચરમુખથી માલવ રાય રે ॥ વિ૦ ॥ ભયભીત તે ગઢને સજ કરે, તેહનું નવિ તેજ ખમાય રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૨૭ ॥ કપ્પડ ચુપ્પડ તૃણ કણ ઘણાં, સંગ્રહે તે ઇંધણ નીર રે ॥ વિ૦ ॥ સન્નદ્ધ હોય તે સુભટ વડા, કાયર કંપે નહીં ધીર રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૨૮ ॥

અર્થ—તે શ્રીપાલ કુંવર મહરઠ્ઠ દેશ, સોરઠ્ઠ દેશ, મેવાડ દેશ, વળી લાટ દેશ અને ભોટ દેશના રાજાઓ તે સઘલાઓને સાધતો થકો માલવ દેશને વિષે રવિરૂપ એટલે સૂર્ય સમાન તેજે કરી દેદીપ્યમાન એવો આવ્યો. જેમ સૂર્ય નિષધ પર્વતથી ઉદય થયો થકો હરિવાસ,

હિમવંત, ભરતાદિક ક્ષેત્ર અને ગિરિઓને ઉદ્યોત કરતો સંધ્યાએ પાછો ફરી નિષધ પર્વતે પહોંચે તેમ શ્રીપાલ કુંવર પણ માલવ દેશથી નીકલ્યો હતો તે રાજઋદ્ધિ, રમણી, ધન, ચતુરંગિણી સેનાના પરિવાર યુક્ત સર્વ દેશોને સાધતો થકો પાછો માલવ દેશે આવ્યો. ઇતિ રહસ્યમ્ ॥ ૨૬ ॥ તે સમયે માલવ દેશનો રાજા ચર એટલે દૂતના મુખથી પરચક્ર એટલે પરરાજાના સૈન્યનું આગમન સાંભલીને ભયભીત થયો થકો પોતાના ગઢને સમારવા લાગ્યો, કારણ કે તેનાથી તેનું તેજ ખમી શકાતું નથી ॥ ૨૭ ॥ વળી તે માલવ દેશનો રાજા કપ્પડ એટલે વસ્ત્રાદિક અને ચુપ્પડ એટલે ઘૃત, તૈલાદિક, તૃણ એટલે ઘાસ, કણ એટલે ધાન્ય, ઇંધણ એટલે લાકડાં અને નીર એટલે પાણી, એ સર્વને ઘણાં સંગ્રહે, તેમજ મોટા સુભટ જે હતા તે સન્નદ્ધ થાય છે, અને જે કાયર પ્રાણીઓ છે તે કંપવા લાગ્યા, પણ ધૈર્યવંત કંપતા નથી ॥ ૨૮ ॥

ઇમ ઉજ્જેણી હુઇ નગરને, લોકે સંકીર્ણ સમીપ રે ॥ વિ૦ ॥
વીંટી શ્રીપાલ સુભટે તદા, જિમ જલધિ અંતરદ્વીપ રે ॥
વિ૦ ॥ લી૦ ॥ ૨૯ ॥ ડેરા દીધા સવિ સૈન્યના, પહેલો
હુઓ રજનીજામ રે ॥ વિ૦ ॥ જનની ઘર પહોતા
પ્રેમશું, નૃપ હારપ્રભાવે તામ રે ॥ વિ૦ ॥ લી૦ ॥૩૦॥
ઢાલ પૂરી થઇ આઠમી, પૂરણ હુઓ ત્રીજો ખંડ રે ॥
વિ૦ ॥ હોય નવ પદ વિધિ આરાધતાં, જિન વિનયે
સુજશ અખંડ રે ॥ વિ૦ ॥ લી૦ ॥ ૩૧ ॥

અર્થ—એમ ઉજજયણી નગરીમાં સર્વ આખા માલવા દેશની પાસેનાં ગામડાંનાં લોક આવી પેઠાં, તેણે કરી સંકીર્ણ એટલે સાંકડી થઇ, ખીચોખીચ ભરાણી, તેને ( તદા કે૦ ) તે સમયે સમીપ એટલે ઢુકડા શ્રીપાલના સુભટે આવીને વીંટી લીધી, તેથી તે કેવી શોભવા લાગી ? કે જેમ ( જલધિ અંતરદ્વીપ કે૦ ) સમુદ્રની વચમાં દ્વીપ હોય તેમ દીસવા લાગી, એટલે જેમ સમુદ્રના અંતરદ્વીપની ચારે બાજુએ પાણી વીંટ્યું હોય તેમ ઉજ્જેણીને ચારે બાજુએ શ્રીપાલના સૈન્યે વીંટેલી જાણવી ॥ ૨૯ ॥ તિહાં શ્રીપાલ રાજાએ ડેરા તંબુ દીધા, તેમાં સર્વ સૈન્ય ઉતર્યું. પછી જે વારે ( રજની કે૦ ) રાત્રિનો પહેલો ( જામ કે૦ ) પહોર થયો, એટલે પ્રથમ પ્રહર રાત્રિ ગઇ તે વારે ( નૃપ કે૦ ) શ્રીપાલ રાજા હારને પ્રભાવે કરીને પ્રેમ સહિત જનની જે માતા તેને ઘેર પહોતો ॥ ૩૦ ॥ એ આઠમી ઢાલ સંપૂર્ણ થઇ, અને ત્રીજો ખંડ પણ સંપૂર્ણ થયો. એ નવ પદને વિધિપૂર્વક આરાધતાં થકા જિનરાજની ભક્તિ કરતાં થકા વિનયવંત થાય, તથા તે પ્રાણીનો અખંડ સુયશ થાય ॥ ૩૧ ॥

॥ ચોપાઇ ॥

ખંડ ખંડ મીઠાઇ ઘણી, શ્રી શ્રીપાલચરિત્રે ભણી ॥
એ વાણી સુરતરુવેલડી, કિસી દ્રાખ ને કિસી સેલડી ॥ ૧ ॥

અર્થ—ખંડ ખંડને વિષે ઘણી મીઠાશ તે શ્રી શ્રીપાલ રાજાના ચરિત્રે ભણી એટલે વર્ણવી છે. એ શ્રીજિનેશ્વરની વાણી તે કલ્પવૃક્ષની વેલ સમાન મનોવાંછિત પૂર્ણ કરનારી છે. એ વાણીની આગળ દ્રાખની મીઠાશ તથા શેલડીની મીઠાશ તે શી ગણતીમાં છે? ॥ ૧ ॥

॥ ઇતિ શ્રીમન્મહોપાધ્યાયશ્રીવિનયવિજયગણ્યુપક્રાંતે મહોપાધ્યાયશ્રીયશોવિજયગણિપૂરિતે સિદ્ધચક્રમહિમાધિકારે શ્રીશ્રીપાલચરિત્રે પ્રાકૃતપ્રબન્ધે વિમલેશ્વરદેવેનાર્પિતહારપ્રાપ્તિમનોભીષ્ટદાયકષટ્કન્યાપાણિગ્રહણસર્વસૈન્યસહિતોજ્જયિનીનગરીપ્રાપ્તિપ્રભૃતિકથને તૃતીયઃ ખંડઃ સમાપ્તઃ ॥ ૩ ॥

॥ ઇતિ શ્રીશ્રીપાલચરિત્રે તૃતીયખંડસ્ય બાલાવબોધઃ સમાપ્તઃ ॥ ૩ ॥

---

શ્રીસદ્ગુરુભ્યો નમઃ ॥

# ॥ અથ ચતુર્થઃ ખંડઃ પ્રારભ્યતે ॥

॥ દોહા ॥

ત્રીજો ખંડ અખંડ રસ, પૂરણ હુઓ પ્રમાણ ॥ ચોથો ખંડ હવે વર્ણવું, શ્રોતા સુણો સુજાણ ॥ ૧ ॥ શીસ ધુણાવે ચમકીયો, રોમાંચિત કરે દેહ ॥ વિકસિત નયનવદન મુદા, રસ દીએ શ્રોતા તેહ ॥ ૨ ॥ જાણજ શ્રોતા આગલે, વક્તા કલા પ્રમાણ ॥ તે આગે ઘન શું કરે, જે મગસેલ પાષાણ ॥ ૩ ॥ દર્પણ આંધા આગલે, બહિરા આગલ ગીત ॥ મૂરખ આગે રસકથા, ત્રણે એકજ રીત ॥૪॥

અર્થ—શ્રીપાલના રાસનો ત્રીજો ખંડ તે અખંડ રસે કરીને રૂડી રીત પ્રમાણે પૂર્ણ થયો. હવે ચોથો ખંડ વર્ણવું છું, તે હે સુજાણ! એટલે ચતુર શ્રોતાજનો! તમે સાંભલો ॥ ૧ ॥ હવે સુજાણ શ્રોતાનાં લક્ષણો કહે છે. જે અર્થ સાંભલતો થકો ચમત્કાર પામી શ્રવણરસથી મસ્તક ધુણાવે, અને જેના શરીરની રોમરાજિ ઉલ્લાસ પામે એટલે રોમ ઉભાં થાય, તથા નયન જે ચક્ષુ અને વદન વિકસ્વર થાય, તે શ્રોતા હર્ષે કરી રસ આપે, અથવા નેત્ર વિકસ્વર થાય અને વદન જે મુખ તે હસે, એવો શ્રોતા હોય તે વક્તાને રસ આપે ॥ ૨ ॥ એવો જાણ શ્રોતા હોય, તેની આગલ વક્તા જે વાંચનાર, તેની કલા પ્રમાણ થાય, પરંતુ મગસેલીયા પાષાણની આગલ ઘન જે વરસાદ તે શું કરે? તેમ જે શ્રોતા કઠણ હૃદયવાલો હોય તે પલળે નહીં તો તે આગલ વક્તા શું કરે? ॥ ૩ ॥ જેમ આંધલા આગલ દર્પણ જે આરીસો તે ધર્યો થકો મિથ્યા, જેમ બહેરા આગલ ગીતગાન કરવાં તે વ્યર્થ થાય, તેમ મૂર્ખ જનની પાસે સારી સારી શૃંગારાદિ રસની કથાઓ કરવી તે વ્યર્થ છે. એ ત્રણેની

એકજ રીત છે, માટે તેની ઉપર દૃષ્ટાંતનો એક દોહો કહે છે ॥ યતઃ ॥ મૂરખને પ્રતિબોધતાં, મતિ પોતાની જાય ॥ ટપલો સરાણે ચઢાવતાં, આરીસો નવિ થાય ॥ ૪ ॥

તે માટે સજ થઇ સુણો, શ્રોતા દીજે કાન ॥ બુઝે તેહને રીઝવું, લક્ષ ન ભૂલે ગ્યાન ॥ ૫ ॥ આગે આગે રસ ઘણો, કથા સુણંતાં થાય ॥ હવે શ્રીપાલચરિત્રના, આગે ગુણ કહેવાય ॥ ૬ ॥

અર્થ—તે માટે હે શ્રોતાજનો ! તમે સજજ થઇ કાન દઇ સાવધાન થઇને સાંભલો. જે શ્રોતાજનો બુઝે એટલે સમજે તેને હું રીઝવું, એટલે જે જાણ હોય, વેત્તા હોય તેને રીઝવી શકીએ, કારણ કે જાણ હોય તે નવાં નવાં શૃંગારાદિક રસમય વ્યાખ્યાન સાંભલીને રીઝ પામે, કવિનો આયાસ જાણે, પોતાના જ્ઞાનથી લક્ષ જે સાધ્ય તે ભૂલે નહીં, શૃંગારાદિક રસ સાંભલીને હેયોપાદેય યથાયોગ્ય આલંબને જોડે, પરંતુ જે અજાણ હોય તે સામા વક્તાના દોષો કાઢે ॥ ૫ ॥ આ કથાને આગલ આગલ સુણતાં થકા ઘણો રસ ઉત્પન્ન થાય એવી છે, માટે હવે શ્રીપાલચરિત્રના જે ગુણો છે તે આગલ કહેવાય છે ॥ ૬ ॥

॥ ઢાલ પહેલી ॥ ધન દિન વેલા ધન ઘડી તેહ, અચિરારો નંદન જિન યદિ ભેટસ્યાં જી ॥ એ દેશી ॥

રહીયો રે આવાસ દુવાર, વયણ સુણે શ્રીપાલ સોહામણો જી॥ કમલપ્રભા રે કહે એમ, મયણા પ્રતિ મુજ ચિત્ત એ દુઃખ ઘણો જી॥૧

અર્થ—હવે સોહામણો શ્રીપાલ કુંવર એક પહોર રાત્રિ ગયે થકે માતાના ઘરને દ્વારે ઉભો રહ્યો. તિહાં પોતાની માતાનું તથા મયણાસુંદરીનું જે માંહોમાંહે બોલવું થાય છે તે વચન સાંભલે છે. તિહાં કમલપ્રભા મયણા પ્રત્યે એમ કહે છે કે હે વહૂ ! મારા ચિત્તમાં એ દુઃખ ઘણું છે. શું દુઃખ છે? તે આગલ કહે છે ॥ ૧ ॥

વીંટી છે એ પરચક્ર, નગરી સઘલોઇ લોક હિલ્લોલીયો જી ॥ શી ગતિ હોશે ઇણ ઠામ, સુતને સુખ હોજો બીજો ઘોલીયો જી ॥ ૨ ॥ ઘણા રે દિવસ થયા તાસ, વાલિંભ તુજ જે ગયો દેશાંતરે જી ॥ હજીય ન આવી કાંઇ શુદ્ધિ, જીવે રે માતા દુઃખણી કિમ નવિ મરે જી ॥ ૩ ॥ મયણા રે બોલે મ કરો ખેદ, મ ધરો રે ભય મનમાં પરચક્રનો જી ॥ નવ પદ ધ્યાને રે પાપ પલાય, દુરિત ન ચારો છે ગ્રહ વક્રનો જી ॥ ૪ ॥

અર્થ—કે પરચક્ર જે બીજા રાજાનું લશ્કર તેણે આવીને આ નગરીને વીંટી છે, તેથી

સઘલો લોક હાલકલોલ થઇ રહ્યો છે, માટે હવે આ સ્થાનકે શું જાણીએ! આપણી શી ગતિ થશે? આપણી તો ઠીક, પરંતુ મારા સુતને એટલે પુત્રને સુખ હોજો, એટલે કુશલ થાજો. બીજો સર્વ ઘોલ્યો એમ કહ્યું. ઇહાં કોઇ પૂછે કે કમલપ્રભા પોતે સમકિતધારી છે તો તે સર્વ જગતવાસી જંતુને કરુણાદૃષ્ટિએ જોવે છે, તો પોતાનાને કુશલ વાંછે અને અપરને ઘોલ્યો એમ કેમ કહે? તેને ત્યાં ઉત્તર આપે છે કે એણે જે ઘોલ્યો એવો શબ્દ કહ્યો છે તે સ્વનિષ્ઠિત તન, ધન, ગૃહાદિક આશ્રયી છે, એટલે પોતાની માલ મિલ્કતને ગમે તે થાઓ એ અભિપ્રાયે કહ્યો છે, પરંતુ બીજા કોઇ નગરજનાદિક આશ્રયી ઘોલ્યો કહ્યો નથી ॥ ૨ ॥ વલી હે વહૂ! તારો વાલમ દેશાંતરે ગયો છે, તેને ઘણા દિવસ થઈ ગયા છે, પણ હજી લગણ કાંઇ તેની શુદ્ધિ આવી નથી, માટે હું તેની માતા દુઃખણી જીવતી રહું છું, પણ મરતી કેમ નથી? ॥ ૩ ॥ તે સાંભલી મયણાસુંદરી બોલી કે હે સાસુજી! તમે ખેદ મ કરો, અને એ પરસૈન્યનો ભય કાંઇ પણ મનમાં ધરો નહીં, કારણ કે નવ પદજીના ધ્યાને કરી સર્વ પાપ પલાયન કરી જાય છે, વળી એના ધ્યાન આગલ ગ્રહ વક્ર જે વાંકા ગ્રહ તેની (દુરિત કે૦) માઠી ચાર જે ગતિ તેનું જોર કાંઇ પણ ન છે એટલે નથી ચાલતું ॥ ૪ ॥

**અરિ કરિ સાગર હરિ ને વ્યાલ, જવલન જલોદર બંધન ભય સવે જી ॥ જાય રે જપતાં નવ પદ જાપ, લહે રે સંપત્તિ ઇહ ભવે પરભવે જી ॥ ૫ ॥ બીજાં રે ખોજે કોણ પ્રમાણ, અનભવ જાગ્યો મુજ એ વાતનો જી ॥ હુઓ રે પૂજાનો અનુપમ ભાવ, આજ રે સંધ્યાએ જગતાતનો જી ॥ ૬ ॥**

અર્થ—( અરિ કે૦ ) શત્રુ, ( કરિ કે૦ ) હાથી, ( સાગર કે૦ ) સમુદ્ર, ( હરિ કે૦ ) સિંહ અને ( વ્યાલ કે૦ ) સર્પ, ( જવલન કે૦ ) અગ્નિ, ( જલોદર કે૦ ) જલોદર રોગ, ( બંધન કે૦ ) બંદિખાનું, એ આઠ જાતિના મોટા જે ભય છે તે સર્વે નવ પદનો જાપ જપતાં થકા દૂર નાસી જાય, અને આ ભવે તથા પરભવે સંપત્તિ પામીએ, તો હે સાસુજી! આ પરચક્રનો ભય તે નવ પદના જાપ આગલ કોણ માત્ર છે? ॥ ૫ ॥ વળી પણ મયણા કહે છે કે હે સ્વામિનિ! બીજાં પ્રમાણને કોણ ( ખોજે કે૦ ) ઢૂંઢે? અથવા પરચક્રની ચિંતા ઉપની તેને નિવારવા માટે કેટલાકએક મુગ્ધ પ્રાણીઓ જ્યોતિષ, નિમિત્તાદિકનાં કારણ છે તેની ખોજ કરે એટલે જોવરાવે, તે કોણ પ્રમાણ? એટલે એવાં લૌકિક પ્રમાણ જોવાથી શું થાય? મુજને તો એ વાતનો અનુભવ જાગ્યો જે ચિત્તમાં પરચક્રનું કાંઇક ચિંતન હતું તે હવે આજ સંધ્યાએ શ્રીજગતાત એટલે ત્રણ જગતજનને પિતા સમાન એવા શ્રીઅરિહંત દેવ તેની ધૂપ, દીપ, પૂજા કરવાના અવસરે કોઇ ઉપમા ન આવે એવો અનુપમ ભાવ થયો. તે એવો કે જે અનાદિ કાળનો એ જીવ ચાર ગતિમાં ભ્રમણ કરતાં અનંતી વાર શ્રાવકનું કુલ પામ્યો, ધર્મ પણ ઓળખ્યો અને દેવની પૂજા પણ કરી, પરંતુ એ જીવને વિભાવદશાની બહુલ હોડથી પરપરિણતિમાં વિશેષ રમણ હતું, માટે તદ્રૂપ ધર્મ ન ઓળખ્યો, તેથી મન આદિકની એકાગ્રતાએ અનુપમ ભાવ સહિત પૂજા ઉદય આવી નહીં. તે અનુપમ ભાવ મુજને આજ સંધ્યાએ પરમેશ્વરની પૂજા કરતાં આવ્યો હતો. આજ પરચક્રની ચિંતામાં

મુજને એ વાતનો અનુભવ જાગ્યો, તેનું લક્ષણ આગલી ગાથાએ કરી કહે છે, તે નિદ્રા પરહરીને ધારજો ॥ ૬ ॥

**તદ્દગતચિત્ત સમયવિધાન, ભાવની વૃદ્ધિ ભવભય અતિ ઘણો જી ॥ વિસ્મય પુલક પ્રમોદ પ્રધાન, લક્ષણ એ છે અમૃતક્રિયા તણો જી ॥ ૭ ॥**

અર્થ—એક તો ( તદ્દગતચિત્ત કે૦ ) જે ક્રિયા કરતો હોય તેજ ક્રિયાનો ઉપયોગી હોય, પરંતુ ક્ષેપ જે મનની વ્યગ્રતા તદ્રૂપ ક્ષેપક દોષાદિ યુક્ત ન હોય, બીજો ( સમયવિધાન કે૦ ) આગમને વિષે જે વેલાએ વિધિ કરવાનો કહ્યો છે તે વેલાએ તેજ કરવા યોગ્ય શુભ ક્રિયાવિધાન કરતો હોય, ત્રીજો તત્સમયોચિત ક્રિયા કરતો હોય, તેમાં ( ભાવની વૃદ્ધિ કે૦ ) ચિત્ત ઉલ્લસિત થાય, પરિણામધારાની પુષ્ટિ થાય, ચોથો ભવ જે સંસાર તેનો અત્યંત ઘણોજ ભય ઉપજે, એટલે જન્મનાં દુઃખની, જરાનાં દુઃખની બીક લાગે, ઇત્યાદિક ભય ઉપજે, પાંચમો ( વિસ્મય કે૦ ) ચમત્કાર ઉપજે, એટલે તત્સમયોચિત ક્રિયામાં અતિ પુષ્ટતર સાધ્યની કારણતા દેખી ચિત્તમાં અપ્રાપ્ત પૂર્વની પરે ચમત્કાર પામે, છઠ્ઠો ( પુલક કે૦ ) રોમોદ્ગમ હોય, એટલે પુષ્ટ કારણ પ્રાપ્ત થવાથી અત્યંત હર્ષ ઉપજે, અને અથિર સંસારભ્રમણભયથી રોમોદ્ગમ થાય, સાતમો ( પ્રમોદ કે૦ ) મહાહર્ષ થાય, આત્મિક સુખાનુભવ હોય, જેમ આંધલાને નેત્રનો લાભ થયેથી તથા સુભટને શત્રુ જીતવાથી જેવો પ્રમોદ થાય, તેથી પણ અધિક પ્રમોદ સમયોચિત ક્રિયા કરવામાં થાય. એ સર્વ અમૃતક્રિયાનાં ( પ્રધાન ) મુખ્ય લક્ષણો છે એટલે ચિહ્ને અમૃતક્રિયા જાણીએ. એ ક્રિયા ઇહ લોક અને પરલોકે અવશ્ય ફલદાયક હોય, એટલે નિશ્ચે ફલદાયક હોય ॥ ઉક્તં ચ ॥ સહજો ભાવધર્મો હિ, શુદ્ધચંદનગંધવત્ ॥ એતદ્ગર્ભમનુષ્ઠાન,—મમૃતં સંપ્રચક્ષતે ॥ ૧ ॥ શાસ્ત્રાર્થાલોચનં સમ્યક્, પ્રણિધાનં ચ કર્મણિ ॥ કાલાદ્યંગવિપર્યાસો,—ઽમૃતાનુષ્ઠાનલક્ષણમ્ ॥ ૨ ॥ ઇતિ ॥ ॥ ૭ ॥

**અમૃતનો લેશ લહ્યો ઇક વાર, બીજું રે ઔષધ કરવું નવિ પડે જી ॥ અમૃતક્રિયા તિમ લહી એક વાર, બીજાં રે સાધન વિણ શિવ નવિ અડે જી ॥ ૮ ॥ એહવો રે પૂજામાં મુજ ભાવ, આવ્યો રે ભાવ્યો ધ્યાન સોહામણો જી ॥ હજીઅ ન માયે મન આણંદ, ખિણ ખિણ હોયે પુલક નિકારણો જી ॥ ૯ ॥ ફુરકે રે વામ નયન ઉરોજ, આજ મિલે છે વાલિંભ માહરો જી ॥ બીજું રે અમૃતક્રિયા સિદ્ધિરૂપ, તુરત ફલે છે તિહાં નહીં આંતરો જી ॥ ૧૦ ॥**

અર્થ—માટે જેમ રોગીએ અમૃતનો લેશજ માત્ર ( લહ્યો કે૦ ) પામ્યો હોય તો તેને

બીજું ઔષધ કરવું પડે નહીં, તેમ સંસારરૂપ રોગે ગ્રસ્ત જીવે જો એક વાર અમૃતક્રિયા પામી હોય તો પછી તે બીજાં સાધન કર્યા વિના ( શિવ કે૦ ) મોક્ષ જવામાં અડે નહીં, એટલે અટકે નહીં ॥ ૮ ॥ માટે હે સાસુજી! એવો પૂજામાં મુજને ભાવ આવ્યો, તે ભાવે કરી સોહામણું એટલે સુંદર ધ્યાન મેં ભાવ્યું, જાણ્યું. તે ભાવ ધ્યાવતાં તે વખતે જે મારા ચિત્તમાં આનંદ આવ્યો છે તે આનંદ મારા મનને વિષે હજી સુધી સમાતો નથી, તેણે કરી નિષ્કારણ એટલે કારણ વિના ક્ષણે ક્ષણે ( પુલક કે૦ ) રોમોદ્ગમ થાય છે, હર્ષ થાય છે. નિષ્કારણ તે ભય અને હર્ષ, એ બે નિમિત્ત વિના જે વારે પોતાની મેળે રોમોદ્ગમ થાય એટલે શરીરની રોમરાજી વિકસ્વર થાય તે વારે અકસ્માત્ અણચિંતવ્યું કોઇ પણ વલ્લભ આવી મલે, એવું નિમિત્તશાસ્ત્રમાં કહ્યું છે. એ લક્ષણ આજ મને થયું છે, માટે તે લક્ષણ વાંઝીયું નિષ્ફલ ન થાય, પણ ફલદાયક થવું જોઇએ. એમ મયણા કહે છે ॥ ૯ ॥ વળી મારું ડાબું નેત્ર અને ડાબું સ્તન ફરકે છે, તેથી હું જાણું છું જે આજ મારો વાલમ મને ( મિલે છે કે૦ ) મલશે. બીજું વળી આજ અમૃતક્રિયા મુજને પ્રાપ્ત થઇ છે તે સિદ્ધિરૂપ છે, માટે તરતજ ફલે છે. તેમાં કાંઇ આંતરો એટલે અંતર પડે નહીં ॥ ૧૦ ॥

કમલપ્રભા કહે વત્સ સાચ, તાહરી રે જીભે અમૃત વસે સદા જી ॥ તાહારું રે વચન હોશે સુપ્રમાણ, ત્રિવિધ પ્રત્યય છે તેં સાધ્યો મુદા જી ॥ ૧૧ ॥ કરવા રે વચન પ્રિયાનું સાચ, કહે રે શ્રીપાલ તે બાર ઉઘાડીએ જી ॥ કમલપ્રભા કહે એ સુતની વાણી, મયણા કહે જિનમત ન મુધા હુયે જી ॥ ૧૨ ॥ ઉઘાડીયાં બાર નમે શ્રીપાલ, જનનીનાં ચરણસરોજ સુહંકરુ જી ॥ પ્રણમી રે દયિતા વિનય વિશેષ, બોલાવે તેહને પ્રેમ મનોહરુ જી ॥ ૧૩ ॥ જનની રે આરોપી નિજ ખંધ, દયિતા રે નિજ હાથે લેઇ રાગશું જી ॥ પહોતા રે હાર પ્રભાવે રાય, શિબિર આવાસે ઉલસિત વેગશું જી ॥ ૧૪ ॥

અર્થ—તે સાંભલી કમલપ્રભા કહે છે કે હે વત્સ! તેં કહ્યું તે સાચુંજ છે, તારી જીભે સદા નિરંતર અમૃતજ વસે છે, તારું વચન સુપ્રમાણ થશે, તેં ( ત્રિવિધ પ્રત્યય કે૦ ) મન, વચન અને કાયા એ ત્રિકરણ શુદ્ધે મુદા એટલે હર્ષે કરીને ધર્મને ( સાધ્યો કે૦ ) આરાધ્યો છે ॥ ૧૧ ॥ પછી પોતાની પ્રિયા જે સ્ત્રી તેનું વચન સાચું કરવાને અર્થે શ્રીપાલ કહે છે કે બારણું ઉઘાડીએ. તે સાંભલી કમલપ્રભાએ કહ્યું કે એ મારા સુતની વાણી છે, તે વારે મયણા કહે કે શ્રીજિનેશ્વરનો મત કદાપિ કાળે ( મુધા કે૦ ) ખોટો થાય નહીં ॥ ૧૨ ॥ પછી માતાએ બારણાં ઉઘાડ્યાં કે શ્રીપાલ પોતાની જનનીનાં સુખકારક એવાં ચરણરૂપ સરોજ એટલે કમલ તે પ્રત્યે નમતો હવો, અને દયિતા જે મયણાસુંદરી તે પણ વિનયવિશેષે કરીને પોતાના

સ્વામીને પ્રણમી એટલે પગે લાગી, તેને શ્રીપાલે મનોહર પ્રેમે કરી બોલાવી ॥ ૧૩ ॥ પછી જનની જે માતા તેને પોતાના ખંધને વિષે આરોપી એટલે બેસાડી, તથા દયિતા જે સ્ત્રી મયણાસુંદરી, તેને ઘણા રાગથી પોતાના હાથમાં લઇને હારના પ્રભાવે કરી શિબિર એટલે સૈન્યના જિહાં ડેરા દીધા છે તે આવાસને વિષે શ્રીપાલ રાજા ( ઉલસિત વેગશું કે૦ ) ઉલ્લાસ પામતો થકો તરત અતિ ઉતાવલો જઇ પહોતો ॥ ૧૪ ॥

બેસાડી રે ભદ્રાસને નરનાથ, જનનીને પ્રેમે ઇણી પરે વિનવે જી ॥ માતાજી દેખો એ ફલ તાસ, જપીયાં મેં નવ પદ જે સુગુરે દીયાં જી ॥ ૧૫ ॥ વહૂરો રે આઠે લાગી પાય, સાસુને પ્રથમ પ્રિયા મયણા તણે જી ॥ તેહની રે શીશ ચઢાવી આશીષ, મયણા રે આગે વાત સકલ ભણે જી ॥ ૧૬ ॥ પૂછે રે મયણાને શ્રીપાલ, તહારો રે તાત અણાવું કિણ પરે જી ॥ સા કહે કંઠે ધરીય કુહાડ, આવે તો કોઇ આશાતના નવિ કરે જી ॥ ૧૭ ॥

અર્થ—પછી જનનીને ભદ્રાસને બેસાડીને નરનાથ જે શ્રીપાલ રાજા, તે પ્રેમે કરી આવી રીતે વિનવે છે કે હે માતાજી! સદ્ગુરુએ જે નવ પદ દીધાં હતાં, તેનો મેં જાપ જપ્યો તેનું એ ફલ થયું, તે નવ પદનો મહિમા પ્રગટપણે દેખો એટલે જુઓ, તે કેવો છે? ॥ ૧૫ ॥ પછી બીજી આઠે વહૂરો પ્રથમ પોતાની સાસુને પગે લાગી, અને પછી પ્રથમ પ્રિયા એટલે પહેલી પરણેલી જે મયણાસુંદરી છે તેને પગે લાગી. તેને બન્ને જણીએ આશીષ આપી, તે આશીષ આઠે સ્ત્રીઓએ મસ્તકે ચઢાવીને પછી શ્રીપાલની પાછલની હકીકત જે દેશાંતરને વિષે બની હતી તે સંબંધી સર્વ વાત મયણાની આગલ ( ભણે કે૦ ) કહે ॥ ૧૬ ॥ હવે શ્રીપાલ કુંવર મયણાસુંદરીને પૂછે છે કે તારા પિતાને કેવી રીતે અહીં તેડાવું? તે વારે ( સા કે૦ ) તે મયણાસુંદરી કહે છે કે કંઠ ઉપર કુહાડો મૂકીને આવી મલે તો ફરી શ્રીજિનધર્મની દુઃખોત્પાદકરૂપ આશાતના અવજ્ઞા કોઇ ન કરે. ઇહાં કેટલાએક એવો અર્થ કરે છે કે કોઇ જિનશાસનની આશાતના ન કરે એટલા માટે કંઠે કુહાડો ધરી તેડવાનું કહ્યું છે, તે યત્કિંચિત્ જાણવું. જે ભણી પ્રજાપાલ રાજાએ તો પ્રથમજ મયણા યુક્ત શ્રીપાલને દેખીને પોતાનું માન મૂક્યું છે અને ધર્મરુચિ થયો છે, જૈનધર્મની પ્રશંસા પણ કીધી છે, ઉન્નતિ કીધી છે, તે ઉપર ફરી સમ્યગદૃષ્ટિ જીવને એટલો ખેદ ન હોય, કેમકે એ રાજા કાંઇ તે કાળે જૈનનો પ્રત્યનીક નથી, પરંતુ ઉલટો સહાયકારી છે, માટે લોકોને જણાવવાને અભિપ્રાયે તેનું અપમાન કરવા માટે કાંઇ રાજાને કંઠે કુહાડો મૂકાવી તેડ્યો નથી, પરંતુ લોકોને જાણવા સ્વરૂપવિશેષથી કર્મની પ્રતીતિ કરાવવાને અર્થે તથા વિશેષથી ધર્મના મહા અભ્યુદય ફલવિશેષની પ્રતીતિ કરાવવાને માટે એવી અવસ્થાએ તેડ્યો છે ॥ ૧૭ ॥

કેહેવરાવ્યું દૂતમુખે તિણ વાર, શ્રીપાલે તે રાજાને વચ-

**ણુડું જી ॥ કોપ્યો રે માલવ રાજા તામ, મંત્રી રે કહે નવિ કીજે એવડું જી ॥ ૧૮ ॥ ચોથે રે ખંડે પહેલી ઢાલ, ખંડ સાકરથી મીઠી એ ભણી જી ॥ ગાયે જે નવ પદ સુજશ વિલાસ, કીરતિ વાધે જગમાં તેહ તણી જી ॥૧૯॥**

અર્થ—શ્રીપાલે તેજ વખતે દૂતને મુખે પ્રજાપાલ રાજાને તેજ રીતે કહેવરાવ્યું (તામ કે૦) તે વારે માલવ દેશનો રાજા કોપ્યો. તેને પ્રધાને કહ્યું જે મહારાજ! એવડો કોપ મ કરો, ક્રોધમાં ફાયદો નથી ॥ ૧૮ ॥ એ ચોથા ખંડને વિષે પહેલી ઢાલ તે સાકરના (ખંડ કે૦) કટકાથી પણ મીઠી (ભણી કે૦) કહી, તે જે પ્રાણી નવ પદના રુડા યશને વિલાસ સહિત ગાય તો તેની જગતમાં કીર્ત્તિ વધે, તથા અહીં કવિ યશોવિજયજીએ પોતાનું નામ પણ સૂચવ્યું ॥ ૧૯ ॥

॥ દોહા ॥

**મંત્રી કહે નવિ કોપીએ, પ્રબલ પ્રતાપી જેહ ॥**
**નાખીને શું કીજીએ, સૂરજ સામી ખેહ ॥ ૧ ॥**

અર્થ—હવે માલવ દેશના રાજાને તેનો પ્રધાન કહે છે કે જે પ્રબલ પ્રતાપી પુરુષ હોય તેની ઉપર કોપીએ નહીં. તિહાં દૃષ્ટાંત કહે છે કે જેમ પંથી જનને માર્ગે ચાલતાં સૂર્યનો આકરો તાપ લાગે તે વારે (ખેહ કે૦) ધૂળની પસલી ભરીને સૂર્યની સામી નાખે તો તે ધૂળ પાછી આવી તેના પોતાના મુખ ઉપર પડે, માટે સૂર્ય સામી ધૂળ નાખીને શું કરીએ? તેમ પ્રબલ પ્રતાપી ઉપર ક્રોધ કરવો તે પણ પોતાનેજ દુઃખદાયી થાય ॥ ૧ ॥

**ઉદ્ધત ઉપરે આથડ્યું, પસરંતું પણ ધામ ॥**
**ઉલ્હાએ જિમ દીપનું, લાગે પવન ઉદ્દામ ॥ ૨ ॥**

અર્થ—વળી પ્રધાન કહે છે કે હે રાજન્! અંધારું તે દેશભાષાએ ઉદ્ધત શબ્દે અંધકાર કહે છે. તે અંધકારની ઉપરે આથડ્યું, એટલે આવી પડ્યું, (પસરંતું કે૦) તે માંહે વિસ્તાર પામતું, પરંતુ એમ નહીં જે આથડીને પાછું આવી પડ્યું અર્થાત્ આકરા અંધકારને ટાળે એવું દીપનું (ધામ કે૦) તેજ છે, એવું તેજ પણ (ઉદ્દામ કે૦) આકરો પવન લાગે તે વારે ઓલાઇ જાય. ઇહાં પ્રધાને પોતાની નિપુણાઇએ રાજાને અરજ કીધી, તેમાં એવું સૂચવ્યું જે તમે તો દીવા સરખા છો, તમારું તેજ અસ્ખલિત છે, તે બીજા અંધારા સરખા ઘણા રાજાઓની ઉપર પડ્યું, તે સર્વ રાજાઓને તમે વશ કીધા છે, પણ એ હમણાં આવેલો રાજા તે ઉદ્દામ પવન સરખો છે, માટે એ જેમ કહે તે રીતે કરવું, એને સમજાવી વોલાવવો યુક્ત છે. જેમ આકરો પવન લાગવાથી દીપકને એક સ્થલથી ઉપાડી બીજે સ્થલે મૂકતાં દીપકપદની હાનિ થતી નથી, મહત્તા ઘટતી નથી, તેમ એને અનુકૂલ પ્રવર્ત્તતાં આપણને કાંઇ હાનિ નથી. એમ પ્રધાને પોતાના રાજાને દીવા સમાન કહી તેનું મહત્ત્વ રાખ્યું, અને તેને (સામાવાલાને) ઉદ્દામ પવનની ઉપમા આપી. ઉદ્ધંઠ ભાવે બલવાન્ સૂચવ્યો, એટલે પ્રબલ ઉદ્ધંઠ સાથે વિરોધ કરવો યુક્ત નથી. ૧. બીજો અર્થ ઉદ્ધત એટલે અજ્ઞાન તત્પર્યંત તેની ઉપર જ્ઞાનનું

તેજ વિસ્તાર પામતું આથમ્યું, તેને મિથ્યાત્વરૂપ ઉદ્દામ પવન લાગે થકે જ્ઞાનનું તેજ ઓલાઇ જાય. ૨. એ રીતે સામ વચને કરી પોતાના રાજાને પ્રધાને સમજાવ્યો, તે વારે પ્રજાપાલ રાજાનું ચિત્ત શ્રીપાલજીને મલવા ઉત્કંઠિત થયું ॥ ૨ ॥

જે કિરતારે વડા કીયા, તેહશું ન ચલે રીસ ॥ આપ અંદાજે ચાલીએ, નામીજે તસ શીશ ॥ ૩ ॥ દૂત કહે તે કીજીએ, અનુચિત કરે બલાય ॥ જેહની વેલા તેહની, રક્ષા એહજ ન્યાય ॥ ૪ ॥ એહવાં મંત્રિવચણ સુણી, ધરી કુહાડો કંઠ ॥ માલવ નરપતિ આવીયો, શિબિર તણે ઉપકંઠ ॥ ૫ ॥ તે શ્રીપાલ છોડાવીયો, પહિરાવ્યો અલંકાર ॥ સભા મધ્યે તેડ્યો નૃપતિ, આપ્યું આસન સાર ॥ ૬ ॥ તવ મયણા નિજ તાતને, કહે બોલ જે મુજ્જ ॥ કર્મવશે વર તુમે દીયો, તેહનું જુઓ એ ગુજ્જ ॥ ૭ ॥

અર્થ—જેને કિરતારે મોટા કર્યા છે તેની સાથે રીસ કરવી ચાલે નહીં, માટે પોતાના અંદાજે એટલે ગજા પ્રમાણે અદબથી ચાલીએ અને તેને મસ્તક નમાવીએ ॥ ૩ ॥ માટે હે રાજન્! આ દૂત કહે છે તે કરીએ, અનુચિત કામ આપણી બલા કરે છે, એટલે અણઘટતું કામ આપણે શામાટે કરીએ? જેની વેલા એટલે જેનો અવસર તેનીજ રક્ષા એટલે રખોપું, એજ ન્યાય છે ॥ ૪ ॥ એવાં પ્રધાનનાં વચન સાંભલી માલવ દેશનો રાજા ખાંધે કુહાડો ધરીને ક્ષિપ્રા નદીની ( ઉપકંઠ કે૦ ) પાસે જિહાં શ્રીપાલનું સૈન્ય છે તિહાં આવ્યો ॥ ૫ ॥ તેવોજ શ્રીપાલે તે કુહાડો ખાંધથી છોડાવ્યો એટલે ઉતરાવ્યો, અને અલંકાર પહેરાવ્યો એટલે રુડાં વસ્ત્રાભરણ પહેરાવ્યાં, પછી સભામાં તેડીને બેસવા માટે શ્રેષ્ઠ આસન આપ્યું ॥ ૬ ॥ તે વારે મયણા પોતાના પિતાને કહે છે કે હે પિતાજી! મારો બોલ સંભારો, જે કર્મને વશે તમે વર દીધો હતો તેનું ( ગુજ્જ કે૦ ) ભાગ્ય જુઓ કેવું છે? ॥ ૭ ॥

તવ વિસ્મિત માલવ નૃપતિ, જામાઉલ પ્રણમંત ॥ કહે ન સ્વામી તું ઓલખ્યો, ગિરુઓ બહુ ગુણવંત ॥ ૮ ॥ કહે શ્રીપાલ ન માહરો, એહવો એહ બનાવ ॥ ગુરુ-દર્શિત નવ પદ તણો, એ છે પ્રબલ પ્રભાવ ॥ ૯ ॥ તે અચરિજ નિસુણી મિલ્યો, તિહાં વિવેક ઉદાર ॥ સૌભાગ્ય-સુંદરી રૂપસુંદરી, પ્રમુખ સયલ પરિવાર ॥ ૧૦ ॥

**સ્વજનવર્ગ સઘલો મિલ્યો, વરત્યો આણંદ પૂર ॥ નાટક-કારણ આદિશે, શ્રી શ્રીપાલ સનૂર ॥ ૧૧ ॥**

અર્થ—તે વારે માલવ દેશનો રાજા વિસ્મય પામ્યો થકો જમાઇને પ્રણામ કરીને કહેવા લાગ્યો જે હે સ્વામિન્ ! મેં તુજને ઓલખ્યો નહીં, તું ગિરૂઓ છો, મહાગુણવંત છો ॥ ૮ ॥ તે સાંભલી શ્રીપાલ કહે છે કે એ જે બનાવ છે તે કાંઇ મારો નથી, પરંતુ એ તો ગુરૂએ જે નવ પદ દેખાડ્યાં તેનો એ પ્રબલ ( પ્રભાવ કે૦ ) મહિમા છે ॥ ૯ ॥ તે અચરિજ જેવી વાત સાંભલીને તિહાં વિવેક ઉદાર એટલે મોટો વિવેકવંત એવો સૌભાગ્યસુંદરી અને રૂપસુંદરી પ્રમુખ સર્વ પરિવાર એકઠો મલ્યો ॥ ૧૦ ॥ એમ સ્વજનવર્ગ સર્વ એકઠો મલે થકે આનંદનો પૂર વર્ત્તતે નાટક કરાવવાના કારણ માટે સનૂર એટલે તેજે કરી સહિત એવો શ્રીપાલ આદેશ દેતો હવો ॥ ૧૧ ॥

॥ ઢાલ બીજી ॥

॥ હોજી લુંબે ઝુંબે વરસેલો મેહ, આજ દિહાડો ધરણી ત્રીજરો હો લાલ ॥ એ દેશી ॥

**હોજી પહેલું પેડું તામ, નાચવા ઉઠે આફણી હો લાલ ॥ હોજી મૂલ નટી પણ એક, નવિ ઉઠે બહુ પરે ભણી હો લાલ ॥ ૧ ॥**

અર્થ—( તામ કે૦ ) તે વારે નાટકનાં ઘણાં પેડાં છે, તેમાંથી પહેલું પેડું એટલે ટોળું નાચવાને માટે સ્વેચ્છાએ ઉભું થયું, પણ તે માંહે એક મૂલ નટી એટલે મુખ્ય નાટકણી છે, તેને ટોળે મલીને ( બહુ પરે ભણી કે૦ ) ઘણી રીતે કહ્યું તોપણ તે નાચવા ઉઠે નહીં ॥ ૧ ॥

**હોજી ઉઠાડી બહુ કષ્ટ, પણ ઉચ્છાહ ન સા ધરે હો લાલ ॥ હોજી હા હા કરી સવિષાદ, દુહો એક મુખે ઉચ્ચરે હો લાલ ॥ ૨ ॥ દોહો ॥ કિહાં માલવ કિહાં શંખપુર, કિહાં બબ્બર કિહાં નટ્ટ ॥ સુરસુંદરી નચાવીએ, દૈવે દલ વિમરટ્ટ ॥ ૩ ॥ ઢાલ પૂર્વની ॥ હોજી વચન સુણી તવ તેહ, જનની જનકાદિક સવે હો લાલ ॥ હોજી ચિંતે વિસ્મિત ચિત્ત, સુરસુંદરી કિમ સંભવે હો લાલ ॥ ૪ ॥ હોજી જનની કંઠ વિલગ્ગ, પૂછી જનકે રોવતી હો લાલ ॥ હોજી સઘલો કહે વૃત્તાંત, જે ઋદ્ધિ તુમે દીધી હતી હો લાલ ॥ ૫ ॥**

અર્થ—તથાપિ તેને બહુ કષ્ટે કરી ઉઠાડી તોપણ ( સા કે૦ ) તે નટી નાચવાને માટે ઉત્સાહ ધરતી નથી, અને મુખથી વિષાદ સહિત બે વાર હા હા એવો શબ્દ કરતી એક દોહો પોતાના મુખથી ઉચ્ચારતી હવી ॥ ૨ ॥ તેનો અર્થ કહે છે કે કિહાં માલવ દેશે જન્મ થયો અને કિહાં શંખપુરે પરણાવી, તથા કિહાં બબ્બર દેશે વેચી અને કિહાં એ નાટક કરવા શીખી. દૈવે મરટ્ટ તે મરડ એટલે આમલો, વાંકાઇ, માનપણું દલી નાખીને સુરસુંદરીને નચાવતી કરી ॥ ૩ ॥ તે નાટકણીનાં એવાં વચન સાંભલીને જનની જે માતા અને જનકાદિક જે પિતા પ્રમુખ સર્વ સજ્જન વિસ્મિત ચિત્તે કરી ચિંતવતાં હવાં કે એ સુરસુંદરી તે નાટકણી થઇ, એ કેમ સંભવે ! ॥ ૪ ॥ તે માતા પિતા પોતાનાં મનમાં વિમાસે છે કે કેમ એ સુરસુંદરી છે, કિંવા નથી ! એટલામાં તો સુરસુંદરી તિહાંથી ઉઠીને પોતાની જનનીને ગળે આવી વલગી. તેને રોવતી થકી દેખીને જનકે એટલે પિતાએ પૂછ્યું, તે વારે તેની આગલ સઘલો વૃત્તાંત કહે છે કે હે પિતાજી ! તમે મુજને જે ઋદ્ધિ દીધી હતી ॥ ૫ ॥

હોજી હું તે ઋદ્ધિ સમેત, શંખપુરીને પરિસરે હો લાલ ॥ હોજી પહોતી મુહૂરત હેત, નાથ સહિત રહી બાહિરે હો લાલ ॥ ૬ ॥ હોજી સુભટ ગયા કેઇ ગેહ, છોછે સાથે નિશા રહી હો લાલ ॥ હોજી જામાતા તુજ નઠ્ઠ, ધાડી પડી તિહાં હું ગ્રહી હો લાલ ॥ ૭ ॥ હોજી વેચી મૂલ્યે ધાડી, સુભટે દેશ નેપાલમાં હો લાલ ॥ હોજી સારથવાહે લીધ, ફલે લખ્યું જે ભાલમાં હો લાલ ॥ ૮ ॥ હોજી તેણે પણ બબ્બર કુલ, મહાકાલ નગરે ધરી હો લાલ ॥ હોજી હાટે વેચી વેશ, લેઇ શીખાવી નટી કરી હો લાલ ॥ ૯ ॥ હોજી નાટકપ્રિય મહાકાલ, નૃપ નટપેટકશું ગ્રહી હો લાલ ॥ હોજી વિવિધ નચાવી દીધ, મયણસેનાપતિને સહી હો લાલ ॥ ૧૦ ॥

અર્થ—તે ઋદ્ધિ સહિત હું શંખપુરી નગરીની ( પરિસરે કે૦ ) સમીપે પહોતી, પણ તે દિવસે નગરમાં પેસવાનું મુહૂર્ત્ત ન હતું, તે હેતુ માટે હું મારા ( નાથ કે૦ ) ભર્તાર સહિત ગામ બહાર રહી ॥ ૬ ॥ પોતાનું નગર જાણીને કેટલાએક સુભટો પોતપોતાને ઘેર ગયા, અને છોછે એટલે થોડે સથવારે તિહાં હું રાત્રિએ રહી, એટલામાં મધ્ય રાતે હણો હણો કરતી ચોરોની મોટી ધાડ આવી પડી, તે વારે તમારો જમાઇ તો મને મૂકીને નાસી ગયો, અને ચોરોએ તમારું આપેલું ધન દેખીને તે ધન સહિત મુજને ગ્રહી એટલે પકડી લીધી ॥ ૭ ॥ પછી તે ધાડના સુભટોએ મને લઇને નેપાલ દેશમાં જઇ મૂલ્ય લઇને વેચી, તિહાં સાર્થવાહે લીધી. જે ભાલમાં એટલે કપાળમાં લખ્યું હોય તે ફલે એટલે ફલીભૂત થાય,

પરંતુ તેમાં અધિકું ઓછું થાયજ નહીં ॥ ૮ ॥ તે સાર્થવાહે પણ બબ્બર કુલને વિષે મહાકાલ રાજાને નગરે (ધરી કે૦) લઇ જઇને વેશ્યાને હાટે વેચી, તેણે લઇ નાટકકલા શીખાવીને નટી કરી ॥ ૯ ॥ પછી નાટક છે પ્રિય જેને એવો તિહાંનો જે મહાકાલ રાજા તેણે તે નાટકના પેટક એટલે પેડાની સાથે મને અહીં એટલે વેચાતી લઇને વિવિધ પ્રકારે મને નચાવી કરીને પછી જે વારે પોતાની પુત્રી મયણસેના પરણાવી તે વારે તેના પતિને દાયજામાં (સહી કે૦) નિશ્ચે નાટકનાં નવે પેડાં દીધાં, તેમાં મને પણ (દીધ કે૦) દીધી ॥ ૧૦ ॥

**હોજી નાટક કરતાં તાસ, આગે દિન કેતા ગયા હો લાલ ॥ હોજી દેખી આપ કુટુંબ, ઉલ્લસ્યું દુઃખ તુમ હુઇ દયા હો લાલ ॥ ૧૧ ॥ હોજી મયણાદુઃખ તવ દેખી, નિજ ગુરુ-અત્તણુ મદ કીયો હો લાલ ॥ હોજી તે મયણાપતિ દાસ,-ભાવે અબ મુજ સલકીયો હો લાલ ॥ ૧૨ ॥ હોજી એકજ વિજયપતાક, મયણા સયણામાં લહે હો લાલ ॥ હોજી જેહનું શીલ સલિલ, મહિમાએ મૃગમદ મહમહે હો લાલ ॥ ૧૩ ॥**

અર્થ—તે શ્રીપાલની આગલ નાટક કરતાં કરતાં આગલ કેટલાએક દિવસ વહી ગયા, પરંતુ આજ તો આપણું કુટુંબ સહુ દેખીને મારા ઉપર તમારી દયા થઇ તેથી દુઃખ ઉલ્લસી આવ્યું ॥ ૧૧ ॥ તમે મને પરણાવી તે વારે મયણાનું દુઃખ દેખીને (નિજ ગુરુઅત્તણુ કે૦) મેં મારી મોટાઇનો મદ કર્યો, અહંકાર કર્યો, તેના પસાયથી (અબ કે૦) હમણાં તેજ મયણાનો પતિ જે શ્રીપાલ, તેના (દાસભાવે) સેવકભાવે દાસીભૂત થઇને મેં દાસીપણું કર્યું, માટે મેં જે મદ કરેલો હતો (તે કે૦) તે મદ સલકયો ॥ ૧૨ ॥ હવે સુરસુંદરી મયણાસુંદરીની સ્તુતિ કરે છે, એકજ વિજયપતાક એટલે અદ્વિતીય વિજયપતાકાને તે મયણા-સુંદરી પોતાના સયણામાં એટલે સગાં કુટુંબમાં લહે એટલે પામી છે, વળી જેનું શીલરૂપ જે (સલિલ કે૦) પાણી તે મહિમાએ કરીને મૃગમદ જે કસ્તૂરી તેની પરે મહમહાટ કરી રહ્યું છે, એટલે જગતમાં જેના શીલનો સુગંધ વિસ્તાર પામી રહ્યો છે ॥ ૧૩ ॥

**હોજી મયણાને જિનધર્મ, ફલીયો બલીયો સુરતરુ હો લાલ ॥ હોજી મુજ મને મિથ્યાધર્મ, ફલીયો વિષફલ વિષ-તરુ હો લાલ ॥ ૧૪ ॥ હોજી એકજ જલધિ ઉપ્પન્ન, અમિય વિષે જે આંતરો હો લાલ ॥ હોજી અમ બિહું બહેની માંહિ, તેહ છે મત કોઇ પાંતરો હો લાલ ॥ ૧૫ ॥ હોજી મયણા નિજ કુલલાજ, ઉદ્યોતક મણિદીપિકા હો**

લાલ ॥ હોજી હું છું કુલમલહેતુ, સઘન નિશાની ઝીપિકા હો લાલ ॥ ૧૬ ॥ હોજી મયણા દીઠે હોય, સમકિત-શુદ્ધિ સોહામણી હો લાલ ॥ હોજી મુજ દીઠે મિથ્યાત, ધીઠાઇ હોયે અતિ ઘણી હો લાલ ॥ ૧૭ ॥

અર્થ—મયણાએ શ્રીજિનધર્મ સેવ્યો, તે તેને બલવંત એવું જે ( સુરતરુ કે૦ ) કલ્પવૃક્ષ તે સમાન પ્રત્યક્ષ દૃશ્યમાન શુભરૂપ ફલે ફૂલે કરી ફલ્યો, અને મેં મિથ્યાત્વ ધર્મ સેવ્યો, તે મુજને જેમ વિષતરુ એટલે વિષવૃક્ષમાં વિષફલ ઉપજે તે સમાન દુઃખરૂપ ફલે ફૂલે કરીને ફલ્યો. એટલે જેવાં બીજ વાવ્યાં તેવાં ફલ પામ્યાં ॥ ૧૪ ॥ ઇહાં કોઇ અજાણ પૂછે કે એકજ કુલમાં ઉપની તમે બે બહેનો છો, તે માંહે એટલો ફેર કેમ પડ્યો? તેને દૃષ્ટાંતપૂર્વક ઉત્તર કહે છે કે જેમ એકજ ( જલધિ કે૦ ) સમુદ્ર ઉત્પત્તિનું સ્થાનક છે. તેમાં અમૃત અને વિષ બેહુ ઉપજે છે, ને તેમાં આંતરું છે, કેમકે અમૃત છે તે રોગાપહારકપણે જીવાડનાર છે અને વિષ જે છે તે તો સર્વથા મારનારજ છે, તેમ ઇહાં પણ અમો બેહુ બહેનો માંહે તેટલો અંતર છે, એટલે મયણા અમૃત તુલ્ય છે, અને હું વિષ સરખી છું. મત કોઇ પાંતરો એટલે કોઇ ફેરફાર જાણશો નહીં ॥ ૧૫ ॥ વળી મયણા પોતાના કુલની લાજને ઉદ્યોતક એટલે પ્રકાશ કરવામાં મણિદીપિકા એટલે મણિરત્નની દીવી સમાન છે, અને હું તો કુલને મલિન કરવાની હેતુ એટલે કારણ છું. તે કેવી હેતુ છું? તો કે ( સઘન નિશા કે૦ ) વરસાદ સહિત અંધારી રાત્રિ હોય તેની પણ ઝીપિકા એટલે ઝીપનારી છું, એટલે કુલને મલિન કરવામાં તો સઘન રાત્રિને જીતું એવી હું છું ॥ ૧૬ ॥ વળી મયણાને દીઠે થકે સોહામણી સમકિતની શુદ્ધિ થાય, અને મુજને દેખવાથી મિથ્યાત્વ લક્ષણ અત્યંત ધીઠાઇ એટલે વક્રતા પેદા થાય ॥૧૭॥

હોજી એહવા બોલી બોલ, સુરસુંદરીએ ઉપાઇયો હો લાલ ॥ હોજી જે આનંદ ન તેહ, નાટિક શતકે પણ કીયો હો લાલ ॥ ૧૮ ॥ હોજી શ્રીપાલે વડવેગ, હવે અરિદમણ અણાવીયો હો લાલ ॥ હોજી સુરસુંદરી તસુ દીધ, બહુ ઋદ્ધે વોલાવીયો હો લાલ ॥ ૧૯ ॥ હોજી તે દંપતી શ્રીપાલ, મયણાને સુપસાઉલે હો લાલ ॥ હોજી પામે સમકિતશુદ્ધિ, અધ્યવસાયે અતિ ભલે હો લાલ ॥ ૨૦ ॥ હોજી કુષ્ઠી પુરુષ શત સાત, મયણાવયણે લહી દયા હો લાલ ॥ હોજી આરાધી જિનધર્મ, નીરોગી સઘલા થયા હો લાલ ॥ ૨૧ ॥

અર્થ—ઇહાં શ્રીપાલે લોકોને આનંદ ઉપજાવવા માટે સુરસુંદરીને નાટક કરવાની આજ્ઞા કરી હતી. તે એક નાટક તો શું? પણ (નાટક શતકે કે૦) સેંકડાગમે નાટક કરવાથી પણ જે આનંદ (ન કે૦) ન ઉપજે (તેહ કે૦) તે આનંદ પોતાના દોષ અને મયણાના ગુણ છે જેમાં એવી પોતાની વચનચતુરાઇએ કરી પૂર્વોક્ત બોલ બોલીને સુરસુંદરીએ (ઉપાઇયો કે૦) ઉપજાવ્યો ॥ ૧૮ ॥ હવે શ્રીપાલે ઘણી તાકીદથી અરિદમન રાજાને તેડાવી તેને સુરસુંદરી દીધી, તથા ઘણી ઋદ્ધિ આપીને વોલાવ્યો, વિદાય કર્યો ॥ ૧૯ ॥ તે દંપતી એટલે અરિદમન અને સુરસુંદરી પણ શ્રીપાલ તથા મયણાના સુપસાયથી રુડા અત્યંત ભલા અધ્યવસાયે એટલે પોતાના પરિણામની શુદ્ધતાએ શુદ્ધ સમકિત પામ્યાં ॥ ૨૦ ॥ હવે મયણાનાં વચનથી દયાને (લહી કે૦) પામીને શ્રીજૈનધર્મ આરાધીને સર્વ નીરોગી થયા હતા એવા જે સાતસેં કુષ્ઠી પુરુષો તે શ્રીપાલનો યશ સાંભલીને તિહાં આવ્યા ॥ ૨૧ ॥

**હોજી તે પણ નૃપ શ્રીપાલ, પ્રણમે બહુલે પ્રેમશું હો લાલ ॥ હોજી રાણિમ દીએ નૃપ તાસ, વદનકમલ નિત ઉલ્લસ્યું હો લાલ ॥ ૨૨ ॥ હોજી આવી નમે નૃપ પાય, મતિસાગર પણ મંત્રવી હો લાલ ॥ હોજી પૂરવ પરે નરનાહ, તેહ અમાત્ય કીયો કવિ હો લાલ ॥ ૨૩ ॥ હોજી સુસરા સાળા ભૂપ, માઉલ બીજા પણ ઘણા હો લાલ ॥ હોજી તેહને દીએ બહુ માન, નૃપ આદરની નહીં મણા હો લાલ ॥ ૨૪ ॥ હોજી ભાલ મિલિત કરપદ્મ, સવિ સેવે શ્રીપાલને હો લાલ ॥ હોજી ઇક દિન વિનવે મંત્રી, મતિસાગર ભૂપાલને હો લાલ ॥ ૨૫ ॥**

અર્થ—તે પણ શ્રીપાલ રાજાને ઘણા પ્રેમે કરી પ્રણમ્યા. તે સાતસેંને શ્રીપાલ રાણિમ એટલે રાણાની તે ઉમરાવની પદવી દેતો હવો. તે સર્વને સૈન્યના નાયક કર્યા. તે શ્રીપાલનું વદન જે મુખ તદ્રૂપ કમલ તે નિત્ય એટલે નિરંતર સદાય ઉલ્લસ્યું, એટલે વિકસિત થકું રહે છે ॥ ૨૨ ॥ વળી મતિસાગર નામે પ્રધાન પણ આવીને શ્રીપાલ રાજાને પગે લાગ્યો, તે પૂર્વે પોતાના પિતાનો મોટો પ્રધાન હતો, તેની પેરે વળી પણ શ્રીપાલે તેને (અમાત્ય કીયો કવિ કે૦) સર્વમાં વડેરો મોટો પ્રધાન કર્યો ॥ ૨૩ ॥ વળી સસરા અને સાળા પક્ષના રાજા તથા માઉલ એટલે મોસાલ પક્ષના રાજા તેમજ બીજા પણ ઘણા રાજાઓ અને સુભટ આવ્યા છે, તેમને શ્રીપાલ બહુમાન દેતો હવો. શ્રીપાલ રાજા આદર સન્માન આપવામાં કાંઇ ઓછપ રાખતો નથી ॥ ૨૪ ॥ તે સર્વ પોતાના ભાલસ્થલને વિષે મિલાવ્યાં છે (કરપદ્મ કે૦) હાથરૂપ કમલ જેમણે એવા થકા એટલે સર્વ હાથ જોડી પોતાને મસ્તકે લગાડી નમ્ર થઇ માથું નીચું નમાવીને શ્રીપાલ રાજાની સેવા કરે છે. હવે એક સમયને વિષે મતિસાગર પ્રધાન આવીને શ્રીપાલને વિનવે છે ॥ ૨૫ ॥

હોજી ચોથે ખંડે ઢાલ, બીજી હુઇ સોહામણી હો લાલ ॥ હોજી ગુણ ગાતાં સિદ્ધચક્ર, જશ કીરતિ વાધે ઘણી હો લાલ ॥ ૨૬ ॥

અર્થ—એ ચોથા ખંડને વિષે શોભનીય બીજી ઢાલ સંપૂર્ણ થઇ. શ્રીસિદ્ધચક્રજીના ગુણ ગાતાં થકા એટલે સ્તવતાં થકા ઘણો યશ અને કીર્ત્તિ વધે ॥ ૨૬ ॥

॥ દોહા ॥

મતિસાગર કહે પિતૃપદે, ઠવીઓ બાલપણ જેણ ॥ ઉઠાવીયો તો તુજ અરિ, તે સહી દિત્તમએણ ॥ ૧ ॥ અરિ કરગત જે નવિ લીએ, શક્તિ છતે પિતૃરજ્જ ॥ લોક હસે બલ ફોક તસ, જેમ શારદ ઘન ગજ્જ ॥ ૨ ॥ એ બલ એ ઋદ્ધિ એ સકલ, સૈન્ય તણો વિસ્તાર ॥ શું ફલશે જો લેશો નહીં, તે નિજ રાજ ઉદ્દાર ॥ ૩ ॥

અર્થ—હવે મતિસાગર પ્રધાન શ્રીપાલને કહે છે કે બાલપણે તમને તમારા પિતૃપદે એટલે પિતાની પાટે થાપ્યા હતા, તિહાંથી ( જેણ કે૦ ) જે તમારા ( અરિ કે૦ ) શત્રુએ તમને ઉઠાડ્યા તે તમારો શત્રુ ( સહી કે૦ ) નિશ્ચે ( દિત્તમએણ કે૦ ) દીપ્તમદન એટલે દીપતા મદે કરી યુક્ત છે ॥ ૧ ॥ માટે અરિ જે શત્રુ તેના કરગત એટલે હાથમાં ગયું એવું જે પિતૃરજ્જ કે૦ ) પિતાનું રાજ્ય તેને પોતાની છતી શક્તિએ જે ન લીએ તો તેની લોક માંહે હાંસી થાય અને તેનું બલ પણ ફોક એટલે વ્યર્થ જાણવું. કેની પેઠે ? તો કે જેમ શરદ્કાળનો ઘન જે વરસાદ તે ફોકટ ગર્જના કર્યા કરે, પણ પાણીનું ટીપું વરસે નહીં, તેની પેરે નિરર્થક જાણવું ॥ ૨ ॥ માટે જો તે પોતાનું ઉદ્દાર રાજ્ય તમે નહીં લેશો તો તમારું એ બલ, પરાક્રમ તથા ઋદ્ધિ જે દોલત અને વળી આ સૈન્યનો વિસ્તાર, તે સર્વે શું ફલશે ? એટલે એ સર્વ પામ્યાનું શું ફલ? અર્થાત્ કાંઇજ નહીં ॥ ૩ ॥

નૃપ કહે સાચું તેં કહ્યું, પણ છે ચાર ઉપાય ॥ સામે હોય તો દંડ શ્યો, સાકરે પણ પિત્ત જાય ॥ ૪ ॥ અહો બુદ્ધિ મંત્રી ભણે, દૂત ચતુરમુખ નામ ॥ ભૂપ શીખાવી મોકલ્યો, પહોતો ચંપા ઠામ ॥ ૫ ॥

અર્થ—એવાં પ્રધાનનાં વચન સાંભલીને રાજા કહેવા લાગ્યો કે હે મંત્રીશ્વર! તેં કહ્યું તે સત્ય છે, પણ રાજ્ય લેવાના સામ, દામ, ભેદ અને દંડ, એ ચાર ઉપાયો છે, તેમાં જો સામ એટલે મિષ્ટ વચનથીજ કાર્ય થાય તો દંડનું શું કામ? જો સાકર ખાધાથી પિત્ત રોગ જતો

હોય તો વળી કડવું ઔષધ શામાટે કરીએ ? ॥ ઉક્તં ચ ॥ સામ: પ્રેમપર્ફ વાક્યં, દાનં ચાર્થવિસર્જનમ્ ॥ ભેદ: પરજનાકૃષ્ટિ,-ર્નિગ્રહઃ પરપીડનમ્ ॥ ૧ ॥ ઇતિ તત્ત્વમ્ ॥ ૪ ॥ એવું શ્રીપાલનું વચન સાંભલી મંત્રી જે પ્રધાન તે કહે છે કે અહો સ્વામિન્ ! તમારી બુદ્ધિ તો મોટી છે, સમુદ્ર જેવા ગંભીર છો, તો હવે આ ચતુરમુખ નામે દૂતને મોકલો, તે સામાદિ ચાર ભેદને જાણનારો છે તથા મુખની વાચાલતામાં ચતુર છે, માટે ચતુરમુખ એનું નામ છે. પછી તેને રાજાએ શીખાવીને મોકલ્યો, તે પણ ચંપા નગરીને હામે જઇ પહોતો ॥ ૫ ॥

॥ ઢાલ ત્રીજી ॥

॥ રાગ બંગાલો ॥ કિસકે ચેલે કિસકે પૂત, આતમરામ એકિલા અવધૂત ॥ મન માન લે ॥ એ દેશી ॥

**અજિતસેન છે તિહાં ભૂપાલ, તે આગલ કહે દૂત રસાલ ॥ સાહિબ સેવીએ ॥ કલા શીખવા જાણી બાલ, જે તેં મોકલીયો શ્રીપાલ ॥ સાહિબ૦ ॥ ૧ ॥**

અર્થ—તિહાં અજિતસેન નામે રાજા બેઠો છે, તેની આગલ તે દૂત આવીને પોતાની ચતુરાઇથી અનુક્રમે મીઠાં, ખાટાં અને કડવાં એવાં ત્રણ પ્રકારનાં રસાલ વચનો કહે છે. તિહાં પ્રથમ મીઠાં વચન કહે છે કે હે રાજન્ ! તમે વૃદ્ધ થયા છો, માટે હવે સાહેબ જે પરમેશ્વર, તેને સેવો, અથવા અમારા સાહેબની સેવા ખીજમત કરો, જે તમારા ભાઇનો છોકરો શ્રીપાલ પોતાના બાપને રાજ્યપાટે થાપ્યો હતો તેને તમે પૃથિવીનો ભાર ખમી શકવાને અસમર્થ જાણીને તેની ઉપરથી ભાર ઉતારી તમે તમારી પોતાની ખાંધે ચઢાવી લીધો, અને તેને બાલક જાણી કલાઓ શીખવવા માટે બહાર મોકલી દીધો હતો ॥ ૧ ॥

**સકલ કલા તેણે શીખી સાર, સેના લઇ ચતુરંગ ઉદાર ॥ સાહિબ૦ ॥ આવ્યો છે તુજ ખંધનો ભાર, ઉતારે છે એ નિરધાર ॥ સાહિબ૦ ॥ ૨ ॥ જીરણ થંભ તણો જે ભાર, નવે ઠવીજે તે નિરધાર ॥ સાહિબ૦ ॥ લોકે પણ જુગતું છે એહ, રાજ દેઇ દાખો તુમે નેહ ॥ સાહિબ૦ ॥ ૩ ॥**

અર્થ—તે શ્રીપાલ ( સાર કે૦ ) પ્રધાન સર્વ કલાઓ શીખી, ઉદાર એટલે ઘણી મોટી એવી ચતુરંગી સેના લઇને તમે વૃદ્ધ થયા જાણી તમારે ખંધે પડેલો રાજ્યકારભાર સંબંધી જે ભાર છે તેને ( નિરધાર કે૦ ) નિશ્ચે ઉતારે છે, એટલે ઉતારવા કબૂલ થાય છે ॥ ૨ ॥ તે ઉપર દૃષ્ટાંત કહે છે કે જેમ ( જીરણ કે૦ ) જૂના થઇ ગયેલા થાંભલા ઉપર ભાર પડેલો હોય તે ઉતારીને નિશ્ચેથી પાછો ફરી નવે થાંભલે ઠવીજે, એટલે નવા થાંભલા ઉપર મૂકીએ, એ વાત લોકને વિષે પણ યુક્ત છે જે જૂનો થંભ કાઢીને નવો થંભ બેસાડીએ, તે કારણે તમે પણ હવે વૃદ્ધ જૂના થંભ જેવા થયા છો, માટે નવા થંભરૂપ શ્રીપાલને રાજ્ય દઇને તેને સ્નેહ દેખાડો. ઘણું શું કહું ! અહીં ત્રણ ગાથા સુધી બધાં મીઠાં વચન કહ્યાં છે ॥ ૩ ॥

**બીજું પયપંકજ તસ ભૂપ, સેવે બહુ ભત્તિ અનુરૂપ ॥**

સાહિબ૦ ॥ તુમે નવિ આવ્યા ઉપાયો વિરોધ, નવિ અસમર્થ છે તેહ શું શોધ ॥ સાહિબ૦ ॥ ૪ ॥ કિહાં સરશવ કિહાં મેરુ ગિરિંદ, કિહાં તારા કિહાં શારદ ચંદ ॥ સાહિબ૦॥ કિહાં ખદ્યોત કિહાં દિનનાથ, કિહાં સાયર કિહાં છિલ્લર પાથ ॥ સાહિબ૦ ॥ ૫ ॥ કિહાં પંચાયણ કિહાં મૃગ-બાલ, કિહાં ઠીંકર કિહાં સોવનથાલ ॥ સાહિબ૦ ॥ કિહાં કોદ્રવ કિહાં કૂર કપૂર, કિહાં કુકશ ને કિહાં ઘૃત-પૂર ॥ સાહિબ૦ ॥ ૬ ॥ કિહાં શૂન્ય વેડી કિહાં આરામ, કિહાં અન્યાયી કિહાં નૃપ રામ ॥ સાહિબ૦ ॥ કિહાં વાઘ ને કિહાં વળી છાગ, કિહાં દયાધરમ કિહાં વળી યાગ ॥ સાહિબ૦ ॥ ૭ ॥

અર્થ—હુવે આમ્લ એટલે ખાટાં ધીઠાં વચન કહે છે. બીજું વળી ( બહુ કે૦ ) ઘણા ( ભૂપ કે૦ ) રાજાઓ તે શ્રીપાલના પદપંકજને ભક્તિ અનુરૂપ એટલે અનુકૂલ ભક્તિએ કરીને સેવે છે, પણ તમે પોતાના થકા તેની સેવા કરવા આવ્યા નહીં, તેથી વિરોધ ઉપજાવ્યો, તો તે વિરોધનો શોધ કરવાને તે શ્રીપાલ શું અસમર્થ છે? ( નવિ કે૦ ) ના, અસમર્થ નથી ॥ ૪ ॥ તેનામાં અને તમારામાં તો ઘણોજ અંતર છે, તે હું કહું છું, સાંભલો. ક્યાં તો સરશવનો એક દાણો અને ક્યાં મેરુ પર્વત! વળી ક્યાં તારાનું તેજ અને ક્યાં શરદ્પૂનમના ચંદ્રમાનું તેજ! ક્યાં ખદ્યોત એટલે આગીયો જીવડો ઉડે છે તેનું તેજ અને ક્યાં દિનનાથ જે સૂર્ય ઉગે છે તેનું તેજ! વળી ક્યાં સાયર એટલે સમુદ્રની લહેર અને ક્યાં છિલ્લર પાથ એટલે એક ખાબોચીયાની લહેર! ॥ ૫ ॥ વળી ક્યાં પંચાનન જે સિંહ તેનું બલ અને ક્યાં મૃગલાના બાલકનું બલ! તથા ક્યાં એક ઠીંકરાની શોભા અને ક્યાં એક સોનાના થાલની શોભા! તથા ક્યાં કોદ્રાના ધાન્યનું ભોજન અને ક્યાં કપૂર સમાન ઉજ્જવલ કૂરનું ભોજન! તથા ક્યાં કૂશકાના ઢોકળાનું ભોજન અને ક્યાં ઘૃતના પૂરે સહિત ઘેવરનું ભોજન! ॥ ૬ ॥ વળી ક્યાં શૂન્ય વગડાની શોભા અને ક્યાં આરામ એટલે વાડી બગીચાની શોભા! વળી ક્યાં તે અન્યાયી રાજાઓ અને ક્યાં શ્રીરામચંદ્રજી જેવા ન્યાયવંત રાજા! તથા ક્યાં વાઘનું બલ અને ક્યાં છાગ એટલે બોકડાનું બલ! વળી ક્યાં દયામય ધર્મ અને ક્યાં વળી યાગ જે પાપારંભ સહિત યજ્ઞધર્મ! ॥ ૭ ॥

કિહાં જૂઠ ને કિહાં વળી સાચ, કિહાં રતન કિહાં ખંડિત કાચ ॥ સાહિબ૦ ॥ ચઢતે ઓઠે છે શ્રીપાલ, પડતે તુમ સરિખા ભૂપાલ ॥ સાહિબ૦ ॥ ૮ ॥ જો તું નવિ નિજ

જીવિત રુઠ્ઠ, તો પ્રણમી કરે તેહજ તુઠ્ઠ ॥ સાહિબ૦ ॥
જો ગર્વિત છે દેખી રજ્જ, તો રણ કરવા થાયે સજ્જ ॥
સાહિબ૦ ॥ ૯ ॥

અર્થ—વળી ક્યાં તે જૂઠ બોલનારો અને ક્યાં સત્ય ભાષણ કરનારો! તથા ક્યાં તે રત્નની શોભા અને ક્યાં કાચના કટકાની શોભા! તો હે રાજન્! આ આટલાં ઓઠાં જે મેં તમોને કહ્યાં તે માંહે જે ચડતાં ઓઠાં કહ્યાં તેવો તો શ્રીપાલ રાજા જાણવો, અને જે પડતાં ઓઠાં કહ્યાં તે સમાન તમારા સરખા રાજા જાણવા. ઇહાં ચોથી ગાથાથી આઠમી ગાથા સુધીની પાંચ ગાથામાં ખાટાં વચન કહ્યાં છે ॥ ૮ ॥ હવે કટુ વચન કહે છે કે હે રાજન્! જો તું તારા પોતાના જીવિતવ્ય ઉપર રુષ્ટ થયો ન હો તો આવીને શ્રીપાલને પ્રણમીને તેનેજ ( તુઠ્ઠ કે૦ ) સંતુષ્ટ કર, અથવા શ્રીપાલ રાજાને પ્રણામ કર તો તેજ પોતાની મેળે તારા ઉપર સંતુષ્ટ થશે, અને જો તું ( રજ્જ કે૦ ) રાજ્ય દેખીને ગર્વિત છો તો રણ એટલે સંગ્રામ કરવાને ( સજ્જ કે૦ ) સાવધાન થાજે ॥ ૯ ॥

તસ સેનાસાગર માંહિ જાણ, તુજ દલ સાથુચૂર્ણ પ્રમાણ ॥
સાહિબ૦ ॥ મહોટાશું નવિ કીજે જુઝ, સવિ કહે એહવું
બુઝ અબુઝ ॥ સાહિબ૦ ॥ ૧૦ ॥ બોલી એમ રહ્યો
જવ દૂત, અજિતસેન બોલ્યો થઇ ભૂત ॥ રાજા નહીં
મલે ॥ કહેજે તું તુજ નૃપને એમ, દૂતપણાનો જો છે
પ્રેમ ॥ રાજા૦ ॥ ચંપા નગરીનો રાય ॥ રાજા નહીં મલે
॥ ૧૧ ॥ આદિ મધ્ય અંતે છે જાણ, મધુર આમ્લ કટુ
જેહ પ્રમાણ ॥ રાજા૦ ॥ ભોજન વચને સમ પરિણામ,
તિણે ચતુરમુખ તહારું નામ ॥ રાજા૦ ॥ ૧૨ ॥

અર્થ—વળી ( તસ કે૦ ) તે શ્રીપાલની સેનારૂપ સાગર માંહે તારું ( દલ કે૦ ) લશ્કર તે સાથુઓ જે જુવારની ધાણીના ઓગણાનો લોટ હોય તે પ્રમાણે ( જાણ કે૦ ) જાણજે. વળી મોટાની સાથે યુદ્ધ કરીએ નહીં. એ રીતે સર્વ બુઝ તથા અબુઝ એટલે જાણ અને અજાણ સર્વ લોકો કહે છે ॥ ૧૦ ॥ એમ પૂર્વે કહેલી રીતે વચન બોલીને જે વારે દૂત બોલતો બંધ થયો તે વારે અજિતસેન રાજા ભૂતાવેશની પેરે ક્રોધ યુક્ત થઇ બોલ્યો કે જો સાચો દૂતપણાનો તુજને પ્રેમ છે તો હું કહું છું તેજ પ્રમાણે તું તારા રાજાને જઇને એમ કહેજે કે બીજા રાજા આવીને તુજને મલીને નમ્યા, પણ આ ચંપા નગરીનો અજિતસેન રાજા તુજને મલે નહીં અને નમે પણ નહીં ॥ ૧૧ ॥ હે દૂત! તું જે મારી આગલ વચન બોલ્યો તે ( આદિ કે૦ ) પ્રથમ મધુર અને ( મધ્ય કે૦ ) વચમાં આમ્લ એટલે ખાટાં તથા અંતમાં કટુ એટલે કડવાં છે, તે તારાં વચન અને ભોજન એ બેહુને માંહોમાંહે સમ એટલે

સરખાં પરિણામ છે, એટલે ( જેહ પ્રમાણ કે૦ ) જે પ્રમાણે ભોજન પણ આધમાં મિષ્ટ અને વચમાં આમ્લ તથા અંતે તિક્ત જમાય છે તેમ એ તારાં વચન પણ ( જાણ કે૦ ) જાણી લેજે, માટે એ ત્રણ ગુણ તારા મુખમાં છે, તેથી તારું નામ ચતુરમુખ છે ॥ ૧૨ ॥

**નિજ નહીં તેહ અમારો કોઉ, શત્રુભાવ વહીએ છે દોઉ ॥ રાજા૦ ॥ જીવતો મૂકયો જાણી રે બાલ, તેણે અમે નિબલ સબલ શ્રીપાલ ॥ રાજા૦ ॥૧૩॥ નિજ જીવિતને હું નહીં રુઠ, રુઠ્યો તસ જમરાય અપૂઠ ॥ રાજા૦ ॥ જેણે જગાવ્યો સૂતો સિંહ, મુજ કોપે તસ ન રહે લીહ ॥ રાજા૦ ॥ ૧૪ ॥ જસ બલ સાયર સાથુ પ્રાય, જેહના બલ તે બીજા રાય ॥ રાજા૦ ॥ તેહમાં હું વડવાનલ જાણ, સવિ તે શોષું ન કરું કાણ ॥ રાજા૦ ॥ ૧૫ ॥ કહેજે દૂત તું વેગો જાઇ, આવું છું તુજ પૂઠે ધાઇ ॥ રાજા૦ ॥ બલ પરખીજે રણમેદાન, ખડગની પૃથ્વી ને વિદ્યાનું દાન ॥ રાજા૦ ॥ ૧૬ ॥**

અર્થ—હવે જેટલાં વચન દૂતે કહ્યાં હતાં તે સર્વનો ઉત્તર રાજા આપે છે કે હે દૂત! તું કહે છે કે શ્રીપાલ તમારો છે, પણ તે અમારો કોઇ નથી! અને કદાપિ તે અમારો છે તોપણ અમો બેહુ પોતપોતામાં શત્રુભાવે વહીએ છીએ, એટલે તે અમારો શત્રુ છે ને અમે તેના શત્રુ છીએ. અમે એને બાલક જાણીને જીવતો મૂકયો હતો, તેણે હવે અમે નિર્બલ થયા અને એ શ્રીપાલ બલવાન્ થયો ॥ ૧૩ ॥ વળી હું મારા જીવિતને તો રુઠ્યો નથી, પણ અપૂઠો એટલે ઉલટો યમરાજા તેની ઉપર રુઠ્યો છે, કારણ કે જેણે સૂતા સિંહને આવી જગાવ્યો, તે માટે હવે મારો કોપ થયો તો એની ( લીહ કે૦ ) રેખામાત્ર પણ રહે નહીં ॥ ૧૪ ॥ વળી ( જસ કે૦ ) જેમનું શ્રીપાલના સૈન્યસમુદ્રમાં સાથવા પ્રમાણે બલ છે એવા નિર્બલ તો બીજા રાજા જાણવા, પરંતુ મને તો તું તેની સમુદ્ર સરખી સેનામાં વડવાનલ અગ્નિ સરખો જાણજે. હું સર્વ શ્રીપાલના સૈન્યરૂપ સમુદ્રને શોષી લઉં, પરંતુ તેમાં ઓછપ રાખું નહીં ॥ ૧૫ ॥ માટે હે દૂત! તું વેગો એટલે ઉતાવળો જઇને તારા રાજાને કહેજે ને હું પણ તારી પછવાડેજ ધાયો થકો લડાઇ કરવા માટે આવું છું, બલની પરીક્ષા રણમેદાનમાં કરીએ, એ વચનમાં વાદ શા કામનો! જેનું ખાંડું ગાજતું તેની પૃથ્વી જાણવી, અને જેની વિદ્યા જાગતી હોય તેનું દાન જાણવું. અથવા પૃથ્વી તો ખાંડાવાલાની છે, પણ નિર્માલ્યની નથી; અને વિદ્યાના દાન સમાન બીજું દાન નથી ॥ ૧૬ ॥

**ચોથે ખંડે ત્રીજી ઢાલ, પૂરણ હુઇ એ રાગ બંગાલ ॥ રાજા૦ ॥ સિદ્ધચક્રગુણ ગાવે જેહ, વિનય સુજશ સુખ પાવે તેહ ॥રાજા૦॥૧૭**

અર્થ—ચોથા ખંડને વિષે ત્રીજી ઢાલ બંગાલ રાગમાં પૂર્ણ થઇ. જે પ્રાણી શ્રીસિદ્ધચક્રજીના ગુણ ગાય તે પ્રાણી વિનય, સુયશરૂપ સુખ પામે ॥ ૧૭ ॥

॥ દોહા ॥

**વચન કહે વયરી તણાં, દૂત જઇ અતિ વેગ ॥ કડુઆં કાને તે સુણી, હુઓ શ્રીપાલ સતેગ ॥ ૧ ॥ ઉચ્ચ ભૂમિ તટિનીતટે, સેના કરી ચતુરંગ ॥ ચંપા દિશિ જઇ તિણે દીયા, પટ આવાસ ઉત્તંગ ॥ ૨ ॥ સામો આવ્યો સબલ તવ, અજિતસેન નરનાહ ॥ માંહોમાંહિ દલ બિહું મલ્યાં, સગરવ અધિક ઉત્સાહ ॥ ૩ ॥**

અર્થ—હવે વૈરીનાં વચન સાંભલીને તિહાંથી દૂતે અત્યંત ઉતાવલા જઇને તે શ્રીપાલને આવી સંભલાવ્યાં. તે કડુ વચન કાને સાંભલીને શ્રીપાલ રાજા ( સતેગ કે૦ ) તરવારે સહિત થયો, એટલે લડાઇ કરવાને ઉજમાલ થયો ॥ ૧ ॥ પછી તટિની જે નદી તેના તટ ઉપર જિહાં ઉંચી ભૂમિ છે તિહાં ચતુરંગિણી સેના તૈયાર કરીને શ્રીપાલ રાજાએ ચંપા નગરીની દિશાએ જઇ ( ઉત્તંગ કે૦ ) ઘણા ઉંચાં એવાં ( પટ કે૦ ) વસ્ત્ર તેના આવાસ એટલે તંબુ દીધા, અર્થાત્ તંબુ ખડા કર્યા ॥ ૨ ॥ તેની સામો અજિતસેન રાજા પણ સબલ સૈન્ય સહિત આવ્યો, તે બેહુ ( દલ કે૦ ) કટક માંહોમાંહે આવી મલ્યાં, પણ તે કેવાં છે? તો કે ( સગરવ કે૦ ) ગર્વે કરી સહિત અને સંગ્રામ કરવાનો અધિક ઉત્સાહ ધરતાં છે ॥ ૩ ॥

॥ ઢાલ ચોથી ॥ કડખાની દેશી ॥

**ચંગ રણરંગ મંગલ હુઆં અતિ ઘણાં, ભૂરિ રણતૂર અવિદૂર વાજે ॥ કૌતુકી લાખ દેખણ મલ્યા દેવતા, નાદ દુંદુભિ તણે ગયણ ગાજે ॥ ચંગ૦ ॥ ૧ ॥ ઉગ્રતાકરણ રણભૂમિ તિહાં શોધીએ, રોધીએ અવધિ કરી શસ્ત્રપૂજા ॥ બોધીએ સુભટ કુલ વંશ શંસા કરી, યોધીએ કવણ વિણ તુજ્જ દૂજા ॥ ચંગ૦ ॥ ૨ ॥**

અર્થ—( ચંગ કે૦ ) મનોહર, ઘણો સુંદર એવો જે ( રણરંગ કે૦ ) સંગ્રામ કરવાનો ઉત્કર્ષ, તે કરવા માટે બંદિજન સિંધૂડા રાગમાં અત્યંત મનને આહ્લાદકારક એવાં ઘણાં માંગલિક કરતા હવા, એટલે જે કાર્યનો પ્રારંભ કરીએ તેની ધુરે મંગલ વિના તે કાર્યની સિદ્ધિ થાય નહીં, તે માટે ઘણાં મંગલ થયાં. વળી ( ભૂરિ કે૦ ) ઘણાં એવાં ( રણતૂર કે૦ ) સંગ્રામનાં કાહલી, શરણાઇ પ્રમુખ વાજિત્ર તે ( અવિદૂર કે૦ ) અત્યંત નજીક અથવા અસ્ખલિત વાજે, પણ માંહોમાંહે સઘન ભિન્ન ભિન્ન સ્વરે વાજે એમ નહીં. એવાં ઘણાં વાજિત્ર વાજતે થકે વળી તિહાં સૈન્યને વિષે યુદ્ધ જોવાનો અભિલાષ છે જેમને એવા નિકટવર્તી

કૌતુકી લક્ષબદ્ધ દેવતા તે યુદ્ધનું કૌતુક જોવા માટે મલ્યા છે. તે દેવતાઓ પણ આકાશે રહ્યા થકા દુંદુભિઓ વગાડી રહ્યા છે, તેના ( નાદ કે૦ ) શબ્દે કરી તમામ ગયણ જે આકાશ તે ગર્જારવ કરી રહ્યું છે. તે શબ્દે કરી બેહુ સૈન્યના સુભટોને માંહોમાંહે યુદ્ધ કરવાનો અભિલાષ વધતો હુવો ॥ ૧ ॥ હવે અમે ઇહાં સંગ્રામ કરશું, એવી ( ઉગ્રતાકરણ કે૦ ) મોટાઇ કરવાને અર્થે તિહાં રણભૂમિ એટલે સંગ્રામ કરવાની ભૂમિને ( શોધીએ કે૦ ) કચરો, કાંટો, કાંકરો કાઢી નાખી શોધીને સાફ કરે, તથા ઉંચી નીચી વિષમ ટાલીને બરોબર સરખી કરે. પછી તે જગાની અવધિ એટલે મર્યાદા કરી પોતાની હદ સુધી નિશાન સ્થાપીને તેટલી ભૂમિ પોતપોતાને વાસ્તે રોધે એટલે રોધી રાખે. પછી બેહુ સૈન્યના સુભટ માંહોમાંહે પોતપોતાનાં શસ્ત્ર જે ખડ્ગાદિક આયુધ તેની પુષ્પ, ચંદન, ધૂપ, દીપે કરી પૂજા કરે. વળી બેહુ સૈન્યમાં ( બોધીએ કે૦ ) બંદિજન જે બિરુદાવલીના બોલનારા ભાટ, ચારણ પ્રમુખ, તે સુભટોના કુલ વંશ તે પિતાના પક્ષનું કુલ અને માતાના પક્ષનો ( વંશ કે૦ ) જાતિ એટલે આ અમુક સુભટ અમુક કુલનો ઉપન્યો છે, એ અમુક જાતિનો છે, એવી રીતે કુલ વંશની ( શંસા કે૦ ) પ્રશંસા કરીને કહે છે કે ભલા ભલા હે સુભટો ! તમને શાબાસ છે ! આજ તમારા સ્વામીનું કામ પડ્યું છે, માટે સ્વામિભક્તનું એ લક્ષણ છે કે જીવિતવ્ય પર્યંત સ્વામીના કામમાં પાછો પગ ભરવોજ નહીં. તે માટે અહો સુભટો ! આજ ઇહાં ( વિણ તુજ્જ દૂજા કે૦ ) તમારા વિના બીજા કોણ ( યોધીએ કે૦ ) જુઝશે ! એવી કીર્ત્તિ બોલીને સુભટોને શુરપણું દઢાવે છે ॥ ૨ ॥

**ચરચીએ ચારુ ચંદનરસે સુભટ તનુ, અરચીએ ચંપકે મુકુટ સીસે ॥ સોહીએ હત્થ વર વીરવલયે તથા, કલ્પતરુ પરિ બન્યા સુભટ દીસે ॥ ચંગ૦ ॥ ૩ ॥**

અર્થ—વળી ( ચારુ કે૦ ) મનોહર સુગંધ યુક્ત એવા ચંદનરસ એટલે બાવના ચંદનનો રસ, તેણે કરી ( સુભટ કે૦ ) સુભટો તનુ એટલે શરીરને ( ચરચીએ કે૦ ) ચર્ચે છે, વિલેપન કરે છે, તે કેસરે કરી ગરકાવ થયા છે, તે યોદ્ધાઓ યુદ્ધમાંથી જય મેળવ્યા વિના પાછા હઠેજ નહીં. આજ પણ લડાઇમાં જે કેસરિયાં વસ્ત્ર કરે છે તે યુદ્ધમાંથી પાછા ફરતા નથી, અવશ્ય યુદ્ધને જીતેજ અને જો ન જીતે તોપણ જીવતા નાસી જાય નહીં, એ બે માર્ગ તેમના છે. તથા વળી ( ચંપકે કે૦ ) ચંપક વૃક્ષનાં ફૂલનાં છોગાંઓએ કરી સુભટો પોતાનાં માથાંને વિષે રહેલા મુકુટને અર્ચે છે, એટલે ફૂલનાં છોગાં મુકુટમાં લટકાવે છે, તે પણ યુદ્ધમાંથી પાછા પગ ભરે નહીં, એમ લોકોક્તિ છે. તેમજ કેટલાએક સુભટો પોતાના ( હત્થ કે૦ ) હાથને વિષે ( વર કે૦ ) શ્રેષ્ઠ એવાં ( વીરવલય કે૦ ) વીરપણાનાં કડાં પહેરે છે, એટલે વીરવલયે કરી જેના હાથ શોભે છે તે પણ વીરનું બિરુદ ધારણ કરે છે, માટે તે સંગ્રામમાંથી પાછા પગ ભરે નહીં. એવી રીતે ચંદને વિલેપિત અંગવાલા તથા ચંપાનાં ફૂલોનાં છોગાં ધરનારા અને વીરવલય પહેરનારા ઇત્યાદિક શોભાએ કરી સુશોભિત થકા તે સુભટો જાણીએ સાક્ષાત્ કલ્પવૃક્ષજ હોય નહીં ? તેની પરે બન્યા થકા દીસે છે ॥ ૩ ॥

**કોઇ જનની કહે જનક મત લાજવે, કોઇ કહે માહરું બિરુદ રાખે ॥ જનક પતિ પુત્ર તિહું વીર જશ ઉજલા, સોહિ ધન જગતમાં અણીય આખે ॥ ચંગ૦ ॥ ૪ ॥**

અર્થ—હવે તે સુભટો ઘરથી તૈયારી કરી યુદ્ધ કરવા માટે નીકળ્યા, તે વખતે કોઇક સુભટ પોતાની માતાની તેમજ કોઇક પોતાની સ્ત્રીની શીખ માગે, તે વારે તેને ( જનની કે૦ ) માતા એમ કહે છે કે હે પુત્ર! તારા ( જનક કે૦ ) પિતા મહા શૂરવીર હતા, કોઇ સ્થલે સંગ્રામમાંથી પાછા હઠ્યા નથી, એવા વીરબિરુદના ધારક હતા, માટે તેને તું લજાવીશ નહીં, તું પણ જયવંત થઇને સુજને મુખ દેખાડજે, અથવા શત્રુને હણતાં મરણ પામજે, પણ નાસજે નહીં. વળી કોઇક સુભટની માતા એમ કહે છે કે તું મારું બિરુદ રાખજે, કેમકે હું વીરપુત્રી અને વીરપત્ની એ બે બિરુદધારક તો કહેવાણી છું, એટલે મારો પિતા અને મારો ભર્ત્તાર એ બે તો શૂરવીર થઇ ગયા છે, હવે તું પણ શૂરવીર થજે કે જેણે કરી હું ત્રીજા વીરપ્રસૂતા નામે બિરુદની ધારણ કરનારી પણ કહેવાઉં! એટલે જનક, પતિ અને પુત્ર, એ ત્રણે જેના વીર યશે કરી ઉજલા જગત્ત્રયમાં આખી અણીએ રહે તે ધન્ય. એવાં માતાનાં વચન સાંભલી તે સુભટ વીરપણું આદરી સંગ્રામમાં આવ્યા ॥ ૪ ॥

કોઇ રમણી કહે હસીય તું સહીશ કિમ, સમર કરવાલ શર કુંત ધારા ॥ નયણબાણે હણ્યો તુજ મેં વશ કીયો, તિહાં ન ધીરજ રહ્યો કર વિચારા ॥ ચંગ૦ ॥ ૫ ॥ કોઇ કહે માહરો મોહ તું મત કરે, મરણ જીવન તુજ ન પીઠ છાંડું ॥ અધરરસ અમૃતરસ દોય તુજ સુલભ છે, જગત જય હેતુ હો અચલ ખાંડું ॥ ચંગ૦ ॥ ૬ ॥

અર્થ—વળી કોઇક સુભટ સન્નદ્ધ થઇ પોતાની સ્ત્રીની શીખ માગે છે, તે વારે તે સ્ત્રી તેની સામું જોઇ હસીને કહે છે કે હે સ્વામિન્! તું યુદ્ધ કરવા જાય છે, પણ તિહાં તો શૂરવીર અને ધૈર્યવંતનું કામ છે, તે તારામાં દેખાતું નથી, તો ( સમર કે૦ ) સંગ્રામને વિષે ( કરવાલ કે૦ ) ખડ્ગ, ( શર કે૦ ) બાણ અને ( કુંત કે૦ ) ભાલાં તેની તીક્ષ્ણ એવી ધારાઓને તું કેમ સહન કરી શકીશ? એ વાતનું મને આશ્ચર્ય લાગે છે, કારણ કે તું સહન કરી શકીશ એવી મને કાંઇ પ્રતીતિ આવતી નથી. એવી સ્ત્રીની વાણી સાંભલીને સુભટ બોલ્યો કે હે પ્રિયે! તેં મારી અધીરતા કયાં દીઠી? તે વારે સ્ત્રી બોલી કે રતિને અવસરે મેં મારાં નેત્રરૂપ બાણે કરીને હણ્યો, તેથી તું વિંધાઇ ગયો, અને તુજને મેં વશ કરી લીધો, તો ત્યાં તારું ધૈર્ય નિશ્ચલતાએ રહ્યું નહીં, માટે શત્રુનાં બાણો કેમ સહન કરીશ? તેનો વિચાર તું કર. તે સાંભલી સુભટ બોલ્યો કે હે પ્રિયે! રતિને અવસરે તો ઇંદ્ર, બ્રહ્મા, હરિ, હરાદિક જે સહસ્રગમે અક્ષૌહિણી સૈન્યને જીતે એવા સામર્થ્યવાલા હતા તોપણ તે સ્ત્રીની આગળ નિર્બલ થયા તો મારું શું ગજું છે? ॥ ૫ ॥ તથા કોઇક સુભટની સ્ત્રી કહે છે કે તું મનમાં લાવીશ નહીં કે કદાચિત્ સંગ્રામમાં હું મરણ પામીશ તો પછી મારી સ્ત્રી કોના આધારે જીવશે? એવો તું મારો મોહ કરીશ નહીં, કેમકે મારું મરવું તથા જીવવું બધું તારી પછવાડેજ છે. હું તારી પીઠ છાંડીશ નહીં, એટલે તું જો સંગ્રામમાં જીત કરી કુશલે ઘેર આવીશ તો મંગલદ્રવ્યે તુને વધાવીને હું ઘરમાં તેડી જઇશ, અને કદાચિત્ સંગ્રામમાં મરણ પામીશ તો હું પણ તારી પછવાડે અગ્નિપ્રવેશ કરી મરણ પામીશ. એ રીતે એક તો અધરરસ એટલે હોઠનો રસ અને બીજો અમૃતરસ, એ બે રસ તુજને સુલભ છે. તે કેવી રીતે? તો કે જો

શત્રુનો પરાજય કરીને જીવતો ઘેર આવીશ તો હું તુજને આનંદિત થકી સ્મરાતુર થઇને રતિને અવસરે આલિંગન દઇશ. તે સમયે તું મારા હોઠના ચુંબનરૂપ રસનો સ્વાદ પામીશ, અને જો કદાપિ સંગ્રામમાં તારા પ્રાણનો ત્યાગ થશે તો તું સ્વર્ગને વિષે દેવતા થઇશ, અને હું તારી પછવાડે અગ્નિપ્રવેશ કરી સતી થઇને દેવાંગના થઇશ તો ત્યાં દેવતાની પદવીમાં અમૃતરસ સુલભ છે, એટલે જો જીવતો રહ્યો તો અધરરસ અને મરણ પામ્યો તો અમૃતરસ, એ બે તુજને સુલભ છે, માટે જે કામે જાય છે તેમાં સાવધાન થઇને સ્વામીનું કાર્ય સુધારજે, પણ કાયર થઇને પાછા પગ ભરીશ નહીં. જેથી હે સ્વામિન્! ત્રણ જગતમાં જયયશનું હેતુ એવું તારે અચલ ખાંડું ( હો કે૦ ) થાઓ, કેમકે જે શૂરપણું આદરીને મરણ પામે છે તેને આ લોકમાં બલવત્તર સુભટપણાનો યશ મળે છે, અને પરલોકમાં દેવપદ પામ્યા થકા યશકાંતિનું દીપ્તિપણું પ્રાપ્ત થાય, અને જે કાયર થાય તે આ લોકમાં અને પરલોકમાં અપયશનું કારણ થઇ પડે ॥ ૬ ॥

**ઇમ અધિક કૈતુકે વીરરસ જાગતે, લાગતે વચન હુઆ સુભટ તાતા ॥ સૂર પણ ક્રૂર હુઇ તિમિરદલ ખંડવા, પૂર્વ દિશિ દાખવે કિરણ રાતાં ॥ ચંગ૦ ॥ ૭ ॥**

અર્થ—( ઇમ કે૦ ) એ રીતે રાત્રિએ જે વારે સર્વ સુભટો યુદ્ધમાં જવાને તૈયાર થાય છે તે વખતે કોઇની સ્ત્રીનાં, કોઇની માતાનાં વેધાલાં વચન સાંભલતે તથા વળી બંદિજનોની બિરુદાવલીના પાઠમાં પોતાના વંશની પ્રશંસા સાંભલતે અને એવાં કૌતુકે અધિક વીરરસનો ઉદ્ગમ થાતે એટલે શૂરવીર તો પ્રથમથીજ છે, અને વળી ઉક્તિ યુક્તિનાં વચન તે સુભટોને કાને લાગ્યાં, તેથી તે લાગતાં વચનને યોગે કરી વળી અધિક વીરરસે જાગ્રત થયા થકા તે સુભટો યુદ્ધ કરવાને ઘણા તાતા થયા, એટલે તેજવંત થયા, તેમનાં શરીરમાં રક્ત વર્ણ પ્રગટ થયો. જેમ કોઇક પ્રાણી પ્રથમથી કષાયવંત તો છેજ, તે વળી વિશેષ કષાયોદય થવા યોગ્ય એવાં કોઇનાં વચન સાંભલે તે વારે તેને વિશેષે કરી કષાયોદ્ગમ થાય, તેમ ઇહાં પણ સર્વ સુભટો વિશેષ વીરરસમય થયા થકા યુદ્ધ ભણી તૈયાર થયા. એ સર્વ વ્યતિકર રાત્રિ સંબંધી જાણવો. હવે પ્રભાત થવા લાગ્યો, તે વારે કવીશ્વર એવી સંભાવના કરે છે જે સૂર્યે પૂર્વે વિચાર કર્યો હતો કે બેહુ રાજાનાં લશ્કર આવ્યાં છે, માટે બેહુનું સામ્ય થાય તો સારી વાત, પરંતુ તેમ તો થયું નહીં, અને બેહુ લશ્કર માંહોમાંહે એક બીજાનો નાશ કરવાને તૈયાર થયાં, તે જોઇ સૂર્યે પણ વિચાર્યું જે હવે હું પણ મારા શત્રુનો નાશ કરું. એમ ચિંતવી પોતે નિષધ પર્વતના કૂટાંતરાલે રહ્યો હતો તિહાંથી ક્રૂર થઇ રક્તપણું આદરી લાલચોળ નેત્ર કરીને પોતાનો શત્રુ જે તિમિરદલ એટલે અંધકારનો સમૂહ તેનું ખંડન કરવાને અર્થે પૂર્વ દિશિ ભણી રાતાં કિરણને દેખાડે છે, એટલે પ્રભાતકાળ થયો તે વારે રક્ત સૂર્યોદય પણ થયો, અને સુભટો પણ યુદ્ધ કરવાને તાતા એટલે રક્ત વર્ણવાલા થયા ॥ ૭ ॥

**રોપી રણથંભ સરંભ કરી અતિ ઘણો, દોઇ દલ સુભટ તવ સબલ જુઝે ॥ ભૂમિને ભોગતા જોઇ નિજ યોગ્યતા, અમલ આરોગતા રણ ન મુંઝે ॥ ચંગ૦ ॥ ૮ ॥**

અર્થ—હવે જે પ્રથમ બેહુ સૈન્યવાલાએ સંગ્રામ કરવાની ભૂમિ શુદ્ધ કરી હતી તેના

મધ્ય ભાગે રણના સ્તંભ રોપીને બે દિશાએ બેહુ સૈન્યવાલાએ પોતપોતાની ભૂમિકા સ્થાપી, અને પછી હાથી, ઘોડા, રથ અને પાલા સુભટનો સમૂહ થઇને અત્યંત ઘણો યુદ્ધનો ( સંરંભ કે૦ ) પ્રારંભ કરીને અથવા સંરંભ એટલે ક્રોધ યુક્ત થઇને ( દોઇ દલ કે૦ ) બેહુ કટકવાલા સબલ જુઝે, એટલે બલ સહિત થયા થકા માંહોમાંહે ( જુઝે કે૦ ) યુદ્ધ કરવા મંડ્યા. તિહાં ઘણા દિવસની સુભટોનાં મનમાં જે યુદ્ધ કરવાની વાંછા હતી તે અહીં પૂર્ણ કરે છે, ને વિચારે છે જે અમારા સ્વામી આગલ અમારો મુજરો થાય, એમ જાણી હર્ષથી સંગ્રામ કરે છે. તે સંગ્રામ માંહે જે મોટા મોટા હાકમ, ફોજદાર, સેનાધિપતિ, પટાના ખેલનાર, અમીર, ઉમરાવો તથા સીપાઇઓ છે તે રાજાની આપેલી ભૂમિની ભોગ્યતા જે ભોગવવું તે પ્રમાણે પોતાની યોગ્યતા જોઇને વિચારે છે જે અમે ઘણા દિવસ થયા સ્વામીની આપેલી ધરતી ગરાસ ખાઇએ છીએ, માટે આજ અમારા સ્વામીને કાર્યે સંગ્રામમાં લડવું અમને યોગ્ય છે, એવી યોગ્યતા જોઇ અધિક લડે છે. વળી અમલ તે કસુંબા કાઢી માંહોમાંહે આરોગતા થકા પોતપોતાની મર્યાદા તથા કુલીનપણું વિચારી અત્યંત યુદ્ધ કરતા થકા રણસંગ્રામમાં મુંઝાતા નથી. તેનાં મનમાં એવો વિચાર છે કે જેમ તેમ કરી અમારા સ્વામીની જીત થાય, પણ તે તો પુણ્યાધીન વાત છે, તથાપિ નિમિત્તશાસ્ત્રમાં કહ્યું છે કે જેનું સૈન્ય ઉંચી ભૂમિકાએ ઉતર્યું હોય, વળી જે ન્યાયવંત હોય, તેની જીત થાય. તે સર્વ પ્રકારની શુદ્ધતા તો હાલ શ્રીપાલ રાજાને છે. વળી પુણ્યપ્રકૃતિ પણ એની સારી છે, તેથી શ્રીપાલનો જય થાય એવું દેખાય છે ॥ ૮ ॥

**નીર જિમ તીર વરસે તદા યોધઘન, સંચરે બગ પરે ધવલ નેજા ॥ ગાજ દલસાજ ઋતુ આઇ પાઉસ તણી, વીજ જિમ કુંત ચમકે સતેજા ॥ ચંગ૦ ॥ ૯ ॥**

અર્થ—હવે સંગ્રામને વર્ષાઋતુની ઉપમાએ વર્ણવે છે. સંગ્રામમાં ( યોધઘન કે૦ ) સુભટોએ કાળાં સન્નાહ પહેર્યાં છે, તેણે કરીને ઘન એટલે મેઘ સદૃશ દેખાય છે, તે યોદ્ધા ( તદા- કે૦ ) તે વખતે ( નીર જિમ તીર કે૦ ) પાણીની પેરે તીર એટલે બાણ તેનો વરસાદ વરસાવે છે, વળી વરસાદમાં બગલાં પક્ષીઓનો સંચાર હોય તેની પરે ઇહાં ( સંચરે ધવલ નેજા કે૦ ) સુભટોના હાથમાં ધોળા તે સફેદ નેજા છે તેને લઇને સુભટો શૂરપણે ભર્યા ઠામ ઠામ દોડી રહ્યા છે, તેથી તે નેજા સંચરતા થકા ફરકી રહ્યા છે, તથા ( દલસાજ કે૦ ) લશ્કરનો સાજ જે હાથી, ઘોડા, સુભટ પ્રમુખનાં વૃંદ, તે માંહોમાંહે કોલાહલ શબ્દ કરી રહ્યાં છે, તેનો પડછંદો પડે છે તે ગાજી રહ્યો છે, તે જાણીએ વરસાદમાં ગાજ થતી હોય નહીં ? તેવો જણાય છે. તથા ( કુંત ચમકે સતેજા કે૦ ) તેજે કરી સહિત એટલે તેજવંતાં ભાલાંની અણીઓ ચમકતી ઝલકી રહી છે, તે ( વીજ જિમ કે૦ ) વીજળીની પેરે જણાય છે. એ રીતે તે સંગ્રામ જોઇને ( ઋતુ આઇ પાઉસ તણી કે૦ ) જાણે વરસાદની ઋતુજ આવી હોય નહીં ? એવો સંગ્રામ દેખાય છે ॥ ૯ ॥

**ભંડ બ્રહ્માંડ શત ખંડ જે કરી શકે, ઉછલે તેહવા નાલગોળા ॥ વરસતા અગનિ રણમગન રોષે ભર્યા, માનું એ યમ તણા નયણડોળા ॥ ચંગ૦ ॥ ૧૦ ॥**

અર્થ—હવે નાલમાંથી ગોળા છૂટે છે તેની ઉપર કવીશ્વર ઉત્પ્રેક્ષા કરે છે કે ( ભંડ કે૦ ) કુંભારના ઘરનું જૂનું ભાજન, તેને જેમ પથરો મારીને સો કટકા કરી નાખીએ તેની પેરે ( બ્રહ્મંડ કે૦ ) સ્વર્ગ, મૃત્યુ અને પાતાલરૂપ બ્રહ્માંડ, તેના પણ જે ( શત ખંડ કે૦ ) સો ખંડ એટલે સેંકડોગમે ખંડોખંડ કરી શકે તેવા મહાબલવત્તર મહાસામર્થ્યવાન્ ( નાલગોળા કે૦ ) નાલો માંહેથી ગલોલા ઠામ ઠામ ઉછલે છે. તે જે સૈન્યના મનુષ્યને નજીક આવી લાગે તેના પ્રાણ લીએ છે. તે નાલગોળા કેવા છે? તો કે ( વરસતા અગનિ કે૦ ) અગ્નિના સમૂહને વરસતા થકા રણમગન એટલે સંગ્રામમાં તન્મય થકા રોષે ભર્યા એટલે ક્રોધે ભર્યા રાતા છે. તે ગોળા એમ જાણે છે કે અમે છતાં શત્રુ કેમ રહે? ઇહાં કવિ યુક્તિ કહે છે કે હું એમ માનું છું જે એ નાલગોળા અગ્નિ વરસતા નથી, પરંતુ સુભટોના પ્રાણ હરણ કરવાને વિકાસ્યા રણમાર્ગે જાણીએ યમ રાજાનાં નેત્રના ડોળાજ છે? એટલે જેમ યમ રાજાનાં નેત્રના ડોળા જેની ઉપર પડે તેના પ્રાણ લીએ, તેમ એ નાલગોળા પણ જેની ઉપર પડે તેના પ્રાણ લીએ ॥૧૦॥

**કેઇ છેદે શરે અરિ તણાં શિર સુભટ, આવતાં કેઇ અરિ-બાણ ઝાલે ॥ કેઇ અસિ છિન્ન કરિકુંભ મુગતાફલે, બ્રહ્મ-રથવિહગ મુખ ગ્રાસ ઘાલે ॥ ચંગ૦ ॥ ૧૧ ॥ મદ્યરસ સદ્ય અનવદ્ય કવિપદ્યભર, બંદિજન બિરુદથી અધિક રસિયા ॥ ખોજ અરિફોજની મોજ ધરી નવિ કરે, ચમક-ભર ધમક દઇ માંહિ ધસીયા ॥ ચંગ૦ ॥ ૧૨ ॥**

અર્થ—હવે તે સૈન્યમાં કેવા કેવા પ્રકારની કલાઓવાલા સુભટો છે? તે કહે છે. કેટલાએક સુભટ તો જેમ ખડ્ગના પ્રહારે કરી શિર છેદાય તેમ ( શરે કે૦ ) અર્ધચંદ્રાદિક બાણે કરીને ( અરિ તણાં શિર કે૦ ) શત્રુસુભટનાં મસ્તકને છેદે છે, એવી કલાવાલા છે. વળી કેટલાએક સુભટ તો યુદ્ધમાં ચારે તરફ નજર રાખતા ( અરિ કે૦ ) શત્રુનાં સામાં આવતાં બાણને વચમાંથીજ ઝાલી રાખે છે, તથા કેટલાએક પોતા ઉપર આવતાં બાણને વચમાંથીજ છેદી નાખે છે, પણ આગલ વધવા દેતા નથી, પોતાના અંગ ઉપર આવવા દેતા નથી, એવા લઘુલાઘવી કલાવાન્ સુભટો છે, તે જાણીએ યુદ્ધમાં રમતજ કરી રહ્યા હોય નહીં? હવે સુભટોનું ભુજબલ કહે છે. કેટલાએક સુભટ ( અસિ કે૦ ) તરવાર તેના એકજ ઘાએ કરી ( કરિકુંભ કે૦ ) હાથીના કુંભસ્થલને ( છિન્ન કે૦ ) છેદી નાખે છે, વિદારી નાખે છે. તિહાં ભદ્રક જાતિના હાથીના કુંભસ્થલ માંહે જે મોતીનો રાશિ હોય તે તેમાંથી વેરાઇ પડે છે, તે મોતીનો ગ્રહણ કરનાર ઇહાં કોણ હોય? તિહાં કવિ સંભાવના કરે છે કે ( બ્રહ્મરથવિહગ કે૦ ) બ્રહ્માના રથમાં હંસ પક્ષી જોડેલાં છે તેનાં મુખને વિષે ( ગ્રાસ ઘાલે કે૦ ) ચણ ચુગાવે છે, માટેજ સુભટો તે હાથીના કુંભસ્થલને જાણે છેદતા હોય નહીં? એમ લાગે છે. એવા અબીહ સુભટ જે છે તે બલે કરી એક ઘાએ હાથીના મસ્તકને વિદારી નાખે ॥ ૧૧ ॥ હવે સુભટોનો રણરસ વખાણે છે. ( સદ્ય કે૦ ) તત્કાળનો ઉપન્યો જે ( મદ્યરસ કે૦ ) મદિરાનો રસ એટલે તત્કાળની ઉપની મદિરામાં કેફ ઘણો હોય, તે પીતાં વેંતજ મન ઘૂર્ણિત થઇ જાય, વિકલ દશાને પામી જાય, માટે તત્કાળનો ઉપન્યો મદિરારસ અને ( અનવદ્ય કે૦ ) નિર્દૂષણ એવાં કવિપદ્ય એટલે ગણ પ્રમુખના જાણ, પિંગલ તથા અલંકારના પાઠી ભરત સદૃશ જે કવિઓ, તેનાં રચેલાં દગ્ધાક્ષરાદિ દોષ રહિત એવાં પદ્ય જે કવિત, સવૈયા, કુંડલિયા પ્રમુખ

તેનો ( ભર કે૦ ) સમૂહ, તેણે કરી બંદિજન જે ભાટ, ચારણાદિક, તે બિરુદાવલી વંશાવલી બોલી રહ્યા છે. તે સાંભલીને શત્રુની ફોજની ખોજ જે ચિંતા તે પોતે મોજ ધરતા ન કરે, એટલે એ કેટલા છે ! અમે કેટલા છીએ ! અથવા એ ઘણા છે ! એમ રસિક એવા સુભટજન અધિક અભિમાને ચડ્યા થકા ( અરિફોજની કે૦ ) શત્રુની ફોજની ( ખોજ કે૦ ) રખે અમને એ મારી નાખે, એવી ચિંતા રાખ્યા વિના તેની અવગણના કરીને ( મોજ ધરી કે૦ ) પોતાના દિલની આનંદ ખુશ બખતીએ કરી ( ચમકભર કે૦ ) રોષને ભર એટલે સમૂહે અકસ્માત્ એટલે આગલી સામી ફોજવાલાને ગવેષણા નથી જે એ થોડે પરિવારે આવીને અમારી સાથે બાધશે. તેવા અકસ્માતે ( ધમક દઇ કે૦ ) ધમક દઇને શીઘ્રપણે ધમકામાં ગુલાંટ માર્યાની પેઠે અથવા સિંહની પેરે પરાક્રમ ધરીને શત્રુની ફોજ માંહે ( ધસીયા કે૦ ) પેઠા એટલે માંહોમાંહે યુદ્ધ કરતા થયા, અર્થાત્ એકાએક સામાની ફોજ સેલભેલ કરી દીધી ॥ ૧૨ ॥

**વાલ વિકરાલ કરવાલ હત સુભટશિર, વેગ ઉછલિત**
**રવિ રાહુ માને ॥ ધૂલિ ધોરણી મિલિત ગગનગંગાકમલ,**
**કોટિ અંતરિત રથ રહત છાને ॥ ચંગ૦ ॥ ૧૩ ॥**

અર્થ—હવે એ મહાયુદ્ધ થાય છે, એટલે ગજે ગજ, ઘોડે ઘોડા, રથે રથ અને પાલે પાલા, એમ સરખે સરખાં માંહોમાંહે બેહુ સૈન્ય યુદ્ધ કરતાં કોઇક ખડ્ગ ધારણ કરનારો સુભટ તે સામા ખડ્ગધારી સુભટને કહેવા લાગ્યો કે હું તારા ઉપર આવ્યો છું, માટે ખબર રાખજે ! એમ કહી લઘુલાઘવી કલાએ દક્ષિણ કરમાં ગ્રહણ કરેલી ( કરવાલ કે૦ ) તરવાર, તેણે કરી શત્રુના સ્કંધ ઉપર પ્રહાર કર્યો, તેણે કરી ( હત કે૦ ) હણાયેલું જે સુભટનું મસ્તક તે કેવું છે ? તો કે ( વાલ વિકરાલ કે૦ ) વાળે કરી વિકરાલ એટલે બીહામણું દેખાય છે, અર્થાત્ તેના મસ્તકમાં મોટા કેશપાશ છૂટા થઇ ગયેલા છે એવું છે. તે જે વારે છેદાણું તે વારે તે સુભટ શૂરપણામાં હતો, તેથી તામસી પ્રકૃતિના પર્યાય તેના મસ્તકમાં રહી ગયા છે, તેને યોગે ( વેગ ઉછાલત કે૦ ) વેગે કરી ઉતાવલથી ઉંચું ઉછલવા લાગ્યું. તિહાં કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે સંગ્રામ આકરો થાય છે, તેમાં સુભટ વાહનાદિકના પાદપ્રહારથી રજનો સમૂહ ઉડે છે તે આકાશ સુધી પહોંચ્યો છે, તેણે કરી આકાશ છાઇ ગયું છે, માટે સૂર્ય ઢંકાઇ ગયેલો છે, તેથી દેખવામાં આવતો નથી, માટે એમ લાગે છે જે તે સુભટનું જે મસ્તક ઉછ્યું તે કેશના યોગે કરી શ્યામ દેખાય છે, તેથી ધડ વિનાનું એકલું મસ્તક દેખીને "રવિ રાહુ માને" ( રવિ કે૦ ) સૂર્યે તેણે તેને રાહુ કરી માન્યો, તેથી પોતાના શત્રુને અકસ્માત્ સામો આવતો દેખી સૂર્યે ભય પામીને જાણ્યું જે રાહુ મુજને ગ્રસવા આવ્યો છે, તેથી પોતાના રથ સહિત તિહાંથી નાસીને ધૂળની જે ધોરણી એટલે સમૂહ તેને મલવે કરી ગગનગંગા જે આકાશ-ગંગા તેનાં કમલો ધૂળે કરી ઢંકાઇ ગયાં છે, તે સ્થાનક દેખીને ( કોટિ અંતરિત રથ રહત છાને કે૦ ) તે ગગનગંગાનાં કમલના કોતરમાં આવી સૂર્યનો રથ છાનો રહી ગયો, અથવા ક્રોડાગમે કમલ ધૂળના યોગથી એકઠાં થયાં છે તે માંહે જાણીએ સૂર્યનો રથ છાનો રહ્યો છે. અર્થાત્ સંગ્રામને યોગે જે ધૂળ ઉડી છે તેને યોગે સૂર્ય આચ્છાદિત થયો છે તે દેખાતો નથી, માટે કવિએ ઉક્તિ કરી છે ॥ ૧૩ ॥

**કેઇ ભટ ભાર પરિ સીસ પરિહાર કરી, રણરસિક**
**અધિક જુઝે કબંધે ॥ પૂર્ણ સંકેત હિતહેત જય જય રવે,**
**નૃત્ય મનુ કરત સંગીતબદ્ધે ॥ ચંગ૦ ॥ ૧૪ ॥**

અર્થ—વળી સુભટની શ્રેણી માંહે જુઝતા થકા કેઇક સુભટનાં મસ્તકો છેદાઇ ગયાં છે, તે વારે તે સુભટોનાં એકલાં ધડજ માત્ર યુદ્ધ કરે છે, તેની ઉપર કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે (કેઇ ભટ કે૦) કોઇક સુભટે યુદ્ધ કરતાં કરતાં વિચાર્યું જે પોતાની પાસે ભાર હોય તો ખુલે મને યુદ્ધ ન થાય, એવું મનમાં ધારીને (ભાર પરિ સીસ પરિહાર કરી કે૦) પોતાના મસ્તકને ભારની પરે જાણીને તેને વેગળું મેલ્યું છે, કારણ કે હળવું થવાથી યુદ્ધ અવલ રીતે થાય, માટે મસ્તકનો પરિહાર કરી પછી (રણરસિક કે૦) રણને વિષે રસિક થયો થકો (કબંધે કે૦) મસ્તક વિનાના ધડે કરીને (અધિક જુઝે કે૦) ઘણો ઘણો જુઝે છે. હવે તે ધડ જે છે તે હાથમાં ખડ્ગ લઇ જુઝે છે, તેની ઉત્પ્રેક્ષા કરે છે તે એવી રીતે કે જાણીએ તે સુભટો યુદ્ધ કરવાને સાવધાન થયા હતા, તે વારે એવો કાંઇ સંકેત કર્યો હતો જે શત્રુને જીતવો, અથવા પોતાના જીવનો છેહ કરવો, અથવા લાખોગમે માણસોનો સંહાર કરવો. તે (પૂર્ણ સંકેત કે૦) સંકેત પૂર્ણ થયો જાણીને તેના (હિતહેત કે૦) હિતના કારણ થકી (જય જય રવે કે૦) જય જય શબ્દે કરી ધડ જુઝે છે. હવે ધડ જુઝે છે તિહાં કવિ કહે છે કે હું એમ માનું છું જે એ ધડ જુઝતું નથી, પરંતુ સંગ્રામ કરી પોતે જયપણું પામ્યું તેને અર્થે જય જય રવે કરી (નૃત્ય મનુ કરત સંગીતબદ્ધે કે૦) જાણીએ હર્ષભરે સંગીતબદ્ધ નાટકજ કરતું હોય નહીં? ॥ ૧૪ ॥

**ભૂરિ રણતૂર પૂરે ગયણ ગડગડે, રથ સબલ શૂર ચકચૂર ભાંજે ॥ વીર હક્કાય ગય હય પુલે ચિહું દિશે, જે હુવે શૂર તસ કોણ ગાંજે ॥ ચંગ૦ ॥ ૧૫ ॥**

અર્થ—હવે સુભટોનું શૂરપણું વખાણે છે. તિહાં સંગ્રામમાં (ભૂરિ કે૦) ઘણાં એવાં (રણતૂર કે૦) સંગ્રામનાં વાજિત્ર જે નગારાં, શરણાઇ, ઢોલ અને રણશિંગાં પ્રમુખ તેના શબ્દને (પૂરે કે૦) સમૂહે કરીને (ગયણ કે૦) આકાશ તે (ગડગડે કે૦) ગર્જારવ કરી રહ્યું છે. (સબલ શૂર કે૦) બલે કરી સહિત એવા શૂરવીર સુભટો તે સામા શત્રુના જે રથ તેને એક મુષ્ટિના પ્રહારે કરી (ચકચૂર ભાંજે કે૦) ભાંજીને ચકચૂર કરી નાખે છે. એવું બલ ફોરવતા તથા મનમાં સિંહથી પણ અધિક બલનું અભિમાન ધરતા થકા યુદ્ધ કરે છે. વળી (વીર હક્કાય કે૦) વીર હકાર્યા થકા એટલે વીર વીરને હકારતા થકા અર્થાત્ એક શૂરવીર છે તે બીજા શૂરવીરને સિંહનાદે કરી હકારે છે, પોતાના સમોવડીયાને મોટા શબ્દે કરી કહે છે કે મારી સામો આવ, એમ બોલાવે છે. એવો પ્રચંડ શબ્દ સાંભલીને (ગય હય પુલે ચિહું દિશે કે૦) ઘોડા અને હાથી ચારે દિશાએ ચીશ પાડતા થકા નાઠા જાય છે. હવે એવા બલિષ્ઠ યોદ્ધા સંગ્રામ કરે, પણ કોઇ પાછા પગ દેતા નથી. જે માટે શાસ્ત્રમાં કહ્યું છે કે (જે હુવે શૂર કે૦) જે શૂરવીર થઇ મરણ અંગીકાર કરીને સંગ્રામમાં પ્રવેશ કરે (તસ કોણ ગાંજે કે૦) તેને કોણ ગંજાવી શકે? એટલે જે મરણનો ભય રાખતો હોય તે તો ગંજાય, પરંતુ જેના ચિત્તની સ્થિરતા નિશ્ચલ છે તેની ઉપર ગમે તેટલી શત્રુનાં શસ્ત્રની શ્રેણી પડે તોપણ તેથી તે ગંજાઇને ભાગી જાય નહીં ॥ ૧૫ ॥

**તેહ ખિણમાં હુઇ રણમહી ઘોરતર, રુધિર કર્દમ ભરી અંતપુરી ॥ પ્રીતિ હુઇ પૂર્ણ વ્યંતર તણા દેવને, સુભટને હોંશ નવિ રહી અધૂરી ॥ ચંગ૦ ॥ ૧૬ ॥**

અર્થ—એમ સંગ્રામ કરતાં થકા ( તેહ કે૦ ) તે ( રણમહી કે૦ ) સંગ્રામ કરવાની ભૂમિકા ( ખિણમાં કે૦ ) ક્ષણવારમાં ( ઘોરતર કે૦ ) અત્યંત બીહામણી એટલે મહાભયંકર થઇ રહી. ત્યાં જે સુભટો તથા હાથી અને અશ્વ પ્રમુખ મરણ પામ્યા તેના ( રુધિર કર્દમ ભરી કે૦ ) રુધિરના કાદવે કરીને ભરાણી થકી સાક્ષાત્ જાણીએ ( અંતપુરી કે૦ ) યમ રાજાની પુરીજ હોય નહીં ? એવી થઇ, એટલે તે દિવસે અગણિત સુભટ પ્રમુખ યમને ઘેર પહોંચ્યા. લોકમાં એવી કહેવત છે કે યમને કોઇ દિવસે તૃપ્તિ થતી નથી, પણ જાણીએ છીએ જે તે દિવસે તો તે તૃપ્ત થયો હશે ! વળી યુદ્ધ જોવાના અભિલાષી જે વ્યંતર નિકાયના દેવતા, તે પણ અનેક સુભટો મરણ પામ્યા દેખીને પ્રેમે કરી સહિત પ્રીતિવંત થયા, એટલે હર્ષભર સંતુષ્ટ થયા, અને બેહુ દલવાલા સુભટોએ પણ પ્રથમ સંગ્રામની આદમાં જે વિચાર્યું હતું કે રાજાની ભૂમિ ખાઇએ છીએ તેને માટે મારામાં આવી યુદ્ધની કલા છે તે હું લડાઇમાં કરી દેખાડીશ, તે તે પ્રમાણે તે તે સુભટોએ તેવી તેવી કલાએ કરી યુદ્ધ કર્યું, તેથી તિહાં કોઇ પણ સુભટને લડાઇ કરવાની હોંશ અધૂરી રહી નહીં ॥ ૧૬ ॥

દેખી શ્રીપાલ ભટ ભાંજીયું સૈન્ય નિજ, ઉઠવે તવ અજિત-
સેન રાજા ॥ નામ મુજ રાખવો જોર ફરી દાખવો, હો
સુભટ વિમલ કુલ તેજ તાજા ॥ ચંગ૦ ॥ ૧૭ ॥

અર્થ—એમ માંહોમાંહે યુદ્ધ થતાં થકા પોતાના સૈન્યને શ્રીપાલના સુભટે ( ભાંજીયું કે૦ ) નસાડ્યું એવું દેખીને એટલે મહાબલિષ્ઠ પરાક્રમી એવા શ્રીપાલના સુભટે શસ્ત્રે કરી ઘણા હત પ્રહત કર્યા, તેથી કાયર થયેલા, નિર્બલ થયેલા, મરણથી બીક પામતા, પાછા પગ દેતા, નાસતા એવા પોતાના સુભટોને દેખીને અજિતસેન રાજા પોતે સ્વારી કરી યુદ્ધ કરવા સાવધાન થઇને તેમને ઉઠવે એટલે પાછા યુદ્ધ કરવા સાવધાન કરે, હિમ્મત આપે જે ભાગો માં, હવે હું આગેવાન થાઉં છું, તમે કશી વાતે ચિંતા કરો નહીં, હમણાં શત્રુના સૈન્યને દશે દિશાએ નસાડી દેશું. એવી રીતે ભાગતાં થકા તમારી અને અમારી આબરુ કેમ રહેશે ? માટે હે સુભટો ! ( નામ મુજ રાખવો કે૦ ) મારે નામ રાખવું છે, તેથી તમારું પણ નામ રહેશે જે ફલાણા સુભટ હતા તેણે પોતાના સ્વામીની આવી જીત કરી દેખાડી, તે માટે તમે તમારું ફરીથી જોર દેખાડો. ( વિમલ સુભટ કુલ કે૦ ) હે નિર્મલ કુલના ઉપન્યા સુભટો ! તમે ક્ષત્રીના ( તેજ તાજા કે૦ ) તેજે કરી તાજા ( હો કે૦ ) થાઓ, પાછા પગ મ ભરો, એમ સુભટોને કહી સન્નદ્ધબદ્ધ કરી ફરી લડવાને તૈયાર કર્યા ॥ ૧૭ ॥

તેહ ઇમ બુઝતો સૈન્ય સજી જુઝતો, વીંટીયો ઝત્તિ સય
સાત રાણે ॥ તે વદે નૃપતિ અભિમાન ત્યજી હજીય તું,
પ્રણમી શ્રીપાલ હિત એહ જાણે ॥ ચંગ૦ ॥ ૧૮ ॥
માનધન જાસ માને ન તે હિતવચન, તેહશું જુઝતો
નવિય થાકે ॥ બાંધીયો પાડી કરી તેહ સત સય ભટે,
હુઓ શ્રીપાલજશ પ્રગટ વાકે ॥ ચંગ૦ ॥ ૧૯ ॥

અર્થ—( તેહ કે૦ ) તે અજિતસેન રાજા પોતાના સુભટને ( ઇમ બુઝતો કે૦ ) એવી રીતે જણાવતો થકો સજ્જ થઇ શ્રીપાલના સૈન્ય સાથે જુઝતો થકો સૈન્યને વિલોડવા લાગ્યો, તે જોઇ સાતસેં રાણા લડવા આવ્યા. તેની સામે તેઓએ યુદ્ધ કરતા તેના સુભટોને દૂર કરી ( ઝત્તિ કે૦ ) ઝટિતિ તત્કાળ અજિતસેન રાજાને ચારે તરફ ઘેરો કરી વીંટી લીધો, અને પછી તે રાણા કહેવા લાગ્યા કે હે નૃપતિ ! હજી સુધી તારૂં કાંઇ ગયું નથી, માટે તું અભિમાન છાંડ, અહંકાર રાખવો યુક્ત નથી, પૂર્વે પણ અહંકારથી ઘણા રાજાઓનાં રાજ્ય ગયાં છે, માટે અમારૂં વચન માની આવીને શ્રીપાલ રાજાનાં ચરણકમલ પ્રત્યે પ્રણામ કર. ( એહ કે૦ ) એ શ્રીપાલ રાજા કેવો છે ? તો કે ( હિત જાણે કે૦ ) હિતનો જાણ છે, માટે પ્રણમીશ તો તારા ગુન્હા સર્વ બક્ષીસ કરશે ॥ ૧૮ ॥ એવાં વચન રાણાઓએ કહ્યાં, પણ અજિતસેનના ચિત્તમાં નરમાશ આવી નહીં, કેમકે ( જાસ કે૦ ) જેને ( માનધન કે૦ ) અહંકારરૂપ ધન છે તે પોતાના હિતનાં વચન માને નહીં તેમ અજિતસેન પણ તે રાણાઓનાં વચનની અવગણના કરતો અભિમાને પૂરિત થકો મનમાં વિશેષ ક્રોધ ધરતો ( તેહશું કે૦ ) તે સાતસેં રાણાઓની સાથે યુદ્ધ કરતો કોઇ રીતે થાકતો નથી. મનમાં વિચારે છે જે મારા સુભટો બલહીન થયા તો શું થયું ? પણ મારૂં બલ તો ક્યાંહિ ગયું નથી, એમ ધારી યુદ્ધ કરે છે. તે યુદ્ધ કરતાં તે રાણાઓએ હાથીની સૂંઢ ઝાલી દંતૂશલ ઉપર પગ દઇ અજિતસેનનો પગ ઝાલી હાથીના હોદ્દા ઉપરથી પાડી કરીને મુસકે ટાટ બાંધી લીધો. તે વારે શ્રીપાલ રાજાનો યશ ( પ્રગટ વાકે કે૦ ) પ્રગટ શબ્દ થયો. શ્રીપાલ રાજા જીત્યો. સૈન્યમાં શ્રીપાલની દુહાઇ ફરી જે હવે યુદ્ધ કરશો નહીં. તે વારે અજિતસેનની સેના પણ વિલખી થઇ ॥ ૧૯ ॥

પાય શ્રીપાલને આણીયો તેહ નૃપ, તેણે છોડાવીયો ઉચિત જાણી ॥ ભૂમિસુખ ભોગવો તાત મત ખેદ કરો, વદત શ્રીપાલ ઇમ મધુર વાણી ॥ ચંગ૦ ॥ ૨૦ ॥ ખંડ ચોથે હુઇ ઢાલ ચોથી ભલી, પૂર્ણ કડખા તણી એહ દેશી ॥ જેહ ગાવે સુજશ એમ નવ પદ તણો, તે લહે ઋદ્ધિ સવિ શુદ્ધ લેશી ॥ ચંગ૦ ॥ ૨૧ ॥

અર્થ—પછી તે બાંધેલા અજિતસેન રાજાને લઇને રાણાઓએ શ્રીપાલ રાજાના પગ આગલ આણી મૂક્યો, તિહાં તે વિલખો થયો થકો નીચી દૃષ્ટિ કરી રહ્યો. એવો તેને દેખીને શ્રીપાલ રાજાને તત્કાળ દયા આવી ને વળી વિચાર્યું જે આ મારો કાકો છે, તે મારી આગલ બાંધ્યો પડ્યો રહે તે ઉચિત કહેવાય નહીં, માટે એને છોડી મૂકવો ઉચિત છે એમ ચિંતવીને તેને તરતજ છોડાવ્યો, અને શ્રીપાલ કહેવા લાગ્યો કે હે તાતજી ! તમે તમારી પોતાની જે ભૂમિ છે તેને સુખે ભોગવો, અને લગાર માત્ર તમારા ચિત્તમાં ખેદ કરશો માં. એવી રીતે શ્રીપાલ રાજાએ અજિતસેન રાજાને મધુર એટલે મીઠી વાણીએ કહ્યું ॥ ૨૦ ॥ એ ચોથા ખંડને વિષે ભલી એવી ચોથી ઢાલ પૂરી થઇ, એ સંપૂર્ણ કડખાની દેશી છે. જે પ્રાણી એ નવ પદનો રૂડો યશ ગાય, અથવા શ્રીયશોવિજય ગણિ કહે છે કે એ નવ પદને જે રૂડી રીતે ગાય તે પ્રાણી ( શુદ્ધ લેશી કે૦ ) વિશુદ્ધ નિર્મલ લેશ્યાનો ધણી થઇને સર્વ ઋદ્ધિ પામે ॥૨૧॥

॥ દોહા ॥

અજિતસેન ચિંતે કસ્યું, અવિમાસ્યું મેં કાજ ॥ વચન ન માન્યું દૂતનું, તો ન રહી નિજ લાજ ॥ ૧ ॥ આપ શક્તિ જાણે નહીં, કરે સબલશું જુઝ ॥ સુહિતવચન માને નહીં, આપે પડે અબુઝ ॥ ૨ ॥ કિહાં વૃદ્ધપણે હું સદા, પરદ્રોહ કરવા પાવ ॥ કિહાં બાલપણુ એ સદા, પરઉપકાર સ્વ-ભાવ ॥ ૩ ॥ ગોત્રદ્રોહ કીરતિ નહીં, રાજદ્રોહ નવિ નીતિ ॥ બાલદ્રોહ સદ્ગતિ નહીં, એ ત્રણે મુજ ભીતિ ॥ ૪ ॥

અર્થ—હવે અજિતસેન રાજા ચિંતવે છે કે મેં અવિમાસ્યું એટલે અણવિચાર્યું કારજ કર્યું. પ્રથમથીજ દૂતનું વચન માન્યું નહીં તો મારી લાજ રહી નહીં ॥ ૧ ॥ જે પ્રાણી પોતાની શક્તિ જાણતો નથી અને બલવંત સાથે યુદ્ધ માંડે છે, અને સુહિતવચન તે રૂડું હિતનું વચન અથવા ભલા હિતચિંતક વડેરા પુરુષોનું વચન માને નહીં તે અબુઝ પ્રાણી પોતે પાછો પડે ॥ ૨ ॥ જુઓ કે ક્યાં તો હું વૃદ્ધપણે સદા સર્વદા પરદ્રોહરૂપ પાપનો કર-નારો! અને ક્યાં એ શ્રીપાલ કે જે બાલપણાથીજ સદા સર્વદા પરઉપકારનો સ્વભાવ રાખે છે! માટે મારા વૃદ્ધપણાને ધિક્કાર છે અને ધન્ય છે એ શ્રીપાલના બાલપણાને! કે જે હજી લગણ પણ મને કહે છે કે હે પિતાજી! ભૂમિસુખ ભોગવો અને ખેદ મ કરો ॥ ૩ ॥ વળી શાસ્ત્રમાં કહ્યું છે કે જે ગોત્રદ્રોહ કરે તેની કીર્ત્તિ ન હોય અને જે રાજદ્રોહ કરે તેણે ન્યાય ઉલ્લંઘ્યો, માટે એ નીતિ નહીં, તથા બાલદ્રોહ કરવાથી સદ્ગતિ પામે નહીં, માઠી ગતિએ જાય, એ ત્રણે અકાર્ય મેં કર્યાં છે, તેની મુજને ( ભીતિ કે૦ ) બીક છે ॥ ૪ ॥

કો ન કરે તે મેં કર્યું, પાતક નિઠુર નિજાણ ॥ નહીં બીજું બહુ પાપને, નરક વિના મુજ ઠાણ ॥ ૫ ॥ એવા પણ બહુ પાપને, ઉદ્ધરવા દીએ હત્થ ॥ પ્રવ્રજ્જા જિન-રાજની, છે ઇક શુદ્ધ સમત્થ ॥ ૬ ॥ તે દુઃખવલ્લીવનદહન, તે શિવસુખતરુકંદ ॥ તે કુલઘર ગુણગણ તણું, તે ટાલે સવિ દંદ ॥ ૭ ॥ તે આકર્ષણ સિદ્ધિનું, ભવનિઃકર્ષણ તેહ ॥ તે કષાયગિરિભેદપવિ, નોકષાય દવમેહ ॥ ૮ ॥

અર્થ—જે કોઇ પણ ભલો માણસ ન કરે તેવું નિઠુર એટલે હીણું પાપ મેં અજાણ મૂર્ખ છતે કઠોર પરિણામે દુર્ધ્યાને કરી કર્યું, તે માટે એવાં બહુ પાપનો કરનારો જે હું, તેને નરકની ગતિ વિના બીજું ક્યાંહિ રહેવાનું ઠેકાણું નથી ॥ ૫ ॥ એવા મારા સરખા ઘણાં પાપ કરનારને પણ ઉદ્ધરવાને હાથ દીએ છે એવી પણ એક શ્રીજિનરાજની ઉપદેશેલી શુદ્ધ

નિર્મલ પ્રવ્રજ્જા એટલે ચારિત્ર, તેજ એક સમર્થ છે કે જેથી નરકે જવાનું બંધ થાય છે ॥ ૬ ॥ તે ચારિત્ર કેવું છે? તો કે દુ:ખરૂપ વલ્લીના વનને નાશ કરવા માટે ( દહન કે૦ ) અગ્નિ સમાન છે, વળી તે ચારિત્ર ( શિવ કે૦ ) નિરુપદ્રવ સ્થાનક જે મોક્ષ, તેના સુખરૂપ વૃક્ષના ( કંદ કે૦ ) મૂલ સમાન છે, વળી તે ચારિત્ર ગુણના ગણ જે સમૂહ, તેને રહેવાનું કુલઘર છે, વળી તે ચારિત્ર સર્વ જગત્ત્રયનાં દ્વંદ્વ એટલે આપદાનું ટાલણહાર છે ॥ ૭ ॥ વળી તે ચારિત્ર સિદ્ધનું આકર્ષણ છે એટલે સિદ્ધપદને ખેંચે છે, કારણ કે ચારિત્રીયો સાતમે આઠમે ગુણઠાણે રહ્યો થકો વિશુદ્ધ, વિશુદ્ધતર, વિશુદ્ધતમ એવા આત્માના અધ્યવસાયને યોગે બંધ, ઉદય, ઉદીરણા અને સત્તાની કર્મપ્રકૃતિ છેદીને નવમે ગુણઠાણે ક્ષપકશ્રેણી માંડી ઘનઘાતી ચાર કર્મ ક્ષય કરી તેરમે ગુણઠાણે કેવલજ્ઞાન પામી સિદ્ધિ વરે, તેમાં કોઇ ચારિત્રીયો અંતર્મુહૂર્ત્તમાં મોક્ષે જાય, કોઇ આયુ:કર્મની યાવત્પ્રમાણ પૂર્ત્તિ કરી મોક્ષે જાય, માટે ચારિત્ર તે સિદ્ધનું આકર્ષણ છે, વળી તેજ ચારિત્ર ભવ જે સંસાર તેને નિ:કર્ષણ એટલે દૂર કરનાર છે, વળી તે ચારિત્ર ક્રોધ, માન, માયા અને લોભરૂપ કષાયના જે ( ગિરિ કે૦ ) પર્વત છે, તેનું ભેદન કરવાને ( પવિ કે૦ ) વજ્ર સમાન છે, તેમજ વળી તે ચારિત્ર હાસ્યાદિક નવ નોકષાયરૂપ ( દવ કે૦ ) દાવાનલ, તેને ઉપશમાવવાને ( મેહ કે૦ ) મેઘ સમાન છે ॥ ૮ ॥

**પ્રવ્રજ્જા ગુણ ઇમ ગ્રહે, દેખે ભવજલદોષ ॥ મોહમહા-**
**મદ મિટ ગયો, હુઓ ભાવનો પોષ ॥ ૯ ॥ ભેદાણી**
**બહુ પાપથિતિ, કર્મેં વિવરજ દીધ ॥ પૂરવ ભવ તસ**
**સાંભર્યો, રંગે ચારિત્ર લીધ ॥ ૧૦ ॥**

અર્થ—એમ તે અજિતસેન રાજા પ્રવ્રજ્યાના ગુણ ગ્રહણ કરે છે, એટલે ચારિત્ર એ પ્રકારના ગુણનું કર્ત્તા છે, તે વિચાર કરતાં કરતાં જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ગુણ ગ્રહણ કરતો કેવલ ભવજલ જે સંસારસમુદ્ર, તેના જે દોષ તેને દેખે છે, કારણ કે જેમાં ગુણ હોય તો તેના ગુણનીજ ગવેષણા થાય છે, પણ તેની દૃષ્ટિએ અવગુણ જોવામાં આવે નહીં, તેમ ચારિત્રમાં ગુણજ છે, માટે ગુણ દીઠા, તેના ગુણ ગ્રહણ કર્યા, તેથી વિચાર્યું જે આત્મા જ્યાં લગણ ચારિત્ર સહિત થયો નથી ત્યાં લગણ સંસારવિટંબના છે, એ આત્માનો દોષ છે, તેનેજ દેખે છે, અને ચિંતવન કરે છે જે આત્માને અનાદિ મોહ છે, તે સંસારમાં ભમાડે છે, જ્યાં-સુધી સમકિતમોહની, મિશ્રમોહની અને મિથ્યાત્વમોહની તથા અનંતાનુબંધી કષાયની ચોકડી, એ સાત પ્રકૃતિનો ક્ષયોપશમ નથી થયો ત્યાંસુધી તે આત્મા મિથ્યાત્વ ગુણઠાણે છે. એવી રીતે એ અજિતસેનને ચારિત્ર ગુણ ગ્રહવે કરી સાત પ્રકૃતિનો ઉપશમ થાતે ક્ષાયિક પરિણામ વર્ત્તવાના ભાવ થકી મોહરૂપ મહામદ જે હતો તે મટી ગયો. તે વારે ઉપશમ સમકિતાદિક ઉત્તમ ભાવનો પોષ થયો, એટલે ઉપશમ સમકિતે ઔપશમિક ભાવ થાય, અને ક્ષયોપશમ સમકિતે ક્ષાયોપશમિક ભાવ થાય, તથા ક્ષાયિક સમકિતે ક્ષાયિક ભાવ થાય. એ ત્રણ સમકિત માંહેલું જે સમકિત ઉપજે તે ભાવનો પોષ થાય. તે ઇહાં અજિત-સેન રાજાને અંતર્ગત ભાવનો પોષ થયો, તેથી વૈરાગ્યવંત થયો ॥ ૯ ॥ એમ અજિતસેનને સંસારને અનિત્ય ભાવે ચિંતવન કરતાં ઘણી પાપની સ્થિતિઓ ભેદાણી તે વારે કર્મે ( વિવર કે૦ ) માર્ગ દીધો, એટલે આકરાં કર્મ હતાં તે શિથિલ થયાં, અનાદિ મિથ્યાત્વ મટ્યું, તે વારે આત્માના અધ્યવસાય જે પૂર્વે કયારે એવા ન થયા હતા તે થયા, તેથી સમકિતની રોધક અશુભ કર્મપ્રકૃતિ બંધથી ટલી, ચોથું અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણું પામ્યા. તે સમ-

કિત પામતે જાતિસ્મરણજ્ઞાન ઉપન્યું, તેને યેગે પોતાનો પાછલો ભવ દીઠો, તે પાછલો ભવ દેખતાંજ વળી ભવભય વિશેષ ઉપન્યો, તે વારે વળી આત્માના વિશુદ્ધ અધ્યવસાયને બલવત્તરપણે અપ્રત્યાખ્યાની કષાયની ચોકડી અને પ્રત્યાખ્યાની કષાયની ચોકડીનો બંધ ગયે થકે છઠ્ઠું ગુણઠાણું આવ્યું, તે વારે અજિતસેન રાજાએ ( રંગે કે૦ ) હર્ષે કરી ચારિત્ર લીધું અને છઠ્ઠા સાતમા ગુણઠાણાના અધિકારી થયા ॥ ૧૦ ॥

॥ ઢાલ પાંચમી ॥

॥ થારે માથે પચરંગી પાગ, સોનારો છોગલો ॥ મારુજી ॥ એ દેશી ॥

હુઓ ચારિત્ર જુત્તો સમિતિ ને ગુત્તો ॥ વિશ્વનો તારુજી
શ્રીપાલ તે દેખી સુગુણ ગવેષી મોહીયો ॥ વારુજી ॥
પ્રણમે પરિવારે ભક્તિ ઉદ્દારે ॥ વિશ્વનો૦ ॥ કહે તુજ
ગુણ થુણીએ પાતક હણીએ આપણાં ॥ વારુજી ॥ ૧ ॥

અર્થ—હવે પાંચ સમિતિએ સમિતા અને ત્રણ ગુપ્તિએ ગુપ્તા એવં આઠ પ્રવચન માતા, તેણે કરી ( જુત્તો કે૦ ) યુક્ત ચારિત્ર થયું. ( વિશ્વ કે૦ ) જગત્ત્રયને તારવા સમર્થ એવા સર્વ સાવદ્ય યોગ વ્યાપારથી વિમુક્ત થયેલા અજિતસેન રાજર્ષિને દેખીને ભલા ગુણોની ગવેષણાનો કરનારો એવો શ્રીપાલ રાજા તેમની ઉપર મોહ્યો થકો પોતાના પરિવાર સહિત પાંચ અભિગમ સાચવીને તે મુનિના ચરણરજે ભાલસ્થલ લગાડીને ( પ્રણમે કે૦ ) પ્રણામ કરે, ઉદ્દાર ભક્તિએ કરીને સ્તવના કરે છે, ને કહે છે કે હે પ્રભુ! તમારા સાધુપણાના ગુણને ( થુણીએ કે૦ ) સ્તવીને પાતક હણીએ એટલે અમારાં ભવોભવનાં સંચેલાં જે પાપ, તેને હણીએ એટલે દૂર કરીએ ॥ ૧ ॥

ઉપશમઅસિધારે ક્રોધને મારે ॥ વિ૦ ॥ તું મદ્દવવજજે
મદગિરિ ભજજે મોટકા ॥ વા૦ ॥ માયાવિષવેલી મૂલ
ઉખેડી ॥ વિ૦ ॥ તેં અજ્જવકીલે સહજ સલીલે સામટી
॥વા૦॥ ૨ ॥ મૂર્ચ્છાજલ ભરીયો ગહન ગુહરિયો ॥ વિ૦॥
તેં તરીયો દરિયો મુત્તિતરીશું લોભનો ॥ વા૦ ॥ એ
ચાર કષાયા ભવતરુપાયા ॥ વિ૦ ॥ બહુ ભેદે ખેદે સહિત
નિકંદી તું જયો ॥ વા૦ ॥ ૩ ॥

અર્થ—હવે શ્રીપાલ સ્તવના કરે છે કે હે મુનીશ્વર! રાગ દ્વેષ એ બેને એકપણે આણવા તેને ઉપશમ ગુણ કહીએ, તે ઉપશમરૂપ ( અસિધારે કે૦ ) તરવારની ધારાએ કરીને ક્રોધરૂપ શત્રુને તમે માર્યો, માટે તમે ક્રોધ રહિત થયા છો, તેથી શમતામય છો. વળી માનત્યાગેન માર્દવમ્ એટલે માનને જાવે કરીને માર્દવ ગુણ ઉપજે છે, તે માર્દવ જે કોમલતા તદ્રૂપ વજ્ર એટલે સર્વ શસ્ત્રોમાં ઉત્તમ એવું ઇંદ્રનું આયુધ તે અત્યંત આકરૂં છે, તેણે કરીને

( મદગિરિ ભજેજે મોટકા કે૦ ) મોટા એવા જે મદરૂપ પર્વત, તેનાં જે આઠ શિખર છે તે જ્યાંસુધી આડાં આવે ત્યાંસુધી સ્તબ્ધપણે કોઇ પણ વિનય વિવેક ન આવે, તેને તમે ભજેજે એટલે ભાંજી નાખ્યા, માટે તમે અહંકાર રહિત થયા છો. વળી ( માયાવિષવેલી કે૦ ) માયા જે કપટ તેહીજ વિષવેલી. તે કેવી છે? તો કે સાધુપણામાં તપ પ્રમુખને પણ સ્ત્રીવેદની દેવાવાલી છે એવી દુઃખદાયી જાણીને તેને તમે (અજ્જવકીલે કે૦) માયાના ત્યાગથી આર્જવ જે સરલતા તદ્રૂપ ખીલાએ કરીને (સહજ સલીલે કે૦) સહજે મહેતન વિના લીલાએ કરી સહિત ( સામટી કે૦ ) એકઠી કરીને જડ મૂલથી ઉખેડીને નાખી દીધી એવા છો ॥૨॥ વળી પરિગ્રહની ઉપર વાંછા જે ઇચ્છા તેને મૂર્ચ્છા કહીએ તે મૂર્ચ્છારૂપ જલે કરીને ભર્યો, અને (ગહન કે૦) ઉંડો ( ગુહરિયો કે૦ ) જેનો પાર પામીએ નહીં એટલે કષાયવંત સામાન્ય પુરૂષ જેનો પાર પામી શકે નહીં, તે અભવ્યને અનાદિ અનંત છે, અને ભવ્યને અનાદિ સાંત છે એવો ( લોભનો કે૦ ) લોભ કષાયનો ( દરિયો કે૦ ) સમુદ્ર, તે મૂર્ચ્છારૂપ પાણીએ ભરેલો છે, તેને ( તેં કે૦ ) તમે ( મુત્તિતરીશું કે૦ ) મુક્તિ જે નિર્લોભતારૂપ ગુણ તદ્રૂપ તરી એટલે વહાણ કહીએ, તેણે કરીને ( તરીયો કે૦ ) તર્યો, એટલે તરીને પાર પામ્યા, એતાવતા તમે નિર્લોભી થયા છો. એ ઉક્ત ક્રોધ, માન, માયા અને લોભ મલી ચાર કષાય જે છે તે કેવા છે? તો કે ચાર ગતિને વિષે જે સંસરવું તેને સંસાર કહીએ. તેજ ( કષ કે૦ ) સંસાર તેનો છે ( આય કે૦ ) લાભ જેને વિષે તેને કષાય કહીએ, માટે એ ચાર કષાય તે ( ભવ કે૦ ) સંસાર તદ્રૂપ ( તરુ કે૦ ) વૃક્ષ એટલે સંસારરૂપ વૃક્ષ તેના પાયા છે, કેમકે જ્યાંસુધી એ કષાય છે ત્યાંસુધી એ સંસાર છે, ભવતરુના પાયા છે, તે ચાર કષાયના અનંતાનુબંધી આદિક ઘણા ભેદો છે, અને ઘણા ખેદના દેનારા છે, તે ખેદાદિક દોષ સહિત ચારે કષાયને ( નિકંદી કે૦ ) નિકંદન કરી નાખ્યા, માટે ( તું જયો કે૦ ) તમે જયવંતા વર્ત્તો. અર્થાત્ કષાયને કંદ જે મૂલ તે સહિત કાઢવાને તમે સમર્થ થયા છો ॥ ૩ ॥

**કંદર્પે દર્પે સવિ સુર જીત્યા ॥ વિ૦ ॥ તે તેં ઇક ધક્કે વિક્રમ પક્કે મોડીયો ॥ વા૦ ॥ હરિનાદે ભાજે ગજ નવિ ગાજે ॥ વિ૦ ॥ અષ્ટાપદ આગલ તે પણ છાગલ સારિખો ॥ વા૦ ॥ ૪ ॥**

અર્થ—વળી હે સ્વામિન્! તમે કેવા છો? તો કે સર્વ જગતમાં સુર અસુરાદિકમાં પણ કંદર્પ મહાબલવાન્ છે. જે કંદર્પે પોતાના બલને ( દર્પે કે૦ ) અહંકાર જે ઉન્માદ તેણે કરીને ઇંદ્ર, ચંદ્ર, નાગેંદ્ર, હરિ, હર, બ્રહ્માદિક ( સવિ સુર જીત્યા કે૦ ) સર્વે દેવતાને જીત્યા છે, પરંતુ દેવતા માંહે કોઇએ કંદર્પને જીત્યો નથી, અર્થાત્ સર્વ સ્વાનુકૂલ ચેષ્ટાવંત કીધા એવો સર્વોત્તમ બલિષ્ઠ જે કંદર્પ તેને તમે તમારા ( વિક્રમ પક્કે કે૦ ) પંડિતવીર્યોલ્લાસરૂપ પરિપક્વ બલ પરાક્રમ સ્વરૂપાભિરમણરૂપ ધ્યાનના એક ધક્કાએ મરડી નાખ્યો, હેલામાં મોડી નાખ્યો, અર્થાત્ અધ્યાત્મમાર્ગીને કામ જીતવો દુર્લભ નથી. અથવા તમારા પરાક્રમને પરિપાકપણે એટલે ચોથા વ્રતના નવકોટિ પચ્ચખ્ખાણને કરવે કરીને ( તેં ઇક ધક્કે કે૦ ) તમે એક ધક્કામાંજ એટલે ઘણા કાળ અભ્યાસ કરવો ન પડ્યો, માત્ર એક ધક્કામાંજ તે કંદર્પને મોડી નાખ્યો, દૂર કરી નાખ્યો. હવે એ ઉક્ત અર્થ દૃષ્ટાંતે કરીને દૃઢ કરે છે. સર્વ તિર્યંચો માંહે સિંહ બલિષ્ઠ છે, કેમકે જો પણ મદ સહિત ગર્જારવ કરતા એવા સહસ્રગમે હાથીઓની ઘટા મળેલી હોય તોપણ એક ( હરિનાદે કે૦ ) સિંહને નાદે એટલે શબ્દ કરવે કરીને તે ગજની શ્રેણી ગાજે

નહીં એટલે ગર્જારવ કરી શકે નહીં. સિંહનો શબ્દ સાંભલી સર્વે ગજો દશ દિશાને વિષે ભાગી જાય, પણ કોઈ ઉભો રહે નહીં. એવો બલિષ્ઠ સિંહ છે તે પણ અષ્ટાપદ નામે જનાવરની આગલ ( છાગલ કે૦ ) બોકડા જેવો થઇ જાય અર્થાત્ સર્વ જનાવરોમાં છાગ નિર્બલ કહેવાય છે તેની સરખો થઇ જાય, તેમ હે મુનીશ્વર! તે કંદર્પે સર્વને જીત્યા, પણ કંદર્પને જીતનાર તે તમેજ એકલા થયા, માટે તમે નિર્વિષયી થયા છો ॥ ૪ ॥

**રતિ અરતિ નિવારી ભય પણ ભારી ॥ વિ૦ ॥ તેં મન નવિ ધરીયા તેહજ ડરીયા તુજથી ॥ વા૦ ॥ તેં તજીય દુગંછા શી તુજ વંછા ॥ વિ૦ ॥ તેં પુગ્ગલ અપ્પા બિહું પખ્ખે થપ્પા લક્ષણે ॥ વા૦ ॥ ૫ ॥**

અર્થ—હવે રતિ આદિક નોકષાય જે છે એ પણ કષાયનાજ વધારનારા છે, તે માટે હે સ્વામિન્! રતિ જે કોઇ માન પૂજાદિ સત્કાર કરે તે વારે શાતા વેદવી પડે તે રતિ, અને અરતિ તે અપમાન, તિરસ્કાર, ઉપસર્ગાદિક ઉપજે તે વારે અશાતા વેદવી પડે, એ બે શાતા અશાતારૂપ જે રતિ અને અરતિ છે તેને તમે નિવારી, અને વળી ઇહલોક ભય, પરલોક ભય ઇત્યાદિક સાત જે ભારે ભય છે તે પણ હે મુનીશ્વર! તમે મનને વિષે ધર્યાજ નહીં, એટલે એ સાત ભયને તો તમે ગણતીમાં ગણ્યાજ નહીં, પરંતુ તમારામાંથી ક્રોધાદિક ગયે થકે એમને તમારી પાસે રહેવું દુષ્કર થઇ પડ્યું, તેથી તેજ સર્વ ભય ઉલટા તમારાથી ( ડરીયા કે૦ ) બીતા થકા પોતાની મેલેજ દૂર ખસી ગયા, માટે તમે મોટા ઋષીશ્વર છો. વળી હે સ્વામિન્! જ્યાંસુધી ચિત્તમાં શુભ અશુભ રાગ દ્વેષનાં જોર ક્ષીણ થયાં નથી ત્યાંસુધી દુગંછા છે, પરંતુ તે તમારામાં નથી, માટે તે દુગંછા પણ તમે તજી, તો હવે શી તુજ વંછા એટલે કાંઇ પણ વાંછા તમારે રહી નથી. વળી તમે ( પુગ્ગલ કે૦ ) પુદ્ગલ અને ( અપ્પા કે૦ ) આત્મા, એટલે પૂરણ ગલન સ્વભાવ છે જેનો તેને પુદ્ગલ કહીએ, તે પુદ્ગલ અનિત્ય અત એવ વિનાશી છે, અને આત્મા તે નિશ્ચે અવિનશ્વર નિત્ય છે, તે બેહુને પોતપોતાના લક્ષણને ઓલખવે કરી જૂદા જૂદા પક્ષે કરી બેહુ પોતપોતામાં ભિન્ન છે એમ કરી સ્થાપ્યા છે ॥૫॥

**પરિસહની ફોજે તું નિજ મોજે ॥ વિ૦ ॥ નવિ ભાગો લાગો રણ જિમ નાગો એકલો ॥ વા૦ ॥ ઉપસર્ગને વર્ગે તું અપવર્ગે ॥ વિ૦ ॥ ચાલંતાં નડીયો તું નવિ પડીયો પાશમાં ॥ વા૦ ॥ ૬ ॥**

અર્થ—વળી હે સ્વામિન્! ક્ષુધા, પિપાસા આદિ દઇને બાવીશ પરિસહની ફોજ તે આવે થકે તેમાંથી તમે પોતાની મોજે સંયમમાર્ગે ચાલ્યા ગયા, પરંતુ પરિસહના સમૂહથી બીક પામીને ( નવિ ભાગો કે૦ ) તમે પાછા ભાગ્યા નહીં, લગારમાત્ર પણ તેનો ભય ગણ્યો નહીં. ઉલટા સામા સંયમમાર્ગમાં લાગી રહ્યા. તે કયા દૃષ્ટાંતે? તો કે ( રણ જિમ નાગો એકલો કે૦ ) નાગો જે હાથી તે જેમ રણસંગ્રામમાં એકલોજ લાગ્યો રહે, શસ્ત્રના ઘણા પ્રહાર પોતાની ઉપર પડે તોપણ રણમાંથી પાછો ઓસરે નહીં, તેમ તમે પણ પાછા ભાગતા નથી, માટે એ આશ્ચર્ય જાણવું. વળી ઉપસર્ગો બે પ્રકારના છે. તેમાં જે સીના

હાવભાવ, વિભ્રમવિલાસાદિક વિષયપ્રાર્થના પ્રમુખ કરવે કરીને થાય તે અનુલોમ ઉપસર્ગ કહીએ, અને અનેક પ્રકારનાં તાડન, તર્જનાદિક કરવે કરીને જે થાય તે પ્રતિલોમ ઉપસર્ગ કહીએ. એવા જે ઉપસર્ગનો વર્ગ એટલે સમૂહ, તે હે મુનિ! અપવર્ગ જે મોક્ષ તેના માર્ગ ભણી ચાલતાં થકા તમને નડ્યો, પરંતુ તમે તે ઉપસર્ગના પાશમાં પડ્યા નહીં એવી તમારી સમર્થાઇ છે, માટે ધન્ય છે તમને! હે સ્વામિન્! તમે મોક્ષસુખના અભિલાષી છો, અને તમે સંસારને દુઃખમય જાણ્યો છે ॥ ૬ ॥

દોય ચોર ઉઠંતા વિષમ વ્રજંતા ॥ વિ૦ ॥ ધીરજપવિ-
દંડે તેજ પ્રચંડે તાડીયા ॥ વા૦ ॥ નઇધારણુ તરતાં પાર
ઉતરતાં ॥ વિ૦ ॥ નવિ મારગ લેખા વિગત વિશેષા
દેખીએ ॥ વા૦ ॥ ૭ ॥

અર્થ—વળી હે મુનિ! તમને મોક્ષમાર્ગે જવા ભણી આત્માના અધ્યવસાય શુભ પ્રવર્ત્તતાં એ માર્ગે ચાલતાં રાગ અને દ્વેષ એ બે ચોર ઉઠ્યા. એ બે કેવા છે? તો કે ચાર કષાયનાં મૂલ છે, કારણ કે ક્રોધ અને માન એ બે દ્વેષનાં છે, તથા માયા અને લોભ એ બે રાગનાં છે, તે રાગ દ્વેષરૂપ બે ચોર ઉઠતાં તેમણે વિષમ એટલે પરમ આકરે ભવપર્યટનરૂપ માર્ગે ( વ્રજંતા કે૦ ) લઇ જવાનું મન કરવા માંડ્યું. તેમણે વિચાર્યું જે એ જીવ સંસાર મધ્યે આપણા ટોળા માંહેથી જતો રહે છે, માટે તેને લેવા તે ચોર ઉઠ્યા, પરંતુ તમારી કોઇ આત્મપરિણામની નિર્મલ ધારારૂપ ધીરજ જે ધૈર્ય, તદ્રૂપ ( પવિદંડે કે૦ ) વજ્રનો જે દંડ તેણે કરી ( તેજ પ્રચંડે કે૦ ) પ્રચંડ તેજપણે એટલે આકરાશપણે ( તાડીયા કે૦ ) તાડના કરી હણ્યા, તે બેહુ તમારાથી દૂર રહ્યા. તે એવા કે ફરી પાછા સંસાર માંહે તમને ઢુકડા પણ આવે નહીં એવી શીખામણ તેને મલી. વળી ( નઇધારણુ કે૦ ) નદીનો ધરનાર જે સમુદ્ર છે તે ઇહાં અપારાવાર જે સંસારસમુદ્ર, તેને પોતાને ભુજબલે, પોતાને પરાક્રમે, કોઇની સહાય લીધા વિના તરતાં એટલે તરીને તેનો પાર જે કાંઠો તેને ઉતરતાં થકા ( નવિ મારગ લેખા કે૦ ) કાંઇ માર્ગનું લેખું નથી, એટલે સંસારસમુદ્ર તરીને કાંઠે જવાય તેના ઘણા માર્ગો છે, અર્થાત્ જેટલા જીવના ભેદ છે તેટલા માર્ગ પણ અનુમાને જાણવા, માટે ( વિગત કે૦ ) ગયું છે વિશેષપણું જેથી એમ કહ્યાથી આટલાજ માર્ગ થયા એવી ખબર ન પડે, જે આ માર્ગ અમુક ગતિનો અમુક જીવવિશેષનો એમ સ્પષ્ટ માલમ પડે નહીં, એવા ગણતી વિનાના સંસારસમુદ્રના માર્ગ છે ॥ ૭ ॥

તિહાં જોગનાલિકા સમતા નામે ॥ વિ૦ ॥ તેં જોવા
માંડી ઉતપથ છાંડી ઉદ્યમે ॥ વા૦ ॥ તિહાં દીઠી દૂરે
આનંદપૂરે ॥ વિ૦ ॥ ઉદાસીનતા શેરી નહીં ભવફેરી
વક્ર છે ॥ વા૦ ॥ ૮ ॥

અર્થ—તિહાં હે સ્વામિન્! તમે અધ્યવસાયની સ્થિરતાએ કરીને વિચાર્યું જે મારે તો મુક્તિપુરી સાથે પ્રયોજન છે, તે વારે મનની જિહાં ચંચલતા છે તિહાં તો ભવાભિનંદીપણું છે, માટે તમે મનની ચંચલતાનો સ્થિર ભાવ કરી મન, વચન, કાયા એ ત્રણેનું જે ભિન્નપણું છે

તે ત્રણેની એકાગ્રતા કરી, તે વારે સમતા એટલે સમપણે અધ્યવસાય કર્યા. એવા ત્રણ યોગરૂપ સમતા નામે યોગની જે પ્રનાલિકા તેને તમે તિહાં જોવા માંડી અને બીજા ઘણા માર્ગ દેખીને તે સર્વને ઉન્માર્ગ કરી જાણ્યા, એટલે તમે જોયું જે બીજે માર્ગે સિદ્ધપણું નથી. સમતા નામે યોગની નાલિકા જો જડે તો તેજ કામની છે, તે વારે ઉતપથ જે ઉન્માર્ગ તેને છાંડી ઉદ્યમે કરી તે સમતા યોગનાલિકાનેજ નિશ્ચલપણે જોવા માંડી. તે સમતા નાલિકા જોતાં જોતાં તિહાં ( દૂરે કે૦ ) વેગલેથી સમતારૂપ જે યોગનાલિકા તેને ( આનંદપૂરે કે૦ ) આનંદના પૂરે હે મુનીશ્વર! તમે દીઠી. અથવા યોગનાલિકા દીઠી તે વારે આનંદનો પૂર થયો. હવે તે યોગનાલિકા સુધી કેમ પહોંચવું? તે માટે તેનો સરલ માર્ગ જોવા લાગ્યા. તે માર્ગ જોતાં ઉદાસીનતા નામે શેરી હાથમાં આવી, એટલે સર્વ સંસારી ભાવ ગગનાભ્રવત્ ક્ષણિક દૃષ્ટનષ્ટ એવી રીતે ધનાદિક ઉપર જે ઉદાસીન પરિણામ તેને ઉદાસીનતા કહીએ, તે ઉદાસીનતાને આદરીને તે ઉદાસીનતા શેરી હે મુનિ! તમે હાથ કીધી, અને તે ઉદાસીનતા જેણે આદરી તેને ( નહીં ભવફેરી વક્ર છે કે૦ ) ભવ જે સંસાર તે માંહે ફરવું તેનું વક્રપણું નથી, એટલે તેની વાંકાઇ જિહાં નથી એવી છે અર્થાત્ જેને એક સરલ ગતિ તેને એક મોક્ષગતિજ હોય, તેથી તમે પણ તેજ ગતિપ્રાપક છો ॥ ૮ ॥

**તે તું નવિ મૂકે જોગ ન ચૂકે ॥ વિ૦ ॥ બાહિર ને અંતર તુંજ નિરંતર સત્ય છે ॥ વા૦ ॥ નય છે બહુરંગા તિહાં ન એકંગા ॥ વિ૦ ॥ તુમે નયપક્ષકારી છો અધિકારી મુક્તિના ॥ વા૦ ॥ ૯ ॥**

અર્થ—તે ઉદાસીનતા શેરી તમારે હાથ આવ્યા પછી તેને ( તું નવિ મૂકે કે૦ ) તમે મૂકો નહીં, કારણ કે તમે મન માંહે વિચાર્યું જે અનાદિ કાળના ભવકાંતાર માંહે અટન કરતાં કરતાં અપૂર્વ અભ્યાસે આત્માની પરિણતિ સુધરે, તેથી ચિંતામણિ, કામકુંભ, કામગવીની પરે દુષ્પ્રાપ્ય એવી વસ્તુ પામીને જો પ્રમાદાદિ દોષ લગાડીશ તો એ મુજથી વેગલી જતી રહેશે એમ ચિંતવીને હવે તે શેરીને તમે ન મૂકો અને ( જોગ ન ચૂકે કે૦ )મન, વચન, કાયના યોગ એકાગ્રતામાં લીધા છે તેને તમે ન ચૂકો એટલે ન મૂકો, માટે ( તુંજ કે૦ ) તમેજ ( બાહિર ને અંતર કે૦ ) બાહ્ય અને અભ્યંતરમાં ( નિરંતર કે૦ ) અંતર રહિત હરહમેશ ( સત્ય છે કે૦ ) સાચા છો, એટલે ભિન્ન નથી, જેવા બાહ્ય સત્ય છો તેવા માંહે અંતરમાં પણ સત્ય છો. વળી હે સ્વામિન્! ( નય છે બહુરંગા કે૦ ) નય તે ઘણા પ્રકારના છે, તે જેમકે નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત, એ સાત મૂલ નય જાણવા. તે એકેકા નયના વળી સો સો ભેદ છે, સર્વ મલી સાત નયના સાતસેં ભેદ થાય છે, તે સર્વના ભિન્ન ભિન્ન સ્વભાવ છે, પણ તિહાં તે નય ( ન એકંગા કે૦ ) એકંગા નથી. તે મૂલ સાત નયમાં પણ વળી એક અપેક્ષાએ પ્રથમના ચાર નય તે વ્યવહારના ઘરના છે, અને ઉપરના જે ત્રણ નય તે નિશ્ચયના ઘરના છે, અને બીજી અપેક્ષાએ પહેલા ત્રણ નય વ્યવહારના ઘરના છે, અને પાછલા ચાર નય નિશ્ચયના ઘરના છે. તે સર્વના મત જૂદા જૂદા છે, પણ શ્રીવીતરાગનો મત સર્વ નય સમ્મત છે, એવા વિવિધ પ્રકારના રંગના નય તે એકંગા નથી, તેમાં તમે ( નયપક્ષકારી કે૦ ) ઉપરના નિશ્ચયના ઘરના જે ત્રણ નય છે તેના પક્ષકારી છો, તમે કેવલ એક અદ્વિતીય કર્મલેપરહિત મોક્ષના અધિકારી છો. એતાવતા હવે તમારે મોક્ષ વિના બીજે ક્યાંઇ જવું નથી ॥ ૯ ॥

**તુમે અનુભવ જોગી નિજ ગુણ ભોગી ॥ વિ૦ ॥ તુમે ધર્મસંન્યાસી શુદ્ધ પ્રકાશી તત્ત્વના ॥ વા૦ ॥ તુમે આતમ-દરસી ઉપશમ વરસી ॥ વિ૦ ॥ સિંચો ગુણ વાડી થાયે તે જાડી પુણ્યશું ॥ વા૦ ॥ ૧૦ ॥**

અર્થ—વળી હે મુનીશ્વર! તમે અનુભવ જે આત્મસ્વભાવરમણ તેના યોગી છો. આત્માના મૂલ ગુણનો જે ખરેખરો વિચાર કરવો, તદ્રૂપ અનુભવ તમને પ્રગટ્યો છે. વળી તમે અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર, અકષાયી, અવેદી, અયોગી, અલેશી, અતીંદ્રિય પ્રમુખ (નિજ ગુણ કે૦) પોતાના ગુણ તેના ભોક્તા છો. વળી આત્મધર્મ ચોથા ગુણઠાણાથી મંડાણો તે વ્યવહાર ધર્મ, તેમાં ચૌદમા ગુણઠાણાનો નિશ્ચય ધર્મ એવા ધર્મને સમ્યક્ પ્રકારે (ન્યાસ કે૦) જે સ્થાપે છે તેને ધર્મસંન્યાસી કહીએ. તે તમે ધર્મસંન્યાસી છો. વળી જે માર્ગથી મુક્તિપદ પામીએ તે તત્ત્વમાર્ગ જાણવો. તે તત્ત્વમાર્ગના શુદ્ધ પ્રકાશના કરનાર છો. વળી હે મુનીશ્વર! તમે (આતમદરસી કે૦) આત્માને વિભાવ દશાથી નિવારીને સ્વભાવ દશામાં સ્થાપ્યો, કેવલજ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ આત્માનો મૂલ ધર્મ છે તેનેજ એકાંતે સ્થાપીને આત્મગવેષણા કરો એવા તમે આત્મદર્શી છો. વળી તમે શાંત રસને નિકટવર્ત્તી કરીને ખેટાદિક દોષને દૂર કરી કેવલ ઉપશમરૂપ વરસાદની વૃષ્ટિના વરસાવનારા છો. વળી તમે તમારા આત્મિક ગુણની વાડી તેને ઉપશમ રસ જે શાંત રસ, તદ્રૂપ પાણીએ કરીને સિંચો, જેમ તે (પુણ્યશું કે૦) પુણ્ય સંઘાતે જાડી થાય, તેજવંતી થાય, પુષ્ટ થાય, એટલે ગુણ પુષ્ટ થાય, ગુણગણવૃદ્ધિમત્તાએ પુણ્યથી ધર્મ વધે, પછી દ્રવ્યધર્મથી ભાવધર્મ પણ પામો ॥ ૧૦ ॥

**અપ્રમત્ત પ્રમત્ત ન દ્વિવિધ કહીજે ॥ વિ૦ ॥ જાણંગ ગુણ-ઠાણંગ એકજ ભાવ તે તેં ગ્રહ્યો ॥ વા૦ ॥ તુમે અગમ અગોચર નિશ્ચય સંવર ॥ વિ૦ ॥ ફરસ્યું નવિ તરસ્યું ચિત્ત તુમ કેરું સ્વપ્નમાં ॥ વા૦ ॥ ૧૧ ॥**

અર્થ—વળી છઠ્ઠું પ્રમત્ત ગુણઠાણું અને સાતમું અપ્રમત્ત ગુણઠાણું એ બે ગુણઠાણાં સાધુ ચારિત્રીયાને રહેવાનાં છે. તેની એકેકની અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થિતિ છે, એ બે ગુણઠાણાંની મલી દેશે ઊણી એક પૂર્વકોટિ વર્ષની સ્થતિ છે, તે બે ગુણઠાણાં યતિ આશ્રયી કહ્યાં છે, પણ હે સ્વામિન્! તમારે વિષે એ બે ગુણઠાણાં (ન દ્વિવિધ કહીજે કે૦) બે પ્રકારે છે એમ નહીં કહેવાય, તમારે વિષે તો (જાણંગ કે૦) ઉપયોગ યુક્ત જે (ગુણઠાણંગ કે૦) ગુણનું સ્થાનક (એકજ ભાવ તે કે૦) તે એકજ અપ્રમત્ત ગુણઠાણાના ભાવે (તેં ગ્રહ્યો કે૦) તમે ગ્રહણ કર્યું છે, એટલે તમે તો એક સાતમા અપ્રમાદી ગુણઠાણાનોજ ભાવ ગ્રહણ કર્યો છે, કેમકે ઘણા સાધુજનોને અંતર્મુહૂર્ત્ત છઠ્ઠું પ્રમત્ત એટલે પ્રમાદી ગુણઠાણું રહે છે, વળી અંતર્મુહૂર્ત્ત સાતમું અપ્રમાદી ગુણઠાણું રહે છે. તિહાં અંતર્મુહૂર્ત્ત તે જઘન્યથી તો નવ સમયનું છે, અને ઉત્કૃષ્ટું બે ઘડીમાં એક સમય ઓછાનું છે, અને મધ્યમ તો અંતર્મુહૂર્ત્તના અસંખ્યાતા વિકલ્પ થાય છે, તે માંહે જે સાધુ લઘુ જઘન્ય અંતર્મુહૂર્ત્તના કાળપ્રમાણ છઠ્ઠે ગુણઠાણે રહીને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્ત કાળપ્રમાણ સાતમે ગુણઠાણે રહે, તે વારે તે સાતમે અપ્રમાદી ગુણઠાણેજ ઘણો

રહ્યો કહેવાય. તેમ તમે પણ સાતમે ગુણઠાણે ઘણા કાળ લગણ અપ્રમાદી થકાજ રહો છો, માટે તમે એકજ સાતમા ગુણઠાણાનો ભાવ ગ્રહ્યો છે, તેનાજ અંગીકાર કર્ત્તા છો. વળી તમારું સ્વરૂપ કોઇને ગમ્ય નથી, માટે તમે અગમ છો. વળી હે સ્વામિન્! તમારા આત્માના અધ્યવસાય ચર્મદૃષ્ટિવાલાને ગોચર નથી, માટે તમે અગોચર છો. વળી તમારું ચારિત્ર નિશ્ચયથી છે, માટે તમે નિશ્ચયરૂપ છો. તથા ( સંવર કે૦ ) તમે પાંચ ઇંદ્રિયને સંવરી છે. હવે નવાં કર્મ તમને બાંધવાં નથી, પરંતુ મૂલગાં છે તેને ક્ષય કરશો, માટે તમે સંવરરૂપ છો. વળી હે પ્રભુ! તૃષ્ણારૂપ તૃષાએ તમારું ચિત્ત સ્વપ્નમાં પણ ફરસ્યું નથી, એટલે તૃષ્ણા છે તે કર્મની વધારનારી છે તેને તો તમે પ્રથમથીજ પોતાને વશવર્ત્તી કરી છે, કેમકે જો વશ ન હોય તો સ્પર્શે, માટે તમારું ચિત્ત સ્વપ્નમાં પણ તૃષ્ણાએ સ્પર્શ્યું નથી. વળી પ્રકારાંતરે હે મુનીશ્વર! સાધુ છઠ્ઠા સાતમા ગુણઠાણાના વાસી હોય, પણ તમારામાં એ બે ગુણઠાણાં નથી. તમારે વિષે જાણપણું તો એ ગુણઠાણાંનું છે, પણ ભાવથી એક સાતમું ગુણઠાણુંજ ગ્રહ્યું છે ॥ ૧૧ ॥

**તુજ મુદ્રા સુંદર સુગુણ પુરંદર ॥ વિ૦ ॥ સૂચે અતિ અનુપમ ઉપશમ લીલા ચિત્તની ॥ વા૦ ॥ જો દહન ગહન હોય અંતરચારી ॥ વિ૦ ॥ તો કિમ નવપલ્લવ તરુઅર દીસે સોહતો ॥ વા૦ ॥ ૧૨ ॥**

અર્થ—વળી હે મુનિરાજ! ( તુજ મુદ્રા સુંદર કે૦ ) તમારી બાહ્ય પ્રકારે મુખ પ્રમુખ શરીરની મુદ્રા દેખતાં થકા ઘણીજ ( સુંદર કે૦ ) મનોહર લાગે છે, માટે તે મુદ્રા ( સુગુણ કે૦ ) ભલા ગુણ તેની ( પુરંદર કે૦ ) ઇંદ્ર છે, કારણ કે સંસારી જીવમાં પહેલા ગુણઠાણાવાલાથી ચોથા ગુણઠાણાવાલામાં ઘણા ગુણ હોય. વળી ચોથાવાલાથી પાંચમા ગુણઠાણે વર્તતા જીવોમાં વધારે ગુણ હોય. તેથી પણ તમે તો છઠ્ઠા સાતમા ગુણઠાણે રહ્યા છો, માટે તે ગુણઠાણાં પ્રમાણેજ તમારા ભલા ગુણ બાહ્ય આકારે દેખાય છે. એવી જે તમારી બાહ્યની મુદ્રા, તેજ અમોને અત્યંત અનુપમ એટલે ઉપમાએ રહિત એવી તમારા અંતરમાં ( ચિત્તની કે૦ ) અંતઃકરણની પણ ઉપશમ એટલે શાંત રસમય જે લીલા, તેને ( સૂચે કે૦ ) સૂચવે છે એટલે જણાવે છે. અર્થાત્ જેવી તમારી બાહ્ય થકી ઉપશમ રસની લીલા દેખાય છે તેવુંજ અંતરમાં તમારું ચિત્ત પણ ઉપશમ રસમયજ છે. ઇહાં કોઇ પૂછે જે બાહ્ય ઇંગિતાકાર દેખીને અંતરમાં પણ તેવોજ પરિણામ હશે, એમ તમે શા ઉપરથી જાણો છો? કદાપિ બહારની મુદ્રા તો સુંદર દેખો છો, પણ અભ્યંતરમાં દોષ સહિત હશે તો? એમ પૂછનારને દૃષ્ટાંતપૂર્વક ઉતર આપે છે કે જો ( તરુઅર કે૦ ) વૃક્ષ તેને ( અંતરચારી કે૦ ) અંતરંગ વચાલે થડમાં કોટર માંહે ( દહન કે૦ ) અગ્નિ ભર્યો હોય તો પછી તે વૃક્ષ બહારથી પણ કેવી રીતે નવપલ્લવ થકું ( સોહતો કે૦ ) શોભતું દેખાય? અર્થાત્ નજ દેખાય. તેમ તમારા અંતર માંહે જો ઉપશમ લીલા ન હોય તો બાહ્યાકારે પણ સમતામય મુદ્રા ક્યાંથીજ હોય? માટે હું જાણું છું જે બાહ્ય થકી તમારી મુદ્રા ગુણવંતી દેખાય છે, તો અંતરંગમાં પણ તમે ઉપશમ ગુણે કરી સંભૂત છો, તેથી સુગુણ પુરંદર છો ॥ ૧૨ ॥

**વૈરાગી ત્યાગી તું સોભાગી ॥ વિ૦ ॥ તુજ શુભ મતિ જાગી ભાવઠ ભાંગી મૂલથી ॥ વા૦ ॥ જગપૂજ્ય તું**

**મારો પૂજ્ય છે પ્યારો ॥ વિ૦ ॥ પહેલાં પણ નમીયો હવે ઉપશમીયો આદર્યો ॥ વા૦ ॥ ૧૩ ॥**

અર્થ—વળી હે સ્વામિન્! તમે વૈરાગી એટલે રાગ રહિત છો. વળી તમે બાહ્ય અને અભ્યંતર એવા બે પ્રકારના સંયોગના ત્યાગી છો. તિહાં બાહ્યથી તો સ્ત્રી, પુત્ર, ધન, ધાન્યાદિક પરિગ્રહ, તેથી રહિત છો, અને અંતરંગથી ક્રોધાદિક કષાય જે રાગ દ્વેષાદિક યોગ તથા અવિરતિ, મિથ્યાત્વથી રહિત છો, માટે ત્યાગી છો. વળી તમે સૌભાગ્યવંત છો. વળી હે ઋષીશ્વર! તમને ભલી મતિ જે રૂડી બુદ્ધિ તે જાગ્રત થઇ, અને કુમતિનો નાશ થવાથી સુમતિનું રાજ્ય થયું, તેથી ભવભ્રમણપરંપરાદિકની જે ભાવઠ હતી તે ભાંગી ગઇ, એટલે તમારે ભવનો હઠ તથા ભવની અનાદિ સ્થિતિ તથા ભાવઠ એટલે દરિદ્રપણું તે સર્વ મૂલથી ભાંગી ગયું, માટે હવે તમે નીહાલ થયા. વળી હે મુનિ! તમે સ્વર્ગ, મૃત્યુ અને પાતાલરૂપ ત્રણ જગતમાં સુર, અસુર અને મનુષ્ય તેહને વૃંદે પૂજનીય છો, માટે તમે જગત્ત્રયપૂજ્ય છો, એટલે ત્રણ જગતને પૂજવા યોગ્ય છો, અને મારા તો વળી અત્યંત વલ્લભ પ્યારા પૂજ્ય છો, શામાટે જે પહેલાં પણ (નમીયો કે૦) પૂર્વે પણ ગૃહસ્થાશ્રમમાં તમે મારે નમવા યોગ્ય છો, કેમકે તમે મારા કાકા થાવ છો, તે પિતાને ઠેકાણે છો, જે માટે ઉત્તમ વિવેકવંત પુરુષને વૃદ્ધનો વિનય કરવો ઉચિત છે. વિનય છે તે સહજ શ્રીજિનશાસનનું મૂલ છે. વિનયી પુરુષ ધર્મ પામે, સુલભબોધી થાય, વિનયથી દેવ, દાનવ સર્વ વશવર્તી થાય, આચારનું મૂલ પણ વિનય છે, સર્વ શુભ ગુણ વિનયને વશ છે, માટે તમે પ્રથમ પણ નમવા યોગ્ય હતા, અને હવે તો વળી ઉપશમીયો એટલે કષાયાદિક ઉપશમકારક જે ધર્મ તેને તમે આદર્યો એટલે અંગીકાર કર્યો, અર્થાત્ ચારિત્ર આદર્યું, તેથી તમે ત્રણે જગતને નમવા યોગ્ય થયા. તેમાં મારા તો વળી વિશેષે કરી નમસ્કાર કરવા યોગ્ય તથા પૂજા, સત્કાર, સન્માન કરવા યોગ્ય છો, માટે હું આપને વારંવાર વાંદું છું. એમ અનેક યુક્તિ સહિત જ્ઞાનના જાણવા થકી વિનયવચને કરીને ભક્તિ સહિત અનેક પ્રકારની સ્તવના શ્રીપાલે કરી. તેમાંથી કિંચિત્ માત્ર ઇહાં કહી દેખાડી છે ॥ ૧૩ ॥

**એમ ચોથે ખંડે રાગ અંખડે સંથુણ્યો ॥ વિ૦ ॥ જે મુનિ શ્રીપાલે પંચમી ઢાલે તે કહ્યો ॥ વા૦ ॥ જે નવ પદ મહિમા મહિમાએ મુનિ ગાવશે ॥ વિ૦ ॥ તે વિનય સુજશ ગુણ કમલા વિમલા પાવશે ॥ વા૦ ॥૧૪॥**

અર્થ—એ પ્રકારે ચોથા ખંડને વિષે અખંડ રંગે એટલે અખંડ આનંદે કરી સહિત અથવા પાઠાંતરે રાગ અખંડે એટલે પૂર્ણ રાગે કરી જે (મુનિ કે૦) અજિતસેન મુનિ મહારાજને (શ્રીપાલે કે૦) શ્રીપાલ રાજાએ (સંથુણ્યો કે૦) સંસ્તવ્યો તે ઇહાં પાંચમી ઢાલે કરીને કહ્યો. શ્રીસિદ્ધચક્ર પ્રતિષ્ઠિત નવ પદનો મહિમા તેને મોટા મહિમાએ કરીને જે મુનિ સાવદ્ય વ્યાપાર રહિત થકો ગાવશે, અથવા ઇહાં મુનિની પ્રધાનતા કરી, પરંતુ ઉપચારથી ગૃહસ્થ પણ લેવો, માટે મુનિ અથવા ગૃહસ્થ જે ગુણ ગાશે તે વિનય અને ભલો યશ તદ્રૂપ ગુણ તેની (કમલા કે૦) લક્ષ્મીને (વિમલા કે૦) નિર્મલપણે પામશે. અથવા એ રાસ પ્રથમ શ્રીવિનયવિજય ગણિએ રચવા પ્રારંભ કર્યો હતો. તેમણે ત્રીજા ખંડની પાંચમી ઢાલ

માંહેલી એકવીશ ગાથા પર્યંત રચી તે વારે સમાધિસ્થ થયા, કાળ પ્રાપ્ત થયા. તદનંતર શ્રીયશોવિજય ગણિએ પૂર્ણ કર્યો. તે અનુસારે શ્રીવિનય અને યશ એ બે કવિ કહે છે કે જે મુનિ નવ પદ મહિમાને મહિમાએ કરી ગાશે, અથવા ( મહી માંહે કે૦ ) પૃથ્વીને વિષે ગાવશે તે ભલા ગુણ સહિત સિદ્ધિરૂપ કમલાને પામશે. એમ જાણી ઉત્તમ પુરુષે નવ પદનું ધ્યાન ત્રિકાળ કરવું ॥ ૧૪ ॥

॥ દોહા ॥

અજિતસેન મુનિ ઇમ થુણી, તેહને પાટ વિશાલ ॥ તસ અંગજ ગજગતિ સુમતિ, થાપે નૃપ શ્રીપાલ ॥ ૧ ॥ કારજ કીધાં આપણાં, આરજને સુખ દીધ ॥ શ્રીપાલે બલ પુણ્યને, જે બોલ્યું તે કીધ ॥ ૨ ॥

અર્થ—એ પ્રકારે અજિતસેન મુનિનું સ્તવન કરીને પછી તેનો અંગજ એટલે પુત્ર ગજગતિ એવે નામે તે સુમતિ એટલે રુડી બુદ્ધિનો ધણી છે, તેને શ્રીપાલ રાજાએ અજિતસેનની પાટે સ્થાપ્યો ॥ ૧ ॥ એ રીતે પોતાનાં કાર્ય કર્યાં, અને આરજ જે સજ્જન પુરુષો તેમને સુખ દીધાં, એટલે સુખી કર્યા. એમ શ્રીપાલે પોતાના પુણ્યને બલે કરી જે મુખથી બોલ્યો હતો તે સર્વ સફલ કર્યું ॥ ૨ ॥

॥ ઢાલ છઠ્ઠી ॥ બલદ ભલા છે સોરઠી રે લાલ ॥ એ દેશી ॥

વિજય કરી શ્રીપાલજી રે લાલ, ચંપા નગરીએ કરે પ્રવેશ રે ॥ સોભાગી ॥ ટાલ્યા લોકના સકલ કલેશ રે ॥ સો૦ ॥ ચંપા નગરી તે બની સુવિશેષ રે ॥ સો૦ ॥ શણગાર્યાં હાટ અશેષ રે ॥ સો૦ ॥ પટકૂલે છાયા પ્રદેશ રે ॥ સો૦ ॥ જય જય ભણે નર નારીઓ રે લાલ ॥ ૧ ॥ ફરકે ધ્વજા તિહાં ચિહું દિશે રે લાલ, પગ પગ નાટારંભ રે ॥ સો૦ ॥ માંડ્યા તે સોવન થંભ રે ॥ સો૦ ॥ ગાવે ગોરી અદંભ રે ॥ સો૦ ॥ જેણે રૂપે જીતી છે રંભ રે ॥ સો૦ ॥ બંભને પણ હોય અચંભ રે ॥ સો૦ ॥ જય૦ ॥ ૨ ॥

અર્થ—હવે શ્રીપાલ રાજા ( વિજય કરી કે૦ ) પોતાની જીત કરીને ચંપા નગરી માંહે પ્રવેશ કરતો હવો. વળી લોકનાં મનમાં એવા કલેશ હતા જે આ ઠેકાણે શું જાણીએ શું

થશે? તે સદા સૌભાગી એવા શ્રીપાલે સર્વ લોકના કલેશ ટાલ્યા. તે સમયે ચંપા નગરીની શોભા વિશેષ પ્રકારે બની રહી, લોકોએ ચંપા નગરીનાં ( અશેષ કે૦ ) સમસ્ત હાટની શ્રેણી શણગારી, પટકૂલ જે હીરાગલ વસ્ત્ર તેણે કરી તેના પ્રદેશ એટલે હાટની ભીંતોને છાહી લીધી છે. ચંપા નગરીનાં નર નારી સર્વ લોકો તે ઠામ ઠામ શ્રીપાલ રાજાનો યશ જય જય શબ્દે બોલવા લાગ્યાં ॥ ૧ ॥ ચારે દિશાએ મોટી મોટી ધ્વજાઓ ફરકી રહી છે, પગલે પગલે નાટારંભ થઇ રહ્યો છે, ઠામ ઠામ સોનાના થાંભલા માંડ્યા છે, તે થંભ ઉપર માંચા માંડ્યા છે, તેની ઉપર બેઠી થકી ( ગોરી કે૦ ) સ્ત્રીઓ તે ( અદંભ કે૦ ) કપટરહિતપણે માંગલિકનાં ગીત ગાય છે. તે સ્ત્રીઓ રૂપે કરી રંભાને પણ જીતે એવી છે, તે દેખી ( બંભને કે૦ ) બ્રહ્માને પણ અચંબો થાય જે આવા રૂપવાલી સ્ત્રીઓને મેં કયે દિવસે ઘડી છે? ॥ ૨ ॥

સુરપુરી ઝંપા જે કરી રે લાલ, ચંપા હુઇ તેણ વાર રે ॥ સો૦ ॥ મદમોદ સમુદ્રમાં સાર રે ॥ સો૦ ॥ ફલીયો સાહસ માનું ઉદાર રે ॥ સો૦ ॥ તિહાં આવ્યો હરિ અવતાર રે ॥ સો૦ ॥ શ્રીપાલ તે કુલ ઉદ્ધાર રે ॥ સો૦ ॥ જય૦ ॥ ૩ ॥ મોતીય થાલ ભરી કરી રે લાલ, વધાવે વર નાર રે ॥ સો૦ ॥ કરકંકણના રણકાર રે ॥ સો૦ ॥ પગ ઝાંઝરના ઝમકાર રે ॥ સો૦ ॥ કટિમેખલના ખલકાર રે ॥ સો૦ ॥ વાજે માદલના ધોંકાર રે ॥ સો૦ ॥ જય૦ ॥ ૪ ॥

અર્થ—ઇહાં દૃષ્ટાંત કહે છે. જેમ કોઇક પુરુષ તપસ્યા કરવી, અથવા સત્ય બોલવું આદિક અનેક પ્રકારનાં સાહસ કરે છે, તેમાંના કોઇક સાહસને અંગીકાર કરીને પછી તે સાહસ કરવાથી કોઇ પણ પ્રકારનું શુભ સ્થાનક પામે, તેમ ( સુરપુરી કે૦ ) સ્વર્ગપુરીએ વિચાર્યું જે આ સ્થાનક કરતાં કોઇ વધારે કીર્તિનું સ્થાનક પામું તો સારું એવો ( મદ કે૦ ) અહંકાર તેનો ( મોદ કે૦ ) હર્ષ ધરતી થકી તેણે ( સાર કે૦ ) પ્રધાન સમુદ્રમાં ( ઝંપા કે૦ ) ઝંપાપાત કર્યો. તે હું એમ માનું છું કે તે સુરપુરીનું ( ઉદાર કે૦ ) મોટું જે ( સાહસ કે૦ ) ધૈર્ય તે ફલ્યું. જે ( તેણી વાર કે૦ ) તે વખતે તે ચંપારૂપ થઇ, અને તિહાં પોતાના કુલનો ઉદ્ધાર કરનાર એવો જે શ્રીપાલ તે ( હરિ કે૦ ) ઇંદ્રાવતાર થયો. અર્થાત્ તે ચંપા નગરી ઇંદ્રપુરીથી પણ અધિક બની રહી છે, અને તિહાં શ્રીપાલ તે ઇંદ્રના અવતાર તુલ્ય છે ॥ ૩ ॥ હવે શ્રીપાલ રાજા જે વારે નગરીમાં પ્રવેશ કરે છે તે વારે મોતીઓના થાલ ભરી કરીને ( વર કે૦ ) પ્રધાન સૌભાગ્યવતી સ્ત્રીઓ તેને વધાવી લીએ છે, અને વધાવતી વખતે તે સ્ત્રીઓના ( કર કે૦ ) હાથમાં કંકણ પહેર્યાં છે તેના રણકાર શબ્દ થાય છે, પગમાં ઝાંઝર પહેર્યાં છે તેનો ઝમકાર થઇ રહ્યો છે, કડમાં મેખલા પહેરી છે તેનો ખલકાર શબ્દ થઇ રહ્યો છે, વળી ( માદલ કે૦ ) પખાવાજના ધમપ ધમપ ધોંકાર શબ્દ થાય છે ॥ ૪ ॥

સકલ નરેસર તિહાં મલી રે લાલ, અભિષેક કરે ફરી તાસ રે ॥ સો૦ ॥ પિતૃપટ્ટે થાપે ઉલ્લાસ રે ॥ સો૦ ॥ મયણા અભિષેક વિશેષ રે ॥ સો૦ ॥ લઘુપટ્ટે આઠ જે શેષ રે ॥ સો૦ ॥ સીધો જે કીધો ઉદ્દેશ રે ॥ સો૦ ॥ જય૦ ॥ ૫ ॥ એક મંત્રી મતિસાગરુ રે લાલ, તિન ધવલ તણા જે મિત્ત રે ॥ સો૦ ॥ એ ચારે મંત્રી પવિત્ત રે ॥ સો૦ ॥ શ્રીપાલ કરે શુભ ચિત્ત રે ॥ સો૦ ॥ એ તો તેજે હુઓ આદિત્ત રે ॥ સો૦ ॥ ખરચે બહુલું નિજ વિત્ત રે ॥ સો૦ ॥ જય૦ ॥ ૬ ॥ કોસંબી નયરી થકી રે લાલ, તેડાવ્યો ધવલનો પુત્ત રે ॥ સો૦ ॥ તેનું નામ વિમલ છે યુત્ત રે ॥ સો૦ ॥ તેહ શેઠ કર્યો સુમુહુત્ત રે ॥ સો૦ ॥ સોવન પટ બંધ સંયુત્ત રે ॥ સો૦ ॥ કીધા કોશ તે અખય સુગુત્ત રે ॥ સો૦ ॥ જય૦ ॥ ૭ ॥

અર્થ—પછી ( સકલ કે૦ ) સમસ્ત રાજાઓ મલીને ( તાસ કે૦ ) તે શ્રીપાલ રાજાનો પટ્ટાભિષેક ફરીથી કરે, એટલે એક તો પૂર્વે બાલપણામાં પટ્ટાભિષેક કર્યો હતો, તેનો વિરહ થયા પછી ફરી હમણાં પટ્ટાભિષેક કર્યો, માટે ફરીથી ( પિતૃપટ્ટે કે૦ ) પિતાની પાટે ઘણા ઉલ્લાસથી સ્થાપીને રાજ્યાભિષેક કરતા હવા અને નવ સ્ત્રી માંહે મયણાસુંદરીને ( વિશેષ કે૦ ) પટ્ટરાણીપણે સ્થાપીને અભિષેક કર્યો, અને શેષ જે આઠ સ્ત્રીઓ રહી તેને લઘુ સ્ત્રીઓને સ્થાનકે પટ્ટાભિષેક કર્યો. શ્રીપાલે જે ઉદ્દેશ ધાર્યો હતો કે મારા ભુજબલથી રાજ લઉં તે સર્વ કાર્ય સિદ્ધું ॥ ૫ ॥ એક મતિસાગર નામે પ્રધાન જે બુદ્ધિનો સમુદ્ર છે તે અને બીજા ધવલ શેઠના જે ત્રણ મિત્ર હતા તે મલીને ચારે મહા પવિત્ર પ્રધાન તે શ્રીપાલે પોતાના શુભ ચિત્તે કરીને કર્યા. એ શ્રીપાલ તેજે કરી ( આદિત્ત કે૦ ) આદિત્ય એટલે સૂર્ય જેવો થયો, અને ઘણું પોતાનું ( વિત્ત કે૦ ) દ્રવ્ય તિહાં ખરચવા લાગ્યો ॥ ૬ ॥ વળી કોસંબી નગરીથી ધવલ શેઠના પુત્રને તેડાવ્યો, તે નિર્મલ મનનો છે, માટે તેનું નામ વિમલ છે તે યુક્તજ છે, તેને શુભ મુહૂર્તે સોનેરી ( પટ કે૦ ) વસ્ત્રબંધ સહિત નગરશેઠ કર્યો, વળી તેના ( કોશ કે૦ ) ભંડાર ખજાના તે ( અખય કે૦ ) કોઇ કાળે ક્ષય થાય નહીં એવા ( સુ કે૦ ) ભલે પ્રકારે ( ગુત્ત કે૦ ) ગુપ્ત કર્યા ॥ ૭ ॥

ઉત્સવ ચૈત્ય અઠ્ઠાઇયાં રે લાલ, વિરચાવે વિધિ સાર રે ॥ સો૦ ॥ સિદ્ધચક્રની પૂજા ઉદાર રે ॥ સો૦ ॥ કરે

જાણી તસ ઉપગાર રે ॥ સો૦ ॥ તેનો ધર્મી સહુ પરિવાર રે ॥ સો૦ ॥ ધર્મે ઉલ્લસે તસ દાર રે ॥ સો૦ ॥ જય૦ ॥૮॥ ચૈત્ય કરાવે તેહવાં રે લાલ, જેહ સ્વર્ગશું માંડે વાદ રે ॥ સો૦ ॥ વિધુમંડલ અમૃત આસ્વાદ રે ॥ સો૦ ॥ ધ્વજ જીહે લીએ અવિવાદ રે ॥ સો૦ ॥ તેણે ગાજે તે ગુહિરે નાદ રે ॥ સો૦ ॥ મોડે કુમતિના ઉન્માદ રે ॥ સો૦ ॥ જય૦ ॥૯॥

અર્થ—હવે તે શ્રીપાલ પરમેશ્વરના ચૈત્યને વિષે અઠ્ઠાઇ આદિક મહોત્સવ શ્રેષ્ઠ વિધિએ કરીને ( વિરચાવે કે૦ ) રચાવે છે. તિહાં ( ઉદાર કે૦ ) મોટી સિદ્ધચક્રજીની પૂજા તે શ્રીસિદ્ધચક્રજીનો ઉપકાર જાણીને કરે છે. એમ તે શ્રીપાલનો સર્વ પરિવાર ધર્મિષ્ઠ છે, અને તેની ( દાર કે૦ ) સ્ત્રીઓ પણ ધર્મને વિષે ઉલ્લસે એટલે ઉલ્લાસ પામે છે ॥ ૮ ॥ વળી જે સ્વર્ગની સાથે પણ વાદ કરે એવાં પરમેશ્વરનાં દેરાં કરાવે છે, જે ચૈત્ય પોતાની ધ્વજારૂપ ( જીહે કે૦ ) જીભે કરીને વિધુમંડલ જે ચંદ્રમાનું મંડલ તે માંહે રહ્યું જે અમૃત તેનું અવિવાદપણે આસ્વાદન કરે છે, ( તેણે કે૦ ) તેને યોગે કરી તે ધ્વજાઓ ગુહિર એટલે ગંભીર શબ્દે કરીને ગાજી રહી છે. એ ઉત્પ્રેક્ષા અલંકાર જાણવો. વળી કુમતિ જે માઠી મતિના ધણી તેના ઉન્માદને મોડે છે એટલે દૂર કરે છે ॥ ૯ ॥

પડહ અમારી વજાવીયા રે લાલ, દીધાં દાન અનેક રે ॥ સો૦ ॥ સાચવીયા સકલ વિવેક રે ॥ સો૦ ॥ સમકિતની રાખી ટેક રે ॥ સો૦ ॥ ન્યાયે રામ કહાયો તે છેક રે ॥ સો૦ ॥ તે રાજહંસ બીજા ભેક રે ॥ સો૦ ॥ જય૦ ॥ ૧૦ ॥ અચરિજ એક તેણે કર્યું રે લાલ, મન ગુપ્ત ગૃહે હુતા જેહ રે ॥ સો૦ ॥ કર્ણાદિક નૃપ સસનેહ રે ॥ સો૦ ॥ છોડાવીયા સઘલા તેહ રે ॥ સો૦ ॥ નિજ અદ્ભુત ચરિત અછેહ રે ॥ સો૦ ॥ દેખાવી નિજ ગુણગેહ રે ॥ સો૦ ॥ જય૦ ॥ ૧૧ ॥

અર્થ—વળી શ્રીપાલે અમારીના પડહ વજડાવ્યા, સુપાત્રને અનેક પ્રકારનાં દાન દીધાં. એમ તેણે ધર્મ સંબંધી સર્વ વિવેક સાચવ્યા. તથા શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ અને શુદ્ધ ધર્મરૂપ જે સમકિત, તેની ટેક રાખી. એ શ્રીપાલ ન્યાયમાર્ગમાં તો છેક રામચંદ્રજી જેવો કહેવાણો, માટે તે સમયે શ્રીપાલ તે રાજહંસ સરખો છે, અને બીજા રાજા તે ભેક એટલે દેડકાં સરખા છે ॥ ૧૦ ॥ વળી તે શ્રીપાલે એક અચરિજ કર્યું તે કહે છે કે પૂર્વે જે કરણાદિક રાજાઓ થયા છે

તે શૂરપણે, ત્યાગીપણે, ભોગીપણે, ગુણવંતપણે લોકનાં મનમાં સસ્નેહપણે રહેતા હતા, તેથી જાણીએ જે તે મનરૂપ જે ગુપ્ત ગૃહ એટલે બંદીખાનું તેમાં પડ્યા હોય નહીં ? તે જે વારે એ શ્રીપાલ મહાગુણવંત પ્રગટ થયો તે વારે એણે અદ્ભુત એટલે આશ્ચર્યકારી અછેહ એટલે છેહ રહિત પાર વિનાનું પોતાનું ચરિત્ર દેખાડીને જગતમાં ગુણનું ઘરરૂપ પોતે થયો, એટલે દાને કરી, યશે કરી તે સર્વથી વધતો થયો, તેથી સર્વ જન એનેજ પૂર્વોક્ત બિરુદ દેવા લાગ્યા, અને આગલના રાજવીઓનાં નામને વિસારવા લાગ્યા, માટે એ શ્રીપાલે તે સર્વને મનરૂપ બંદીખાનામાંથી છોડાવ્યા, એ આશ્ચર્ય કર્યું ॥ ૧૧ ॥

શ્રીપાલ પ્રતાપથી તાપીયો રે લાલ, વિધિ શયન કરે અરવિંદ રે ॥ સો૦ ॥ કરે જલધિવાસ મુકુંદ રે ॥ સો૦ ॥ હર ગંગ ધરે નિસપંદ રે ॥ સો૦ ॥ ફરે નાઠા સૂરજ ચંદ રે ॥ સો૦ ॥ અરિ સકલ કરે આક્રંદ રે ॥ સો૦ ॥ જય૦ ॥ ૧૨ ॥ તસ જશ છે ગંગા સારિખો રે લાલ, તિહાં અરિ અપજશ સેવાલ રે ॥ સો૦ ॥ કપૂર માંહે અંગાર રે ॥ સો૦ ॥ અરવિંદ માંહે અલિબાલ રે ॥ સો૦ ॥ અન્યોન્ય સંયોગ નીહાલ રે ॥ સો૦ ॥ દીએ કવિ ઉપમા તતકાલ રે ॥ સો૦ ॥ જય૦ ॥ ૧૩ ॥

અર્થ—હવે શ્રીપાલ રાજાના પ્રતાપનું વર્ણન કરે છે. તે શ્રીપાલના અત્યંત આકરા તેજ પ્રતાપરૂપ અગ્નિથી તપ્યો થકો વિધિ જે બ્રહ્મા તેણે શીતલ થવા માટે ( અરવિંદ કે૦ ) કમલ તેમાં જઇ શયન કર્યું, અને મુકુંદ જે શ્રીકૃષ્ણ તેણે ( જલધિ કે૦ ) સમુદ્રમાં જઇ વાસ કર્યો. પ્રાગવડનાં પાદડાં ઉપર જઇ સુઇ રહ્યો. વળી ( હર કે૦ ) મહાદેવ પોતાને શીતલતા કરવા માટે માથાની ઉપર ( નિસપંદ કે૦ ) નિશ્ચલપણે ( ગંગ ધરે કે૦ ) ગંગા નદીને ધારણ કરે છે, અને ચંદ્ર સૂર્ય તો નાસતાજ ફરે છે. તથા ( અરિ કે૦ ) શત્રુ તે સર્વે ( આક્રંદ કે૦ ) બૂમો પાડી રહ્યા છે ॥૧૨॥ વળી તે શ્રીપાલનો યશ તો ગંગા સરખો ઉજલો છે, તે ગંગા નદીમાં સેવાલ જોઇએ, માટે તિહાં શત્રુના અપયશરૂપ સેવાલ છે, વળી કપૂર સરખો ઉજલો શ્રીપાલનો યશ, તિહાં અંગાર એટલે કોયલા સરિખો શત્રુનો અપયશ છે, તથા કમલ સમાન શ્રીપાલનો યશ તિહાં ( અલિબાલ કે૦) ભ્રમરાના બાલક સરખો કાલો શત્રુનો અપયશ છે, એમ અન્યોઽન્ય સંયોગે ( નીહાલ કે૦ ) જોવું. શ્રીપાલનો યશ અને શત્રુનો અપયશ, એ બેની કવીશ્વર સહગામી ઉપમા આપે છે ॥ ૧૩ ॥

સુરતરુ સ્વર્ગથી ઉતરી રે લાલ, ગયાં અગમ અગોચર ઠામ રે ॥ સો૦ ॥ જિહાં કોઇ ન જાણે નામ રે ॥ સો૦ ॥ તિહાં તપસ્યા કરે અભિરામ રે ॥ સો૦ ॥ જબ પામ્યું અદ્ભુત ઠામ રે ॥ સો૦ ॥ તસ કરઅંગુલિ હુઆં તામ

રે ॥ સો૦ ॥ જય૦ ॥ ૧૪ ॥ જશ પ્રતાપ ગુણ આગલો રે લાલ, ગિરુઓ ને ગુણવંત રે ॥ સો૦ ॥ પાલે રાજ મહંત રે ॥ સો૦ ॥ વયરીનો કરે અંત રે ॥ સો૦ ॥ મુખપદ્મ સદા વિકસંત રે ॥ સો૦ ॥ લીલાલહેર ધરંત રે ॥ સો૦ ॥ જય૦ ॥ ૧૫ ॥

અર્થ—હવે ( સુરતરુ કે૦ ) કલ્પવૃક્ષો તેનો સ્વર્ગમાં નિવાસ છે, પરંતુ તેમણે વિચાર્યું જે અમારો અર્થી ઇહાં કોઇ નથી, એમ વિચારીને સ્વર્ગથી ઉતર્યાં, તે ( અગમ કે૦ ) કોઇને ગમ ન પડે, ( અગોચર કે૦ ) કોઇ દેખે નહીં, તથા કોઇ ઓલખે નહીં, જિહાં એવું કોઇ નામ પણ ન જાણે એવે સ્થાનકે ગયાં. તિહાં જઇને અભિરામ એટલે મનોહર તપસ્યા કરતા હુવાં. તે તપસ્યા કરતાં કરતાં તેમણે તપસ્યાનું ફલરૂપ એવું કોઇ સ્થાનક પોતાને રહેવાનું જગતમાં દીઠું નહીં કે જે તેની પાસે જઇને રહે, એવું કોઇ ઠેકાણું પામતા ન હતાં. એમ જોતાં જોતાં ( જબ કે૦ ) જે વારે તેમણે અત્યંત અદ્ભુત સ્થાનક પામ્યું તે વારે ( તસ કે૦ ) તે શ્રીપાલ રાજાના ( કર કે૦ ) હાથની અંગુલિરૂપ થયાં, એટલે કલ્પવૃક્ષો પોતાની તપસ્યાના માહાત્મ્યથી શ્રીપાલ રાજાની અંગુલિરૂપ થયાં. તે દાન દીએ છે, માટે શ્રીપાલ રાજા કલ્પવૃક્ષ સમાન દાનેશ્વરી છે, તેથી કવિએ એ ઉપમા દીધી છે ॥ ૧૪ ॥ વળી જે ( જશ કે૦ ) યશ કીર્ત્તિ, ( પ્રતાપ કે૦ ) તેજ અને ગુણ, તેણે કરી શ્રીપાલ સર્વ માંહે ( આગલો કે૦ ) અગ્રેસર છે, અથવા યશ, પ્રતાપ અને ગુણ તે જેના ( આગલો કે૦ ) સર્વથી અગ્રેસર છે, વળી ગિરુઓ છે અને મહાગુણવંત છે, ( મહંત કે૦ ) મોટું ઉદાર રાજ્ય ભોગવે છે, વૈરીનો ( અંત કે૦ ) ક્ષય કરે છે એવો પરાક્રમી છે, રાજ્યની લીલાલહેરનો ધરનારો છે, જેનું મુખરૂપ ( પદ્મ કે૦ ) કમલ તે સદા નિરંતર વિકસ્વર થકુંજ રહે છે ॥ ૧૫ ॥

મેરુ મવે જે અંગુલે રે લાલ, કુશઅગ્રે જલનિધિનીર રે ॥ સો૦ ॥ ફરસે આકાશ સમીર રે ॥ સો૦ ॥ તારાગણ ગણિત ગંભીર રે ॥ સો૦ ॥ શ્રીપાલ સુગુણનો તીર રે ॥ સો૦ ॥ તે પણ નવિ પામે ધીર રે ॥ સો૦ ॥ જય૦ ॥ ૧૬ ॥ ચોથે ખંડે પૂરી થઇ રે લાલ, એ છઠ્ઠી ઢાલ અભંગ રે ॥ સો૦ ॥ ઇહાં ઉક્તિ ને યુક્તિ સુચંગ રે ॥ સો૦ ॥ નવ પદ મહિમાનો રંગ રે ॥ સો૦ ॥ એહથી લહીએ જ્ઞાનતરંગ રે ॥ સો૦ ॥ વળી વિનય સુયશ સુખસંગ રે ॥ સો૦ ॥ જય૦ ॥ ૧૭ ॥

અર્થ—હવે શ્રીપાલ રાજાના ગુણ અગણિત છે, માટે કવીશ્વર ઉપમા આપે છે કે કોઇ પુરુષ એવો પણ હોય જે મેરુ પર્વત લાખ યોજનનો ઉંચો છે તેને પોતાની અંગુલિએ કરીને

( મવે કે૦ ) માપી જાય, તથા ( કુશઅગ્રે કે૦ ) ડાભની અણીએ કરી ( જલનિધિનીર કે૦ ) સમુદ્રના પાણીને માપી સમુદ્ર ખાલી કરે, તથા ( સમીર કે૦ ) વાયરો આકાશને ફરસે, તથા તારાનો ( ગણ કે૦ ) સમૂહ તેની પણ કોઇ ( ગણિત કે૦ ) સંખ્યા કરી આપે, એટલાં વાનાં દુષ્કર છે, તે પણ કદાચિત્ કોઇ ગંભીર બુદ્ધિમંત પુરુષથી દૈવયોગે થાય, પણ શ્રીપાલ રાજાના ભલા ગુણનો ( તીર કે૦ ) કાંઠો તે ધીર થકો પણ ન પામે, એટલે ન પામી શકે ॥ ૧૬ ॥ એ ચોથા ખંડને વિષે છઠ્ઠી ઢાલ અભંગપણે પૂર્ણ થઇ. ( ઇહાં કે૦ ) એ ઢાલમાં ઉક્તિ તે કવિની ચતુરાઇ અને યુક્તિ તે ન્યાય ઠેરવવો તેજ ( સુ કે૦ ) ભલો ( ચંગ કે૦ ) મનોહર છે, અને નવ પદના મહિમાનો ( રંગ કે૦ ) આનંદ છે, તેથી જ્ઞાનના ( તરંગ કે૦ ) કલ્લોલ પામીએ, વળી વિનય અને સુયશ એટલે ભલો યશ તદ્રૂપ સુખનો ( સંગ કે૦ ) સમાગમ પામીએ ॥ ૧૭ ॥

॥ દોહા ॥

એહવે રાયઋષિ ભલો, અજિતસેન જસુ નામ ॥ ઓહિનાણ તસ ઉપન્યું, શુદ્ધ ચરણ પરિણામ ॥ ૧ ॥ તિણ નગરી તે આવીયો, સુણી આગમન ઉદંત ॥ રોમાંચિત શ્રીપાલ નૃપ, હર્ષિત હુઓ અત્યંત ॥ ૨ ॥ વંદન નિમિત્તે આવીયો, જનની ભજ્જ સમેત ॥ મુનિ નમી કરીય પ્રદક્ષિણા, બેઠો ધર્મસંકેત ॥ ૩ ॥ સુણવા વંછે ધર્મ તે, ગુરુ સન્મુખ સુવિનીત ॥ ગુરુ પણ તેહને દેશના, દે નય સમય અધીત ॥ ૪ ॥

અર્થ—હવે અજિતસેન નામ છે જેનું એવો રાજર્ષિ, તે ભૂમિતલે વિહાર કરતાં શુદ્ધ ( ચરણ કે૦ ) ચારિત્રના પરિણામની લહેરો વૃદ્ધિવંત થતાં તેને અનુગામી અપ્રતિપાતિપણે ( ઓહિનાણ કે૦ ) અવધિજ્ઞાન ઉપન્યું ॥ ૧ ॥ તે વિહાર કરતો તેજ ચંપા નગરીએ આવ્યો. તેના આગમનના ( ઉદંત કે૦ ) સમાચાર વનપાલકના મુખથી સાંભલીને શ્રીપાલ રાજા રોમાંચિત થયો થકો અત્યંત હર્ષિત થયો ॥ ૨ ॥ પછી જનની જે માતા અને ( ભજ્જ કે૦ ) ભાર્યા એટલે સ્ત્રી, તેણે સહિત મુનિને વાંદવાને નિમિત્તે આવ્યો. તિહાં મુનિરાજને નમી ત્રણ પ્રદક્ષિણા દઇ કરીને ધર્મ સાંભલવાના સંકેતે બેઠો ॥ ૩ ॥ તે શ્રીપાલ ગુરુની સન્મુખ સુવિનીતપણે ધર્મ સાંભલવાને ઇચ્છે છે, અને ગુરુ પણ તેને ( નય કે૦ ) નિશ્ચય વ્યવહાર નયે કરી યુક્ત તથા નય ઉપનય યુક્ત જે ( સમય કે૦ ) સિદ્ધાંત તેને અધીત થકા ધર્મની દેશના દીએ છે ॥ ૪ ॥

॥ ઢાલ સાતમી ॥ હસ્તિનાગપુરવર ભલું, જિહાં પાંડુ રાજા સાર રે ॥ એ દેશી ॥

પ્રાણી વાણી જિન તણી, તુમ્હે ધારો ચિત્ત મઝાર રે ॥
મોહે મુંઝયા મત ફિરો, મોહ મૂકે સુખ નિરધાર રે ॥

મોહ મૂકે સુખ નિરધાર, સંવેગ ગુણ પાલીએ પુણ્યવંત રે ॥ પુણ્યવંત અનંત વિજ્ઞાન, વદે ઇમ કેવલી ભગવંત રે ॥ ૧ ॥ દશ દષ્ટાંતે દોહિલો, માનવભવ તે પણ લદ્ધ રે ॥ આરય ક્ષેત્રે જન્મ જે, તે દુર્લભ સુકૃત સંબંધ રે ॥ તે દુર્લભ૦ ॥ સંવેગ૦ ॥ ૨ ॥

અર્થ—હવે અજિતસેન મુનિ દેશના આપે છે, અને શ્રીપાલ પ્રમુખ સર્વ સભા સાંભલે છે. તે દેશના અભવ્યને યોગ્ય નહીં, માટે મોક્ષ યોગ્ય જે ભવ્ય જીવ છે તેને ઉદ્દેશીને કહે છે કે અરે ભવ્ય પ્રાણીઓ! જેમાં દયાધર્મ મુખ્ય છે એવી મોક્ષમાર્ગાધિકારિણી, દુર્ગતિદુઃખનિવારિણી, પાપસંતાપહારિણી, સંસારસમુદ્રતારિણી જે શ્રીજિનની વાણી છે તે તમે તમારા ( ચિત્ત મઝાર કે૦ ) મનની મધ્યે ધારો, પણ સાંભલ્યું અણસાંભલ્યું મ કરો. તે વાણી સાંભલીને મોહે મુંઝયા મત ફિરો, એટલે મોહદશામાં મુંઝયા થકા ફરો નહીં. તે મોહ ક્યાં સુધી છે? તો કે જ્યાંસુધી જીવને ક્ષાયિક ગુણ પ્રગટ્યો નથી ત્યાંસુધી છે, માટે તે મોહ મૂકશો તે વારેજ ( નિરધાર કે૦ ) નિશ્ચે સુખ પામશો. તે નિશ્ચય સુખ તો સિદ્ધના જીવોને છે, માટે તે પામવાનો ઉપાય એ છે જે સંવેગ ગુણ પાલવો. તે સંવેગીપણું કોને કહેવું? તો કે જેમાં મોક્ષમાર્ગાનુયાયી ક્રિયાનું કરવું હોય તેને સંવેગીપણું કહીએ, માટે તે પાલવું. હે પુણ્યવંત જીવો! તમે સાંભલો, એ હિતશિક્ષા કોની કહેલી છે? તો કે જે મહા પુણ્યવંત, અનંત વિજ્ઞાનના ધણી, અનંત શક્તિના ધણી, અનંત બલવંત એવા જે કેવલી ભગવંત, તેણે ( વદે કે૦ ) કહેલી છે. તે આગલી ગાથાએ કહે છે ॥ ૧ ॥ હે ભવ્યો! તમે સાંભલો કે ॥ ચુલ્લગ પાસગ ધન્ને, જૂએ રયણે અ સુમિણ ચક્ક અ ॥ કુમ્મ જુગે પરમાણૂ, દસ દિટ્ઠંતા મણુઅલમ્ભે ॥ ૧ ॥ ઇતિ દૃષ્ટાંત ગાથા ॥ એ ગાથામાં કહેલા દશ દૃષ્ટાંતે કરી પામવો દુર્લભ એવો ( માનવભવ કે૦ ) મનુષ્યનો ભવ છે, તે પણ જો ઘણોજ પુણ્યનો સંચય હોય તો પામીએ. તે કદાચિત્ મનુષ્યભવ પણ ( લદ્ધ કે૦ ) પામ્યો, તેમાં પણ વળી આર્ય દેશમાં જન્મ પામવો ઘણો દુર્લભ છે. જો ઘણી ( સુકૃત કે૦ ) શુભ કરણીનો સંબંધ હોય તોજ આર્ય દેશ માંહે જન્મ પામીએ. તિહાં ભરતક્ષેત્રમાં બત્રીશ હજાર દેશ છે. તે માંહે પણ સાડાપચવીશ આર્ય દેશ છે, અને બીજા સર્વ અનાર્ય દેશ જાણવા. તે આર્ય દેશ કોને કહેવો? તો કે જિહાં શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ અને શ્રીવીતરાગનો ભાખેલો ધર્મ, તેની સામગ્રીના પ્રવર્ત્તક જે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, આચાર્ય, ઉપાધ્યાય અને થિવિર, એ સાત હોય, તેને આર્ય દેશ કહીએ ॥ ૨ ॥

આરય ક્ષેત્રે જનમ હુઓ, પણ ઉત્તમ કુલ તે દુર્લભ રે ॥ વ્યાધાદિક કુલે ઉપનો, શું આરજ ક્ષેત્ર અચંભ રે ॥ શું૦ ॥ સંવેગ૦ ॥ ૩ ॥ કુલ પામે પણ દુલ્લહો, રૂપ આરોગ આઉ સમાજ રે ॥ રોગી રૂપરહિત ઘણા, હીણ આઉ દીસે છે આજ રે ॥ હીણ૦ ॥ સંવેગ૦ ॥ ૪ ॥

અર્થ—તે પણ કોઇ પૂર્વભવધર્મકર્ત્તવ્યયોગે આર્ય દેશમાં જન્મ થયો તોપણ તેથી શી

સિદ્ધિ થાય? તે આર્ય દેશમાં પણ જે મોટા ઇભ્ય વ્યવહારિયા, શેઠ, સેનાપતિ, ધન ધાન્યાદિકે પૂરિત તથા કુલ તે પિતાનો પક્ષ અને જાતિ તે માતાનો પક્ષ એ બે જેના વિશુદ્ધ નિર્મલ હોય તેને ઉત્તમ કુલ કહીએ, તે પામવું દુર્લભ છે. આર્ય દેશમાં પણ જો કદાચિત્ વ્યાધાદિક જે કોળી, વાઘરી, ભિલ્લ, માછી, કસાઇ, માંસ ભક્ષણ કરનાર ઇત્યાદિક હિંસક લોકને વ્યાધ કહીએ, તેમના કુલમાં ઉપન્યો અને આર્ય ક્ષેત્ર પામ્યો તો તેમાં શ્યો અચંબો જાણવો? ફોકટ ભવ હારી જાય, માટે પામ્યો તે ન પામ્યા જેવું થયું ॥૩॥ વળી કદાપિ પૂર્વ જન્મના પુણ્યોદયથી પૂર્વોક્ત ઉત્તમ કુલ પામ્યો તોપણ તેમાં રૂપવંતપણું તથા આરોગ એટલે રોગરહિતપણું અને આયુ, એટલાં વાનાંનો ( સમાજ કે૦ ) સંપૂર્ણ યોગ પામવો તે ખરેખરો દુર્લભ છે, કેમકે આજના કાળ માંહે ઉત્તમ કુલ પામીને પણ ઘણા પ્રાણી રોગિષ્ઠ, વળી ઘણા પ્રાણી રૂપરહિત તથા ઘણા પ્રાણી હીનાયુ એટલે અલ્પાયુવાલા દેખાય છે, માટે તેમને પુણ્યકાર્યમાં એટલી ખામી રહી, તેણે કરી રૂપ ન પામે, તેથી લોકોને ઇષ્ટ ન લાગે, તથા રોગ સહિત હોય તો ધર્મનાં કાર્ય સાધી શકે નહીં, વળી હીનાયુવાલાથી પણ કાંઇ સુકૃત થાય નહીં. તે વારે તે જીવ ઉત્તમ કુલ પામ્યો તોપણ શું? અને ન પામ્યો તોપણ શું? કાંઇજ નહીં ॥ ૪ ॥

**તે સવિ પામે પણ સહી, દુલહો છે સુગુરુ સંયોગ રે ॥ સઘલે ખેત્રે નહીં સદા, મુનિ પામીજે શુભ યોગ રે ॥ મુનિ૦ ॥ સંવેગ૦ ॥ ૫ ॥**

અર્થ—એ પૂર્વોક્ત મનુષ્યનો ભવ, આર્ય ક્ષેત્ર, ઉત્તમ કુલ, રૂપવંતપણું, રોગરહિતપણું અને સંપૂર્ણ આયુષ્ય, એ સર્વ વાનાં પામે, પણ ( સહી કે૦ ) નિશ્ચય થકી સદ્ગુરુનો સંયોગ પામવો મહા દુર્લભ છે, એટલે જે પંચમ ગતિના સાધક પોતે સંસારના પાશથી મૂકાણા અને બીજાને મૂકાવવા સમર્થ તેવા ગુરુ મલવા દુર્લભ છે. તે ગુરુ શાસ્ત્રમાં ત્રણ પ્રકારના કહ્યા છે, તેમાં એક તો પત્થર સમાન તે પોતે પણ બૂડે અને આશ્રય કરનારને પણ બૂડાડે, બીજા કાષ્ઠ સમાન તે પોતે પણ તરે અને આશ્રય કરનારને પણ તારે, ત્રીજા પિપ્પલપત્ર સમાન તે પોતે તરે અને આશ્રય કરનારને બૂડાડે. એ ત્રણ ભેદ માંહેલા બીજા ભેદવાલા કાષ્ઠ સમાન એવા સુગુરુ, ઉત્તમ ગુરુ, મહામુનિ, અકિંચની, નિર્લોભી, પરોપકારી, તેનો ભલો યોગ તે સર્વ ક્ષેત્રને વિષે આ પંચમ કાળમાં સદા સર્વદા ન પામીએ, કેમકે ગુણહીન ઘણા હોય અને ગુણવંત થોડા હોય ॥ ૫ ॥

**મહોટે પુણ્યે પામીએ, જો સદ્ગુરુ સંગ સુરંગ રે ॥ તેર કાઠીયા તો કરે, ગુરુદર્શન ઉત્સવ ભંગ રે ॥ ગુરુ૦ ॥ સંવેગ૦ ॥ ૬ ॥ દર્શન પામે ગુરુ તણું, ધૂર્ત્તે વ્યુદ્ગ્રાહિત ચિત્ત રે ॥ સેવા કરી જન નવિ શકે, હોયે ખોટો ભાવ અમિત્ત રે ॥ હોયે૦ ॥ સંવેગ૦ ॥ ૭ ॥**

અર્થ—તે પણ કદાપિ જો મોટાં પુણ્યકાર્ય કર્યાં હોય તો ભલા રંગે કરી સહિત રુડા ગુરુનો પણ સંગ પામીએ, અને તે ગુરુ ગામમાંજ છે, ધર્મશાસ્ત્રની દેશના પણ આપે છે, તથા આપણે પણ તેવા ગુરુનું દર્શન કરીને ઉપદેશ સાંભલીએ! એવું જે વારે મન કરીએ

તો તે વારે તેર કાઠીયા છે તે ગુરુદર્શનના ઉત્સુકપણાનો ભંગ કરે છે. હવે તે તેર કાઠીયાનાં નામ કહે છે. એક ગુરુ પાસે જતાં આલસ થાય તે આલસ કાઠીયો, બીજો પુત્ર કલત્રે વીંટ્યો રહે, તેથી ગુરુ પાસે જવાય નહીં તે મોહ કાઠીયો, ત્રીજો ગુરુ કાંઇ ખાવા આપશે નહીં, જો ધંધો કરશું તો ખાશું, એમ ચિંતવી ન જાય તે અવિનય કાઠીયો, ચોથો મોટાઇ મનમાં રાખે, જે કોણ સર્વને પગે લાગે ? તે અભિમાન કાઠીયો, પાંચમો ગુરુની આગતાસ્વાગતા ન કરે, બોલાવે નહીં, ધર્મલાભ ન આપે તે ક્રોધ કાઠીયો, છઠ્ઠો પ્રમાદમાં ભર્યો રહે તે પ્રમાદ કાઠીયો, સાતમો રખે ગુરુ પાસે જતાં કાંઇ પૈસા ખરચવા પડે, એવી કૃપણતા રાખે તે કૃપણ કાઠીયો, આઠમો ભય રાખે તે ભય કાઠીયો, નવમો શોકને યોગે ન જાય તે શોક કાઠીયો, દશમો અજ્ઞાનતાને લીધે ગુરુ પાસે ન જાય તે અજ્ઞાન કાઠીયો, અગીયારમો વિકથા કરવામાં તત્પરપણે ગુરુ પાસે ન જાય તે વિકથા કાઠીયો, બારમો ગુરુ પાસે જતાં માર્ગમાં કૌતુક જોવા ઉભો રહી જાય તે કૌતુક કાઠીયો, અને તેરમો વિષયમાં માચી રહે, તેથી ગુરુ પાસે જવાય નહીં, માટે તે વિષય કાઠીયો જાણવો. એ તેર કાઠીયાનાં નામ કહ્યાં ॥ ૬ ॥ કદાપિ પૂર્વકૃત પુણ્યોદયે કરી તેર કાઠીયાનો અંતરાય નિવારીને ગુરુનું દર્શન પામ્યો, અને ધર્મદેશના પણ સાંભલી, તો તે ગુરુનાં હિતકારક વચન પોતાના ચિત્તમાં ધારે નહીં, શામાટે? જે ( ધૂર્ત્તે વ્યુદ્ગ્રાહિત ચિત્ત કે૦ ) પૂર્વે કુગુરુની સંગતિ કરી છે, તેણે પોતાનાં મિથ્યા ઉપદેશવચન દૃઢપણે તેને રુચાવ્યાં છે, તે કદાગ્રહપણે અસ્થિમજ્જામય કરી રાખ્યાં છે, એવો ખોટો ધર્મ દેખાડીને વળી એવું કહ્યું છે કે હું કહું છું એથી ઉપરાંત બીજો કોઇ ધર્મનો સાર છેજ નહીં, તે માટે રખેને તું એ ધર્મથી ચલાયમાન થઇ જા ! તુજને બીજો કોઈ પાખંડી મલશે, તે પોતાનો ધર્મોપદેશ કરશે તેને તું સત્ય જાણીશ નહીં ! એમ વારંવાર વચનયુક્તિએ તેને કુગુરુએ પ્રથમ સમજાવેલો છે, અને તે મુગ્ધ જીવે પણ તેનું વચન પોતાના મનમાં તેમજ નિર્ધાર કરી રાખ્યું છે કે એણે જે કહ્યું તેજ સત્ય છે. એ રીતે પ્રથમ કુગુરુરૂપ ધૂર્ત્તે તેનું ચિત્ત વ્યુદ્ગ્રાહિત કર્યું છે. તેને સદ્ગુરુ મલ્યા, તેણે સંસાર તરવારુપ ધર્મ કહ્યો, પરંતુ પૂર્વે કુધર્મ અંગીકાર કરેલો છે તેને યોગે તે ખરા ધર્મને આદરી શકતો નથી, તેથી તે ( જન કે૦ ) પુરુષ સદ્ગુરુની સેવા કરી શકે નહીં. ઉલટો તે મૂર્ખનો ગુરુ ઉપર અમિત્રતા એટલે શત્રુપણાનો ખોટો ભાવ થાય. એવા પ્રાણી જે હોય તે ધર્મ પામી શકે નહીં. તેની ઉપર એક દૃષ્ટાંત કહે છે કે કોઇ એક જોગી ગુરુ અને ચેલો એ બે જણ ભમતાં ભમતાં એક મોટા નગરમાં આવ્યા. તિહાં ગુરુ નગર બહાર બેઠો, અને ચેલાને ભિક્ષા લેવા નગરમાં મોકલ્યો. તે ચેલો કોઇ શાહુકારની હવેલીમાં ગયો, ત્યાં સર્વના હાથમાં સોનાનાં કડાં પહેરેલાં દીઠાં, તેથી તેને પણ કડાં પહેરવાની હોંશ થઇ. પછી ભિક્ષા લઇ ગુરુ પાસે આવ્યો. તિહાં ગુરુ સાથે જમી લીધા પછી ગુરુને કહેવા લાગ્યો કે તુમ મેરેકોં સોનેકે કડે પહેરાઓ! તબ મેં તુમેરી બંદગી કરુંગા! તેને ગુરુએ કહ્યું કે બેટા! યોગમાર્ગમેં એક દમડીભી પાસ નહીં રખની, તો ફેર સોનેકે કડે કિસતરે રક્ખા જાવે! ઇસ વાસ્તે મેરે તેરે નહીં બને! એમ કહી યોગી ચેલાને ત્યાંજ મૂકી ચાલ્યો ગયો. પાછલથી ચેલાએ પૈસા પેદા કરી કડાં પહેરવાનો નિશ્ચય કર્યો. નિત્ય પ્રભાતનો ગામમાં જઇ કણ આટો માગી ભેલો કરી વેચીને પૈસા કરવા માંડ્યા. એમ કરતાં ત્રણ ચાર વર્ષમાં ચારસેં પાંચસેં રૂપૈયા એકઠા કર્યા. પછી તે નગરમાં એક સોની રહે છે તેની સાથે મિત્રાઇ કરી માંહોમાંહે ઘણો સ્નેહ મલે, પણ સોની કપટી છે તેની જોગીને ખબર નથી. એક દિવસે જોગીએ સોનીને કહ્યું કે હે મેરે મિત્ર ! મૈંનેં ચારસેં પાંચસેં રૂપૈયે એકઠ્ઠે કીયે હૈ, ઉસકા અચ્છા સુન્ના લેકે મેરેકોં કડાં બના દે. એવું સાંભલી સોનીએ કહ્યું કે તું મારો મિત્ર છે અને મારી આબરુ ગામમાં સારી નથી, તેથી ગામના સોની, શરાફ અને નાણાવટી સર્વે મારી સાથે ઇર્ષ્યા રાખે છે, માટે તું બીજા કોઇ સોની પાસે ઘડાવી લે. એ સર્વ સોનીના

બોલ જોગીએ સત્ય કરી માન્યા, અને ફરી સોનીને કહ્યું કે તું મેરા મિત્ર હૈ, તો તેરેકું છોડકે દૂસરેકી પાસ મેં નહીં બનવાઉંગા, તોપણ સોનીએ વિશ્વાસ બેસાડવા સારુ એક બે વાર નાકારો કર્યો, પરંતુ જોગીએ પરાણે કડાં ઘડવા સોંપ્યાં. સોનીએ પણ ખરા સોનાનાં કડાં ઘડી તૈયાર કરી જોગીને આપ્યાં, અને કહ્યું કે મારું નામ લઇશ નહીં, અને આખા ગામમાં દેખાડી આવ કે આ મારી ચીઠ્ઠી પ્રમાણે કિમત થાય છે કે નહીં ? જો ચીઠ્ઠી પ્રમાણે કિમત થાય તો મને સાચો માનજે. જોગીએ પણ નાણાવટી, શરાફ, સોનીઓ આદિક ઘણાને દેખાડી કિમત કરાવી તો બરાબર સોનીએ કરી આપેલી ચીઠ્ઠી પ્રમાણે કાયમ થઇ, તેથી વળી જોગીને સોની ઉપર પૂર્ણ વિશ્વાસ આવ્યો. તે વારે કડાં પાછાં લઇ આવીને સોનીને ઓપવા સારુ આપ્યાં. સોનીએ કહ્યું કે પ્રભાતના લઇ જજે. પછી સોનીએ તે કડાં જેવાંજ બીજાં પીતલનાં કડાં ઘડી તોલમાં સરખાં કરીને તેની ઉપર રંગ આપી ઓપી પ્રભાતે જોગીના હાથમાં આપ્યાં, અને કહ્યું કે વળી પણ હું એક પારખું દેખાડું. જે આ કડાં છે તે ગઇ કાલે જ્યાં દેખાડ્યાં ત્યાંજ મારું નામ લઇને દેખાડજે, તો બધા પીતલનાં કહેશે, કારણ કે મારા સર્વ દ્વેષી છે. ચેલાએ પણ તેમજ કર્યું, અને ફરી બધાને સોનીનું નામ લઈ કડાં દેખાડ્યાં તે વારે સર્વે કહેવા લાગ્યા કે આ પીતલનાં છે. તેને જોગીએ કહ્યું કે તુમ સબ લોક યહ સોનીકે દુશ્મન હો. કલ તો તુમ સચ્ચે કહેતે થે. તે વારે તે પરીક્ષકોએ કહ્યું કે કાલનાં બીજાં કડાં હતાં અને આ વળી બીજાં છે, માટે તું ઠગાય છે, તોપણ જોગીએ તેમની વાત સર્વથા નહીંજ માની. એ દૃષ્ટાંતે વ્યુદ્ગ્રાહિત ચિત્તવાલો પણ સર્વથા સદ્‌ગુરુનું વચન નજ માને ॥ ૭ ॥

**ગુરુસેવા પુણ્યે લહી, પાસે પણ બેઠા નિત્ત રે ॥ ધર્મ-શ્રવણ તોહે દોહિલું, નિદ્રાદિક દીએ જો ભિત્ત રે ॥ નિદ્રા-દિક૦ ॥ સંવેગ૦ ॥ ૮ ॥ પામી શ્રુત પણ દુલ્લહી, તત્ત્વ-બુદ્ધિ તે નરને ન હોય રે ॥ શૃંગારાદિક કથારસે, શ્રોતા પણ નિજ ગુણ ખોય રે ॥ શ્રોતા૦ ॥ સંવેગ૦ ॥ ૯ ॥**

અર્થ—વળી કદાપિ પૂર્વકૃત પુણ્યોદયે કરી ગુરુની સેવા ( લહી કે૦ ) પામી અને ગુરુની પાસે પણ નિત્ય જઇને બેઠા, તથાપિ જે વેળાએ ગુરુ ધર્મોપદેશ આપે તે વેળાએ અંતરાયને યોગે તે ધર્મ સાંભલવો દુર્લભ થઇ પડે, કેમકે તે વારે તેને નિદ્રાજ આવે, અથવા આદિ શબ્દથી વિકથાદિક પ્રમાદમાં રુચિ થાય, તેથી ધર્મશ્રવણ ક્યાંથી થઇ શકે ? એટલે ધર્મ સાંભ-લવામાં નિદ્રાદિક પ્રમાદ જો આડો આવી ભીંત જેવો થઇ પડે તો અટકાવી નાખે, માટે પ્રમાદ છોડીને ધર્મ આદરવો ॥ ૮ ॥ કદાપિ પુણ્યયોગે ગુરુની પાસે જઇ નિદ્રા, વિકથા, વિષય, પ્રમાદ અને કષાય તેનો ત્યાગ કરી ધર્મનું સાંભલવું પામ્યું, તોપણ તે નરને ધર્મ સંબંધી તત્ત્વની બુદ્ધિ આવવી ઘણી દોહિલી હોય, કારણ કે અહોરાત્ર શૃંગારાદિ રસ જેમાં પ્રધાન છે એવી ( કથા કે૦ ) ભાષાગ્રંથ, કોકશાસ્ત્ર, અનંગરંગ, વાત્સ્યાયનસૂત્ર પ્રમુખ, જેમાં નિઃકેવલ શૃંગારનીજ વાતો છે, તથા આદિ શબ્દથી સ્ત્રી અને રાજ પ્રમુખની કથા લેવી, તે સાંભલવામાંજ પ્રાણી મગ્ન થઇ રહે, માટે એવા શૃંગારાદિક રસે કરી યુક્ત જે ગ્રંથ તેના રસે કરી તે શ્રોતા ધર્મ સાંભલે, તેથી સાંભલતો થકો પણ આત્મગુણને ખોઇ નાખે, માટે તત્ત્વની બુદ્ધિ ધારવી ॥ ૯ ॥

**તત્ત્વ લહે પણ દુલ્લહી, સદ્દહણા જાણો સંત રે ॥ કોઇ**

**નિજ મતિ આગલ કરે, કોઇ ડામાડોલ ફિરંત રે ॥ કોઇ૦ ॥ સંવેગ૦ ॥ ૧૦ ॥ આપ વિચારે પામીએ, કહો તત્ત્વ તણો કિમ અંત રે ॥ આલસુઆ ગુરુ શિષ્યનો, ઇહાં ભાવજો મન વૃત્તાંત રે ॥ ઇહાં૦ ॥ સંવેગ૦ ॥ ૧૧ ॥**

અર્થ—કદાપિ પૂર્વકૃત શુભ કર્મના ઉદયથી દેશના સાંભલીને ધર્મનું તત્ત્વ ધાર્યું, પરંતુ ( સંત કે૦ ) હે સજ્જનો ! તે શ્રોતાને તત્ત્વની વાત ઉપર સદ્દહણા આવવી ઘણીજ દોહિલી છે. શામાટે જે કોઇક શ્રોતા તો પોતાના મનથી ઉત્પન્ન થઇ જે કલ્પનાજાલ તેથી પોતાની મતિ આગલ કરે, એટલે કહે કે ગુરુ ભલે આમ કહે છે, પણ વાત તો મેં ધારી છે તે પ્રમાણેજ હશે, તથા કેટલાએક શ્રોતા તો ડામાડોલ થઇ પ્રમાદમગ્ન થકા ફર્યા કરે, એટલે પ્રથમ જેની પાસે જે ધર્મ સાંભલ્યો હોય તે ભલો હશે કે આ કહે છે તે ભલો હશે ? એમ ચિંતવતા ફરે, પોતાના ડહાપણમાં સમાય નહીં, તેથી સદ્દહણા રાખ્યા વિના સર્વ છાર ઉપર લીપણા સમાન છે ॥ ૧૦ ॥ માટે તત્ત્વની શ્રદ્ધા વિના તત્ત્વ કેમ પામીએ ? આ શુભ છે તે આદરવા યોગ્ય છે અને આ અશુભ છે તે ત્યાગવા યોગ્ય છે, એવી વાતો તો જે વારે ગુર્વાદિકના મુખથી સાંભલીને ધારે તે વારે તે તત્ત્વ પામે, પરંતુ કહો કે ( આપ કે૦ ) પોતાના વિચારથી તત્ત્વ તે કેમ પામીએ ? જે આલસુ થઇ ઘરમાં બેસી રહે, ગુરુની પાસે ધર્મ સાંભલવા ન જાય તે તત્ત્વ કેમ પામે ? તત્ત્વ તો જે આલસ ત્યાગીને ચિત્તમાં ધર્મ સાંભલવાની રુચિ વધારીને ગુરુમુખે જિનોક્ત વચન સાંભલે, તિહાં જે શંકા ઉપજે તે પૂછી સંદેહ ટાળી દૃઢતા કરે, તે પામે. આંહીં કોઇ અન્યદર્શની ગુરુ અને શિષ્ય એ બે જણ આલસુ હતા, તેનો વૃત્તાંત મનને વિષે ભાવજો. તે વૃત્તાંત કહે છે. કોઇ ગુરુ શિષ્ય એક નગરની બહાર ઝુંપડી બાંધી રહ્યા છે, વસ્ત્ર રહિત છે, ગામમાં ભિક્ષા માગી ઉદરપૂરણા કરે છે, એવામાં પોષ માસના દિવસ આવ્યા, ટાર ઘણો પડવા લાગ્યો, પણ તે બે જણ નિરુદ્યમી છે, તેથી ગામમાં ભિક્ષા માગવા માટે પણ એકાદ જગાએ ફરે. તિહાંથી થોડું ઘણું જે મલે તે લઇ આવીને ઉદરપૂરણા કરે, પણ વધારે જગાએ ફરે નહીં. વળી ઓઢવાને કપડું તો લાવેજ કયાંથી ? એમ કરતાં એક દિવસે તો બહુ ટાઢ પડી, તેથી તે ગુરુ શિષ્ય થરથર કંપતા ભિક્ષા જડી, નહીં જડી, એવે હાલે તુરત ગામમાંથી આવીને મઢીની અંદર પણ આલસને લીધે ગયા નહીં. એમજ જીર્ણ વસ્ત્રે મુખ ઢાંકીને બહાર આવી સુતા, પાછલી રાત્રિએ જાગ્યા, તે વારે પણ નેત્ર ઉઘાડીને જોવા જેટલો ઉદ્યમ ન કરતાં એમજ ઢાંકેલે મુખે ગુરુ શિષ્યને પૂછવા લાગ્યો કે હે શિષ્ય ! ટાઢ ઘણી પડે છે, માટે હું ઝુંપડીમાં છું કે બહાર છું ? તે વારે શિષ્ય વળી ગુરુથી પણ વધારે આલસુ છે, માટે તેણે પણ ઢાંકેલે મુખેજ જવાબ આપ્યો જે આપણે ઝુંપડીમાં છીએ. એવામાં વળી શીતના ભયથી કોઇક કુતરો આવીને ગુરુની પાસે સુતેલો હતો તેનું પૂછડું ગુરુના હાથમાં આવ્યું. તે વારે ગુરુ શિષ્યને કહેવા લાગ્યો કે “ ભો શિષ્ય ! મમ પુચ્છં વર્તતે. તદા શિષ્યેણ ચિંતિતં કચ્છાટિકાંબરખંડં ગૃહીત્વા ભવાન્ પૃચ્છતીતિ, શિષ્યઃ પ્રાહ ભો ગુરવઃ ! ! તત્પુચ્છં વસ્ત્રાંતં તદજલ્પનપરેણ શયને ત્વયા યતિતવ્યં. ” એમ બે જણા ઉદ્યમ રહિત થકા ત્યાંજ ટાઢમાં સુઇ રહ્યા, પરંતુ બેમાંથી એક પણ આલસ રહિત થઇ મઢીમાં ગયો નહીં. પ્રાતઃકાળે હિમ પડ્યું, તેથી બેહુ જણ હિમથી દાઝીને મરણ પામ્યા. તેમ જે

આલસુ હોય તે પોતાની મતિકલ્પનાએ કુમતિ કરે, પણ કોઇને પૂછે નહીં. ઉદ્યમ ન કરે તો તત્ત્વ પણ પામે નહીં. જો ગુરુ શિષ્ય બેહુએ ઉદ્યમ કર્યો હોત અને મઢીમાં ગયા હોત તો જીવતા રહેત, માટે એ આલસુ ગુરુ શિષ્યનો વૃત્તાંત મનોભાવિત ગવેષવો ॥ ૧૧ ॥

**બઠર છાત્ર ગજ આવતાં, જિમ પ્રાપ્ત અપ્રાપ્ત વિચાર રે ॥ કરે ન તેહથી ઉગરે, તેમ આપમતિ નિરધાર રે ॥ તેમ૦॥ સંવેગ૦ ॥ ૧૨ ॥**

અર્થ—હવે વળી આપમતિ ઉપર બીજો દૃષ્ટાંત કહે છે. જેમ કોઇ ( બઠર કે૦ ) મૂર્ખ ( છાત્ર કે૦ ) શિષ્ય છે, તે વેદાદિક શાસ્ત્ર તો ભણ્યો છે, પરંતુ અર્થની વિવેચનાને અણજાણતો છે. તે કોઇ કામને અર્થે બજારમાં ગયો છે, એવામાં રાજાનો મદોન્મત્ત હાથી છૂટ્યો છે. તે ગજને પોતાની સામો આવતો દેખે છે, એટલામાં હાથીનો મહાવત લોકોને કહે છે કે ભાઇઓ! એ હાથી મારા હાથમાં નથી, માટે તમે દૂર થઇ જાઓ. તે સાંભલી સર્વ લોક નાઠાં, તે વારે બઠર છાત્ર ચૌટામાં ગયો, તેને પણ લોકે કહ્યું કે તુને હાથી મારશે, માટે ઇહાંથી અલગો જતો રહે, તોપણ તે તિહાં ઉભો રહીને વિચારવા લાગ્યો કે આ લોક કહે છે કે હાથી મનુષ્યને મારે છે, તે ( પ્રાપ્ત કે૦ ) પામ્યાને મારે છે કિંવા અપ્રાપ્ત એટલે અણપામ્યાને મારે છે? જો પામ્યાને મારતો હોય તો મહાવત એની ઉપર બેઠો છે તેને કેમ મારતો નથી? અને જો અણપામ્યાને મારતો હોય તો સર્વ જગતનાં લોક એને અણપામ્યાં જેવાં છે તેને કેમ મારતો નથી? એમ વિચાર કરે છે એટલામાં હાથીએ આવી સુંઢથી ઝાલીને તેને ચીરી નાખ્યો, તેથી મરણ પામ્યો. જેમ એ બઠર છાત્રે લોકનાં વચન માન્યાં નહીં, અને તે આપમતે વિચાર કરતો તિહાંજ ઉભો રહ્યો, તેથી મરણ પામ્યો, પણ તેથી ઉગર્યો નહીં, તેમ જે આપમતિ હોય તે પણ ( નિરધાર કે૦ ) નિશ્ચેથી દુ:ખ પામે, માટે જે તત્ત્વગવેષક હોય તે ગુરુમુખથી જાણી તેને કહેલે માર્ગે પ્રવર્ત્તન કરે તો તત્ત્વ પામે, પરંતુ આપમતિ હોય તે નરક નિગોદનાં દુ:ખ પામે, માટે આપમતિ ન થવું ॥ ૧૨ ॥

**આગમને અનુમાનથી, વળી ધ્યાનરસે ગુણગેહ રે ॥ કરે જે તત્ત્વગવેષણા, તે પામે નહીં સંદેહ રે ॥ તે૦ ॥ સંવેગ૦ ॥ ૧૩ ॥**

અર્થ—( આ કે૦ ) સમસ્ત પ્રકારનું જેમાં ગમ એટલે જ્ઞાન છે તેને આગમ કહીએ. તે આગમ શ્રીજિનેશ્વરના કહેલા અર્થ અને ગણધરોનાં ગુંથ્યાં સૂત્ર તેના અનુમાનથી એટલે આગમમાં ભગવાને તત્ત્વની વાત જેવી રીતે કહેલી છે તેના અનુમાનથી તથા વળી ( ધ્યાનરસે કે૦ ) આદર કરવા યોગ્ય જે ધર્મધ્યાન અને શુકલધ્યાન તેના એકેકના ચાર ચાર પાયા છે, તેણે કરી ચિંતવન કરતાં તેથી ઉપન્યો જે રસ, તેને ધ્યાનરસ કહીએ, એટલે ધ્યાનરસે કરીને ગુણનું ગેહ એટલે ગુણનું સ્થાનક પ્રાપ્તિરૂપ જે તત્ત્વ, તે તત્ત્વની જે ગવેષણા કરે તે તત્ત્વ પામે, એમાં સંદેહ નહીં. અથવા તત્ત્વ પામવાનાં ત્રણ કારણ છે, એક આગમથી અને બીજું અનુમાનથી, ત્રીજું ધ્યાનરસ તે અનુભવરસ એ ત્રણે પ્રકારે જે ગુણનું ઘર થઇને તત્ત્વની ગવેષણા કરે તે નિ:સંદેહ તત્ત્વ પામે ॥ ૧૩ ॥

**તત્ત્વબોધ તે સ્પર્શ છે, સંવેદન અન્ય સ્વરૂપ રે ॥ સંવે-**

દન વંધ્યે હુઇ, જે સ્પર્શ તે પ્રાપતિરૂપ રે ॥ જે૦ ॥
સંવેગ૦ ॥ ૧૪ ॥ તત્ત્વ તે દશવિધ ધર્મ છે, ખંત્યાદિક
શ્રમણનો શુદ્ધ રે ॥ ધર્મનું મૂલ દયા કહી, તે ખંતિ ગુણે
અવિરુદ્ધ રે ॥ તે૦ ॥ સંવેગ૦ ॥ ૧૫ ॥

અર્થ—તત્ત્વનું જાણપણું તે તત્ત્વબોધ કહીએ. તેના બે ભેદ છે. એક સ્પર્શ તત્ત્વબોધ, બીજો સંવેદન તત્ત્વબોધ. તિહાં તત્ત્વનાં શાસ્ત્ર જે આગમ તે સાંભલીને શ્રીજિનાગમભાષિત તત્ત્વ સમ્યક્ત્વાદિ પ્રાપ્તિપૂર્વક શ્રદ્ધાપૂર્વક નવ તત્ત્વાદિકનો અવબોધ થાય, શુદ્ધ અધ્યવસાયે આત્મપરિણતિપરિપાકપણે મન વચન કાયાની એકાગ્ર સ્થિરતાએ ભાવની વિશુદ્ધતાએ સદ્ગુરૂપદેશામૃતયોગથી સદ્દહણામય વસ્તુધર્મ ગ્રહણરૂપપણે જે ચિત્તની વૃત્તિ થાય એવો જે તત્ત્વબોધ તે સ્પર્શરૂપ જાણવો, અને શ્રદ્ધા રહિત સમ્યક્ પ્રકારે વસ્તુના સ્વરૂપને જાણપણામાં ધારે તે સંવેદન તત્ત્વબોધ જાણવો. તે સ્પર્શ તત્ત્વબોધથી ( અન્ય કે૦ ) જૂદે રૂપે જાણવો. એ સંવેદન તત્ત્વબોધ તે ( વંધ્યે કે૦ ) વાંઝણી સ્ત્રી જેવો હોય, કાંઇ ફલ આપે નહીં, અને સ્પર્શ તત્ત્વબોધ તે પ્રાપ્તિરૂપ છે, ફલદાયક હોય, તે માટે સંવેદન છાંડવો અને સ્પર્શ આદરવો ॥ ૧૪ ॥ હવે દશ પ્રકારનો યતિધર્મ તે પરમ તત્ત્વ છે. ખંતિ આદે દઇને શુદ્ધ ધર્મ સ્પર્શ તત્ત્વબોધ તે દશ પ્રકારે ( શ્રમણ કે૦ ) યતિનો જાણવો. ( ખંત્યાદિક કે૦ ) ક્ષમા આદે દઇને એટલે ૧ ખંતિ જે ક્ષમા તે ક્રોધનો જય, ૨ માર્દવ તે માનનો ત્યાગ, ૩ આર્જવ તે માયાનો ત્યાગ, ૪ મુક્તિ તે નિર્લોભતા, ૫ બાર પ્રકારની તપસ્યા, ૬ સત્તર ભેદે કરી યુક્ત સંયમ, ૭ ચાર નિક્ષેપે કરી સત્ય ભાષણ કરવું, ૮ શૌચ તે ભાવશૌચાદિક, ૯ અકિંચનત્વ તે પરિગ્રહરહિતપણું, ૧૦ અઢાર ભેદે યુક્ત બ્રહ્મચર્ય. એ દશ પ્રકારનો ધર્મ સેવ્યાથી ચાર ગતિનો રોધ કરે અને પંચમી ગતિ પમાડે. તે ધર્મનું મૂલ દયા કહી છે. જિહાં દયા નથી તિહાં ધર્મ નથી. તે દયા જે છે તે તો ( ખંતિ કે૦ ) ક્ષમા ગુણથી અવિરોધપણે છે, એટલે મલતી છે. ક્રોધ જાય તે વારે ક્ષમા આવે, અને જિહાં ક્ષમા આવી તિહાં દયા અવશ્ય ઉપજે, તે માટે દયામય ધર્મ છે. એ પહેલો યતિધર્મ કહ્યો ॥ ૧૫ ॥

વિનયને વશ છે ગુણ સવે, તે તો માર્દવને આયત્ત રે ॥
જેહને માર્દવ મન વસ્યું, તેણે સવિ ગુણગણ સંપત્ત રે ॥
તેણે૦ ॥ સંવેગ૦ ॥ ૧૬ ॥ આર્જવ વિણ નવિ શુદ્ધ
છે, નવિ ધર્મ આરાધે અશુદ્ધ રે ॥ ધર્મ વિના નવિ
મોક્ષ છે, તેણે ઋજુભાવી હોય બુદ્ધ રે ॥ તેણે૦ ॥
સંવેગ૦ ॥ ૧૭ ॥

અર્થ—હવે બીજો માર્દવ ગુણ વખાણે છે. તે એવી રીતે જે દેવ, ગુરુ, ધર્મ, એ સર્વ વિનયથી ફલદાયક થાય છે, માટે જેટલા કાંઇ ગુણ છે તે સર્વ વિનયને વશ છે, અને જો સર્વોત્તમ કરણી કરે છે, તેમાં પણ જો વિનય નથી હોતો તો સર્વ શૂન્ય પ્રાય છે, એવો વિનય ગુણ છે તે પણ માર્દવને ( આયત્ત કે૦ ) વશ છે, માર્દવથી નજીક છે, તે માર્દવ ગુણ માનનો

ત્યાગ કરે તે વારે પ્રગટ થાય, પણ અભિમાન, અહંકાર, મત્સર, દ્રોહ, ઈર્ષ્યાદિ દોષ સહિત પ્રાણીને માર્દવ ગુણ ન આવે, પરંતુ એ દોષોના ત્યાગથી માર્દવ ગુણ જીવને આવે. એવો માર્દવ ગુણ જે પ્રાણીના મન માંહે વસ્યો છે તે પ્રાણી ( સવિ ગુણગણ સંપત્ત કે૦ ) સર્વ ગુણના સમુદાયને પામ્યો, અને ગુણ સહિત થયો તે વારે ધર્મપ્રાપ્તિને પામ્યો. એ બીજો યતિધર્મ જાણવો ॥ ૧૬ ॥ હવે ત્રીજો આર્જવ ગુણ વખાણે છે. આર્જવ ગુણ તે ( આર્જવ કે૦ ) સરલપણું તે વિના શુદ્ધ નથી, અને ધર્મઆરાધન પણ નથી, અશુદ્ધ છે, માટે કુટિલતા, વક્રતા, માયાવીપણું, એ સર્વ માયાનાં ઘરનાં છે, અને આત્માના બલવત્તરપણે શુદ્ધ ચારિત્રના અભ્યુદયથી નિર્મલ આત્માના યોગ થકી કુટિલતાદિકનો ત્યાગ કર્યાથી આર્જવ ગુણ ઉપજે છે. તે આર્જવ વિના ધર્મની શુદ્ધિ નથી, અશુદ્ધ છે, માટે તે શુદ્ધ ધર્મ આરાધી શકે નહીં, અને શુદ્ધ ધર્મ આરાધ્યા વિના મોક્ષ નથી. તે માટે જે ( બુદ્ધ કે૦ ) જ્ઞાની તે ( ઋજુભાવી કે૦ ) સરલ સ્વભાવી હોય, જે થકી આર્જવ ગુણની પુષ્ટિ થાય. એ ત્રીજો યતિધર્મ કહ્યો ॥ ૧૭ ॥

**દ્રવ્યોપકરણ દેહનાં, વળી ભક્ત પાન શુચિ ભાવ રે ॥**
**ભાવશૌચ જિમ નવિ ચલે, તિમ કીજે તાસ બનાવ રે ॥**
**તિમ૦ ॥ સંવેગ૦ ॥ ૧૮ ॥ પંચાશ્રવથી વિરમીએ,**
**ઇંદ્રિય નિગ્રહીજે પંચ રે ॥ ચાર કષાય ત્રણ દંડ જે,**
**તજીએ તે સંજમ સંચ રે ॥ તજીએ૦ ॥ સંવેગ૦ ॥ ૧૯ ॥**

અર્થ—હવે શૌચધર્મ કહે છે. તેના બે ભેદ છે. એક દ્રવ્યશૌચ, બીજું ભાવશૌચ. તે માંહે ( દેહ કે૦ ) શરીરનાં દ્રવ્યોપકરણ તે હાથ, પગ, આંગલી પ્રમુખ તે સર્વ દ્રવ્યથી દેહનાં દ્રવ્યોપકરણ, અથવા દ્રવ્યોપકરણ તે પુસ્તકાદિક તથા વસ્ત્ર પાત્રાદિક તેમજ વળી ભાત પાણી તેને રાગ રહિત ધર્મપુષ્ટિદાયક જાણી ( શુચિ ભાવ કે૦ ) પવિત્ર ભાવ યુક્ત, બેંતાલીશ દોષ રહિત એવા વિધિએ આહારાદિકને ગ્રહણ કરવે કરીને દ્રવ્યશૌચ થાય. તે જેમ આત્માના પવિત્ર ચોખા અધ્યવસાય ધરવે, મનની લહેર કષાયાદિક રહિત શુદ્ધ પરિણામની વધતી ધારાએ ભાવશૌચ થાય છે. તે ભાવશૌચ જેમ ચલે નહીં, માટે નહીં તેવી રીતે તેને ગ્રહણ કરવા બનાવ કીજે, એટલે જેમ જેમ ભાવશૌચ વધે તેમ તેમ યતિધર્મ પણ વધે, યતિધર્મ વધતે મોક્ષપ્રાપ્તિ પણ સુલભ થાય. એ ચોથો શૌચધર્મ કહ્યો ॥ ૧૮ ॥ હવે સંયમ ગુણ વખાણે છે. ૧ પ્રાણાતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન, ૪ મૈથુન અને ૫ પરિગ્રહ, એ પાંચ આશ્રવથી (વિરમીએ કે૦) દૂર રહીએ, એ અનાદિ કાળના આત્માના સહચારી પાપોપચિતપણે દુષ્ટ ગતિદાયક છે. તથા ૧ સ્પર્શેંદ્રિય, ૨ રસેંદ્રિય, ૩ ઘ્રાણેંદ્રિય, ૪ ચક્ષુરિંદ્રિય, ૫ શ્રોત્રેંદ્રિય, એ પાંચે ઇંદ્રિયનો નિગ્રહ કરીએ એટલે દમીએ. વળી ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ, એ ચાર કષાયને છાંડીએ, તથા ૧ મનોદંડ, ૨ વચનદંડ, ૩ કાયદંડ, એ ત્રણ દંડને ( તજીએ કે૦ ) ત્યાગ કરીએ. એવી રીતે એ સત્તર વાનાં દૂર કરે થકે આત્માને વિષે સંયમ ઠરે, પણ એમાંથી એક દુર્ગુણ હોય ત્યાંસુધી સંયમને મલિન કહીએ, માટે એ સત્તર દોષ ટાળીને એના પ્રતિપક્ષી સત્તર ગુણ પ્રગટે, તેનો સંચય મોક્ષાર્થીએ કરવો. તે વારે શુદ્ધ સંયમ કહીએ. એ પાંચમો સંયમધર્મ કહ્યો ॥ ૧૯ ॥

**બાંધવ ધન ઇંદ્રિય સુખ તણો, વળી ભય વિગ્રહનો ત્યાગ**

રે ॥ અહંકાર મમકારનો, જે કરશે તે મહાભાગ રે ॥ જે૦ ॥ સંવેગ૦ ॥ ૨૦ ॥

અર્થ—હવે છઠ્ઠો મુક્ત ગુણ વખાણે છે. બાંધવ શબ્દે ભાઇ, સ્ત્રી, માતા, પિતા, પુત્ર, બહેન પ્રમુખ અને ( ધન કે૦ ) સોનું, રૂપું, ઘર, હાટ પ્રમુખ, વળી ઇંદ્રિયસુખ તે ખાવું, પીવું, વસ્ત્ર, ઘરેણાં પ્રમુખના વિલાસ, શબ્દ, રૂપ, રસ, ગંધાદિક એ સર્વ સુખનો ત્યાગ કરે, વળી ( ભય કે૦ ) ઇહલોક, પરલોક આજીવિકાદિ સાત ભય અને ( વિગ્રહ કે૦ ) કલેશ, વિષાદ, ઈર્ષ્યા એનો પણ ત્યાગ કરે, તથા અહંકાર તે જગતમાં હુંજ છું, બીજો કોઇ નથી, અને મમકાર તે આ સર્વ મારું છે, "એવં અહં મમેતિ બુદ્ધ્યા સર્વં જગદંધીભૂતં" માટે એનો ત્યાગ કરે તે મહાભાગ્યવંત જાણવો. જ્યાંસુધી એટલાં વાનાંનો ત્યાગ કર્યો નથી ત્યાંસુધી સંસારભ્રમણ વધે છે, માટે એનો ત્યાગ કરી નિર્લોભી ગુણ કરવો. એ છઠ્ઠો ધર્મ કહ્યો ॥ ૨૦ ॥

અવિસંવાદન જોગ જે, વળી તન મન વચન અમાય રે ॥ સત્ય ચતુર્વિધ જિન કહ્યો, બીજે દર્શન ન કહાય રે ॥ બીજે૦ ॥ સંવેગ૦ ॥ ૨૧ ॥ ષડ્વિધ બાહિર તપ કહ્યું અભ્યંતર ષડ્વિધ હોય રે ॥ કર્મ તપાવે તે સહી, પડિસોઅવૃત્તિ પણ જોય રે ॥ પડિસોઅ૦ ॥ સંવેગ૦ ॥ ૨૨ ॥

અર્થ—હવે સાતમો સત્ય ગુણ વખાણે છે. અવિસંવાદન યોગ તે જેમાં કોઇ જાતિનો વિશ્લેષ વિસંવાદપણું નથી તે અવિસંવાદન યોગ કહીએ, તેને ધરે. વળી તન, મન અને વચન, એ ત્રિકરણ અમાયપણે કપટરહિતપણે પ્રવર્તે, તે સત્યપણું રાખે. તે સત્ય ચાર પ્રકારનું છે. તિહાં ૧ ઋષભ, અજિતાદિક એ નામસત્ય, ૨ તેનાં બિંબ જે કાષ્ઠ, પાષાણાદિકની સ્થાપના કરીએ, અથવા અક્ષરે નામ લખીએ તેથી તે સ્થાપનાસત્ય, તથા ૩ ભાવિજિન જે શ્રેણિક પ્રમુખ થશે તે દ્રવ્યસત્ય અને ૪ સીમંધર પ્રમુખ વિચરતા તીર્થંકર તે ભાવસત્ય. એ ચાર નિક્ષેપે કરી સત્ય તે ( જિન કે૦ ) તીર્થંકરે કહ્યું એટલે શ્રીઠાણાંગ સૂત્રમાં કહ્યું છે, પણ બીજે દર્શને કહેવાય નહીં. એ સાતમો સત્યધર્મ કહ્યો ॥ ૨૧ ॥ હવે આઠમો તપોગુણ વખાણે છે. ૧ જઘન્ય નોકારશી, ૨ ઉત્કૃષ્ટ જાવજ્જીવ સુધી અશન પાન વર્જવું, ૩ શેષ રહ્યું તે મધ્યમ, તે એમકે—૧ જેમાં ખાવું પીવું નહીં તે અણસણ તપ તથા ૨ ઊણોદરી તે આહારના પ્રમાણ માંહેથી કોલીયો, બે કોલીયા, ચાર કોલીયા ઓછા કરે તે ઊણોદરી તપ, ૩ દ્રવ્યનો સંક્ષેપ કરવો તે વૃત્તિસંક્ષેપ તપ, ૪ રસનો ત્યાગ કરવો તે રસત્યાગ તપ, ૫ લોચ પ્રમુખ કલેશ સહન કરવો તે કાયક્લેશ તપ, ૬ પાંચ ઇંદ્રિયને ગુપ્ત કરવી તે સંલીનતા તપ, એ છ પ્રકારનું બાહ્ય તપ કહ્યું છે, તથા ૧ ગુરુદત્ત પ્રાયશ્ચિત્ત લેવું, ૨ વિનય સાચવવો, ૩ ગુરુનો વિનય તથા વેયાવચ્ચ કરવાં, ૪ સજ્ઝાય ધ્યાન કરવું, ૫ ધ્યાન ધરવું, ૬ ઉપસર્ગ તપ તે એક ધ્યાને કાઉસ્સગ્ગ કરવો તથા શરીરનું છાંડવું, એ છ પ્રકારે અભ્યંતર તપ મલીને બાર ભેદે તપ કહ્યું. એ તપ દ્રવ્યથી તથા ભાવથી કરવું. એ તપ કર્મને તપાવે, બાળી

ભસ્મ કરે, તે તપ નિશ્ચેથી પ્રતિશૌચવૃત્તિ પણ જોય એટલે ઇંદ્રિયને ન અનુકૂલ વૃત્તિ અર્થાત ઇંદ્રિયને જે ગમે તે ન કરવું તે પડિસોઅવૃત્તિ તે પણ તપ કહીએ ॥ ૨૨ ॥

દિવ્ય ઔદારિક કામ જે, કૃત કારિત અનુમતિ ભેદ રે ॥ યોગ ત્રિકે તસ વર્જવું, તે બ્રહ્મ હરે સવિ ખેદ રે ॥ તે૦ ॥ સંવેગ૦ ॥ ૨૩ ॥ અધ્યાતમવેદી કહે, મૂર્ચ્છા તે પરિગ્રહ ભાવ રે ॥ ધર્મ અકિંચનને ભણ્યો, તે કારણ ભવજલ નાવ રે ॥ તે૦ ॥ સંવેગ૦ ॥ ૨૪ ॥

અર્થ—હવે બ્રહ્મચર્ય ગુણ કહે છે. ( દિવ્ય કે૦ ) વૈક્રિય શરીર સંબંધી કામ તથા બીજું ઔદારિક શરીર સંબંધી કામ, એ બેનું કરવું, કરાવવું અને અનુમોદવું, એ ત્રણે ગુણતાં છ ભેદ થયા. એકેકાને મન, વચન અને કાયા, એ ત્રણ યોગે વર્જતાં અઢાર ભેદ થાય, એ બ્રહ્મચર્ય સર્વ ખેદનું હરનારું છે, અથવા એના બીજી રીતે ૧૮૦૦૦ ભાંગા થાય છે તે લખે છે. ૧ પૃથ્વીકાય, ૨ અપ્કાય, ૩ તેઉકાય, ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય, ૬ બેઇંદ્રિય, ૭ તેઇંદ્રિય, ૮ ચઉરિંદ્રિય, ૯ પંચેંદ્રિય, ૧૦ અજીવ, એ દશને દશ યતિધર્મે ગુણતાં ૧૦૦ થાય. તે એક શ્રોત્રેંદ્રિયે થયા. તેવી પોતાની પાંચ ઇંદ્રિયો છે, તેની સાથે ગુણતાં ૫૦૦ ભેદ થાય. તે એક આહારસંજ્ઞાએ થયા. તેવી ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા અને પરિગ્રહસંજ્ઞા, એ ચારે ગુણતાં ૨૦૦૦ થાય, તેને મન, વચન અને કાયા, એ ત્રણે ગુણતાં ૬૦૦૦ થાય. તે કરવું, કરાવવું અને અનુમોદવું, એ ત્રણે ગુણતાં ૧૮૦૦૦ ભેદ થાય ॥ ૨૩ ॥ હવે અકિંચનધર્મ કહે છે. જે "આત્માનમધિકૃત્યાધ્યાત્મમ્" એટલે આત્માને અધિકારીને કરે તે ચોથા ગુણઠાણાથી માંડીને ચૌદમા ગુણઠાણા સુધી છે, તેને અધ્યાત્મ કહીએ, અને તે અધ્યાત્મના જાણ જે હોય તેને અધ્યાત્મવેદી કહીએ. તે એમ કહે છે કે જે મૂર્ચ્છા છે તેજ પરિગ્રહનો ભાવ છે, એટલે પોતા પાસે ખાવાને મલતું ન હોય, પણ મૂર્ચ્છા સર્વ વસ્તુ ઉપર રહી હોય તો તે પરિગ્રહજ છે. તથા ધન, કુટુંબ, ઘર, વાડી, બાગ અને બગીચા છે તોપણ તેની ઉપર જો મૂર્ચ્છા નથી તો તે પરિગ્રહ ન કહીએ, માટે તે મૂર્ચ્છા ન રાખવી તેને અકિંચનપણું કહીએ, અને સાધુધર્મ તે અકિંચનનેજ કહ્યો છે, માટે સંસારસમુદ્રથી તરવાને નાવ સમાન એ ધર્મ છે. એ અકિંચનપણું આદરવાથી ભવનિસ્તાર થાય. એ દશમો અકિંચનધર્મ થયો. એ દશ પ્રકારના યતિધર્મ કહ્યા. એથી શુદ્ધપણે કર્મનું શોધન થાય ॥ ૨૪ ॥

પાંચ ભેદ છે ખંતિના, ઉવયારવયાર વિવાગ રે ॥ વચન ધર્મ તિહાં તીન છે, લૌકિક દોઇ અધિક સોભાગ રે ॥ લૌકિક૦ ॥ સંવેગ૦ ॥ ૨૫ ॥ અનુષ્ઠાન તે ચાર છે, પ્રીતિ ભક્તિ ને વચન અસંગ રે ॥ ત્રણ ક્ષમા છે દોયમાં, અગ્રિમ દોયમાં દોય ચંગ રે ॥ અગ્રિમ૦ ॥ સંવેગ૦ ॥ ૨૬ ॥

અર્થ—( પાંચ ભેદ છે ખંતિના કે૦ ) હવે એ દશ પ્રકારનો જે યતિધર્મ કહ્યો તેમાં પ્રથમ ક્ષમાધર્મના પાંચ ભેદ છે તે કહે છે. તેમાં એક તો જે આપણો ઉપકારી હોય તે જે કાંઇ

કડવાં વચન કહે તે ખમવાં પડે તેને ( ઉવયાર કે૦ ) ઉપકારક્ષમા કહીએ. બીજી આગલો માણસ જોરાવર છે, તેના ઉપર કાંઇ પરાક્રમ ચાલે તેમ નથી, માટે જો આ માણસની સામું બોલશું તો તરત તિરસ્કાર પામશું, એમ જાણી તેની સામું ન બોલે તે બીજી ( અવયાર કે૦ ) અપકારક્ષમા. ત્રીજી કર્માદિકના ભયથી ખમવું પડે તે વિપાકક્ષમા. ચોથી કોઇને આકરે વચને દુહવે નહીં, અને પોતે પણ કોઇનાં આકરાં વચનથી દુહવાય નહીં, એમ વચનનો પરિસહ ઉપસર્ગ સહન કરવો, સાવદ્ય વચન ન બોલવું તે વચનક્ષમા. પાંચમી ગજસુકુમારની પેરે હે આત્મન્! તારો ધર્મજ ક્ષમા છે, માટે તુજને ક્ષમાજ જોઇએ, આત્મધર્મ ક્ષમામયજ છે એવું જાણી મૂલ ધર્મમાં સ્થિર રહે, સંપૂર્ણ ધર્મ આરાધે, તેરમા ચૌદમા ગુણઠાણાની ઇચ્છા કરે તે ધર્મક્ષમા જાણવી. એ પાંચ ક્ષમા કહી. તિહાં પહેલી ઉપકાર, બીજી અપકાર અને ત્રીજી વિપાક, એ ( તીન કે૦ ) ત્રણ ક્ષમાઓ જે છે તે લૌકિક છે એટલે લૌકિક સુખની દેવાવાલી છે તથા ચોથી વચનક્ષમા અને પાંચમી ધર્મક્ષમા એ ( દોઇ કે૦ ) બે ક્ષમા જે છે તે અધિક સૌભાગ્યની એટલે મોક્ષસુખની દેવાવાલી છે ॥ ૨૫ ॥ હવે ક્ષમાનાં ચાર અનુષ્ઠાન છે. અનુષ્ઠાન શબ્દે ક્રિયા કહેવી. તેનાં ષડાવશ્યક છે. તેમાં ૧ શ્રાવકનું પડિક્કમણું અથવા યતિનું પગામ, સજ્ઝાય, અતિચાર, આલોચના પ્રમુખ તે પડિક્કમણાવશ્યક, તથા ૨ જ્ઞાન, દર્શન, ચારિત્રના કાઉસ્સગ્ગ કરવા તે કાઉસ્સગ્ગ નામે આવશ્યક, ૩ શક્તિ પ્રમાણે પચ્ચખ્ખાણ કરવાનું આવશ્યક, એ ત્રણ આવશ્યકમાં એક પ્રીતિ અનુષ્ઠાન જાણવું, અને ૧ સામાયિક આવશ્યક, ૨ ચઉવ્વિસત્થો તે જિનવંદનાવશ્યક, ૩ વાંદણાં દેવાં તે ગુરુવંદનાવશ્યક, એ ત્રણ આવશ્યક માંહે બીજું ભક્તિ અનુષ્ઠાન જાણવું, અને ત્રીજું આગમને અનુસારે પ્રવર્તન તે વચન અનુષ્ઠાન જાણવું, તથા જે સહેજે થાય તે ચોથું અસંગાનુષ્ઠાન જાણવું. એ ચાર અનુષ્ઠાનને પૂર્વોક્ત ક્ષમાના પાંચ ભેદમાં વહેંચણ કરે છે, એટલે પહેલી ઉપકાર, બીજી અપકાર, ત્રીજી વિપાક, એ ત્રણ ક્ષમા છે તે ( અગ્રિમ દોયમાં કે૦ ) પહેલાં પ્રીતિ અને ભક્તિ એ બે અનુષ્ઠાનમાં છે, અને ચોથી વચનક્ષમા તથા પાંચમી ધર્મક્ષમા, એ ( દોય કે૦) બે ક્ષમા તે પાછલાં વચનાનુષ્ઠાન અને અસંગાનુષ્ઠાન, એ બે અનુષ્ઠાનમાં છે, માટે પાછલાં બે અનુષ્ઠાન તે ( ચંગ કે ) મનોહર જાણીને આદરવાં ॥ ૨૬ ॥

**વલ્લભ સ્ત્રી જનની તથા, તેહના કૃત્યમાં જુઓ રાગ રે ॥**
**પડિક્કમણાદિક કૃત્યમાં, એમ પ્રીતિ ભક્તિનો લાગ રે ॥**
**એમ૦ ॥ સંવેગ૦ ॥ ૨૭ ॥**

અર્થ—હવે અનુષ્ઠાનનાં લક્ષણ કહે છે. સ્ત્રી તો બેહુ છે, એક પોતાની ભાર્યા તે પણ સ્ત્રીજાતિ છે, તથા પોતાની ( જનની કે૦ ) માતા તે પણ સ્ત્રીજાતિ છે. એ બેહુ વલ્લભ છે, પણ તેના કૃત્યમાં રાગ જૂદા જૂદા છે. તે આવી રીતે કે સ્ત્રી ઉપર પ્રીતિરાગ છે અને માતા ઉપર ભક્તિનો રાગ છે. તેમ પડિક્કમણાદિક કૃત્યમાં પણ પ્રીતિ ભક્તિનો રાગ વિચારવો. તે આવી રીતે કે એક પડિક્કમણું, બીજો કાઉસ્સગ્ગ, ત્રીજું પચ્ચખ્ખાણ, એ ત્રણમાં પ્રીતિ અનુષ્ઠાન છે, કેમકે એની સંગતથી આગલ ગુણ વધે, માટે પ્રીતિરાગ છે, અને એક સામાયિક તે ચારિત્ર અને બીજો ચઉવ્વિસત્થો તે પ્રભુને વાંદવું, તથા ત્રીજાં વાંદણાં તે ગુરુને વાંદણાં દેવાં, એમ ચારિત્રધર્મ તથા દેવ અને ગુરુ, એ ત્રણમાં ભક્તિ અનુષ્ઠાન છે, માટે એ ત્રણ ઉપર ભક્તિરાગ છે. એમ ઇહલોક આશ્રી પ્રીતિ અને પરલોક આશ્રી ભક્તિ, એ બે અનુષ્ઠાનનો લાગ હોય ॥ ૨૭ ॥

**વચન તે આગમ આશરી, સહેજે થાયે અસંગ રે ॥**

ચક્રભ્રમણ જિમ દંડથી, ઉત્તર તદભાવે ચંગ રે ॥ ઉત્તર૦ ॥
સંવેગ૦ ॥ ૨૮ ॥ વિષ ગરલ અનુષ્ઠાન છે, તદ્ધેતુ અમૃત
વળી હોય રે ॥ ત્રિક તજવા દોય સેવવા, એ પાંચ ભેદ
પણ જોય રે ॥ એ૦ ॥ સંવેગ૦ ॥ ૨૯ ॥

અર્થ—હવે ત્રીજું વચનાનુષ્ઠાન અને ચોથું અસંગાનુષ્ઠાન કહે છે. જેમ કુંભારના ચક્રનું ભ્રમણ દંડને યોગે થાય, પછી પોતાની મેળે સહેજે ફર્યા કરે, તેમ શ્રીવીતરાગ ભાષિત આગમમાં જેમ જ્ઞાનક્રિયાનાં આલંબન પ્રરૂપ્યાં છે તે ( આશરી કે૦ ) અનુસારે આજ્ઞા પ્રમાણે ધર્મમાં પ્રવર્તન કરે તે વચનાનુષ્ઠાન જાણવું, અને પછી ઉત્તર કાળે ( તદભાવે કે૦ ) તેને અભાવે પણ ( ચંગ કે૦ ) મનોહર હોય એટલે જેને કોઇનું આલંબન નહીં, પણ સહેજે એવુંજ લક્ષણ થઇ રહે તે અસંગાનુષ્ઠાન જાણવું ॥ ૨૮ ॥ યતિધર્મે માંહે પાંચ ક્રિયા કહી છે તે કહે છે. પહેલી વિષક્રિયા, બીજી ગરલક્રિયા, ત્રીજી અનુષ્ઠાનક્રિયા, ચોથી તદ્ધેતુક્રિયા અને પાંચમી અમૃતક્રિયા. એ પાંચ ભેદ ક્રિયા જાણવી. તે માંહે વિષક્રિયા, ગરલક્રિયા અને અનુષ્ઠાનક્રિયા, એ ( ત્રિક કે૦ ) ત્રણ ભેદ તજવા, આદરવા યોગ્ય નથી, જાણવા યોગ્ય છે. તે આચર્યાથી ચારિત્રીયો ચારિત્ર છાર કરે, ભવપરંપરા વધારે, અને તદ્ધેતુક્રિયા તથા અમૃતક્રિયા એ ( દોઇ કે૦ ) બે ભેદ તે ( સેવવા કે૦ ) આદરવા યોગ્ય છે. તે આદર્યાથી મુક્તિ પમાડે, માટે એ ક્રિયાના પાંચ ભેદ પણ જાણવાને અર્થે તેના જૂદા જૂદા અર્થ આગલ વખાણશે ॥ ૨૯ ॥

વિષકિરિયા તે જાણીએ, જે અશનાદિક ઉદ્દેશ રે ॥
વિષ તતખિણ મારે યથા, તેમ એહજ ભવ ફલ લેશ રે ॥
તેમ૦ ॥ સંવેગ૦ ॥ ૩૦ ॥ પરભવે ઇંદ્રાદિક ઋદ્ધિની,
ઇચ્છા કરતાં ગરલ થાય રે ॥ તે કાળાંતર ફલ દીએ, મારે
જિમ હડકીયો વાય રે ॥ મારે૦ ॥ સંવેગ૦ ॥ ૩૧ ॥

અર્થ—હવે એ પાંચ ક્રિયા માંહે પહેલી વિષક્રિયા, તે જે ચારિત્રીયો અશન, પાનાદિકને ઉદ્દેશીને ચારિત્ર પાલે, જ્ઞાનક્રિયાનો અભ્યાસ કરે તે સર્વ આહારાદિકને અર્થે કરે, કોઇ ગૃહસ્થ આવે તે વારે લોકદેખામણી ક્રિયા કરે, તે ગૃહસ્થ ગયા પછી કશી ક્રિયા કરે નહીં, જયણાએ ન પ્રવર્તે, અને તે ગૃહસ્થ તો આચારની શુદ્ધતા જાણીને અશનાદિકની ભક્તિ કરે તે વિષ-ક્રિયા જાણીએ. જેમ વિષ ખાધું થકું તત્કાલ મારે તેમ એ ક્રિયાથી આ ભવ માંહેજ અશન ખાવાનું લેશ માત્ર ફલ પામે. જેમ ઝેર ખાવાથી શીઘ્ર ફલ મલે તેમ કપટક્રિયાનું પણ તરત ફલ મલે એમ જાણવું ॥ ૩૦ ॥ હવે ગરલક્રિયાનું લક્ષણ કહે છે. જેમ કોઇ ચારિત્રીયાને ચારિત્ર પાલતાં પાલતાં ચિત્તના અધ્યવસાય એવા થાય જે ઇંદ્રની પદવી તથા દેવતાદિક ચક્ર-વર્ત્તી પ્રમુખની રાજલક્ષ્મી પામીએ અથવા ધન, ધાન્યાદિકની ઇચ્છા કરતાં ગરલક્રિયા થાય, તે ગરલક્રિયા કાળાંતરે ફલ આપે, હડકીયા વાયુની પરે. જેમ કોઇ પ્રાણી હડકેલ જનાવરે કરડ્યો હોય, તેનો હડકવા ત્રણ વરસ સુધી જાગે. તે જે વારે હડકવા જાગે તે વારે મરણ પામે,

તેમ ચારિત્રીયો અતિ નિયાણું કરે તો બે ત્રણ ભવે તે વસ્તુ પામે, પણ શુદ્ધ ચારિત્રનું ફલ પામે નહીં, માટે એ ગરલક્રિયા ત્યાગ કરવારૂપ જાણવી ॥ ૩૧ ॥

**લોક કરે તિમ જે કરે, ઉઠે બેસે સંમૂર્ચ્છિમ પ્રાય રે ॥ વિધિ વિવેક જાણે નહીં, તે અન્યાનુષ્ઠાન કહાય રે ॥ તે૦ ॥ સંવેગ૦ ॥ ૩૨ ॥ તદ્ધેતુ તે શુદ્ધ રાગથી, વિધિ શુદ્ધ અમૃત તે હોય રે ॥ સકલ વિધાન જે આચરે, તે દીસે વિરલા કોય રે ॥ તે૦ ॥ સંવેગ૦ ॥ ૩૩ ॥**

અર્થ—હવે ત્રીજી અનુષ્ઠાનક્રિયા કહે છે. જેમ કોઇક અજ્ઞાની ચારિત્રીયો પારણા નિમિત્તે અથવા ગ્રહણ નિમિત્તે ક્રિયા કરે, તે જેમ બીજા લોક ઉઠ બેસ કરે તેમ તે પણ ઉઠ બેસ સંમૂર્ચ્છિમની પરે કરે. એતાવતા કોઇ ચારિત્રીયો ક્ષુધિત થકો દીક્ષા લીએ તેને કેવલ એક અશનનીજ ઇચ્છા રહે છે. તે મન રહિત થકો ક્રિયા કરે, માટે સંમૂર્ચ્છિમની ઉપમા દીધી, કારણ કે જે પોતાના ચિત્તમાં વિધિ વિવેક કાંઇ જાણે નહીં જે આ રીતે બેસવું, આ રીતે ઉઠવું, આ રીતે પૂંજવું ઇત્યાદિક કાંઇ વિધિ જાણે નહીં, તથા વિવેક તે ગુરુ, દેવ, જ્ઞાન, ધર્માચાર્ય પ્રમુખનો વિનય કરવો, ગુરુ સામે આ રીતે જવું, આવવું, બેસવું ઇત્યાદિક સર્વ વિધિ જાણે તેને વિવેક કહીએ. તે વિધિ તથા વિવેકને અજાણતો મન રહિત જે ક્રિયા કરે તે કાંઇ ફલદાયક જાણવી નહીં ॥ ૩૨ ॥ હવે ચોથી તદ્ધેતુક્રિયા કહે છે. ચારિત્રનો લેનારો વૈરાગ્યવંત ભદ્રકપરિણામી દેશના સાંભલી સંસારનો સર્વ ભાવ અનિત્ય જાણી સંસારી વર્ગ થકી વિરક્ત થઇને ચારિત્ર લીએ, તે શુદ્ધ રાગે વધતે મનોરથે ક્રિયા કરે, પણ વિધિ શુદ્ધ હોય નહીં, પરંતુ સરવાળે તેથી વિધિ શુદ્ધ થાય, માટે એ ચોથી ક્રિયા ફલદાયક જાણવી. હવે પાંચમી અમૃતક્રિયાનાં લક્ષણ કહે છે. જે આગમોક્ત વિધિ કહ્યો છે તે પ્રમાણે શુદ્ધ વિધિએ શુદ્ધ ચિત્તના અધ્યવસાયપણે કરીને ( સકલ વિધાન કે૦ ) સમસ્ત ક્રિયાના અનુષ્ઠાનની આચરણા કરે એવા તો સંસાર માંહે કોઇક વિરલા પ્રાણી દીસે છે, માટે પાંચ ક્રિયા માંહે અમૃતક્રિયા તે કેવલ અદ્ભુત સુરમણિ સમાન છે. એ શુદ્ધ ક્રિયા આવેથી સંસારનો પાર પામે, અને મોક્ષની પ્રાપ્તિપૂર્વક શુદ્ધ ભાવપણે રહે, પણ એ ક્રિયા આવ્યા વિના સંસારનો નિસ્તાર થતો નથી ॥ ૩૩ ॥

**કરણ પ્રીતિ આદર ઘણો, જિજ્ઞાસા જાણનો સંગ રે ॥ શુભ આગમ નિર્વિઘનતા, એ શુદ્ધ ક્રિયાનાં લિંગ રે ॥ એ૦ ॥ સંવેગ૦ ॥ ૩૪ ॥ દ્રવ્યલિંગ અનંતાં ધર્યાં, કરી કિરિયા ફલ નવિ લદ્ધ રે ॥ શુદ્ધ ક્રિયા તો સંપજે, પુદ્ગલ આવર્ત્તને અદ્ધ રે ॥ પુદ્ગલ૦ ॥ સંવેગ૦ ॥ ( પાઠાંતર ) મારગ અનુગતિ ભાવ જે, અપુનર્બંધકતા લદ્ધ રે ॥ કિરિયા નવિ ઉપસંપજે, પુદ્ગલ આવર્ત્તને અદ્ધ રે ॥ પુદ્ગલ૦ ॥ સંવેગ૦ ॥ ૩૫ ॥**

અર્થ—હવે શુદ્ધ ક્રિયાનાં લક્ષણ કહે છે. જે ક્રિયા કરવામાં ઘણી પ્રીતિ ધરે, ઘણો ઘણો આદર કરે, ક્રિયાના પ્રયત્નને વિષે નિરંતર ઉદ્યમ કરે, ( જિજ્ઞાસા કે૦ ) તત્ત્વ જાણવાની વાંછના કરે, તથા ( જાણનો સંગ કે૦ ) જે જન શુદ્ધ ક્રિયાના જાણ હોય તેનો સંગ કરે, પણ વિકથા અન્યદર્શની પ્રમુખનો સર્વથા સંગ ન કરે, અને ( શુભ આગમ કે૦ ) ભલો જિન-કથિત આગમ સ્યાદ્વાદપદ્ધતિરચનારૂપ રત્નવાક્યજડિત એવા ઉત્તમ સિદ્ધાંતને વિઘ્નરહિતપણે આદરે, હજારો કામ મૂકીને કેવલ એક આગમશ્રુતપંથે ખપ કરે, એ શુદ્ધ ક્રિયાનાં ( લિંગ કે૦ ) લક્ષણ જાણવાં ॥ ૩૪ ॥ હવે શુદ્ધ ક્રિયા તે કેવારે પ્રાપ્ત થાય? તે કહે છે. યતિના વેષે ઓઘો, મુહપત્તિ ગ્રહણ કરવે કરી એ રીતે અનંતી વાર દ્રવ્યલિંગ યતિના વેષ ધર્યાં. મેરુ પર્વત જેવો ઢગલો થાય, એટલા ઓઘા, મુહપત્તિ ધર્યાં, તથા ક્રિયા પણ વિશેષપણે વિવિધ પ્રકારની કરી, પરંતુ તે ક્રિયાનું ફલ તથા યતિપણાનું ફલ પામ્યો નહીં. શામાટે? જે બોધ-બીજ વિના જેટલી ક્રિયા, જેટલાં લિંગ, તે સર્વ નિષ્ફલ છે. " ભાવશૂન્યાઃ ક્રિયા ન ફલંતીતિ તત્ત્વમ્ ॥ " તે માટે શુદ્ધ ક્રિયા તો તે વારે જીવ પામે કે જે વારે અર્ધ પુદ્ગલપરાવર્ત્ત સંસાર બાકી રહે, " અંતો મુહુત્તમિત્તં પિ, ફાસિઅં હુજ્જ જેહિં સંમ્મત્તં ॥ તેસિં અવડ્ઢપુગ્ગલ, પરિ-અટ્ટો ચેવ સંસારો ॥ ૧ ॥ " તે વારે અંતર્મુહૂર્ત્ત પ્રમાણે માત્ર સમકિતને ફરસી અર્ધ પુદ્ગલ-પરાવર્ત સંસાર કરે, તથા જેને સમકિત આવીને પાછું જાય નહીં તો તે છાસઠ સાગરોપમ ઝાઝેરા સંસારમાં રહે, પછી મોક્ષે જાય ॥ ૩૫ ॥

અરિહંત સિદ્ધ તથા ભલા, આચારિજ ને ઉવઝાય રે ॥
સાધુ નાણ દંસણ ચરિ, તવ નવ પદ મુગતિ ઉપાય રે ॥
તવ૦ ॥ સંવેગ૦ ॥ ૩૬ ॥ એ નવ પદ ધ્યાતાં થકા,
પ્રગટે નિજ આતમરૂપ રે ॥ આતમદરિસણ જેણે કર્યું,
તેણે મૂંદ્યો ભવભયકૂપ રે ॥ તેણે૦ ॥ સંવેગ૦ ॥ ૩૭ ॥

અર્થ—હવે મોક્ષનો ઉપાય કહે છે. રાગ દ્વેષરૂપ શત્રુને જીતી ઘનઘાતી કર્મનો ક્ષય કરી કેવલજ્ઞાન પામ્યા તે અરિહંત. તથા આઠ કર્મનો ક્ષય કરી સિદ્ધ થયા તે સિદ્ધ. પાંચ આચા-રને પાલવે કરી ગચ્છનિર્વાહ કરે તે ભલા આચાર્ય. અંગોપાંગ ભણે, ભણાવે તે ઉપાધ્યાય. જીવનાં સર્વ કાર્ય સાધવાને ઉત્તમ કાર્ય કરે તે સાધુ. જેથી યથાર્થ વસ્તુ જણાય તે જ્ઞાન. સમકિત દર્શન પામવાનાં કારણ ધરે તે દર્શન. આઠ કર્મના સંચયને ખાલી કરે તે ચારિત્ર. નિકાચિત કર્મમલ શોધીને દૂર કરે તે ( તવ કે૦ ) તપ. એ નવ પદનું એકાગ્ર મન, વચન, કાયાએ કરી ધ્યાન ધરતાં થકા મોક્ષપ્રાપ્તિ થાય, માટે એજ મોક્ષનો ઉપાય છે ॥ ૩૬ ॥ એ નવ પદને ધ્યાતાં થકા પોતાના આત્માનું સ્વાભાવિક સ્ફટિક રત્ન સમાન ઉજ્જવલ રૂપ પ્રગટ થાય. જેમ સ્ફટિક રત્ન નિર્મલ છે, પણ ઉપાધિયોગે એટલે લાલને સંગે રક્ત થાય, શ્યામને સંગે શ્યામ થાય, પણ તેની પોતાની મૂલ ઉજ્જવલતા ન જાય, તેમ આત્મા કર્મે લેપાયો થકો સંસારી વિભાવી દેખાય છે. તેને એ નવ પદના ધ્યાનથી કર્મમલ રહિત સહજ પોતાનો જ્ઞાન દર્શન ચારિત્રરૂપ ઉજ્જવલ ગુણ પ્રગટ થાય તેને આત્મદર્શન કહીએ. એ આત્મદર્શન જેણે કર્યું તેણે ( ભવ કે૦ ) સંસારના ભયરૂપ જે કૂવો, તે ( મૂંદ્યો કે૦ ) ઢાંક્યો, એટલે તેણે સંસાર મર્યાદારૂપ કર્યો, માટે સદા સર્વદા નવ પદનું ધ્યાન ધરવું ॥ ૩૭ ॥

ક્ષણ અર્દ્ધે જે અઘ ટલે, તે ન ટલે ભવની કોડી રે ॥

**તપસ્યા કરતાં અતિ ઘણી, નહીં જ્ઞાન તણી છે જોડી રે ॥ નહીં૦ ॥ સંવેગ૦ ॥ ૩૮ ॥ આતમજ્ઞાને મગન જે, તે સવિ પુદ્ગલનો ખેલ રે ॥ ઇંદ્રજાલ કરી લેખવે, ન મિલે તિહાં દેઇ મન મેલ રે ॥ ન૦ ॥ સંવેગ૦ ॥ ૩૯ ॥**

અર્થ—હવે જ્ઞાનનું બહુ માન કરે છે. જે જ્ઞાની પુરુષ છે તેનું એક ઘડીમાં છ ક્ષણ થાય એવા અર્દ્ધ ક્ષણ માંહે જે ( અઘ કે૦ ) પાપ ટલે તે અજ્ઞાનીને ભવની કોડે પણ ન ટલે, અતિ ઘણી તપસ્યા કરતાં પણ જ્ઞાનની જોડે કાંઇ હોય નહીં ॥ ૩૮ ॥ માટે જે પ્રાણી આતમજ્ઞાન માંહે મગ્ન થકો સંસારી દશાને વિભાવ કરી લેખવે છે, અને સદા સ્વભાવ દશા માંહે મગ્ન થઇ આતમરમણ કરે છે તે દેહ, ધન તથા ઇંદ્રિયનાં સુખ તે પુદ્ગલના ખેલ ઇંદ્રજાલ સમાન કરી લેખવે છે. તિહાં મનનો મેલ દઇને તેહશું મલે નહીં. તે ચિત્ત માંહે વિચારે જે પુદ્ગલે કરી પુદ્ગલ પોષવા તે ઠીક નહીં. પુદ્ગલનો ધર્મ સડણ પડણ વિધ્વંસનરૂપ છે. તેમાં હું લંપટ થયો, તેથી સંસારમાં અનંતા કાળ સુધી પર્યટન કર્યું, પણ હવે તો જિનોક્ત વાણીથી પુદ્ગલને સારી પેઠે દુઃખદાયી, બાજીગરની બાજી સરખો જાણ્યો, એટલે બાજીગરની બાજી સાચી હોય તો પુદ્ગલનો ખેલ સાચો હોય, એવી રીતે જાણ્યો. તો જેમ ઇંદ્રજાલ ઉપર પણ અજ્ઞાની રક્ત થાય તેમ એ પુદ્ગલ ઉપર પણ અજ્ઞાનીજ રક્ત થાય, પરંતુ જ્ઞાની પુરુષ તો આતમજ્ઞાન માંહેજ મગ્ન રહે, પણ પુદ્ગલ સાથે મન દઇને મલે નહીં ॥ ૩૯ ॥

**જાણ્યો ધ્યાયો આતમા, આવરણ રહિત હોય સિદ્ધ રે ॥ આતમજ્ઞાન તે દુઃખ હરે, એહીજ શિવહેતુ પ્રસિદ્ધ રે ॥ એહીજ૦ ॥ સંવેગ૦ ॥ ૪૦ ॥ ચોથે ખંડે સાતમી, ઢાલ પૂરણ થઇ તે ખાસ રે ॥ નવ પદ મહિમા જે સુણે, તે પામે સુજશ વિલાસ રે ॥ તે૦ ॥ સંવેગ૦ ॥ ૪૧ ॥**

અર્થ—માટે આત્માને જ્ઞાનીનાં વચને કરી જાણ્યો, જાણીને તેનેજ તદ્રૂપપણે ક્ષીરનીરવત્ તથા અગ્નિલોહપિંડવત્ ધ્યાયો તો તે ધ્યાનાર પ્રાણી આઠ કર્મના આવરણ રહિત થાય. આત્માના મૂલ ગુણ પ્રગટ કરીને સિદ્ધપણું પામે, માટે આત્માને આત્મજ્ઞાનપણે રમણ કરતાં તેજ આત્મજ્ઞાન તે સર્વ દુઃખનો હર્ત્તા થાય, અને પ્રસિદ્ધપણે તેજ ( શિવ કે૦ ) મોક્ષનો હેતુ થાય, એમ નિઃસંશયપણે જાણવું, માટે મોક્ષના વાંછક પ્રાણીએ આત્મપરિણતિ સુધારવી. "આત્મૈવ સુખદુઃખકર્ત્તા નિજગુણભોક્તા આત્મા આત્મનૈવાત્માનં પશ્યતિ ॥ યદાત્માત્માનં પશ્યતિ તદાત્મા સહજગુણધારકઃ સ્યાત્ ॥ શુદ્ધસ્વભાવઃ ઉજ્જવલલોકાગ્રે સ્વતૃતીયભાગન્યૂનાવગાહનાયાં સર્વસિદ્ધા વસંતિ" ॥ ૪૦ ॥ એ ચોથા ખંડને વિષે સુંદર સાતમી ઢાલ પૂરી થઇ. એ નવ પદનો મહિમા જે પ્રાણી સાંભલે તે પ્રાણી રુડા જશના વિલાસને પામે ॥ ૪૧ ॥

॥ દોહા ॥

**ઇણી પરે દેઇ દેશના, રહ્યો જામ મુનિચંદ ॥ તવ શ્રીપાલ**

**તે વિનવે, ધરતો વિનય અમંદ ॥ ૧ ॥ ભગવન્! કહો કુણ કર્મથી, બાલપણે મુજ દેહ ॥ મહારોગ એ ઉપનો, કુણ સુકૃતે હુવો છેહ ॥ ૨ ॥**

અર્થ—એ પ્રકારે દેશના દઇને જે વારે મુનિ માંહે ચંદ્રમા સમાન અજિતસેન રાજર્ષિ રહ્યા તે વારે શ્રીપાલ ઘણો વિનય ધરતો થકો મુનિને વિનવે છે કે ॥ ૧ ॥ ( ભગવન્ ) હે જ્ઞાનવંત! કહો, જે કયા કર્મના પસાયથી બાલપણે મારે શરીરે એ મહા અઘોર ઉપન્યો? વળી મેં જન્માંતરે શું સુકૃત કર્યું હતું કે જેથી તે રોગ મટ્યો? ॥ ૨ ॥

**કવણ કર્મથી મેં લહી, ઠામ ઠામ બહુ ઋદ્ધિ ॥ કવણ કુકર્મે હું પડ્યો, ગુણનિધિ જલનિધિ મધ્ય ॥ ૩ ॥ કવણ નીચ કર્મે હુઓ, ડુંબપણો મુનિરાય ॥ મુજને એ સવિ કિમ હુઓ, કહીએ કરી સુપસાય ॥ ૪ ॥**

અર્થ—વળી કયા પુણ્યના યોગથી હું ઠેકાણે ઠેકાણે બહુ ઋદ્ધિ પામ્યો? વળી હે ગુણનિધિ! ગુણસમુદ્ર! હું કયા માઠા કર્મના યોગથી ( જલનિધિ કે૦ ) સમુદ્રમાં પડ્યો? ॥ ૩ ॥ વળી મુનિરાજ! કયા નીચ કર્મે કરીને હું ડુંબપણાના કલંકને પામ્યો? એ સર્વ મારે કેમ થયું? મુજને રૂડો પસાય કરીને કહો ॥ ૪ ॥

॥ ઢાલ આઠમી ॥ સાંભરીયા ગુણ ગાવા મુજ મન હીરના રે ॥ એ દેશી ॥

**સાંભલજો હવે કર્મવિપાક કહે મુનિ રે, કાંઇ કીધું કીધું કર્મ ન જાય રે ॥ કર્મવશે હોય સઘલાં સુખ દુઃખ જીવને રે, કર્મથી બલીયો કો નવિ થાય રે ॥ સાંભલજો૦ ॥ ૧ ॥ ભરતક્ષેત્રમાં નયર હિરણ્યપુરે હુઓ રે, મહીપતિ મહોટો તે શ્રીકંત રે ॥ વ્યસન તેહને લાગું આહેડા તણું રે, કાંઇ વારે વારે રાણી એકંત રે ॥ સાંભલજો૦ ॥ ૨ ॥**

અર્થ—હવે અજિતસેન રાજર્ષિ કર્મનાં ફલ કહે છે તે હે શ્રોતાજનો! તમે સાંભલજો. કાંઇ કર્મ કર્યું હોય તે ભોગવ્યા વિના જાય નહીં, માટે હે શ્રીપાલ! જગત્રય માંહે જીવને સુખ દુઃખ તે કર્મના પસાયથી થાય છે, પણ કોઇ જીવ કર્મથી બલીયો નથી, માટે કર્મ દું છે ॥ ૧ ॥ હવે મુનિ કહે છે જે હે શ્રીપાલ! આ ભરતક્ષેત્ર માંહે હિરણ્યપુર નામે નગરે કંત નામે મોટો રાજા થયો. તેને આહેડી રમવાનું વ્યસન લાગ્યું, તે જોઇને તેની રાણી કંતમાં વારંવાર વારતી હવી ॥ ૨ ॥

**રાણી તેહની જાણો સુગુણા શ્રીમતી રે, સમકિત શીલની રેખ રે ॥ જિનધર્મેં મતિ રુડી કૂડી નહીં મને રે, દાખે દાખે શીખ વિશેષ રે ॥ સાંભલજો૦ ॥ ૩ ॥ પિયુ તુજને આહેડે જાવું નવિ ઘટે રે, જેહને કેડે છે નરકની ભીતિ રે ॥ ધરણી ને પરણી બે લાજે તુજ થકી રે, માંડી જેણે જીવહિંસાની અનીતિ રે ॥ સાંભલજો૦ ॥ ૪ ॥ મુખ તૃણ દીધે અરિ પણ મૂકે જીવતો રે, એહવો છે રુડો ક્ષત્રીનો આચાર રે ॥ તૃણ આહાર સદા જે મૃગ પશુ આચરે રે, તેહને મારે જે આહેડે તે ગમાર રે ॥ સાંભલજો૦ ॥ ૫ ॥ સસલાં નાસે પાસે નહીં આયુધ ધરે રે, રાણીજાયા બાણી તેહને કેડ રે ॥ જે લાગે તે આગે દુઃખ લહેશે ઘણાં રે, નાઠાશું બલ ન કરે ક્ષત્રી વેડ રે ॥ સાંભલજો૦ ॥ ૬ ॥**

અર્થ—તે શ્રીકાંત રાજાની ભલી ગુણવંત શ્રીમતી નામે રાણી છે. તે સમકિત અને શીયલની રેખા સરખી છે. જૈનધર્મને વિષે જેની રુડી મતિ છે, પણ મનમાં કપટ નથી, એવી તે રાણી રાજાને કહી કહીને ઘણી વિશેષ શીખામણ દીએ છે ॥ ૩ ॥ હે સ્વામિન્! તુજને આહેડી કર્મે જવું ઘટતું નથી. શામાટે? જે એ કર્મની કેડે નરકની બીક છે, માટે હે સ્વામિન્! ( ધરણી કે૦ ) પૃથ્વી અને ( પરણી કે૦ ) ભાર્યા તે હું, એ બેહુ તુજથી લજજાને પામીએ છીએ, કેમકે જેણે આ જીવહિંસાની ઘણી અનીતિ માંડી છે ॥ ૪ ॥ જે શત્રુ હોય તે પણ સામો જો કોઇ મુખ માંહે તરણું ઘાલે તો તેને જીવતો મૂકી આપે એવો ક્ષત્રિયનો રુડો વ્યવહાર છે, તો નિરંતર ( તૃણ કે૦ ) ઘાસનો આહાર કરીને જે વનને વિષે મૃગ પશુ રહે છે તેને આહેડામાં જે મારે તે ગમાર જાણવા ॥ ૫ ॥ સસલાં બિચારાં નાસી જાય છે, પણ પાસે હથિયાર રાખતાં નથી, તો જે રાણીના જાયા બાણી પુરુષ બાણ હાથમાં ગ્રહણ કરીને જે પશુની કેડે લાગીને બાણે કરી મારે છે તે રાણીના જાયા આગલ નરકાદિકનાં ઘણાં દુઃખ પામશે. વળી ક્ષત્રીજાયો જે છે તે નાઠાની પછવાડે કેડ કરીને બલ કરે નહીં ॥ ૬ ॥

**અબલકુલાશી ઝખને નિજ દ્રુમ પીડતાં રે, ખગને મૃગને તૃણભક્ષીને દોષ રે ॥ હણતાં નૃપને ન હોય ઇમ જે ઉપદિશે રે, તેણે કીધો તસ હિંસક કુલ પોષ રે ॥ સાંભ-**

લજો૦ ॥ ૭ ॥ હિંસાની તે ખિંસા સઘલે સાંભલી રે, હિંસા નવિ રુડી કિણુહી હેત રે ॥ આપ સંતાપે પર સંતાપે પાપીયો રે, આહેડી તે જાણો કુલમાં કેત રે ॥ સાંભલજો૦ ॥ ૮ ॥

અર્થ—પાપશાસ્ત્રના ધારક તે રાજાને એમ ઉપદેશ આપે છે કે રાજાની પૃથ્વી માંહે જે જલ છે તેનો રાખનાર રાજા છે, માટે ( અબલ કે૦ ) નિર્બલ છે કુલ જેમનું એવા નાના મત્સ્ય તેમને મોટા ( ઝખ કે૦ ) મત્સ્ય તે રાજાના હુકમ વિના ( અશી કે૦ ) ભક્ષણ કરે છે તેને, તથા રાજાની પૃથ્વી માંહે ઉગ્યાં જે ( દ્રુમ કે૦ ) વૃક્ષ તેમને પીડા ઉપજાવનાર એવાં જે ( ખગ કે૦ ) પક્ષી તેને, તથા રાજાની પૃથ્વી માંહે ઉગ્યાં જે નવાં ( તૃણ કે૦ ) ઘાસ પ્રમુખ તેને ભક્ષણ કરતાં એવાં મૃગલાં પ્રમુખને, એ સર્વ રાજાના ગુનાહમાં આવ્યાં, માટે રાજાનાં અપરાધી થયાં, તેને હણતાં થકા રાજાને કાંઇ દોષ લાગતો નથી, એમ જે હિંસક કુગુરુ ઉપદેશે છે તે તો પોતાના હિંસક કુલને પોષણ કરે છે એમ જાણવું ॥ ૭ ॥ વળી હિંસાની ( ખિંસા કે૦ ) નિંદા તે સર્વ ષડ્દર્શન માંહે સાંભલીએ છીએ, માટે કોઇ કારણે પણ હિંસા કરવી રુડી નથી. પાપી આહેડી તે પોતાને પણ સંતાપ ઉપજાવે અને જે જીવને હણવા ધારે તે પર જીવને પણ સંતાપ ઉપજાવે, તે કુલ માંહે ( કેત કે૦ ) અરિષ્ટસૂચક કેતુ ગ્રહ સરિખો કુલનો ક્ષય કરનાર જાણવો ॥ ૮ ॥

જાઓ રસાતલ વિક્રમ જે દુર્બલ હણે રે, એ તો લેશ્યા કૃષ્ણનો ઘન પરિણામ રે ॥ ભૂંડી કરણીથી જગ અપજશ પામીએ રે, લીહાલો ખાતાં મુખ હોવે તે શ્યામ રે ॥ સાંભલજો૦ ॥ ૯ ॥ એહવાં રાણીએ વયણ કહ્યાં પણ રાયને રે, ચિત્ત માંહે નવિ જાગ્યો કોઇ પ્રતિબોધ રે ॥ ઘન વરસે પણ નવિ ભીંજે મગસેલીયો રે, મૂરખને હિત ઉપદેશે હોય ક્રોધ રે ॥ સાંભલજો૦ ॥ ૧૦ ॥ અન્ય દિવસે શત સાત ઉલ્લંઠે પરવર્યો રે, મૃગયાસંગી આવ્યો ગહન વન રાય રે ॥ મુનિ તિહાં દેખી કહે વ્યાધે છે પીડ્યો કોઢીયો રે, ઉલ્લંઠ તે મારે દેઇ ઘન ઘાય રે ॥ સાંભલજો૦ ॥ ૧૧ ॥

અર્થ—વળી જે દુર્બલ પશુને મારે તેનું પરાક્રમ રસાતલ માંહે પેસી જાઓ! એ હિંસકપણું તો કૃષ્ણ લેશ્યાનું આકરું પરિણામ જાણવું. જેમ ( લીહાલો કે૦ ) કોયલો ખાતાં મોઢું

શ્યામ થાય તેમ ભૂંડી કરણી કરીએ તેથી જગતને વિષે અપજશ પામીએ ॥ ૯ ॥ એવાં રાણીએ વચન કહ્યાં, પણ રાજાના ચિત્તને વિષે કોઇ પ્રકારનો પ્રતિબોધ જાગ્યો નહીં. જેમ (ઘન કે) વરસાદ વરસે થકે મગસેલીયો પાષાણ ભીંજે નહીં તેમ રાજાને પ્રતિબોધ લાગ્યો નહીં. જેમ મૂર્ખને હિતશિક્ષા દેતાં ઉલટો તેને ક્રોધ ઉપજે તેમ એ દૃષ્ટાંતે અહીં પણ જાણવું ॥ ૧૦ ॥ પછી અન્યદા દિવસે સાતસેં ઉલ્લંઠ પુરુષે પરવર્યો થકો મૃગયા રમતો થકો રાજા ગહન વને આવ્યો. તિહાં રોગે પીડ્યો એવો એક મુનિ કાઉસ્સગ્ગધ્યાને ઉભો છે, તેને જોઇ રાજા કહે છે, એ તો વ્યાધિથી પીડ્યો કોઢીયો છે. એમ કહે થકે (ઘન કે૦) આકરા ઘાએ કરીને ઉલ્લંઠ તે સાધુને મારવા લાગ્યા ॥ ૧૧ ॥

જિમ તાડે તે મુનિને તિમ નૃપને હુવે રે, હાસ્ય તણો રસ મુનિમન તે રસ શાંત રે ॥ કરી ઉપસર્ગને મૃગયાથી વળ્યા સાતસેં રે, નૃપ સાથે તે પહોતા ઘર મન ખાંત રે ॥ સાંભલજો૦ ॥ ૧૨ ॥ અન્ય દિવસ મૃગ પૂંઠે ધાયો એકલો રે, રાજા મૃગલો પેઠો નઇતટ રાન રે ॥ ભૂલો નૃપ તે દેખે નઇતટ સાધુને રે, બોળે નઇજલમાં મુનિ ઝાલી કાન રે ॥ સાંભલજો૦ ॥ ૧૩ ॥ કાંઇક કરુણા આવી કઢાવ્યો નીરથી રે, ઘેર આવીને રાણીને કહી વાત રે ॥ સા કહે બીજાની પણ હિંસા દુઃખ દીએ રે, જનમ અનંતા દુઃખ દીએ ઋષિઘાત રે ॥ સાંભલજો૦ ॥ ૧૪ ॥ રાજા ભાખે નવિ કરશ્યું ફિરી એહવું રે, વીતા કેતાઇક વાસર જામ રે ॥ ગોંખ થકી મુનિ દીઠો ફિરતો ગોચરી રે, વિસારી રાણીની શિક્ષા તામ રે ॥ સાંભલજો૦ ॥ ૧૫ ॥

અર્થ—હવે તે ઉલ્લંઠ જેમ જેમ મુનિને તાડના તર્જના કરે છે તેમ તેમ રાજાને મન માંહે હાસ્યરસ ઉપજે છે, અને તે મુનિના મન માંહે શાંતરસ ઉપજે છે. એ રીતે મુનિને ઉપસર્ગ કરીને સાતસેં જણ મૃગયા રમીને પાછા વળ્યા. તે હર્ષ પામતા થકા રાજાની સાથે ઘેર આવ્યા ॥ ૧૨ ॥ વળી અન્ય દિવસે રાજા હરણ પછવાડે એકલો દોડ્યો જાય છે. મૃગલો નાસીને નદીને કાંઠે રાનમાં પેઠો, રાજા ભૂલો પડ્યો થકો તિહાં નદીને કાંઠે એક સાધુને તેણે દીઠા. તે વારે તે મુનિને કાન ઝાલીને નદીના પાણી માંહે ઝબકોળ્યા ॥ ૧૩ ॥ વળી કાંઇક રાજાને કરુણા આવી, તેથી મુનિને જલથી બહાર કાઢ્યા. પછી ઘેર આવીને તે મુનિના ઉપસર્ગની સર્વ વાત રાણીને કહી તે વારે રાણીએ કહ્યું કે હે સ્વામિન્! બીજા જીવોને હિંસા કરી હોય તે પણ દુઃખ દેવાવાલી થાય, તો ઋષિની ઘાત તો અનંતા ભવ પર્યંત દુઃખની દેવાવાલી હોય તેમાં તો શું જ કહેવું? ॥ ૧૪ ॥ તે વારે રાજા કહેવા લાગ્યો જે હે રાણી! હવે ફરીથી એવું પાપ કોઇ વારે પણ નહીં કરશું. વળી કેટલાએક દિવસ વીત્યા પછી રાજાએ

ગોંખને વિષે બેઠા થકા ગોચરીએ ફરતા એવા કોઇ એક મુનિને દીઠા. તે વારે રાણીની શીખા-મણ વિસારીને ॥ ૧૫ ॥

નગરી વિટાલી ભીખે કહે નૃપ ઉલ્લંઠને રે, કાઢો બાહિર એહને ઝાલી કંઠ રે ॥ રાણીએ દીઠા ગોંખ થકી તે કાઢતા રે, રાજાને આદેશે લાગા લંઠ રે ॥ સાંભલજો૦ ॥ ૧૬ ॥ રાણી રુઠી રાજાને કહે શું કરો રે, પોતાનું બોલ્યું પાળો ન વચન્ન રે ॥ મુનિ ઉપસર્ગે સર્ગે જાવું દોહિલું રે, નરકે જાવા લાગ્યું છે તુજ મન્ન રે ॥ સાંભલજો૦ ॥ ૧૭ ॥ નૃપ ઉપશમીયો નમીયો મુનિ તેડી ઘરે રે, રાણી ભાખે રાજા એ અન્નાણ રે ॥ મુનિ ઉપસર્ગે પાપ કર્યું ઇણે મોટકું રે, એ છૂટે તે કહીએ કાંઇ વિન્નાણ રે ॥ સાંભલજો૦ ॥ ૧૮ ॥

અર્થ—રાજા ઉલ્લંઠ પુરુષને કહેવા લાગ્યો જે આ ભિક્ષુક આપણી નગરી વિટાલે છે, માટે એને ગળે ઝાલી નગરીથી બહાર કાઢી મૂકો. તે વારે રાજાને આદેશે કરી તે ઉલ્લંઠ પુરુષ મુનિનું ગળું ઝાલી બહાર કાઢે છે, તે રાણીએ ગોંખ થકી દીઠા ॥ ૧૬ ॥ તે વારે રાણી ખીજીને કહેવા લાગી જે હે રાજન્! આ તમે શું કરો છો? પોતાનું બોલ્યું વચન પોતેજ પાળતા નથી? અને હું જાણું છું જે મુનિને ઉપસર્ગ કરે તેને સ્વર્ગ માંહે જવું દોહિલું છે, પણ તમારું મન તો નરક માંહે જવાને લાગેલું છે, એમ આ તમારું કર્મજ સ્પષ્ટ કહી આપે છે ॥ ૧૭ ॥ એવાં રાણીનાં વચન સાંભલી રાજા ઉપશાંત થયો થકો મુનિને ઘરને વિષે તેડી પગે લાગ્યો, તે વારે મુનિને રાણી કહે છે જે આ રાજા અજ્ઞાની છે. મુનિને ઉપસર્ગ કરવે કરીને એણે મોટું પાપ કર્યું છે, માટે એ પાપથી છૂટે એવું કાંઇક ( વિન્નાણ કે૦ ) વિજ્ઞાન એટલે પાપ ટાળવાનું પ્રાયશ્ચિત્ત કહો ॥ ૧૮ ॥

સજ્જન જે ભૂંડું કરતાં રુડું કરે રે, તેહનાં જગમાં રહેશે નામ પ્રકાશ રે ॥ આંબો પત્થર મારે તેહને ફલ દીએ રે, ચંદન આપે કાપે તેહને વાસ રે ॥ સાંભલજો૦ ॥ ૧૯ ॥ મુનિ કહે મહોટા પાતકનું શું પાલણું રે, તોપણ જો હોય એહનો ભાવ ઉલ્લાસ રે ॥ નવ પદ જપતાં તપતાં તેહનું તપ ભલું રે, આરાધે સિદ્ધચક્ર હોય અઘ-નાશ રે ॥ સાંભલજો ॥ ૨૦ ॥ પૂજા તપ વિધિ શીખી આરાધ્યું નૃપે રે, રાણી સાથે તે સિદ્ધચક્ર વિખ્યાત રે ॥

ઉજમણા માંહે આઠે રાણીની સહી રે, અનુમોદે વળી નૃપનું તપ શત સાત રે ॥ સાંભલજો૦ ॥ ૨૧ ॥

અર્થ—જેમકે સજ્જન તો તેને કહીએ જે ભૂંડું કરતાં પણ રૂડું કરે. તેનાં નામ જગત્રય માંહે પ્રકાશપણે રહેશે. ભલા માણસના ગુણ વિષે દૃષ્ટાંત કહે છે. તે જેમકે—આંબાને કોઇ પત્થર મારે છે તેને ઉલટું આંબો ફલ આપે છે, તથા ચંદનને જે કાપે છે તેને ચંદન પોતાનો સુવાસ આપે છે ॥ ૧૯ ॥ હવે મુનિ કહે છે કે હે રાણી! મોટું પાપ કર્યું છે, તે પાપ મટાડવાને પાળવાનું શું કહીએ? તોપણ જો એ રાજાનો ઉલ્લાસ ભાવ હોય તો કહું છું જે નવ પદનો જાપ જપતાં થકા તથા તેનું ભલું તપ તપતાં થકા તે તપ પણ ભલું છે. એ સિદ્ધચક્રને આરાધે થકે સર્વ ( અઘ કે૦ ) પાપનો નાશ થાય ॥ ૨૦ ॥ તે વારે પૂજા તથા તપનો વિધિ શીખીને રાજાએ રાણીની સાથે પ્રગટપણે તે સિદ્ધચક્રને આરાધ્યા. તપ પૂરું થયું તે વારે તેનું ઉજમણું કર્યું. તે સમે રાણીની આઠ સખીઓએ રાણીના તપની અનુમોદના કરી. વળી સાતસેં ઉલ્લંઠે રાજાના તપની અનુમોદના કરી ॥ ૨૧ ॥

અન્ય દિવસ તે ગયા સિંહ નૃપ ગામડે રે, ભાંજી તે વળીયા લેઇ ગોવગ્ગ રે ॥ કેડ કરીને સિંહે માર્યા તે મરી રે, કોઢી હુઆ ખત્રી મુનિ ઉવસગ્ગ રે ॥ સાંભલજો૦ ॥ ૨૨ ॥ પુણ્યપ્રભાવે રાજા હુઓ શ્રીકંત તું રે, શ્રીમતી રાણી મયણાસુંદરી તુજ્જ રે ॥ કુષ્ઠિપણું જલમજ્જન ડુંબ-પણું તુમ્હે રે, પામ્યું એ મુનિ આશાતના ફલ ગુજ્જ રે ॥ સાંભલજો૦ ॥ ૨૩ ॥ સિદ્ધચક્ક શ્રીમતીવચણે આરાહીયું રે, તેહથી પામ્યો સઘલો ઋદ્ધિવિશેષ રે ॥ આઠ સખી રાણીનું તપ અનમોદીયું રે, તેણે તે લઘુ દેવી હુઇ તુજ શુભ વેષ રે ॥ સાંભલજો૦ ॥ ૨૪ ॥ સાપ ખાઓ તુજ આઠમીએ કહ્યું શોકયને રે, તેણે સાપે દંસી ન ટળે પાપ રે ॥ ધર્મપ્રશંસા કરી રાણા હુઆ તે સાતસેં રે, ઘાતવિધુર તે સિંહ લીએ વ્રત આપ રે ॥ સાંભ-લજો૦ ॥ ૨૫ ॥

અર્થ—તે વાર પછી કેટલાએક દિવસે તે રાજા સાતસેં ઉલ્લંઠે પરવર્યો સિંહ રાજાને ગામડે ગયો. તે ગામને ભાંજીને સર્વ ગાયોનો વર્ગ લઇને પાછા વળ્યા. તે વારે સિંહ રાજાએ કેડ કરીને તે સાતસેંને માર્યા. તે મરીને ક્ષત્રિયોના વંશમાં ઉપન્યા, પણ મુનિને ઉપસર્ગ કર્યો,

**તેથી તે સર્વ કોઢીયા થયા ॥ ૨૨ ॥ પુણ્યના પ્રભાવથી શ્રીકાંત રાજા ચ્યવીને તું શ્રીપાલ થયો.** તારી શ્રીમતી રાણી મરીને મયણાસુંદરી થઇ, અને કોઢીયાપણું તથા જલ માંહે ડુબવાપણું તથા ડુંબપણું જે તું પામ્યો તે સર્વ મુનિની આશાતનાનાં ફલ છે એ ગુહ્ય જાણવાં ॥ ૨૩ ॥ શ્રીમતી રાણીને વચને કરીને સિદ્ધચક્રનું આરાધન કર્યું, તેથી જિહાં જિહાં ગયો તિહાં તિહાં સર્વ ઠેકાણે ( ઋદ્ધિવિશેષ કે૦ ) વિશેષ સંપદા પામ્યો. આઠ સખીએ તપની અનુમોદના કરી હતી, તેણે કરીને તારી નાની આઠ સ્ત્રીઓ શુભ વેષની ધરનારી થઇ ॥ ૨૪ ॥ આઠમી સખીએ શોક્યને કહ્યું હતું જે તુજને સાપ ખાઓ, તેથી તેને સાપે કરડી, માટે પાપ કર્યાં તે ભોગવ્યા વિના છૂટે નહીં. તારા ધર્મની પ્રશંસા કરી હતી, તેણે કરી સાતસેં ઉલ્લંઠ તે રાણા થયા. સિંહ રાજાએ ( ઘાત કે૦ ) શસ્ત્રના ઘાતે કરી સાતસેં ઉલ્લંઠને માર્યા, તે ઘાતથી ( વિધુર કે૦ ) બીતો થકો ( આપ કે૦ ) પોતાની મેલે ( વ્રત લીએ કે૦ ) ચારિત્ર લઇને ॥ ૨૫ ॥

**માસ અણસણે અજિતસેન તે હું હુઓ રે, બાલપણે તુજ રાજ્ય હર્યું તે રાણ રે ॥ બાંધી પૂરવ વૈરે તુજ આગલ ધરે રે, પૂરવ અભ્યાસે મુજ આવ્યું નાણ રે ॥ સાંભલજો૦ ॥ ૨૬ ॥ જાતિ સંભારી સંયમ ગ્રહી લહી ઓહિને રે, ઇહાં આવ્યો જેણે જેવાં કીધાં કર્મ રે ॥ તેહને તેહવાં આવ્યાં ફલ સુખ દુઃખ તણાં રે, સદ્ગુરુ પાખે જાણે કુણ એ મર્મ રે ॥ સાંભલજો૦ ॥ ૨૭ ॥ ચોથે ખંડે ઢાલ હુઇ એ આઠમી રે, એહમાં ગાયો નવ પદ મહિમા સાર રે ॥ શ્રીજિનવિનયે સુજશ લહીજે એહથી રે, જગમાં હોવે નિશ્ચે જયજયકાર રે ॥ સાંભલજો૦ ॥૨૮॥**

અર્થ—એક માસનું અણસણ કરી તિહાંથી ચ્યવીને હું અજિતસેન થયો. પાછલે ભવે તેં મારું રાજ્ય લીધું હતું, માટે આ ભવે મેં બાલપણામાં તારું રાજ્ય હરી લીધું, અને સાતસેં ઉલ્લંઠને મેં માર્યા હતા, તે પૂર્વ ભવના વૈરથી તે સાતસેં રાણાએ બાંધીને મુજને તારા મુખ આગલ ધર્યો. વળી પાછલે ભવે મેં ચારિત્ર લીધું હતું, તે પૂર્વ અભ્યાસથી મુજને જ્ઞાન ઉદય આવ્યું ॥ ૨૬ ॥ તેથી જાતિસ્મરણજ્ઞાન ઉપન્યું. તેના યોગે પૂર્વ ભવ સંભારીને સંયમ ગ્રહ્યું. તે ચારિત્ર પાળતાં ( ઓહિને કે૦ ) અવધિજ્ઞાનને પામીને ઇહાં તારી પાસે આવ્યો, માટે જેણે જેવાં કર્મ કર્યાં હતાં તેને તેવાં સુખ દુઃખનાં ફલ ઉદય આવ્યાં. સદ્ગુરુ વિના એવા મર્મને બીજો કોણ જાણે? કોઇ જાણે નહીં ॥ ૨૭ ॥ ચોથા ખંડને વિષે એ આઠમી ઢાલ સંપૂર્ણ થઇ. એ ઢાલ માંહે સારભૂત રૂડો નવ પદનો મહિમા ગાયો છે. શ્રીજિનરાજના વિનયથી ભલો જશ પામીજે. એ સિદ્ધચક્રના પસાયથી જગત્ત્રયને વિષે નિશ્ચે જયજયકાર થાય ॥ ૨૮ ॥

॥ દોહા ॥

ઇમ સાંભલી શ્રીપાલ નૃપ, ચિંતે ચિત્ત મઝાર ॥ અહો અહો ભવનાટકે, લહીએ ઇસ્યા પ્રકાર ॥ ૧ ॥ કહે ગુરુ પ્રતે હવણાં નથી, મુજ ચારિત્રની સત્તિ ॥ કરી પસાય તિણે ઉપદિસો, ઉચિત કરણ પડિવત્તિ ॥ ૨ ॥ વલતું મુનિ ભાખે નૃપતિ, નિશ્ચય ગતિ તું જોય ॥ કરમ ભોગ ફલ તુજ ઘણું, ઇહ ભવ ચરણ ન હોય ॥ ૩ ॥ પણ નવ પદ આરાધતાં, પામીશ નવમું સર્ગ ॥ નર સુર સુખ ક્રમે અનુભવી, નવમે ભવ અપવર્ગ ॥ ૪ ॥ તે સુણી રોમાંચિત હુઓ, નિજ ઘર પહોતો ભૂપ ॥ મુનિ પણ વિહરંતો ગયો, ઠાણાંતર અનુરૂપ ॥ ૫ ॥

અર્થ—એમ અજિતસેન મુનિની દેશના સાંભલી શ્રીપાલ રાજા પોતાના ચિત્તને વિષે ચિંતવે છે કે અહો! ઇતિ આશ્ચર્યે! જે સંસારનાટકમાં આવા પ્રકારના પ્રપંચ પામીએ છીએ? ॥ ૧ ॥ હવે શ્રીપાલ ગુરુ પ્રત્યે કહે છે જે હમણાં તો મુજમાં ચારિત્ર લેવાની શક્તિ નથી, માટે મારા ઉપર કૃપા કરીને મારે યોગ્ય પ્રતિપત્તિ કરવાને કહો, એટલે મુજથી બની આવે એવો ધર્મ કહો ॥ ૨ ॥ વલતું મુનિ કહે છે જે હે રાજન્! તારી નિશ્ચયે ગતિ તું જો કે હજી પણ તારે ભોગવવા યોગ્ય કર્મનું ફલ ઘણું બાકી છે, માટે તારે આ ભવને વિષે ચારિત્ર ઉદય થશે નહીં ॥ ૩ ॥ પણ નવ પદના આરાધનથી તું નવમા દેવલોકને પામીશ. પછી અનુક્રમે ( નર કે૦ ) મનુષ્યનાં અને ( સુર કે૦ ) દેવતાનાં સુખ ( અનુભવી કે૦ ) ભોગવીને નવમા ભવને વિષે ( અપવર્ગ કે૦ ) મોક્ષનું સુખ પામીશ ॥ ૪ ॥ તે સાંભલીને શ્રીપાલ રાજા રોમાંચિત થયો થકો પોતાને ઘેર ગયો, અને મુનિ પણ તિહાંથી વિહાર કરતા થકા ( અનુરૂપ કે૦ ) પોતાને ઇચ્છિત એવા ( ઠાણાંતર કે૦ ) અન્ય સ્થાનકે ગયા ॥ ૫ ॥

॥ ઢાલ નવમી ॥ કંત તમાકુ પરિહરો ॥ એ દેશી ॥

હવે નરપતિ શ્રીપાલ તે, નિજ પરિવાર સંયુત્ત ॥ મેરે લાલ ॥ આરાધે સિદ્ધચક્રને, વિધિ સહિત ગ્રહી સુમુહુત્ત ॥ મેરે લાલ ॥ મનનો મહોટો મોજમાં ॥ ૧ ॥ મયણસુંદરી ત્યારે ભણે, પૂર્વે પૂજ્યું સિદ્ધચક્ર ॥ મેરે લાલ ॥ ધન ત્યારે થોડું હતું, હમણાં તું ઋદ્ધે શક્ર ॥ મેરે૦ ॥ મનનો૦ ॥ ૨ ॥ ધન મહોટે છોટું કરે, ધર્મે ઉજમણું

તેહ ॥ મેરે૦ ॥ (પાઠાંતર) જે કરણી ધર્મનું તેહ ॥ મેરે૦ ॥ ફલ પૂરું પામે નહીં, મ મ કરજો તિહાં સંદેહ ॥ મેરે૦ ॥ મનનો૦ ॥ ૩ ॥ વિસ્તારે નવ પદ તણી, તિણે પૂજા કરો સુવિવેક ॥ મેરે૦ ॥ ધનનો લાહો લીજીએ, રાખો મોટી ટેક ॥ મેરે૦ ॥ મનનો૦ ॥ ૪ ॥

અર્થ—હવે મોટા મનનો ધણી શ્રીપાલ રાજા પોતાના પરિવારે સંયુત થકો વિધિ સહિત રુડું મુહૂર્ત્ત લઇને મોજમાં એટલે આનંદમાં શ્રીસિદ્ધચક્રને આરાધે છે ॥ ૧ ॥ તે વારે મયણાસુંદરી શ્રીપાલ રાજાને કહે છે જે પૂર્વે આપણે સિદ્ધચક્રને પૂજ્યા હતા તે વારે તો આપણી પાસે ધન થોડું હતું, અને હમણાં તો ઋદ્ધિએ કરીને તું (શક્ર કે૦) ઇંદ્ર સરિખો છે ॥ ૨ ॥ માટે દ્રવ્ય ઘણું હોય અને ધર્મની કરણી નિમિત્તે જે પુરુષ થોડું દ્રવ્ય વાવરે તે પ્રાણી પૂરું ફલ પામે નહીં. તિહાં કાંઇ પણ સંદેહ કરશો નહીં ॥ ૩ ॥ તે માટે નવ પદ જે છે તેની પૂજા વિસ્તારે કરી રુડા વિવેક સહિત કરો. ધન પામ્યા છો તેનો લાહો લ્યો. મનને વિષે મોટી ટેક રાખીને પૂજા કરો ॥ ૪ ॥

મયણા વયણાં મન ધરી, ગુરુ ભક્તિ શક્તિ અનુસાર ॥ મેરે૦ ॥ અરિહંતાદિક નવ પદ ભલાં, આરાધે તે સાર ॥ મેરે૦ ॥ મનનો૦ ॥ ૫ ॥ નવ જિનઘર નવ પડિમા ભલી, નવ જીર્ણોદ્ધાર કરાવ ॥ મેરે૦ ॥ નાનાવિધ પૂજા કરી, જિન આરાધન શુભ ભાવ ॥ મેરે૦ ॥ મનનો૦ ॥ ૬ ॥ એમ સિદ્ધ તણી પ્રતિમા તણું, પૂજન ત્રિહું કાળ પ્રણામ ॥ મેરે૦ ॥ તન્મય ધ્યાને સિદ્ધનું, કરે આરાધન અભિરામ ॥ મેરે૦ ॥ મનનો૦ ॥ ૭ ॥ આદર ભગતિ ને વંદના, વેયાવચ્ચાદિક લગ્ગ ॥ મેરે૦ ॥ શુશ્રૂષા વિધિ સાચવી, આરાધે સૂરિ સમગ્ગ ॥ મેરે૦ ॥ મનનો૦ ॥ ૮ ॥

અર્થ—એ પ્રકારે મયણાનાં વચન મનમાં ધરીને (ગુરુ કે૦) મોટી છે ભક્તિ જેની એવો જે શ્રીપાલ રાજા, તે પોતાની શક્તિને અનુસારે સારભૂત જે અરિહંતાદિક ભલાં નવ પદ છે તેને આરાધે ॥ ૫ ॥ હવે શ્રીપાલ રાજા નવ પદનું આરાધન વિસ્તારપૂર્વક કરે છે. તેમાં પ્રથમ અરિહંતપદની ભક્તિ કરે છે. તિહાં નવની સંખ્યાએ પ્રાસાદ, બાવન જિનાલય નવાં

કરાવ્યાં. તેમાં નવ અરિહંતના બિંબ નવાં ભરાવીને સ્થાપ્યાં. વળી નવ જીર્ણ પ્રાસાદના ઉદ્ધાર કરાવ્યા. તેની ત્રણ ભેદે, પાંચ ભેદે, આઠ ભેદે, સત્તર ભેદે, એકવીશ ભેદે, એકસો આઠ ભેદે, એમ વિવિધ પ્રકારની પૂજા કરી. એ રીતે શુભ ભાવે કરી જિનપદ આરાધે ॥ ૬ ॥ હવે બીજા સિદ્ધપદનું આરાધન કરે છે તે કહે છે. ( એમ કે૦ ) પૂર્વે કહેલા પ્રકારે સિદ્ધની પ્રતિમાને પણ ત્રણ કાળ પૂજા પ્રણામ કરે છે. ચેતનને નિબિડ આનંદના ઉદ્યમે નિરાવરણ કર્માંજન રહિત એવા સિદ્ધને (તન્મય ધ્યાને કે૦) મન, વચન, કાયાની એકાગ્રતાએ કરી મનોહર આરાધન કરે છે ॥ ૭ ॥ હવે ત્રીજા આચાર્યપદની ભક્તિ કરે છે તે કહે છે. આદરનું કરવું તથા ભક્તિરાગે વંદના દ્વાદશાવર્ત સહિત સાચવે છે, અને વેયાવચ્ચાદિક માંહે ( લગ્ગ કે૦ ) લગ્ન એટલે સાવધાન રહે છે, તથા શુશ્રૂષા, પર્યુપાસના, સેવના, અશનાદિક વસતી પ્રમુખ સર્વ વિધિ સાચવીને સમગ્ર આચાર્યની સેવના કરે છે. આચાર્ય તે ગણના રક્ષક માટે તેને વિશેષ આરાધે છે ॥ ૮ ॥

**અધ્યાપક ભણતાં પ્રતિ, વસનાશન ઠાણ બનાય ॥ મેરે૦ ॥**
**દ્વિવિધ ભક્તિ કરતો થકો, આરાધે નૃપ ઉવજઝાય ॥ મેરે૦ ॥**
**મનનો૦ ॥ ૯ ॥ નમન વંદન અભિગમનથી, વસહી**
**અશનાદિક દાન ॥ મેરે૦ ॥ કરતો વેયાવચ્ચ ઘણું,**
**આરાધે મુનિપદ ઠાણ ॥ મેરે૦ ॥ મનનો૦ ॥ ૧૦ ॥**

અર્થ—હવે ચોથા ઉપાધ્યાયપદની ભક્તિ કરે છે. તેમાં ઘણા પાંચ સંધ્યાએ આગમના પાઠ ભણનારને અને ભણાવતાં પ્રત્યે ( વસન કે૦ ) વસ્ત્ર આપે છે, તથા ( અશન કે૦ ) અન્ન આપે છે, અને ( ઠાણ કે૦ ) વસવાનું સ્થાનક બનાવી આપે છે. ધર્મશાલા, પઠનશાલા પ્રમુખ કરાવે છે. એમ ( દ્વિવિધ કે૦ ) બે પ્રકારે, તે માંહે એક પૂર્વે કહ્યા ઉપચાર તે દ્રવ્યથી અને બીજી ભાવથી મનની એકાગ્રતાએ કરી ઉપાધ્યાયપદની ભક્તિ કરતો થકો પાઠકપદને શ્રીપાલ રાજા આરાધે છે ॥ ૯ ॥ હવે પાંચમા મુનિપદની ભક્તિ કરે છે તે કહે છે. તેમાં મુનિને ( અભિગમનથી કે૦ ) ગુરુ આવે ત્યારે સન્મુખ જઇને ( નમન કે૦ ) મસ્તક નમાવવું, અને વંદન તે હાથ જોડવા. એમ સાધુને નમન વંદન કરતાં વિનય ગુણ વધે, વિનયથી ધર્મની પ્રાપ્તિ થાય, ધર્મ પામવાથી જ્ઞાન પામે, જ્ઞાનથી મોક્ષસુખ પામે. તથા ( વસહી કે૦ ) વસતી તે રહેવાનું સ્થાનક અને ચાર પ્રકારે અશન પ્રમુખનું દાન આપે છે, તેથી મુનિ સંયમમાર્ગ માંહે નિશ્ચલ રહે. એમ ઘણું વેયાવચ્ચ કરતો થકો મુનિપદરૂપ સ્થાનકને આરાધે છે ॥ ૧૦ ॥

**તીર્થયાત્રા કરી અતિ ઘણી, સંઘપૂજા ને રહજત્ત ॥ મેરે૦ ॥**
**આરાધે દર્શનપદ ભલું, શાસન ઉન્નતિ દૃઢ ચિત્ત ॥ મેરે૦ ॥**
**મનનો૦ ॥ ૧૧ ॥ સિદ્ધાંત લિખાવી તેહને, પાલન**
**અર્ચાદિક હેત ॥ મેરે૦ ॥ નાણપદારાધન કરે, સજ્ઝાય**
**ઉચિત મન દેત ॥ મેરે૦ ॥ મનનો૦ ॥ ૧૨ ॥ વ્રત**

**નિયમાદિક પાલતો, વિરતિની ભક્તિ કરંત ॥ મેરે૦ ॥ આરાધે ચારિત્રધર્મને, રાગી જતિધર્મ એકંત ॥ મેરે૦ ॥ મનનો૦ ॥ ૧૩ ॥**

અર્થ—હવે છઠ્ઠા દર્શનપદનું આરાધન કરે છે તે કહે છે. તે ઠેકાણે ઠેકાણે અતિ ઘણી તીર્થયાત્રા ભક્તિએ સહિત કરી તિહાં સ્નાત્રપૂજા, મહોત્સવ પ્રમુખ ઘણા કર્યા, તથા સંઘપૂજા સ્વામિવાત્સલ્ય કરે, તથા ( રહજત્ત કે૦ ) રથયાત્રા એટલે કલ્યાણક પ્રમુખના દિવસે પ્રતિમાજીને રથમાં સ્થાપી વાજિત્રને સમૂહે તથા ચતુર્વિધ સંઘે યુક્ત થકો નગર માંહે ગીત ગાયન પ્રમુખ ધવલમંગલ સહિત ગમન કરે તેને રથયાત્રા કહીએ. એ રીતે શાસનની ઉન્નતિ દૃઢ ચિત્તે કરી ઘણી શોભા વધારતો થકો શ્રીપાલ રાજા ભલું દર્શનપદ આરાધે છે ॥ ૧૧ ॥ હવે સાતમા જ્ઞાનપદની ભક્તિ કરે છે તે કહે છે. ( પાલન અર્ચાદિક હેત કે૦ ) સિદ્ધાંતના પાલન અર્ચાદિકને વિષે છે હેત જેને એવો શ્રીપાલ રાજા સિદ્ધાંત લખાવીને તેની ફૂલાદિકે કરી પૂજા કરે છે, અને જ્ઞાનનાં ઉપકરણ જે પાટી, પોથી, ઠવણી, સાપડા, સાપડી, વહી, દસ્તરી, ઓલીયા, પૂઠાં, રૂમાલ, હિંગલો અને મષી પ્રમુખ મેલવી જ્ઞાનપદનું આરાધન કરે છે. વળી પોતાની યોગ્યતાએ ચિત્ત દઇને સજ્ઝાય કરે, એમ સાતમે પદે જ્ઞાનપદની ભક્તિ કરે છે ॥ ૧૨ ॥ હવે આઠમા ચારિત્રપદની ભક્તિ કરે છે તે કહે છે. તે પોતે લીધેલાં બાર વ્રતને પાલતો તથા ગુરુમુખથી લીધા નિયમને પાલતો વિરતિની એટલે ગૃહસ્થ વ્રતધારી તથા યતિ ચારિત્રીયાની અન્ન વસ્ત્રાદિકે કરી દ્રવ્યથી ભક્તિ કરે, તથા ભાવથી સ્તુતિ વંદનાદિક કરે. એમ નિશ્ચલતાએ એકાંત યતિધર્મનો રાગી થકો ચારિત્રધર્મને આરાધે છે ॥ ૧૩ ॥

**તજી ઇચ્છા ઇહ પરલોકની, હુઇ સઘલે અપ્રતિબદ્ધ ॥ મેરે૦ ॥ ષટ્ બાહ્ય અભ્યંતર ષટ્ કરી, આરાધે તવપદ શુદ્ધ ॥ મેરે૦ ॥ મનનો૦ ॥ ૧૪ ॥ ઉત્તમ નવ પદ દ્રવ્ય ભાવથી, શુભ ભક્તિ કરી શ્રીપાલ ॥ મેરે૦ ॥ આરાધે સિદ્ધચક્રને, નિત પામે મંગલમાલ ॥ મેરે૦ ॥ મનનો૦ ॥ ૧૫ ॥ ઇમ સિદ્ધચક્રની સેવના, કરે સાડા ચાર તે વર્ષ ॥ મેરે૦ ॥ હવે ઉજમણાવિધિ તણો, પૂરે તપ ઉપનો હર્ષ ॥ મેરે૦ ॥ મનનો૦ ॥ ૧૬ ॥**

અર્થ—હવે નવમા તપ:પદની ભક્તિ કરે છે તે કહે છે. તે ઇહલોક તથા પરલોકની ઇચ્છા તજી સર્વ સ્થાને અપ્રતિબદ્ધપણું આદરી કર્મ તપાવવાને અર્થે શક્તિ પ્રમાણે છ પ્રકારે બાહ્ય તપ તથા છ પ્રકારે અભ્યંતર તપ કરી "તપસા ક્ષીયતે કર્મ" ઇત્યાદિ વચન છે, માટે શુદ્ધપણે તપ:પદનું આરાધન કરે છે ॥ ૧૪ ॥ એમ ઉત્તમ નવ પદને દ્રવ્યથી તથા ભાવથી એ બે પ્રકારે ભલી ભક્તિ કરીને શ્રીપાલ રાજા શ્રીસિદ્ધચક્રને આરાધે છે. તિહાં દ્રવ્યથી પૂજાનાં

ઉપકરણ પ્રમુખ અને ભાવથી આત્મવીર્યોલ્લાસ યુક્ત આરાધન કરતો થકો નિત્ય પ્રત્યે માંગલિક માળા પામે છે ॥ ૧૫ ॥ એમ સાડા ચાર વર્ષ સુધી સિદ્ધચક્રની સેવના કરે, તે નવ પદનું તપ જે વારે પૂરું થયું તે વારે શ્રીપાલ રાજાને ઉજમણાનો વિધિ કરવાનો હર્ષ ઉપન્યો, તેથી વીર્યોલ્લાસપૂર્વક ઉજમણું કરવા માંડ્યું ॥ ૧૬ ॥

**ચોથે ખંડે પૂરી થઇ, ઢાલ નવમી ચઢતે રંગ ॥ મેરે૦ ॥**
**વિનય સુજશ સુખ તે લહે, સિદ્ધચક્ર થુણે જે ચંગ ॥**
**મેરે૦ ॥ મનનો૦ ॥ ૧૭ ॥**

અર્થ—એ ચોથા ખંડને વિષે નવમી ઢાલ ચઢતે રંગે પૂરી થઇ. જે ( ચંગ કે૦ ) મનોહર સિદ્ધચક્રની સ્તવના કરે તે વિનય અને ભલા યશરૂપ સુખને પામે ॥ ૧૭ ॥

॥ દોહા ॥

**હવે રાજા નિજ રાજની, લચ્છી તણે અનુસાર ॥**
**ઉજમણું તેહ તપ તણું, માંડે અતિહિ ઉદાર ॥ ૧ ॥**

અર્થ—હવે શ્રીપાલ રાજા પોતાના રાજ્યની લક્ષ્મીને અનુસારે તે તપનું ઉજમણું વિધિએ કરી અતિ મોટાઇએ આદર સહિત બહુ માનથી કરવા માંડતો હવો. તે ઉજમણાનો વિધિ આગલની ઢાલ માંહે કહે છે ॥ ૧ ॥

॥ ઢાલ દશમી ॥ ભોલીડા હંસા રે વિષય ન રાચીએ ॥ એ દેશી ॥

**વિસ્તીરણ જિનભવને વિરચીએ, પુણ્ય ત્રિવેદિક પીઠ ॥**
**ચંદ્રચંદ્રિકા રે ધવલ ભુવનતલે, નવ રંગ ચિત્ર વિસીઠ ॥ ૧ ॥**

અર્થ—હવે ઉજમણાનો વિધિ કહે છે. (વિસ્તીરણ જિનભવને કે૦) કોઇ એક વિસ્તારવંત એવા શ્રીઅરિહંતના દેરામાં ( પુણ્ય કે૦ ) જાણીએ પુણ્યનાં પીઠજ રચ્યાં હોય નહીં? એવા ત્રણ ગઢરૂપ ( ત્રિવેદિક પીઠ કે૦ ) ત્રિવેદિકા એટલે ત્રણ પીઠ સ્વરૂપે ( વિરચીએ કે૦ ) રચીએ એટલે રચના કરે, તે ત્રણ વેદિકા ઉપરા ઉપર સમોસરણની પેરે રચીએ. તે ચંદ્રચંદ્રિકા એટલે ઉજ્જવલ જાણીએ ચંદ્રમાની જ્યોતિજ હોય નહીં? એવી ધવલ એટલે ઉજ્જવલ ભુવનતલે એટલે ભુવનની ધરતી તેને ધોઇને નવ રંગ એટલે આછા સફેદ રંગનાં ચિત્ર વિસીઠ એટલે વિશિષ્ટ ભલાં ચિત્રામણ સહિત કરે. ઇહાં પ્રસંગે શ્રીઅરિહંતાદિક નવ પદના વર્ણ લખીએ છીએ. શ્રીઅરિહંત ધોળે વર્ણે છે, શ્રીસિદ્ધ ભગવાન્ રાતે વર્ણે છે, શ્રીઆચાર્યજી પીળે વર્ણે છે, શ્રીઉપાધ્યાયજી નીલે વર્ણે છે, સાધુજી શ્યામ વર્ણે છે, અને શેષ દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ, એ ચાર પદ ઉજળે વર્ણે છે ॥ ૧ ॥

**તપ ઉજમણું રે ઇણી પરે કીજીએ, જિમ વિરચે રે શ્રીપાલ ॥ તપફલ વાધે રે ઉજમણે કરી, જેમ જલ**

પંકજનાલ ॥ તપ૦ ॥ ૨ ॥ પંચ વરણનાં રે શાલિ પ્રમુખ ભલાં, મંત્ર પવિત્ર કરી ધાન્ય ॥ સિદ્ધચક્રની રે રચના તિહાં કરે, સંપૂરણ શુભ ધ્યાન ॥ તપ૦ ॥ ૩ ॥ અરિહંતાદિક નવ પદને વિષે, શ્રીફલ ગોળ ઠવંત ॥ સામાન્યે ઘૃત ખંડ સહિત સવે, નૃપ મન અધિકી રે ખંત ॥ તપ૦ ॥ ૪ ॥ જિનપદ ધવલું રે ગોળક તે ઠવે, શુચિ કર્કેતન અઠ ॥ ચોત્રીશ હીરે રે સહિત વિરાજતું, ગિરુઓ સુગુણ ગરિઠ ॥ તપ૦ ॥ ૫ ॥

અર્થ—હે ભવ્ય પ્રાણીઓ! તપનું ઉજમણું તે જેમ શ્રીપાલ રાજા ( વિરચે કે૦ ) રચે છે તે રીતે કરવું, અને તપનું ફલ પણ ઉજમણું કરે તેથી વધે. તે કેની પેઠે? તો કે ( જેમ જલ કે૦) પાણીએ કરીને જેમ કમલનું નાલ વધે તેની પરે. અર્થાત્ જલ વિના જેમ કમલનાલ વધે નહીં તેમ ઉજમણા વિના વ્રતફલપ્રાપ્તિ પણ થાય નહીં ॥ ૨ ॥ પંચ વર્ણનાં ( શાલિ કે૦ ) ચોખા પ્રમુખ ઉત્તમ ધાન્ય મેલવી તેને પવિત્ર મંત્રે મંત્રીને શ્રીસિદ્ધચક્રની રચના સંપૂર્ણપણે શુભ ધ્યાને કરીને કરે, એટલે જે જે વર્ણે જે જે પદ હોય તે તે વર્ણનું તિહાં ધાન્ય ભરવું, એમ નવ પાંખડીનું કમલ રચવું ॥ ૩ ॥ અરિહંતાદિક નવ પદને વિષે શ્રીફલના ગોળા કાઢી તે માંહે ઘૃત તથા ખાંડ ભરીને પ્રથમ સામાન્યપણે જે પદના જેટલા ગુણ છે તે પદના તેટલા ગોળક તે શ્રીપાલ રાજા મનને વિષે ( અધિકી ખંત કે૦ ) અધિક ઉજમણાની ખાંતે ( ઠવંત કે૦ ) મૂકે છે ॥ ૪ ॥ પહેલા ( જિનપદ કે૦ ) અરિહંતપદના બાર ગુણ છે, તથા અરિહંતપદ ( ધવલું કે૦ ) ધોળું છે, માટે શ્વેત ચંદને રંગીને બાર ગોળક મૂકયા. વળી આઠ મહાપ્રાતિહાર્યરૂપ આઠ મૂલ ગુણ છે તેનાં પવિત્ર કર્કેતન આઠ રત્ન મૂકયાં. વળી ચોત્રીશ અતિશય છે, માટે તિહાં ચોત્રીશ હીરાએ સહિત શોભાયમાન કર્યું. ( ગિરુઓ કે૦ ) શ્રેષ્ઠ, ભલે ગુણે કરી ગરિઠ તે મોટું જે અરિહંતપદ તેની ભક્તિ કરે છે ॥ ૫ ॥

સિદ્ધપદે અડ માણિક રાતડાં, વળી ઇગતીસ પ્રવાલ ॥ ઘુસૃણ વિલપિત ગોળક તસ ઠવે, મૂરતિ રાગ વિશાલ ॥ તપ૦ ॥ ૬ ॥ પણ મણિ પીત છત્રીશ ગોમેદકે, સૂરિપદે ઠવે ગોળ ॥ નીલ રયણ પચવીસ પાઠકપદે, ઠવે વિપુલ રંગરોલ ॥ તપ૦ ॥ ૭ ॥

અર્થ—હવે સિદ્ધ રાતે વર્ણે અને આઠ ગુણે સહિત છે, માટે તિહાં ( રાતડાં કે૦ ) રાતાં આઠ માણિક સ્થાપે. વળી બીજા એકત્રીશ ગુણ છે, માટે પ્રવાલાં એકત્રીશ ( ઠવે કે૦ ) મૂકે. વળી ( ઘુસૃણ કે૦ ) રાતા બાવનાચંદને વિલેપન કરેલા રંગીત ગોળક એકત્રીશ તે સિદ્ધની

( મૂરતિ કે૦ ) સ્થાપના આગલ વિશાલ રાગ ધરીને મૂકે છે ॥ ૬ ॥ હવે આચાર્યના પાંચ આચાર છે, માટે પાંચ પુષ્કરાજ નામક મણિ રત્ન સ્થાપે. વળી છત્રીશ ગુણ છે, માટે ( પીત કે૦ ) પીળાં છત્રીશ ગોમેદક રત્ને સહિત પીળે રંગે રંગીત કરી છત્રીશ ગોળક ઘૃત ખાંડે ભરી મૂકે. વળી ( પાઠક કે૦ ) ઉપાધ્યાયપદે પચીશ ગુણ છે, માટે પચીશ નીલાં રત્ન મૂકે, તથા નીલે વર્ણે રંગી પચીશ ગોળક ( વિપુલ કે૦ ) ઘણા રંગરોલે કરી ( ઠવે કે૦ ) મૂકે ॥ ૭ ॥

**રિષ્ટ રતન સગવીસ તે મુનિપદે, પંચ રાયપટ અંક ॥ સગસટ્ઠિ ઇગવન્ન સિત્તરી પંચાસ તે, મુગતા શેષ નિઃશંક॥ તપ૦ ॥ ૮ ॥ તે તે વરણે રે ચીરાદિક ઠવે, નવ પદ તણે રે ઉદ્દેશ॥ બીજી પણ સામગ્રી મોટકી, માંડે તેહ નરેશ ॥ તપ૦ ॥ ૯ ॥ બીજોરાં ખારેક દાડિમ ભલાં, કોહોલાં સરસ નારંગ ॥ પૂગીફલ વળી કલશ કંચન તણા, રતન-પુંજ અતિ ચંગ ॥ તપ૦ ॥ ૧૦ ॥ જે જે ઠામે રે જે ઠવવું ઘટે, તે તે ઠવે રે નરિંદ ॥ ગ્રહ દિક્પાલપદે ફલ ફૂલડાં, ધરે સવરણ આનંદ ॥ તપ૦ ॥ ૧૧ ॥**

અર્થ—હવે મુનિપદ એટલે સાધુપદે સત્યાવીશ ગુણ છે, માટે રિષ્ટ રત્ન એટલે શ્યામ પાનાં ( સગવીસ કે૦ ) સત્યાવીશ મૂકે. વળી પંચ મહા વ્રતના ધણી છે, માટે પાંચ રાજપટ નામે રત્નવિશેષ શ્યામ વર્ણે હોય તે મૂકે. વળી શ્યામ રંગે સત્યાવીશ ગોળક ઠવે. તથા દર્શન-પદના ( સગસટ્ઠિ કે૦ ) સડસઠ ભેદ છે, અને જ્ઞાનપદના ( ઇગવન્ન કે૦ ) એકાવન ભેદ છે, તેમજ ચારિત્રપદના ( સિત્તરી કે૦ ) સિત્તેર ભેદ છે, તથા તપઃપદના ( પંચાસ કે૦ ) પચાસ ભેદ છે, માટે દર્શનપદે સડસઠ મોતી અને સાત ગોળક સ્થાપે, તથા જ્ઞાનપદે એકાવન મોતી અને પાંચ ગોળક સ્થાપે, તથા ચારિત્રપદે સિત્તેર મોતી ને પાંચ ગોળક, તપઃપદે પચાસ મોતી ને બાર ગોળક નિઃશંકપણે મૂકે ॥ ૮ ॥ વળી નવ પદના જે જે વર્ણ છે તે તે વર્ણનાં ભલાં ( ચીરાદિક કે૦ ) વસ્ત્રાદિક ( ઠવે કે૦ ) સ્થાપે. તેને ચંદ્રવા ઉપર બાંધે. આદિ શબ્દે પુષ્પાદિક જાણવાં. એ રીતે નવ પદને ઉદ્દેશે નવ પદના ઉજમણાને અર્થે બીજી પણ મોટી સામગ્રી માંડે. જે નવ નવ વાનાં કહ્યાં છે તે સર્વ આણીને પદે પદે સ્થાપે. એમ શ્રીપાલ રાજા ચિત્તની ઉદારતાએ સર્વ લોકને જિનશાસનની ઉન્નતિ દેખાડે છે ॥ ૯ ॥ વળી આટલી વસ્તુ નવ નવની સંખ્યાએ મેલે તે કહે છે કે બીજોરાં, ખારેક, ભલાં દાડિમ, કોહોલાં, રસે સહિત નારંગી, ( પૂગીફલ કે૦ ) સોપારી, સોનાના કલશ, અતિ મનોહર રત્નના પુંજ તે ઢગલા, એ સર્વ નવ નવની સંખ્યાએ મૂકે છે. એમ જે દેશમાં જે ફલ, મેવા, સુખડી પ્રમુખ મલે તે સર્વ નવ નવની સંખ્યાએ લાવીને શ્રીસિદ્ધચક્રનું ભક્તિએ કરી ઉજમણું કરે ॥ ૧૦ ॥ એમ નવ પદના મંડપને વિષે જે જે ઠેકાણે જે જે વસ્તુ સ્થાપવી ઘટે તે તે સ્થાનકે તે તે વસ્તુ શ્રીપાલ રાજા સ્થાપે. નવ ગ્રહ તથા દશ દિક્પાલને પદે ફલ તથા ફૂલ આનંદ સહિત સ્થાપે. પોત-પોતાને વર્ણે જ્યાં જે જે વર્ણનાં ઘટે તે તે સ્થાપે ॥ ૧૧ ॥

ગુરુ વિસ્તારે રે ઉજમણું કરી, ન્હવણ ઉત્સવ કરે રાય ॥ આઠ પ્રકારી રે જિનપૂજા કરે, મંગલ અવસર થાય ॥ તપ૦ ॥ ૧૨ ॥ સંઘ તિવારે રે તિલક માળા તણું, મંગલ નૃપને કરેઇ ॥ શ્રીજિન માને રે સંઘે જે કર્યું, મંગલ તે શિવ દેઇ ॥ તપ૦ ॥ ૧૩ ॥

અર્થ—એમ ( ગુરુ વિસ્તારે કે૦ ) મોટે વિસ્તારે ઉજમણું કરી ઉત્સવને અંતે શ્રીપાલ રાજા પ્રભુના બિંબને ન્હવણ કરાવે. પછી જલ, ચંદન, ફૂલ, ધૂપ, દીપ, અક્ષત, ફલ અને નૈવદ્ય, એ અષ્ટપ્રકારી પૂજા કરી, આરતિ ઉતારી મંગલદીપક પ્રગટ કરે. તે વખતે મંગલનો અવસર થાય ॥ ૧૨ ॥ તે વારે સર્વ સંઘ મલીને ઇંદ્રમાળા પહેરાવવાનું કુંકુમનું તિલક કરી ઉપર અક્ષત ચોડી રાજાને મંગલ કરે. જે ઇંદ્રમાળા પહેરાવી તેજ મંગલતિલક તે શ્રીસંઘ કરે. જે શ્રીસંઘ કરે તે તીર્થંકર પણ માન્ય કરે. નમો તિત્થસ્સ. તીર્થ શબ્દે સંઘનું મંગલ તે મોક્ષપદનું દેવાવાલું છે, માટે એ મંગલ કરવું ॥ ૧૩ ॥

તપ ઉજમણે રે વીર્યઉલ્લાસ જે, તેહજ મુક્તિનિદાન ॥ સર્વ અભવ્યે રે તપ પૂરાં કર્યાં, પણ નાવ્યું પ્રણિધાન ॥ તપ૦ ॥ ૧૪ ॥ લઘુકર્માને રે કિરિયા ફલ દીએ, સફલ સુગુરુ ઉવએસ ॥ સર હોયે તિહાં કૂપખનન ઘટે, નહીં તો હોય કિલેશ ॥ તપ૦ ॥ ૧૫ ॥ સફલ હુઓ સવિ નૃપ શ્રીપાલને, દ્રવ્ય ભાવ જસ શુદ્ધ ॥ મત કોઇ રાચો રે કાચો મત લેઇ, સાચો બિહું નય બુદ્ધ ॥ તપ૦ ॥ ૧૬ ॥ ચોથે ખંડે રે દશમી ઢાલ એ, પૂરણ હુઇ સુપ્રમાણ ॥ શ્રી જિન વિનય સુજશ ભગતિ કરી, પગ પગ હોય કલ્યાણ ॥ તપ૦ ॥ ૧૭ ॥

અર્થ—તપનું ઉજમણું તે આત્મવીર્યોલ્લાસભાવરૂપ છે. વીર્યોલ્લાસ વિના જે કરણી તે સર્વ નિરર્થક છે, માટે વીર્યોલ્લાસ તેજ ( નિદાન કે૦ ) નિશ્ચે મુક્તિ છે, નહીં તો સર્વ અભવ્યે પણ તપ તો અનંતી વાર પૂરાં કર્યાં, પણ સમકિત શુદ્ધ આવ્યા વિના પ્રણિધાન શુદ્ધ આવ્યું નહીં, એટલે શુદ્ધોપયોગે વીર્યોલ્લાસ ન થયો ॥ ૧૪ ॥ લઘુકર્મા જીવ જે ક્રિયા કરે તે ફલ આપે, ભલા ગુરુના ઉપદેશથી તે સફલ થાય. જેમકે જ્યાં પાણીની સર હોય તિહાં કૂવો ખણવો ઘટે, પણ સર ન હોય અને કૂપ ખણવા જાય તો જલપ્રાપ્તિ ન થાય, પરંતુ ઉલટો કલેશ થાય ॥ ૧૫ ॥ તે સર્વ ઉપદેશ, તપાનુષ્ઠાન ઉજમણું તે શ્રીપાલ રાજાને ફલ સહિત થયું. જેના મનને

વિષે દ્રવ્ય તથા ભાવ એ બેની ઘણી શુદ્ધતા છે તેને સર્વ શુદ્ધ છે, માટે રે ભવ્ય પ્રાણીઓ! કોઇ કાચો, એટલે જે દ્રવ્યથીજ શુદ્ધ કરશું એવો મત અંગીકાર કરી રાચશો માં. સાચો (બુદ્ધ કે૦) પંડિત તે કે જે દ્રવ્ય અને ભાવ એ બેહુ નયને સાધે છે ॥ ૧૬ ॥ એ ચોથા ખંડને વિષે દશમી ઢાલ ભલે પ્રમાણે કરી પૂરી થઇ. શ્રીજિનનો વિનય કરવાથી, ભલો જશ કહ્યાથી તદ્રૂપ ભક્તિએ કરી પગલે પગલે કલ્યાણ હોય ॥ ૧૭ ॥

॥ દોહા ॥

**નમસ્કાર કહે એહવા, હવે ગંભીર ઉદાર ॥ યોગીસર પણ જે સુણી, ચમકે હૃદય મઝાર ॥ ૧ ॥ અથ શ્રી સિદ્ધચક્ર નમસ્કારઃ ॥ કવિત્ત ॥ જો ધુરિ સિરિ અરિહંત, મૂલ દૃઢ પીઠ પઇટ્ઠિઓ ॥ સિદ્ધ સૂરિ ઉવઝાય, સાહુ ચિહું પાસ ગરિટ્ઠિઓ ॥ દંસણ નાણ ચરિત્ત, તવહિ પડિસાહા સુંદરુ ॥ તત્તક્ખર સરવગ્ગ, લદ્ધિ ગુરુ પયદલ દુંબરૂ ॥ દિસિવાલ જક્ખ જક્ખિણિ પમુહ, સુર કુસુમેહિં અલંકિઓ ॥ સો સિદ્ધચક્ક ગુરુ કપ્પતરુ, અમ્હ મનવંછિય ફલ દીઓ ॥ ૨ ॥**

અર્થ—હવે તે શ્રીપાલ રાજા શ્રીસિદ્ધચક્ર આગલ ગંભીર ઉદાર વચને કરી નમસ્કાર કહે છે, જે સાંભલીને યોગીશ્વર સરિખા પણ હૃદય માંહે ચમત્કાર પામે ॥ ૧ ॥ તે શ્રીસિદ્ધચક્રને નમસ્કાર કરતાં કલ્પવૃક્ષની ઉપમા આપે છે કે (જો ધુરિ કે૦) જેને ધુરમાં શ્રીઅરિહંતની સ્થાપના છે તે સિદ્ધચક્રરૂપ કલ્પવૃક્ષની દૃઢ મૂલ પીઠિકાનું પ્રતિષ્ઠાન છે એટલે સ્થાનક છે, અને સિદ્ધ તથા સૂરિ, ઉપાધ્યાય અને સાધુ, એ ચાર પદ, તે ચારે પાસે તેને (ગરિટ્ઠિઓ કે૦) મોટી શાખારૂપ છે, વળી દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ, એ ચાર પદરૂપ જેને (પડિસાહા કે૦) પ્રતિશાખા તે સુંદર લઘુ શાખારૂપ છે, એટલે મોટી શાખામાંથી જે નીકલે તે પ્રતિશાખા જાણવી. વળી તત્ત્વાક્ષર તે ઓઁ હ્રીઁ પ્રમુખ બીજાક્ષર તથા (સરવગ્ગ કે૦) સ્વર અક્ષરનો વર્ગ જે સમૂહ અકારાદિક, કકારાદિક, ભલે આદિક તથા (ગુરુ લદ્ધિ કે૦) મોટી અઠ્યાવીશ લબ્ધિરૂપ તે સર્વ (પયદલ દુંબરૂ કે૦) પત્ર, દલના સમૂહ છે જેમાં તથા દશ દિક્પાલ અને ચોવીશ જક્ષ જક્ષણીઓ, વળી પ્રમુખ શબ્દે લોકપાલ, વિમલેશ્વર દેવતા તથા ચક્રેસરી દેવી અને નવ ગ્રહ ઇત્યાદિક સુર એટલે દેવતારૂપ (કુસુમેહિં કે૦) ફૂલે કરી (અલંકિઓ કે૦) અલંકૃત શોભાયમાન છે એવું સિદ્ધચક્રરૂપ (ગુરુ કે૦) મોટું કલ્પવૃક્ષ તે અમારા મનોવાંછિત પ્રત્યે (દીઓ કે૦) આપો. એતાવતા મોક્ષસુખની વાંછા છે, માટે મોક્ષનું દાયક સિદ્ધચક્રરૂપ કલ્પવૃક્ષ છે, એમ જાણી ભવ્ય પ્રાણીએ તેની સેવના કરવી ॥ ઇતિ મંગલમ્ ॥ ૨ ॥

**નમસ્કાર કહી ઉચ્ચરી, શક્રસ્તવ શ્રીપાલ ॥ નવ પદ સ્તવન કહે મુદા, સ્વર પદ વર્ણ વિશાલ ॥ ૩ ॥ મંગલ**

**તૂર વજાવતે, નાચંતે વર પાત્ર ॥ ગાયંતે બહુ વિધિ ધવલ, બિરુદ પઢંતે છાત્ર ॥ ૪ ॥ સંઘપૂજા સાહમિવછલ, કરી તેહ નરનાથ ॥ શાસન જૈન પ્રભાવતો, મેલે શિવપુર-સાથ ॥ ૫ ॥**

અર્થ—એમ નમસ્કાર કહીને ચૈત્યવંદન કરી ( શક્રસ્તવ કે૦ ) નમુત્થુણંના પાઠ ઉચ્ચારીને શ્રીપાલ ( મુદા કે૦ ) હર્ષ સહિત નવ પદ સ્તવન કરે છે. તિહાં " ઉપન્ન સન્નાણ મહોમયાણં " ઇત્યાદિક ચૈત્યવંદન કહે છે. તે કેવી રીતે? તો કે સ્વર તે ઉચ્ચ સ્વર તથા પદ અને ( વર્ણ કે૦ ) શુદ્ધ અક્ષર તેણે કરી ( વિશાલ કે૦ )વિસ્તીર્ણપણે કહે છે ॥ ૩ ॥ એ રીતે તિહાં માંગલિકનાં વાજિત્ર વાજતે થકે, પ્રધાન પાત્રો નાચતે થકે, ઘણા પ્રકારનાં ( ધવલ કે૦ ) ઉજ્જવલ મંગલ ગાવતે થકે અને છાત્ર તે ભાટ ચારણ વિગેરે બિરુદાવલી ( પઢંતે કે૦ ) બોલતે થકે ॥ ૪ ॥ શ્રીપાલ રાજા સંઘની પૂજા, સ્વામિવાત્સલ્ય ઇત્યાદિક ધર્મકૃત્ય કરીને શ્રીજિનશાસનની પ્રભાવના કરતો થકો ( શિવપુરસાથ કે૦ ) મોક્ષના સાથને મેલવતો હુવો ॥ ૫ ॥

**પટદેવી પરિવાર અન્ય, સાથે અવિહડ રાગ ॥ આરાધે સિદ્ધચક્રને, પામે ભવજલ તાગ ॥ ૬ ॥ ત્રિભુવનપાલાદિક તનય, મયણાદિક સંયોગ ॥ નવ નિરુપમ ગુણનિધિ હુઆ, ભોગવતાં સુખભોગ ॥ ૭ ॥ ગય રહ સહસ તે નવ હુઆ, નવ લખ જચ્ચ તુરંગ ॥ પત્તિ હુઆ નવ કોડિ તસ, રાજનીતિ નવરંગ ॥ ૮ ॥ રાજ નિકંટક પાળતાં, નવ શત વરસ વિલીન ॥ થાપી તિહુઅણપાલને, નૃપ હુઓ નવ પદ લીન ॥ ૯ ॥**

અર્થ—પટદેવી જે મયણા તથા ( અન્ય કે૦ ) બીજી રાણીઓ અને પાંચ સખીઓ જે શૃંગારસુંદરીની સાથે શ્રીપાલે પરણી છે, માટે તે પણ સ્ત્રીઓ છે, તે પરિવારની સાથે ( અવિહડ કે૦ ) અવિચલ રાગ ધરતો બીજા પણ ઘણા શ્રાવક, શ્રાવિકાઓની સાથે સિદ્ધચક્રને આરાધે છે, જેથી સંસારસમુદ્રનો તાગ એટલે પાર પામે ॥ ૬ ॥ હવે શ્રીપાલ રાજાને સંસારના ( સુખભોગ કે૦ ) વિષયસુખ ભોગવતાં થકા ( મયણાદિક કે૦ ) મયણાસુંદરી પ્રમુખ સ્ત્રીઓના ( સંયોગ કે૦ ) સંયોગથી ( નિરુપમ કે૦ ) કોઇની પણ જેને ઉપમા અપાય નહીં એવા અત્યુત્તમ અને ( ગુણનિધિ કે૦ ) ગુણોના ભંડારરૂપ ત્રિભુવનપાલ જેમાં મુખ્ય છે એવા નવ તનય એટલે પુત્ર થયા. અર્થાત્ પટ્ટરાણી જે મયણાસુંદરી તેને ત્રિભુવનપાલ નામે પુત્ર થયો, અને બીજી આઠ સ્ત્રીઓને એક એક પુત્ર થયો, એમ સર્વ મલી મનોહર નવ પુત્રો થયા ॥ ૭ ॥ નવ હજાર હાથી, તથા નવ હજાર રથ, અને નવ લાખ જાતિવંત ઘોડા થયા તથા પાયદલ લશ્કર નવ ક્રોડ સંખ્યાએ થયું. એ રીતે ચતુરંગિણી સેના થઇ. એમ શ્રીપાલ રાજાની રાજ-

નીતિ સર્વ નવરંગી થઇ ॥ ૮ ॥ એ રીતે ( નિકંટક કે૦ ) શત્રુ રહિત રાજ પાળતાં થકા નવસો વર્ષ ( વિલીન કે૦ ) વહી ગયાં. પછી મયણાનો પુત્ર જે ત્રિભુવનપાલ, તેને રાજપાટે સ્થાપીને શ્રીપાલ રાજા નવ પદના ધ્યાન માંહે લયલીન થયો, એટલે એકાગ્ર ધ્યાને ધ્યાતો થકો નવ પદનુંજ ધ્યાન સ્મરણ કરવા લાગ્યો ॥ ૯ ॥

॥ ઢાલ અગીયારમી ॥ શ્રીસીમંધર સાહેબ આગે ॥ એ દેશી ॥

ત્રીજે ભવ વર થાનક તપ કરી, જેણે બાંધ્યું જિનનામ ॥
ચોસઠિ ઇંદ્રે પૂજિત જે જિન, કીજે તાસ પ્રણામ રે ॥
ભવિકા ॥ સિદ્ધચક્રપદ વંદો, જિમ ચિર કાળે નંદો રે ॥
ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૧ ॥ એ આંકણી ॥

અર્થ—હવે શ્રીપાલ રાજા નવ પદનું ધ્યાન કેવી રીતે કરે છે? તે ઇહાં એકેક પદ પાંચ પાંચ ગાથાએ કરી વર્ણવે છે. તિહાં પ્રથમ પાંચ ગાથાએ શ્રીઅરિહંતપદનું વર્ણન કરે છે. જે ભાવિ જિન થનાર હોય તે તીર્થંકરપણું પામવાની પૂર્વે ત્રીજે ભવે એટલે શેષ ત્રણ ભવ સંસાર રહે તે વારે ( વર કે૦ ) પ્રધાન સ્થાનકનું તપ કરીને એટલે બધાં મલી શ્રીઅરિહંતાદિક વીશ સ્થાનક છે, તેમાં કોઇ એક પદનું, કોઇ બે પદનું, કોઇ ત્રણ પદનું એમ યાવત્ કોઇક તો સંપૂર્ણ વીશે પદોનું સવિસ્તર વિધિએ શુદ્ધ ભાવે આરાધન કરીને જેણે નિકાચિતપણે ( જિનનામ કે૦ ) શ્રીતીર્થંકર નામકર્મ બાંધ્યું છે એવા, વળી વીશ ભવનપતિના, બત્રીશ વ્યંતરના, બે જ્યોતિષીના અને દશ વૈમાનિકના, એમ સર્વ મલી ચોસઠ ઇંદ્ર થયા, તેણે પૂજિત વંદિત એવા જે જિન એટલે શ્રીતીર્થંકર દેવ શ્રીઅરિહંત ભગવંત પ્રથમ પદે છે તેને પ્રણામ કરીએ. અરે ભવિજનો! તમે શ્રીસિદ્ધચક્રપદને વંદો. જેમ ( ચિર કાળે કે૦ ) ઘણા કાળ પર્યંત આનંદને પામો. જેણે રાગદ્વેષરૂપ અરિ જે શત્રુ તેને હણ્યા, માટે અરિહંત કહીએ. ઈંદ્રાદિકને પૂજવા યોગ્ય થયા, માટે અર્હંત કહીએ. વળી ફરી સંસારમાં બીજરૂપે અવતરવું નથી, માટે અરુહંત કહીએ. એ ત્રણ નામ યથાર્થ થયાં છે જેને એવા શ્રીઅરિહંત તે નવ પદમાં પ્રથમ પદે છે ॥ ૧ ॥

જેહને હોય કલ્યાણક દિવસે, નરકે પણ અજુઆલું ॥
સકલ અધિક ગુણ અતિશય ધારી, તે જિન નમી અઘ
ટાળું રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૨ ॥

અર્થ—જેહને એટલે જે શ્રીજિનેશ્વરને એક ચ્યવનકલ્યાણક, બીજું જન્મકલ્યાણક, ત્રીજું દીક્ષાકલ્યાણક, ચોથું કેવલજ્ઞાનકલ્યાણક અને પાંચમું નિર્વાણકલ્યાણક, એ પાંચ કલ્યાણકને દિવસે અંતર્મુહૂર્ત્ત પર્યંત જિહાં સર્વદા અંધકારજ રહે છે એવા નરકને વિષે પણ અજુઆલું થાય, ત્યાંના સર્વ જીવોને શાતા થાય. વળી ( સકલ કે૦ ) સમસ્ત જે ઉત્તમ ગુણ છે તેથી અધિક ગુણના ધારક છે. વળી ચોત્રીશ અતિશયના ધારક છે, તેનાં નામ લખીએ છીએ. એક પ્રસ્વેદ, મલ, રોગે કરી રહિત અને શુભ ગંધ તથા અદ્ભુત રૂપ સહિત શરીર હોય. બીજો રુધિર અને માંસ, એ બે ગાયના દુધ જેવાં ઉજલાં હોય, દુર્ગંધતા રહિત સુગંધ યુક્ત હોય. ત્રીજો આહાર, નિહાર અદૃશ્ય હોય. ચોથો શ્વાસોચ્છ્વાસ કમલના ગંધની પરે સૌગંધિક હોય. એ ચાર

અતિશય સહજના જન્મથીજ પ્રભુને હોય. હવે ચાર ઘાતીકર્મના ક્ષયથી બીજા અગીયાર અતિશય થાય છે તે કહે છે. પ્રથમ માત્ર એક યોજન પ્રમાણ સમવસરણ હોય તે માંહે ત્રણ ભુવનના લોક સમાય. બીજો મનુષ્ય, તિર્યંચ અને દેવતા સર્વ પોતપોતાની ભાષામાં પ્રભુની ધર્માવબોધક વાણી સમજે. તથા એક જિહાં પ્રભુ વિચરતા હોય તિહાં ચારે બાજુ પચીશ યોજન ક્ષેત્ર માંહે પૂર્વોત્પન્ન રોગ ઉપશમી જાય, બીજો માંહોમાંહે વૈરભાવ મટી જાય. ત્રીજો દુર્ભિક્ષ દુષ્કાળ ન હોય. ચોથો સ્વચક્ર પરચક્રનો ભય ન હોય. પાંચમો મારી મરકી ન હોય. છઠ્ઠો ઈતિ તે ઘણા વિનાશકારક જીવજંતુની ઉત્પત્તિ ન હોય. સાતમો અતિવૃષ્ટિ ન હોય. આઠમો અનાવૃષ્ટિ ન હોય. એ આઠ અતિશય પ્રભુના વિહારક્ષેત્ર આશ્રયી કહ્યા, તેની સાથે આગલના બે મેલવતાં દશ થયા, અને અગીયારમો પ્રભુની પૂંઠે ઉદ્યોતમય ભામંડલ ઝલહલાટ કરતું રહે. એવં અગીયાર અતિશય ક્ષાયિક ભાવથી હોય. હવે ઓગણીશ અતિશય દેવકૃત હોય તે કહે છે. એક મણિરત્નમય સિંહાસન સહચારી હોય. બીજો ત્રણ છત્ર શ્રીજિનેશ્વરને મસ્તકે દેખાય. ત્રીજો ઇંદ્રધ્વજ સદા આગલ ચાલે. ચોથો શ્વેત ચામરનાં જોડાં અણવીંજ્યાં વીંજાય. પાંચમો સર્વદા ધર્મચક્ર આકાશમાર્ગે રહ્યું ચાલે. છઠ્ઠો પ્રભુના શરીરથી બાર ગુણું ઉંચું એવું અશોકવૃક્ષ પ્રભુની ઉપર છાયા કરતું સાથે રહે. સાતમો ચતુર્મુખે શોભતી દેશના આપે. આઠમો મણિ, કનક અને રૌપ્યમય ત્રણ ગઢ હોય. નવમો નવ સંખ્યાએ સુવર્ણમય કમલની ઉપર પ્રભુ ચાલે. દશમો કાંટા અધોમુખ થઇ જાય. અગીયારમો સંયમ લીધા પછી કેશ, નખ અને રોમ વધે નહીં. બારમો ઇંદ્રિયના અર્થ પાંચે મનોજ્ઞ હોય. તેરમો સર્વ ઋતુ સુખદાયિની હોય. ચૌદમો સુગંધી પાણીની વૃષ્ટિ હોય. પંદરમો જલ સ્થલનાં ઉપજેલાં પાંચે વર્ણનાં ફૂલ તે સમવસરણમાં જાનુ લગે ઉંધી બીટે પથરાય. સોલમો પક્ષી સર્વ પ્રદક્ષિણા દેતાં ફરે. સત્તરમો વાયુ સાનુકૂલ હોય. અઢારમો વૃક્ષ સર્વ નીચાં નમીને પ્રણામ કરતાં રહે. ઓગણીશમો આકાશમાં દેવદુંદુભિ વાજે. એ ચાર મૂલના તથા અગીયાર ક્ષાયિક ભાવથી અને ઓગણીશ દેવોના કરેલા મલી ચોત્રીશ અતિશયના ધરનાર શ્રીઅરિહંત હોય, ( તે જિન કે૦ ) તે શ્રીઅરિહંતને ( નમી કે૦ ) નમસ્કાર કરીને મારાં ભવોભવનાં ( અઘ કે૦ ) પાપને ટાળું ॥ ૨ ॥

**જે તિહુ નાણ સમગ્ગ ઉપ્પન્ના, ભોગ કરમ ખિણ જાણી ॥**
**લેઇ દીક્ષા શિક્ષા દીએ જનને, તે નમીએ જિન નાણી**
**રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૩ ॥**

અર્થ—વળી જે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન, એ ત્રણ ( નાણ સમગ્ગ કે૦ ) સમગ્ર જ્ઞાન સહિત આવીને ગર્ભને વિષે ઉપન્યા, એટલે શ્રીતીર્થંકર દેવ સર્વે દેવગતિમાંથી તથા નારકીમાંથી આવે તે વારે ત્રણ જ્ઞાને કરી સહિત આવે. તિહાં જે સ્થાનકથી આવે તે સ્થાનકે જેટલો અવધિજ્ઞાનનો વિષય હોય તેટલેજ વિષયે ઇહાં પણ તેમને અવધિજ્ઞાન હોય. એ રીતે ગૃહસ્થપણામાં સર્વ તીર્થંકરોને માંહોમાંહે જ્ઞાનમાં તફાવત જાણવો, માટે શ્રીતીર્થંકરને ભવપ્રત્યયી જ્ઞાન છે, તે જ્ઞાને કરી પોતાનાં ભોગાવલી કર્મનો ક્ષય જાણીને ગૃહસ્થપણાનો ત્યાગ કરી નમો તિત્થસ્સ કહી કરેમિ ભંતે સામાઇયં ઉચ્ચરી પાંચ મહાવ્રતનો ઉચ્ચાર કરી દીક્ષા લઇને ભવ્ય, સુલભબોધી, પરીતસંસારી એવા ભદ્રક પરિણામવાલા જે જગનિવાસી જન તેમને શિક્ષા એટલે શીખામણ દેવા માટે કર્મ ખપાવી કેવલજ્ઞાન પામી ઘણા જીવને બોધબીજ પમાડી સંસારસમુદ્રના પાર પ્રત્યે પહોંચાડે. એવા જગદુપકારી જે શ્રીજિન

નાણી એટલે જ્ઞાને સહિત તે અરિહંતને નમીએ. એ નાણી કેવા છે? તો કે પોતે સંસાર-સમુદ્રથી તર્યા અને બીજાને તારે એવા છે. એવી રીતનું શ્રીપાલ રાજા ધ્યાન ધરે છે ॥ ૩ ॥

**મહાગોપ મહામાહણ કહીએ, નિર્યામક સત્થવાહ ॥**
**ઉપમા એહવી જેહને છાજે, તે જિન નમીએ ઉચ્છાહ**
**રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૪ ॥**

અર્થ—વળી પ્રભુ કેવા છે? તો કે મહાગોપ, મહામાહણ, નિર્યામક અને સાર્થવાહ, એવી ચાર ઉપમા જેને છાજે છે તે (જિન કે૦) અરિહંતને પોતાના હૃદયમાં ઘણોજ ઉત્સાહ ધરીને નમીએ એટલે નમસ્કાર કરીએ એમ શ્રીપાલ કહે છે. હવે એ ચાર ઉપમાના અર્થ કહે છે. જેમ ગોપ જે ગોવાલીયા છે તે ગાયોને પાળે છે, સર્પ સાવજના ભયથી રાખે છે, પર્વત અટવીને વિષે ઘણું તૃણ ચરાવે છે, વળી વન માંહે પાણી પીવરાવે છે, એવું રખોપું કરે છે, તેમ ઇહાં શ્રીઅરિહંતજી પણ છ જીવનિકાયરૂપ ગાયોનો સમૂહ તેને જન્મ મરણાદિકના ભયથી ઉદ્ધરી મોક્ષ નગર પ્રત્યે પહોંચાડે છે, માટે એમને મહાગોપ કહીએ. હવે મહામાહણ કેવી રીતે કહીએ? તે કહે છે. સાધુ મુનિરાજ જે છકાયની રક્ષા કરે છે તે શ્રીજિનેશ્વરનાં વચનથી કરે છે, જગજ્જંતુને કરુણારૂપ ત્રણ જગતમાં દયાનો પડહ વજડાવે છે, માટે મહામાહણ એજ શબ્દનો નિર્ઘોષ છે, તેથી મહામાહણ કહીએ. તથા જેમ કોઇ સાર્થવાહના આશ્રયી પ્રાણી તે અત્યંત કષ્ટે ઉલ્લંઘન કરવા યોગ્ય એવી અટવીને પણ તેના કહી દેખાડેલા માર્ગથી ઉલ્લંઘીને વાંછિત નગરે પહોંચે છે, તેમ ભવરૂપ અટવીમાં પડેલા જીવ પણ શ્રીજિનેશ્વરના ઉપદેશેલા માર્ગે કરી મોક્ષ નગરે પહોંચે છે, કેમકે અટવીરૂપ ભવકાંતાર ઉલ્લંઘવાનો માર્ગ દેખાડનાર શ્રીજિનેંદ્રજ છે, એટલે સંસારરૂપ અટવીને વિષે અનાદિનું જે મિથ્યાત્વ અજ્ઞાન તેણે મોહરૂપ તિમિરે કરી મુંજિત માર્ગે જીવને પાડ્યો છે, તે શ્રીજિને કહેલા સમ્યક્ત્વદર્શને કરી દીઠો. પછી ભલે જ્ઞાને કરી પામ્યો જે ચરણસિત્તરી કરણસિત્તરીરૂપ નિર્વાણનો માર્ગ, તેણે કરી શાશ્વતું નિરાબાધપણું જિહાં છે એવા અજરામર સ્થાનક પ્રત્યે પ્રાણી પામે, માટે સાર્થવાહ સમાન છે. તથા જેમ સમુદ્રમાં કોઇ એક વહાણ પરદ્વીપે જાય છે, તેમાં બેઠેલા લોકોને તે વહાણનો ચલાવનાર જે નાખુદા છે તે સમુદ્રનો પાર પમાડી ચિંતિત દ્વીપે પહોંચાડે, તેમ શ્રીઅરિહંત પણ ભવસમુદ્રમાં રહેલા ભવ્ય જીવોને જેમ ગર્ભને પરિપાકે ગર્ભ પ્રસવ થાય તેમ ભવ્યસ્થિતિને પરિપાકે અનાદિ મિથ્યાત્વનો વિરહ થયે થકે શ્રીજિનોપકારથી કર્મક્ષય કરાવી ચૌદમા ગુણઠાણાને અંતે એક સમયમાં સિદ્ધરૂપ પાટણે પહોંચાડે, માટે નિર્યામક કહીએ. એ ચાર ઉપમાનો અર્થ કહ્યો ॥ ૪ ॥

**આઠ પ્રાતિહારજ જસ છાજે, પાંત્રીશ ગુણ યુત વાણી ॥**
**જે પ્રતિબોધ કરે જગજનને, તે જિન નમીએ પ્રાણી રે ॥**
**ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૫ ॥**

અર્થ—વળી જે શ્રીઅરિહંતને અશોકવૃક્ષ, દેવકુસુમવૃષ્ટિ, યોજનગામિની દિવ્ય વાણી, ચામરયુગ્મ, સિંહાસન, ભામંડલ, દેવદુંદુભિ અને છત્રત્રય, એ આઠ મહાપ્રાતિહાર્ય તે છાજે છે. વળી જેમની પાંત્રીશ ગુણે કરી યુક્ત વાણી છે, તે વાણીએ કરીને જે જગતના જનને પ્રતિબોધ કરે છે, હે ભવ્ય પ્રાણીઓ! તે શ્રીજિનેશ્વરને વિશેષે કરી નમીએ એટલે નમસ્કાર કરીએ.

ઇહાં વાણીના પાંત્રીશ ગુણનાં નામ લખીએ છીએ. પ્રથમ જે સ્થાનકે જે ભાષા બોલવાનો વ્યવહાર છે તિહાં તેજ ભાષાને બોલે, અર્દ્ધમાગધી સહિત બોલે. બીજો ઉચ્ચ સ્વરે દેશના આપે, જેથી એક યોજન પ્રમાણ સમવસરણમાં બેઠેલા લોક સર્વ સાંભલે. ત્રીજો ગ્રામિક તુચ્છ ભાષા ન બોલે, પ્રૌઢ ભાષા બોલે. ચોથો મેઘની પરે ગર્જારવ સહિત ગંભીર વાણી બોલે. પાંચમો શબ્દાપેત એટલે પડછંદા સહિત વાણી બોલે, અને સાંભલનારને ભિન્ન ભિન્ન શબ્દ જણાઇ આવે તેમ બોલે. છઠ્ઠો સાંભલનારને સંતોષકારક માન સહિત સરલતા યુક્ત બોલે. સાતમો સાંભલનાર સહુ જૂદા જૂદા પોતપોતાનાં હૃદય માંહે એમ સમજે જે ભગવાન્ અમનેજ ઉદ્દેશીને બોલે છે, એમ સહુને બહુમાન ઉત્પન્ન કરવાવાલી ભાષા બોલે. એ સાત ગુણ શબ્દાશ્રયી જાણવા. આઠમો ઘણા પુષ્ટ વિસ્તાર અર્થ સહિત બોલે. નવમો પૂર્વાપર અવિરોધ એટલે સરિખો મલતો અર્થ બોલે. દશમો મોટાઇનાં વચન બોલે કે જેથી સાંભલનારા એમ કહે જે એ વચન એવા મોટા પુરુષથીજ બોલાય, પણ બીજાથી ન બોલાય એમ પ્રશંસા કરે, તથા અભિમત સિદ્ધાંતોક્ત બોલે. અગીયારમો એવું સ્પષ્ટ બોલે કે જેથી કોઇ પણ સાંભલનારને બિલકુલ સંદેહ રહે નહીં. બારમો પ્રભુ જે અર્થનું વ્યાખ્યાન કરે તેને કોઇ દૂષણ આપી શકે નહીં. તેરમો જે વિષય ઘણો સૂક્ષ્મ અને બહુ કઠણ હોય તે વિષય એવી રીતે બોલે કે જેથી સાંભલનારાનાં હૃદય માંહે તે વાત તુરત રમી જાય. ચૌદમો પ્રસ્તાવોચિત એટલે જિહાં જેવું બોલવા યોગ્ય હોય તિહાં તેવું બોલે, માંહોમાંહે અર્થ મલે એમ બોલે, વૃદ્ધવાદી ગુરુને દૃષ્ટાંતે. પંદરમો પરમેશ્વરને જે વસ્તુ વિવક્ષિત છે તેજ સિદ્ધાંત લઇ બોલે અર્થાત્ ષડ્ દ્રવ્ય નવ તત્ત્વ પુષ્ટ થવારૂપ અપેક્ષા સહિત બોલે. સોલમો વિષય, સંબંધ, પ્રયોજન અને અધિકારી સહિત બોલે. સત્તરમો પદરચનાની અપેક્ષા લઇ બોલે. અઢારમો નવ તત્ત્વ ને ષડ્ દ્રવ્યની પટુતા બોલવામાં હોય તેમ બોલે. ઓગણીશમો એવી રીતે સ્નિગ્ધ મધુર બોલે કે જેથી સાંભલનારને ઘૃત ગોળથી પણ મીઠાશ વધારે ઉપજે. વીશમો એવી ચતુરાઇથી બોલે કે જે માંહે પારકા મર્મ જણાઇ ન આવે. એકવીશમો ધર્મ અર્થ પ્રતિબદ્ધ બોલે. બાવીશમો ઉદારપણે દીપક જેવો પ્રકાશકારી અર્થ બોલે. ત્રેવીશમો જે માંહે પરની નિંદા તથા પોતાની મોટાઇ દીઠામાં ન આવે એમ બોલે. ચોવીશમો જે બોલવાથી લોકોને એવો ભાસ ન થાય જે આ પુરુષ સર્વ ગુણ સંપન્ન છે એમ બોલે. પચીશમો કર્તા, કર્મ, ક્રિયા, લિંગ, કારક, કાળ અને વિભક્તિઓ સહિત બોલે. છવીશમો સાંભલનારને વિસ્મય થાય, આશ્ચર્ય ઉપજે એવું બોલે. સત્યાવીશમો સ્વસ્થ ચિત્તે અતિ ધીરતા સહિત બોલે, પણ ઉતાવલાની પરે ન બોલે. અઠ્યાવીશમો વિલંબ રહિત બોલે. ઓગણત્રીશમો મનની ભ્રાંતિ રહિત બોલે. ત્રીશમો વૈમાનિક, ભવનપતિ, મનુષ્ય, તિર્યંચ, સર્વ પોતપોતાની ભાષામાં સમજે તેમ બોલે. એકત્રીશમો જેમ શિષ્યોને વિશેષ બુદ્ધિ ઉપજવાપણું થાય તેમ બોલે. બત્રીશમો પદના અર્થને અનેકપણે વિશેષ આરોપણ કરી બોલે. તેત્રીશમો સત્ત્વ પ્રધાનપણે એટલે સાહસિકપણે બોલે. ચોત્રીશમો પુનરુક્તિદોષ રહિત બોલે. પાંત્રીશમો સાંભલનારને ખેદ શ્રમ ન ઉપજે એવું બોલે. એ પ્રભુની વાણીના પાંત્રીશ ગુણ કહ્યા ॥ ૫ ॥

**સમય પએસંતર અણફરસી, ચરમ તિભાગ વિશેષ ॥**
**અવગાહન લહી જે શિવ પહોતા, સિદ્ધ નમો તે અશેષ**
**રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૬ ॥**

અર્થ—હવે સિદ્ધપદની સ્તવના પાંચ ગાથાએ કરે છે. જે એક સમય વિના બીજો સમય ફરસે નહીં, તેમજ ચૌદમા ગુણઠાણાના અંતથી આકાશના અસંખ્યાતા પ્રદેશ છે, તે

મધ્યે જીવ જે પ્રદેશની શ્રેણીએ પ્રવર્ત્તન કરે તેથી બીજા પ્રદેશને ( અણફરસી કે૦ ) ફરસે નહીં, એટલે સમશ્રેણીના પ્રદેશને અંતરે રહ્યા જે બીજા પ્રદેશ તેમને ફરસ્યા વિના જે પ્રદેશે સિદ્ધ થયા તેજ પ્રદેશે સમશ્રેણીએ એક સમયમાં સિદ્ધગતિ પામે. જે વારે તિહાં પહોંચે તે વારે ( ચરમ કે૦ ) છેલ્લા શરીરનો ( તિભાગ કે૦ ) ત્રીજો ભાગ વિશેષ ઘટે, એટલે નવ હાથની કાયા હોય તો છ હાથની કાયા રહે, એવી અવગાહના લઇને સિદ્ધગતિ પામ્યા તે ( અશેષ કે૦ ) સમસ્ત સિદ્ધને નમસ્કાર કરો ॥ ૬ ॥

**પૂર્વપ્રયોગ ને ગતિપરિણામે, બંધનછેદ અસંગ ॥ સમય એક ઊરધ ગતિ જેહની, તે સિદ્ધ સમરો રંગ રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૭ ॥**

અર્થ—એક પૂર્વપ્રયોગ જે પૂર્વે બલપણું હતું તે માટે, બીજું જીવમાં સહેજે ગતિપરિણામ છે તેથી, ત્રીજું કર્મનો બંધનછેદ થયો માટે, ચોથું અનાદિ પ્રસંગી ટલ્યો, અસંગી થયા માટે, એક સમય પર્યંત ઊર્ધ્વ ગતિ છે, પછી અચલ છે. હવે એ સિદ્ધગતિએ પહોંચવાના ચાર દૃષ્ટાંતનો અર્થ કહે છે. તેમાં ધનુષ્ય ચડાવી બાણ મૂકવાને અવસરે પૂર્વપ્રયોગ વિધિએ પણછનું પ્રેર્યું જેમ બાણ જાય તેમ આત્મા પૂર્વે કર્મ સહિત હતો તે સર્વ કર્મની એકસો અઠાવન પ્રકૃતિનો બંધ, ઉદય, ઉદીરણા અને સત્તાનો ક્ષય થાય, તે વારે જીવ ઉંચો જાય, સિદ્ધ થાય, તે જીવનું પૂર્વપ્રયોગલક્ષણ કહીએ. બીજો જેમ અગ્નિ માંહેથી ધૂમ્ર નીકલે તે તુરત ઉંચો ચડે તેમ આત્મા કર્મથી વેગલો થાય તો એની ગતિ પણ ઉંચી જવાની છે, માટે ઉંચો ચડે તેને ગતિપરિણામ સ્વભાવ કહીએ. ત્રીજો જેમ એરંડ વૃક્ષનાં ફુલ પાકે તે આતપને યોગે સુકાયા પછી ફાટે, તે વારે તેનું બીજ નીકલે તે ઉંચું ઉછળે તેમ ભવરૂપ વન માંહે મનુષ્યરૂપ વૃક્ષ છે, તેનું સમકિતરૂપ સ્થલ છે, અને વ્રતરૂપ શાખા છે, ભાવનારૂપ પ્રતિશાખા છે, અને ઘનઘાતી કર્મક્ષયરૂપ ફૂલ છે, તથા તેરમા અને ચૌદમા ગુણઠાણારૂપ ફલ તે શેષ પંચ્યાશી પ્રકૃતિ સત્તાક્ષયરૂપ આતપે કરી આત્મા પુદ્ગલથી ભિન્ન થયો. તે બંધનનો છેદ થયો. તે વારે જીવની ગતિ ઉંચી થાય, તેથી સિદ્ધ થાય. કર્મબંધનનો છેદ થયો, માટે તેને બંધનછેદયોગ કહીએ. ચોથો જેમ કુંભાર પ્રથમ વેગથી ચક્રને દંડે કરી ભમાડે, પછે કોઇ હાથ ન લગાડે તોપણ તે ચક્ર પોતાની મેલે ફર્યા કરે, તેમ જીવ અસંગક્રિયાને બળે કર્મમલ રહિત થઇ રહ્યો છે, અને ઉપાધિનાં કારણ સર્વ મટી ગયાં છે, તેથી સંગ રહિત થકા જીવની ગતિ ઉંચીજ હોય. એમ ચાર પ્રકારે કરી એક સમય માંહે જેની ( ઊરધ કે૦ ) ઉંચી ગતિ છે, પછી અચલ છે તે સિદ્ધને તમે ( રંગ કે૦ ) હર્ષે કરી સમરો, નમો ॥ ૭ ॥

**નિર્મલ સિદ્ધશિલાની ઉપરે, જોયણ એક લોકંત ॥ સાદિ અનંત તિહાં સ્થિતિ જેહની, તે સિદ્ધ પ્રણમો સંત રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૮ ॥**

અર્થ—( નિર્મલ કે૦ ) સ્ફટિક રત્નમયી મલ રહિત જાતિવંત અર્જુન સોનાની જે સિદ્ધશિલા તે ઉપરે ઉત્સેધ અંગુલને માને કરી એક યોજનને અંતે લોકનો અંત છે. તે યોજનના

ચોવીશ ભાગ કરીએ, તેમાં ત્રેવીશ ભાગ હેઠા પડતા મૂકીએ અને ઉપરલે ચોવીશમે ભાગે સર્વે સિદ્ધના જીવ અવગાહી રહ્યા છે. તિહાં અનેક પ્રકારની અવગાહના છે. કોઇ પલાંઠી વાળ્યા સિદ્ધ થયા તેની તેવી અવગાહના. કોઈ કાઉસ્સગ્ગમુદ્રાએ સિદ્ધ થયા તેની તેવી અવગાહના જાણવી. ઉત્કૃષ્ટ પાંચસેં ધનુષ્ય શરીરવાલા સિદ્ધ થયા, મધ્યમ સાત હાથના શરીરવાલા અને જઘન્ય બે હાથના શરીરવાલા સિદ્ધ થયા. તે જાયગા ઉંચપણે ત્રણસો તેત્રીશ ધનુષ્ય, એક હાથ ને ચાર અંગુલ પ્રમાણ છે. તિહાં સર્વ સિદ્ધ આશ્રયી અનાદિ અનંત સ્થિતિ છે અને એક સિદ્ધ આશ્રયી સાદિ અનંત સ્થિતિ છે જેની એવા જે સિદ્ધ તેને હે ( સંત કે૦ ) સજ્જન પુરુષો ! તમે પ્રણામ કરો. તે સિદ્ધની અવગાહનાના અગીયાર ભેદ આવશ્યકનિર્યુક્તિ માંહે કહ્યા છે. તેમાંનો અગીયારમો કર્મક્ષયના સિદ્ધનો ભેદ એ સિદ્ધને છે એવા સિદ્ધને નમો, જેમ મોક્ષસુખને પામો ॥ ૮ ॥

**જાણે પણ ન શકે કહી પુરગુણ, પ્રાકૃત તિમ ગુણ જાસ ॥**
**ઉપમા વિણ નાણી ભવ માંહે, તે સિદ્ધ દીયો ઉલ્લાસ**
**રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૯ ॥**

અર્થ—વળી તે સિદ્ધ કેવા છે? તો કે જેમ ( પ્રાકૃત કે૦ ) ભિલ્લ છે તે ( પુર કે૦ ) નગરના ગુણ જાણે છે, પણ મુખથી કહી શકે નહીં, એટલે જેમ કોઇ એક નગરનો રાજા એકદા વક્રશિક્ષિત અશ્વે ચડી અટવીમાં ગયો, પછી વાગ ખેંચવાથી હાથ દુઃખવા લાગ્યા તે વારે લગામ મૂકી દીધી, તેથી ઘોડો પણ ઉભો રહ્યો, તે વારે રાજા નીચે ઉતરી અશ્વને વૃક્ષની છાયાએ બાંધી પોતે પણ છાયામાં બેઠો, પણ તૃષા ઘણી લાગી છે, એટલામાં એક ભિલ્લ વનમાંથી આવ્યો, તેની પાસેથી રાજાએ હાથની સંજ્ઞાએ પાણી માગ્યું. ભિલ્લે વિચાર્યું જે આ કોઇક ભલો માણસ દેખાય છે, એમ ધારી પાનનો દડીયો કરી પાણી ભરી લાવ્યો. રાજાએ પાણી પીધું અને પ્રાણ રહ્યા, તેથી ખુશી થયો, એટલામાં રાજાની સેના પણ પગલે પગલે ચાલતી તિહાં આવી પહોતી. તે પણ રાજાને જોઇ આનંદ પામી, પ્રધાનાદિકે ભોજન મુખ આગલ મૂક્યું. રાજા તે ભિલ્લને જમાડી વસ્ત્ર પહેરાવીને તેને સાથે તેડી નગરમાં આવ્યો. તિહાં એક મંદિરમાં ભિલ્લને રાખ્યો, ઘણા સેવક તેની પાસે રાખ્યા, ભિલ્લ પણ ગોખમાં બેસી નગરના તમાસા જોયા કરે, મેવા મીઠાઇનાં ભોજન કરે, ચુવા ચંદનનાં વિલેપન કરે, કેટલાએક દિવસો પછી તે ભિલ્લ પોતાના સંબંધી પાસે ગયો, તેને સર્વ ભિલ્લ મલી પૂછવા લાગ્યા કે તું કયાં ગયો હતો? તે વારે તેણે કહ્યું કે હું નગરમાં ગયો હતો. તેમણે પૂછ્યું કે તિહાં ખાવા પીવાનું શું મલતું હતું? તથા નગરનાં સ્થાનક કેવાં હતાં? વસ્ત્ર કેવાં હતાં? એમ પૂછવા લાગ્યા, પણ તે ભિલ્લ તેમને કાંઇ કહી શકે નહીં, પોતે મનમાં સર્વ જાણે, પણ સમજાવી શકે નહીં, એ દૃષ્ટાંતે. તથા જેમ કોઇક મુંગાને ગોળ ખવરાવીને તેનો સ્વાદ પૂછીએ તો તે સંજ્ઞાએ બતાવે, પણ કહી શકે નહીં, તેમ શ્રીસિદ્ધનાં સુખને પણ ( ઉપમા વિણ ભવ માંહે કે૦ ) જગત માંહે કોઇ ચીજની ઉપમા દઇને વર્ણન કરી શકાય નહીં. તે સિદ્ધનાં સુખને ( નાણી કે૦ ) કેવલજ્ઞાની પુરુષ જાણે ખરા, પણ તેનું મુખથી વર્ણન કરી શકે નહીં, એવાં સુખનો અનુભવ કરનારા જે શ્રીસિદ્ધ ભગવાન્ તે સુજને ઉલ્લાસ પ્રત્યે આપો ॥ ૯ ॥

**જ્યોતિશું જ્યોતિ મિલી જસ અનુપમ, વિરમી સકલ**

**ઉપાધિ ॥ આતમરામ રમાપતિ સમરો, તે સિદ્ધ સહજ સમાધિ રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૧૦ ॥**

અર્થ—વળી સિદ્ધ કેવા છે? તો કે જેની જ્યોતિ માંહે જ્યોતિ મલી રહી છે. એક સિદ્ધની અવગાહના માંહે ( અનુપમ કે૦ ) જેની ઉપમા આવેજ નહીં એવી અનંતા સિદ્ધની જ્યોતિ દીપકને દૃષ્ટાંતે મલી રહી છે, એટલે જેમ એક ઓરડા માંહે એક દીવાના પ્રકાશ સમાઇ રહ્યો છે, તેમાં વળી બીજા અનેક દીપક કરીએ તો તેના પ્રકાશ પણ તેમાંજ સમાઇ જાય, એ દૃષ્ટાંતે જાણવું. વળી સંસાર સંબંધી સકલ ઉપાધિ વિરમી છે એવા તથા જેમના આત્માના મૂલ ગુણ સાક્ષાત્ પ્રગટ થયા છે, માટે આત્મારામરૂપ ને ( રમા કે૦ ) મોક્ષલક્ષ્મી તેના ( પતિ કે૦ ) સ્વામી એવા જે સિદ્ધ તેને ( સમરો કે૦ ) સ્મરણ કરો. તે સિદ્ધ સહજ સ્વગુણરૂપ સમાધિનું સ્થાનક છે, જે માટે જીવને અનાદિ કાળનાં લાગેલાં જે આઠ પ્રકારનાં કર્મ, તેને શોષવ્યાં, ધમ્યાં, તેથી સિદ્ધ થયા. તે સિદ્ધનાં સુખ કેવાં છે? તો કે યાવન્માત્ર જેટલા દેવતાના સમૂહ છે તે સર્વનાં ત્રણે કાળનાં સુખ એકઠાં કરીએ, પિંડીભૂત કરીને તેને વળી અનંતગુણાં કરીએ, તેથી પણ સિદ્ધનાં સુખ અનંતગુણાં છે. એમ પાંચ ગાથાએ કરીને શ્રીસિદ્ધપદની સ્તવના શ્રીપાલ રાજાએ કરી ॥ ૧૦ ॥

**પંચ આચાર જે સૂધા પાળે, મારગ ભાખે સાચો ॥ તે આચારિજ નમીએ તેહશું, પ્રેમ કરીજે જાચો રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૧૧ ॥**

અર્થ—હવે ત્રીજા આચાર્યપદની સ્તવના પાંચ ગાથાએ કરી કરે છે. જે પોતે જ્ઞાન ભણે, પરને જ્ઞાન ભણાવે, પોતે જ્ઞાન લખે, પરને જ્ઞાન લખવાનો ઉદ્યમ કરાવે, પોતે જ્ઞાન-ભંડારા કરે, પરને જ્ઞાનભંડારા કરાવે, જ્ઞાનવંત દેખીને તેની ઉપર રાગ ધરે, તે જ્ઞાનાચાર કહીએ. તથા પોતે સમકિત પાળે, બીજાને સમકિત પળાવે, સમકિતથી પડતો હોય તેને વચનકથને કરી ફરી સમકિતમાં દૃઢ કરે, તેને દર્શનાચાર કહીએ. તથા ચારિત્ર પોતે પાળે, બીજાને પળાવે, ચારિત્ર પાળતા હોય તેને અનુમોદે, તે ચારિત્રાચાર કહીએ. તથા બાર પ્રકા-રનું તપ પોતે કરે, પરને તપ કરાવે, જે તપ કરતો હોય તેને અનુમોદન આપે, તે તપાચાર કહીએ. તથા એ પૂર્વોક્ત જ્ઞાનાદિ ચાર પ્રકારના આચારને વિષે વિશેષ શક્તિ ફોરવે, પડિક્ક-મણું, પડિલેહણ પ્રમુખને વિષે વીર્ય ગોપવે નહીં, તે પાંચમો વીર્યાચાર કહીએ. એ પંચવિધ આચારને જે સૂધા એટલે નિરતિચારપણે પાળે, વળી શ્રીજિનોક્ત દયારૂપ પુણ્યમય ધર્મ તેનો સાચો એટલે સત્ય માર્ગ ભાખે તે આચાર્ય કહીએ, તેને નમીએ, અને ( તેહશું કે૦ ) તેમની સાથે ધર્મનો જાચો પ્રેમ કરીજે, કેમકે તેથી આચાર પામીએ તે માટે ॥ ૧૧ ॥

**વર છત્રીશ ગુણે કરી સોહે, યુગપ્રધાન જન મોહે ॥ જગ બોહે ન રહે ખણ કોહે, સૂરિ નમું તે જોહે રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૧૨ ॥**

અર્થ—વળી આચાર્ય કેવા છે? તો કે ( વર કે૦ ) પ્રધાન એવા પંચેંદ્રિયના નિગ્રહ

આદિક છત્રીશ ગુણ જે આચાર્યના છે તેણે કરી શોભે છે. વળી યુગપ્રધાન પદવીના ધરનાર, દ્વાદશાંગીના જાણ, સર્વ જનને મોહ પમાડનાર તથા ( જગ બોહે કે૦ ) સર્વ જગતના જનને બોધે એટલે પ્રતિબોધ આપવામાં સમર્થ, તથા ( ન રહે ખણુ કોહે કે૦ ) એક ક્ષણમાત્ર પણ જે ક્રોધમાં રહેતા નથી, એટલે ક્ષણમાત્ર પણ ક્રોધ ધરતા નથી, એવા ( સૂરિ કે૦ ) આચાર્ય, તેને (જોહે કે૦) પરખીને હું નમું છું ॥ ૧૨ ॥ વળી (નિત કે૦) નિરંતર ભવ્ય જીવને ઉપકારબુદ્ધિએ શુદ્ધ અપ્રમત્ત ધર્મનો ઉપદેશ આપે છે, કેમકે પ્રમાદ જે છે તે જીવને સંસારમાં પર્યટન કરાવનારો છે, માટે પ્રમાદને દૂર કરી અપ્રમાદપણે પ્રવર્ત્તતાને અંતર્મુહૂર્તમાં સંસારનો ભય મટી જાય. તથા વળી રાજકથા, દેશકથા, ભોજનકથા અને સ્ત્રીકથા, એ ચાર પ્રકારની વિકથા અથવા સમ્યક્ત્વ ઢીલણીયા અને ચારિત્ર ઢીલણીયા, એ બે પ્રકારની વિકથા, તે જેને કરવી નથી, સર્વદા ચારિત્ર અને સમ્યક્ત્વની પુષ્ટિજ કરે છે, તેમજ સોળ કષાય અને નવ નોકષાય, એ પચીશ કષાય જેને નથી, વળી સર્વદા શુદ્ધ આચાર પાળવાને તત્પર રહે છે તે આચાર્યને નમીએ. તે કેવા છે? તો કે અકલુષ એટલે ડોળાશપણું અર્થાત્ કલુષભાવ તેણે કરી રહિત, તથા અમલ એટલે કોઇ પ્રકારનું શ્રદ્ધામાં મલિનપણું જેને નથી, તથા અમાય એટલે કપટ, માયા, ઈર્ષ્યા અને મત્સર, તેણે રહિત છે ॥ ૧૩ ॥

**જે દીએ સારણ વારણ ચોયણ, પડિચોયણ વળી જનને ॥ પટ્ટધારી ગછથંભ આચારય, તે માન્યા મુનિમનને રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૧૪ ॥ અત્થમીએ જિનસૂરજ કેવલ, ચંદે જે જગદીવો ॥ ભુવનપદારથ પ્રગટન પટુ તે, આચારય ચિરં જીવો રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૧૫ ॥**

અર્થ—વળી જે આચાર્ય ચાર પ્રકારની શિક્ષા દીએ છે તે કહે છે. એક તો જે સાધુ ક્રિયા અનુષ્ઠાનમાં તત્પર થકાને ભૂલ પડે તેને સંભારી આપે તે સારણા કહીએ. બીજી જે સાધુ ખોટી ક્રિયા કરતા હોય તથા ખોટું ભણતા હોય તેને વારે તે વારણા જાણવી. ત્રીજી સાધુઓને ક્રિયા કરવામાં પ્રેરણા કરે તે ચોયણા જાણવી. ચોથી સાધુને પ્રમાદ કરતા જાણી તિરસ્કારપૂર્વક આકરે વચને કરી વિશેષ પ્રેરણા કરે તે પડિચોયણા જાણવી. એ ચાર પ્રકારની શિક્ષા આપી લોકોને ધર્મકરણીમાં વિશેષ પ્રકારે જોડે. વળી પટ્ટધારી એટલે સૌધર્મપટ્ટપરંપરાના ધરનારા, તથા ગચ્છ જે ગણ, સાધુનો સમુદાય તેને થંભ સમાન એટલે ગચ્છના સ્તંભભૂત એવા આચાર્ય ભગવાન્ તે મહા મુનિરાજોનાં મનને વિશેષ માન્યા છે ॥ ૧૪ ॥ વળી શ્રીઆચાર્ય ભગવાન્ કેવા છે? તો કે જેમ જગતમાં સૂર્યનાં કિરણોનો જે વારે પ્રસાર હોય તે વારે અંધકારનાં પડલો સર્વ દૂર થઇ જાય છે, અને જે વારે સૂર્ય અસ્ત થઇ જાય તે વારે ચંદ્રમાનો પ્રકાશ અંધકારને દૂર કરે છે. વળી કૃષ્ણપક્ષમાં જે વારે ચંદ્રમાનો પ્રકાશ પણ ન હોય તે વારે દીપક પણ અંધકારને વિનાશ કરે છે, તેમ ઇહાં પણ સાક્ષાત્ ભાવતીર્થંકર જે વારે વિદ્યમાન વિચરતા હોય તે વારે તે કેવલજ્ઞાનરૂપ સૂર્યે કરી રૂપી અરૂપી પદાર્થને પ્રગટ કરતા રહે, તેથી મિથ્યાત્વરૂપ અંધકારનો પ્રસાર ન હોય, અને જે વારે ( અત્થમીએ જિનસૂરજ કે૦ ) જિન જે શ્રીતીર્થંકર દેવરૂપ સૂર્ય તે અસ્ત થાય, એટલે શ્રીતીર્થંકર નિર્વાણપદ પામ્યા પછી ( કેવલચંદે કે૦ ) કેવલજ્ઞાનના ધારક સામાન્ય કેવલીરૂપ ચંદ્રે કરી જગતમાં પ્રકાશ રહે, અને જે વારે કેવલી ભગવાનરૂપ ચંદ્રમાનો પ્રકાશ ન હોય તે વારે ( જે જગદીવો કે૦ ) જગતને વિષે

મિથ્યાત્વરૂપ અંધકાર દૂર કરવાને દીપક સમાન જે આચાર્ય પ્રભુ છે તેજ પ્રકાશકર્ત્તા છે, એટલે જગતમાં અજ્ઞાનરૂપ અંધકારના પ્રસારને દૂર કરવા માટે શ્રીઆચાર્ય જે છે તે દીપક સમાન છે, માટે તે ભુવનપદારથ એટલે ત્રણ ભુવનના પદાર્થને પ્રગટન એટલે પ્રગટ સ્પષ્ટ ( પટુ કે૦ ) ચતુરાઇથી કહેવાને તે સમર્થ છે, એવા શ્રીઆચાર્ય ભગવાન્ તે ( ચિરંજીવો કે૦ ) ઘણા કાળ લગે વિદ્યમાન રહો. એ રીતે પ્રાભાવિક શાસનના શોભાકારક શ્રીઆચાર્યજીની સ્તુતિ શ્રીપાલ રાજા કરે છે તે પાંચ ગાથાએ કહી ॥ ૧૫ ॥

**દ્વાદશ અંગ સજ્જાય કરે જે, પારંગ ધારક તાસ ॥ સૂત્ર અરથ વિસ્તાર રસિક તે, નમો ઉવઝાય ઉલ્લાસ રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૧૬ ॥ અર્થ સૂત્રને દાનવિભાગે, આચારય ઉવઝાય ॥ ભવ ત્રણે લહે જે શિવસંપદ, નમીએ તે સુપસાય રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૧૭ ॥**

અર્થ—હવે પાંચ ગાથાએ કરીને શ્રીઉપાધ્યાયપદની સ્તવના કરે છે. જે શ્રીઆચારાંગાદિ દ્વાદશ અંગ એટલે બાર અંગ છે તેનું સજ્જાય ધ્યાન નિરંતર કરે છે તથા એ દ્વાદશાંગી જે ગણિપિટક તેના અર્થના પારંગામી છે, અને તેના રહસ્યના ધારણહાર છે, વળી સૂત્રથી તથા અર્થથી તે દ્વાદશાંગીના વિસ્તાર કરવાને રસિક થકા પોતે ભણે, બીજાને ભણાવે, એવા શ્રીઉપાધ્યાયજીને ઉલ્લાસ સહિત એટલે ચિત્તના હર્ષથી નમો એટલે નમસ્કાર કરો ॥ ૧૬ ॥ જે સૂત્ર અને અર્થરૂપ જ્ઞાનદાનની વહેંચણને વિભાગે શ્રીઆચાર્યજી જે તીર્થંકરની પેરે અર્થનું દાન કરે, અને ઉપાધ્યાયજી સૂત્રનું દાન કરે. એ રીતે આચાર્ય અને ઉપાધ્યાયની મર્યાદા છે. એવા ગુણવંત વિધિ ક્રિયાકારક જે શ્રીઆચાર્ય ઉપાધ્યાય, તે ત્રણ ભવને અંતે એટલે તેહીજ ભવે અથવા ત્રીજે ભવે શિવસંપદ જે મોક્ષરૂપ લક્ષ્મી, તેને ( લહે કે૦ ) પામે. એવા ભલા પસાયના કરનાર તેને ચિત્તની પ્રસન્નતાએ ત્રિવિધ એકાગ્રપણે કરી નમસ્કાર કરીએ ॥ ૧૭ ॥

**મૂરખ શિષ્ય નિપાઇ જે પ્રભુ, પહાણને પલ્લવ આણે ॥ તે ઉવઝાય સકલ જન પૂજિત, સૂત્ર અરથ સવિ જાણે રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૧૮ ॥ રાજકુંવર સરિખા ગણચિંતક, આચારિજપદ જોગ ॥ જે ઉવઝાય સદા તે નમતાં, નાવે ભવભય શોગ રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૧૯ ॥ બાવનાચંદનરસ સમ વયણે, અહિત તાપ સવિ ટાળે ॥ તે ઉવઝાય નમીજે જે વળી, જિનશાસન અજુઆળે રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૨૦ ॥**

અર્થ—વળી જે શ્રીઉપાધ્યાય તે મૂર્ખ શિષ્ય હોય તેને ભણાવીને પંડિત કરે, માટે જાણીએ પત્થરને અંકુરા આણી નવપલ્લવ કરે છે. તે ઉપાધ્યાય સમસ્ત જન પૂજિત એટલે પૂજવા યોગ્ય,

સૂત્ર તથા અર્થ સર્વને જાણે એવા છે ॥ ૧૮ ॥ વળી ઉપાધ્યાય કેવા છે? તો કે રાજકુંવર સરિખા ગણચિંતક એટલે જેમ રાજા ન હોય તે વારે યુવરાજા હોય તે રાજ્યભાર ચલાવે, તેમ શ્રીતીર્થંકરને અભાવે આચાર્ય ગણચિંતક કહ્યા છે, તે શ્રીઆચાર્યના પદ એટલે પાટે થાપવા યોગ્ય એવા જે શ્રીઉપાધ્યાયજી તેને ( સદા કે૦ ) નિરંતર નમતાં થકા ભવ જે સંસાર તેના ભયનો શોક આવે નહીં ॥ ૧૯ ॥ જેમ પિત્તવિકાર તાપાદિકનો પરાભવ થયો હોય તેને બાવનાચંદનને રસે કરી સિંચ્યો થકો સર્વ તાપ દૂર થઇ જાય, તેમ શ્રીઉપાધ્યાયજી પણ જે પ્રાણી અનાદિ કાળ મિથ્યાત્વ, અવિરતિ, કષાયરૂપ અહિતના કરનારા તાપે તપ્ત થઇ રહ્યા છે તેમને બાવનાચંદનના રસ સદૃશ શીતલ વચને કરીને શીતલતા ઉપજાવી તેઓના અહિતરૂપ સર્વ તાપને ટાળે, અને સર્વને શીતલતા ઉપજાવે, તે ઉપાધ્યાયને નમીજે. વળી જે શ્રીજિન-શાસનને અજુઆળે છે એટલે ઉદ્યોત કરે છે. એ રીતે પાંચ ગાથાએ કરી શ્રીઉપાધ્યાય-પદની સ્તુતિ કરી ॥ ૨૦ ॥

**જિમ તરુફૂલે ભમરો બેસે, પીડા તસ ન ઉપાયે ॥ લઇ રસને આતમ સંતોષે, તિમ મુનિ ગોચરી જાયે રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૨૧ ॥ પંચ ઇંદ્રિ ને કષાય નિરુંધે, ષટકાયક પ્રતિપાલ ॥ સંયમ સત્તર પ્રકારે આરાધે, વંદું તેહ દયાલ રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૨૨ ॥**

અર્થ—હવે પાંચ ગાથાએ કરી સાધુપદ વર્ણવે છે. જેમ કોઇ સુગંધ વૃક્ષનાં ફૂલ છે, તેની વાસનાએ આગ્રહતો ભમરો આવી બેસે છે, પણ તે ભમરો ફૂલને પીડા ન ઉપજાવે, તે ફૂલ-માંથી થોડાક રસ લઇને ફરી બીજા ફૂલે જઇને તે ફૂલનો રસ લીએ, એમ થોડા થોડા રસ લઇને પોતાના આત્માને સંતોષે, પણ ફૂલને કિલામણા ઉપજાવે નહીં, તેમ મુનિરાજ પણ ગોચરીએ જાય છે તે વારે બેંતાલીશ દોષ રહિત શુદ્ધ આહાર જોઇને ફરી ફરીને ઘરઘરથી થોડી થોડી ભિક્ષા લાવે, તેથી ગૃહસ્થને પણ અંતરાય ન થાય, કોઇ કિલામણા ન ઉપજે, અને સાધુ પણ સંયમમાર્ગનો નિર્વાહ કરવાને અર્થે આહાર લઇ નિરસ ત્યાજ્ય તુચ્છ આહારે કરી આત્માનો પોષ કરે ॥ ૨૧ ॥ વળી સાધુ કેવા છે? તો કે જે પંચેંદ્રિય અને ચાર કષાયને નિરુંધે છે, પાઠાંતરે ( પંચેંદ્રિને જે નિત્ય જીતે કે૦ ) પાંચ ઇંદ્રિયને જે નિત્ય એટલે નિરંતર જીપે, તથા પૃથ્વી આદિક છકાયના જીવોની રક્ષા કરે છે, માટે તેના પ્રતિપાલન કરનારા જાણવા. તથા સત્તર પ્રકારે સંયમને આરાધે. તે દયાલ એટલે દયાવંત મહામુનિને હું વાંદું છું ॥ ૨૨ ॥

**અઢાર સહસ શીલાંગના ધોરી, અચલ આચાર ચરિત્ર ॥ મુનિ મહંત જયણા યુત વાંદી, કીજે જન્મ પવિત્ર રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૨૩ ॥ નવવિધ બ્રહ્મ ગુપતિ જે પાળે, બારસવિહ તપ શૂરા ॥ એહવા મુનિ નમીએ જો**

## પ્રગટે, પૂરવ પુણ્ય અંકુરા રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૨૪ ॥

અર્થ—વળી અઢાર હજાર શીલાંગ રથના ધોરી એટલે તે રથને ચલાવવાને માટે વૃષભ સમાન છે. એનો વિસ્તાર પૂર્વે દેશનાની ઢાલમાં કહ્યો છે તિહાંથી જાણવો. વળી કોઇનું ચલાવ્યું ચાલે નહીં એવું અચલ છે આચારરૂપ ચરિત્ર જેમનું એવા મહંત એટલે મોટા મુનિ તે જયણા યુક્ત છે, કેમકે મુનિરાજ જે છે તે ક્રિયા કલાપમાં સુતાં, બેસતાં, ઉઠતાં, આહાર લેતાં, આવતાં, જાતાં, મલ મૂત્ર પરઠવતાં સદા જયણા સહિત વિચરે છે, તેમને વાંદીને પોતાનો જન્મારો પવિત્ર કરીએ અથવા એવા મુનિને જયણા યુક્ત વાંદીને જન્મ પવિત્ર કરીએ ॥ ૨૩ ॥ વળી જે નવ પ્રકારે નવ વાડરૂપ બ્રહ્મચર્યની ગુપ્તિ પાળે છે. તે ગુપ્તિનાં નામ કહે છે. પ્રથમ જે વસ્તિમાં સ્ત્રી, પશુ, પંડગ તે નપુંસક હોય એવી વસ્તિમાં રહે નહીં, બીજી સ્ત્રીની કથા વાર્ત્તાને સરાગપણે સાંભલે નહીં, સ્ત્રીની સાથે એકાંતે એકલો વાત ન કરે. ત્રીજી જે ભૂમિકાને વિષે અથવા માંચી, પાટ, પાટલો, ઢાલીયો ઇત્યાદિક જે આસન ઉપર સ્ત્રી બેઠેલી હોય તે આસન ઉપર બે ઘડી સુધી બેસે નહીં, તેમજ જે શ્રાવક બ્રહ્મચારી હોય તે પણ તિહાં બે ઘડી લગણ બેસે નહીં, ચોથી સ્ત્રીનાં અંગોપાંગ તથા ઇંદ્રિયોને સરાગપણે જુવે નહીં. પાંચમી ભીંત પરિઅચ ત્રાટી પ્રમુખને આંતરે જિહાં સ્ત્રી તથા પુરુષ શયન કરતાં હોય, હાસ્ય વિનોદ કરતાં હોય, કામભોગની ક્રીડા કરતાં હોય તિહાં રહે નહીં. છઠ્ઠી પૂર્વે સંસારી અવસ્થામાં જે કાંઇ સ્ત્રીની સાથે કામભોગ વિલાસાદિક સેવ્યા હોય તે સંભારે નહીં. સાતમી પરિમિત માત્ર આહાર કરે. આઠમી અતિમાત્રા તે સરસ પુષ્ટિકારક આહાર લીએ નહીં. અત્યંત ઘણો આહાર કરે નહીં એટલે પેટ ભરી જમે નહીં. નવમી શરીરને વિષે આભૂષણાદિક પહેરી શોભા કરે નહીં. એ નવ પ્રકારે બ્રહ્મચર્યની વાડરૂપ ગુપ્તિ છે તે પાળે. તથા બાર પ્રકારની તપસ્યા કરવાને શૂરવીર છે. એવા ગુણવંત મહામુનીશ્વર પંચમ ગતિના સાધક, સંસારદુ:ખવારક, સદા ધર્મધ્યાનમાં સાવધાન, સર્વ જીવના રક્ષક તેમને નમીજે. જો પૂર્વ જન્મનાં સંચેલાં પુણ્યના અંકુરા પ્રકટે તો એવા મુનિરાજની જોગવાઇ મલે ॥ ૨૪ ॥

## સોના તણી પરે પરીક્ષા દીસે, દિન દિન ચઢતે વાને ॥ સંયમ ખપ કરતા મુનિ નમીએ, દેશ કાળ અનુમાને રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૨૫ ॥

અર્થ—વળી જેની સોનાની પરે પરીક્ષા દેખાય છે, એટલે ॥ યથા ચતુર્ભિ: કનકં પરીક્ષ્યતે, નિઘર્ષણચ્છેદનતાપતાડનૈ: ॥ જેમ સોનાની પરીક્ષા નિઘર્ષણ તે કસોટી ઉપર ઘસવું, છેદન કરવું, તપાવવું અને હથોડાદિકે તાડન કરવું, એ ચાર પ્રકારે કરીએ તેમ તેમ ચઢતે વાને દેખાય, તેમ મુનિને પણ કોઇ મિથ્યાત્વી છેદન, ભેદન, તાપન, તાડનાદિક કરે તોપણ તે દિવસે દિવસે ચઢતે વાને દેખાય, એવા દેશ કાળને અનુમાને શુદ્ધ સંયમનો ખપ કરતા એટલે હમણાંના કાળ પ્રમાણે આત્માર્થી નિ:શલ્યવાન્ એવા મહામુનિને નમીએ. અહીં કોઇ કહેશે કે એવાજ સાધુ હોય તે વારે તેને નમીએ, સેવા કરીએ, પણ બીજાને નહીં. ત્યાં તેને ઉત્તર કહે છે કે કદાપિ આ કાળમાં કોઇ ક્રિયાએ શિથિલ હોય તોપણ જે જે યોગ્ય, જ્ઞાનવંત, શુદ્ધ માર્ગના પ્રરૂપક, સાવદ્ય યોગથી દૂર રહેલા, વ્યવહારમાર્ગે આશ્રયી એવા વક્તાપણાના ગુણ જોઇને તે મુનિની સેવા કરીએ, તેના મુખથી પંચાંગી પ્રમાણે આગમ સાંભલવાનો ખપ કરીએ, કેમકે તેવા સાધુ ઉપદેશ દેવાને યોગ્ય છે. એમ પાંચ ગાથાએ સાધુપદની સ્તવના કરી ॥ ૨૫ ॥

**શુદ્ધ દેવ ગુરુ ધર્મ પરીક્ષા, સદ્દહણા પરિણામ ॥ જેહ પામીજે તેહ નમીજે, સમ્યગ્દર્શન નામ રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૨૬ ॥ મલ ઉપશમ ક્ષય ઉપશમ ક્ષયથી, જે હોય ત્રિવિધ અભંગ ॥ સમ્યગ્દર્શન તેહ નમીજે, જિનધર્મે દૃઢ રંગ રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૨૭ ॥**

અર્થ—હવે પાંચ ગાથાએ કરી સમ્યક્ત્વદર્શન વર્ણવે છે. શુદ્ધ દેવ તે અઢાર દૂષણ રહિત એવા શ્રીઅરિહંત જાણવા, અને શુદ્ધ ગુરુ તે પંચ મહાવ્રતના પાલક, દશવિધ યતિધર્મના ધારક, શુદ્ધ માર્ગના દેખાડનારા એવા સુસાધુ જાણવા, તથા શુદ્ધ ધર્મ તે દયા મૂલ વિનય વિવેક સહિત શ્રીકેવલિભાષિત જાણવો. એ ત્રણ તત્ત્વની પરીક્ષાને કરવે કરી સદ્દહણાના એટલે શ્રદ્ધાના પરિણામ સહિત જે સમકિત પામીજે તેનું નામ સમકિતદર્શન કહીએ. તે સમકિતદર્શનને નમીજે એટલે પ્રણમીએ, કારણ કે એક સમકિત શુદ્ધ છે તો સર્વ શુદ્ધ છે. સમકિત વિના સર્વ છાર ઉપર લીપણા સમાન જાણવું ॥ ૨૬ ॥ પ્રથમ મલ જે મોહનીય કર્મ તદ્રૂપ મલ તેની સાત પ્રકૃતિ, તેમાં ચાર પ્રકૃતિ અનંતાનુબંધીની, પાંચમી મિથ્યાત્વ મોહની, છઠી મિશ્ર મોહની અને સાતમી સમકિત મોહની, એ સાત પ્રકૃતિના ઉમશમ એટલે ઉપશમે કરીને ઉપશમ સમકિત થાય. બીજું ( ક્ષય ઉપશમ કે૦ ) તે પૂર્વોક્ત મોહનીય કર્મની જે સાત પ્રકૃતિ છે, તેમાંથી જે ઉદય આવી તે ક્ષય પામી, અને જે ઉદય નહીં આવી તે ઉપશમી, પણ પ્રદેશોદયપણે છે. એમ સાત પ્રકૃતિના ક્ષય અને ઉપશમથી ક્ષયોપશમ સમકિત કહીએ. ત્રીજું ( ક્ષયથી કે૦ ) એ સાતે પ્રકૃતિનો સંપૂર્ણ ક્ષય થવાથી ક્ષાયિક સમકિત કહીએ. એવી રીતે સમકિત તે ત્રિવિધ એટલે કોઇને ઉપશમ, કોઇને ક્ષયોપશમ અને કોઇને ક્ષાયિક, એ ત્રણ પ્રકારે અભંગ રૂપે હોય. તે સમ્યક્ત્વદર્શનને નમીજે એટલે નમસ્કાર કરીએ. જે પ્રાણીનો શ્રીજિનધર્મને વિષે દૃઢ રંગ હોય તે પ્રાણી સમકિત ચોખ્ખું રાખે. એ સમકિત આવ્યાથી મુક્તિની પ્રાપ્તિ સુગમ થાય. ઘણામાં ઘણું સંસારમાં રહે તોપણ તે જીવ અર્દ્ધપુદ્ગલપરાવર્ત્તનથી વધારે રહે નહીં ॥ ૨૭ ॥

**પંચ વાર ઉપશમીય લહીજે, ખય ઉવશમીય અસંખ ॥ એક વાર ખાયિક તે સમકિત, દર્શન નમીએ અસંખ રે ॥ ભવિકા૦ ॥ સિદ્ધચક્ર૦ ॥ ૨૮ ॥ જે વિણ નાણ પ્રમાણ ન હોયે, ચારિત્રતરુ નવિ ફલીયો ॥ સુખ નિર્વાણ ન જે વિણ લહીએ, સમકિતદર્શન બલીયો રે ॥ ભવિકા૦ ॥ સિદ્ધચક્ર૦ ॥ ૨૯ ॥**

અર્થ—તે સંસાર માંહે ભવની પરંપરા કરતાં પાંચ વાર ઉપશમ સમકિત લહીજે, અને ક્ષયોપશમ સમકિત તો અસંખ્યાત વાર આવે અને વળી પાછું જાય, માટે તે અસંખ્યાત વાર લહીએ, તેમજ જે ક્ષાયિક સમકિત છે તે તો આખી ભવપરંપરામાં એકજ વાર લહીએ

એટલે પામીએ. એ એક જીવ આશ્રયી કહ્યું. એવા સમકિતદર્શન ધરનારા જીવ સદા સર્વદા અસંખ્યાતા પામીએ, તેને નમીએ એટલે વંદીએ ॥ ૨૮ ॥ વળી જે સમકિત વિના ( નાણ કે૦ ) જ્ઞાન તે પ્રમાણ ન હોય, કેમકે સમકિત વિના જે જ્ઞાન હોય તે અજ્ઞાનપણેજ પરિણમે, માટે અજ્ઞાન જાણવું. જે કારણ માટે સમકિત રહિતને અવધિજ્ઞાન તે પણ વિભંગપણે હોય. વળી સમકિત વિના ચારિત્રરૂપ ( તરુ કે૦ ) વૃક્ષ તે પણ ફલીભૂત થાય નહીં, અંગારમર્દકાચાર્યની પરે નિષ્ફલ ચારિત્ર થાય, માટે સમ્યક્ત્વ સહિત-ચારિત્ર તે તદ્ભવ મોક્ષફલ આપે. જો તેમ ન બને તોપણ સાત આઠ ભવ તો ઉલ્લંઘેજ નહીં, માટે સમકિતજ પ્રધાન છે. વળી જે સમકિત વિના નિર્વાણ જે મોક્ષ તેનાં અક્ષય સુખ પણ ન પામીએ. તે માટે સર્વ માંહે સમ્યક્ત્વદર્શન તે ઘણુંજ બલીયું છે, માટે જ્ઞાન, દર્શન, ચારિત્રમય દેવ, ગુરુ દૃઢતાપણે કરે ॥ ૨૯ ॥

**સડસઠ્ઠિ બોલે જે અલંકરીયું, જ્ઞાન ચારિત્રનું મૂલ ॥ સમકિતદર્શન તે નિત પ્રણમું, શિવપંથનું અનુકૂલ રે ॥ ભવિકા૦ ॥ સિદ્ધચક્ર૦ ॥ ૩૦ ॥ ભક્ષ અભક્ષ ન જે વિણ લહીએ, પેય અપેય વિચાર ॥ કૃત્ય અકૃત્ય ન જે વિણ લહીએ, જ્ઞાન તે સકલ આધાર રે ॥ ભવિકા૦ ॥ સિદ્ધચક્ર૦ ॥ ૩૧ ॥ પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા, શ્રીસિદ્ધાંતે ભાખ્યું ॥ જ્ઞાનને વંદો જ્ઞાન મ નિંદો, જ્ઞાનીએ શિવસુખ ચાખ્યું રે ॥ ભવિકા૦ ॥ સિદ્ધચક્ર૦ ॥ ૩૨ ॥**

અર્થ—વળી જે સમકિત ચાર સદ્દહણા આદિક સડસઠ બોલે કરી અલંકરીયું એટલે ભૂષિત છે, શોભતું છે, તથા જ્ઞાન અને ચારિત્રનું મૂલ પણ એ સમકિતજ છે, કારણ કે સમકિત વિના જ્ઞાન, ચારિત્ર સર્વ વ્યર્થ છે. તે સમકિતદર્શનને નિત્ય પ્રત્યે હું પ્રણામ કરું છું, જે માટે તે શિવપંથ જે મોક્ષમાર્ગ તેનું અનુકૂલ છે, એટલે તેનું સહાયભૂત છે. ઇહાં સમકિતના સડસઠ બોલનાં નામ સમકિતપચીશી તથા સડસઠ બોલની સજ્ઝાયાદિક ગ્રંથોમાં છપાઇ ગયાં છે, માટે અહીં લખ્યાં નથી. એમ પાંચ ગાથાએ સમ્યક્ત્વની સ્તવના કરી ॥ ૩૦ ॥ હવે પાંચ ગાથાએ કરી સાતમું જ્ઞાનપદ વર્ણવે છે. ( ભક્ષ કે૦ ) ખાવા યોગ્ય, નિરવદ્ય, નિર્દૂષણ, સચિત્ત મિશ્ર દોષ રહિત તે અને અભક્ષ તે બાવીશ અભક્ષ્ય, બત્રીશ અનંતકાય પ્રમુખ વસ્તુ જાણવી. એ ભક્ષાભક્ષનો વિચાર તે જે વિના ન લહીએ એટલે ન જાણીએ, તથા પેય તે પાણી, છાશ, દુધ પ્રમુખ પીવા યોગ્ય વસ્તુ અને અપેય તે મદિરા તાડી પ્રમુખ ન પીવા યોગ્ય વસ્તુ, તે સંબંધી વિચાર, તથા કૃત્ય તે યતિ અને ગૃહસ્થને દિનકરણી પ્રમુખ જે કરવા યોગ્ય છે તે અને અકૃત્ય તે લોક વિરુદ્ધ પ્રમુખ ન કરવા યોગ્ય જે કાર્ય તે જ્ઞાન વિના ન લહીએ એટલે ન પામીએ, માટે જ્ઞાન તે એ ( સકલ કે૦ ) સર્વ વસ્તુ જાણવાનો આધાર છે, પરંતુ જ્ઞાન વિના તો ચક્ષુ રહિત આંધલા સરખા જાણવા ॥ ૩૧ ॥ વળી પ્રથમ જ્ઞાન અને પછી અહિંસા, તે જ્ઞાને કરી જ્ઞાની જાણે તે વારે દયા પાળે. જ્ઞાન વિના અહિંસાનો માર્ગ સમજાય નહીં, એમ શ્રીજિનોક્ત સિદ્ધાંત એટલે આગમ માંહે ભાખ્યું છે, કહ્યું છે. તે માટે જ્ઞાનને વંદો, જ્ઞાનને કોઇ નિંદશો માં. જે જ્ઞાનમાં લયલીન હતા તે જ્ઞાનીએજ શિવસુખ એટલે મોક્ષસુખ ચાખ્યું છે ॥ ૩૨ ॥

સકલ ક્રિયાનું મૂલ તે શ્રદ્ધા, તેહનું મૂલ જે કહીએ ॥ તેહ જ્ઞાન નિત નિત વંદીજે, તે વિણુ કહો કિમ રહીએ રે ॥ ભવિકા૦ ॥ સિદ્ધચક્ર૦ ॥ ૩૩ ॥ પાંચ જ્ઞાન માંહે જેહ સદાગમ, સ્વપર પ્રકાશક તેહ ॥ દીપક પરે ત્રિભુવન ઉપગારી, વળી જિમ રવિ શશી મેહ રે ॥ ભવિકા૦ ॥ સિદ્ધચક્ર૦ ॥ ૩૪ ॥

અર્થ—સમસ્ત ક્રિયાનું મૂલ તે શ્રદ્ધા છે એટલે પ્રતીતિ છે, પણ શ્રદ્ધા વિના ક્રિયા ચોખી કહેવાય નહીં. તે શ્રદ્ધાનું મૂલ પણ જ્ઞાનજ કહીએ, કારણ કે જ્ઞાન વિના શ્રદ્ધા પણ બેસે નહીં. એવું જે જ્ઞાન તેને નિત્ય નિત્ય વાંદીજે. તે જ્ઞાન ભવદુ:ખનું છેદનાર છે, માટે કહો કે તે જ્ઞાન વિના એક ક્ષણમાત્ર પણ કેવી રીતે રહી શકીએ? ॥ ૩૩ ॥ તે જ્ઞાન પાંચ પ્રકારનું છે. એક મતિજ્ઞાન, બીજું શ્રુતજ્ઞાન, ત્રીજું અવધિજ્ઞાન, ચોથું મન:પર્યવજ્ઞાન અને પાંચમું કેવલજ્ઞાન. તે માંહે જે (સદાગમ કે૦) શ્રુતજ્ઞાન છે તે સર્વમાં અધિક છે, તે સ્વમત અને પરમતનું પ્રકાશક છે, અથવા એ શ્રુતજ્ઞાન જે છે તે સ્વ એટલે પોતાનું અને પર એટલે બીજાં જે ચાર જ્ઞાન તેનું પ્રકાશક છે, એટલે પાંચે જ્ઞાન એનાથી જાણ્યાં જાય. વળી દીપકની પેરે ત્રણ ભુવનને વિષે ઉપકારી છે, એટલે જેમ અંધકારમાં દીપક પ્રગટ થાય તે વારે ઘટ પટાદિક પદાર્થ સર્વ દેખાઇ આવે, તેમ શ્રુતજ્ઞાનથી ત્રણ ભુવનમાં રહ્યા જે જીવાજીવાદિ પદાર્થ તે સર્વ જાણવામાં આવે. વળી જેમ રવિ જે સૂર્ય અને શશી એટલે ચંદ્રમા તથા મેહ એટલે મેઘ, એ ત્રણે ઉપકારી છે, એટલે સૂર્ય પ્રકાશ કરે છે, ચંદ્રમા ઉદ્યોત કરે છે અને શીતલતા પણ ઉપજાવે છે, તથા મેઘ વરસે છે, પણ તે કોઇ પ્રત્યુપકાર કરાવવાની વાંચ્છા રાખતા નથી, તેમ શ્રુતજ્ઞાનના આધારે જીવ સંસાર નિસ્તાર પામે છે ॥ ૩૪ ॥

લોક ઊરધ અધ તિર્યગ જ્યોતિષ, વૈમાનિક ને સિદ્ધ ॥ લોક અલોક પ્રગટ સવિ જેહથી, તે જ્ઞાને મુજ શુદ્ધિ રે ॥ ભવિકા૦ ॥ સિદ્ધચક્ર૦ ॥ ૩૫ ॥ દેશવિરતિ ને સરવ-વિરતિ જે, ગૃહી યતિને અભિરામ ॥ તે ચારિત્ર જગત જયવંતું, કીજે તાસ પ્રણામ રે ॥ ભવિકા૦ ॥ સિદ્ધ-ચક્ર૦ ॥ ૩૬ ॥

અર્થ—વળી લોક તે ચોદ રાજલોક, તેમાં સંભૂતલાથી ઊરધ એટલે ઊંચા સાત રાજમાં (વૈમાનિક ને સિદ્ધ કે૦) બાર દેવલોક, નવ ગ્રૈવેયક, પાંચ અનુત્તરવિમાન, એ સર્વ વૈમાનિક દેવ કહેવાય અને સિદ્ધશિલાની ઉપર સિદ્ધના જીવ છે, તથા (અધ કે૦) નીચે સાત રાજ-લોકમાં વાણવ્યંતર, વ્યંતર, ભુવનપતિ, સાત નરકપૃથ્વી છે, અને તિર્યંગ તે તિચ્છોલોક, તેમાં પીસ્તાલીશ લાખ યોજનને વિષે મનુષ્યક્ષેત્ર છે તથા બીજા સ્વયંભૂરમણ સમુદ્ર પર્યંત અસં-

ખ્યાતા દ્વીપ, સમુદ્ર એ સર્વ એક રાજમાં છે, એમાં જ્યોતિષી દેવો પણ છે, એ સર્વ લોક શબ્દે ચૌદ રાજલોક જાણવા, તેમજ અલોક અનંતો છે. તેના સર્વ ભાવ જે જ્ઞાનથી પ્રગટ થાય એવું નિર્મલ શુદ્ધ પ્રકાશક જે જ્ઞાન, તેણે કરી મારી પણ શુદ્ધિ થાય. એવી રીતે શ્રીપાલ રાજા જ્ઞાનની સ્તવના કરે છે. એ જ્ઞાનપદ કહ્યું ॥ ૩૫ ॥ હવે પાંચ ગાથાએ કરી આઠમું ચારિત્રપદ વખાણે છે. દેશવિરતિ ચારિત્ર તે ગૃહસ્થને હોય, અને સર્વવિરતિ ચારિત્ર તે ( યતિને કે૦ ) સાધુને હોય. એવાં એ બે પ્રકારનાં ચારિત્ર તે ગૃહસ્થ તથા મુનિને અભિરામ એટલે મનોહર હોય, તિહાં દેશવિરતિ ચારિત્રવાલો ઉત્કૃષ્ટથી બારમા દેવલોક સુધી જાય, અને સર્વવિરતિ ચારિત્રવાલો ઉત્કૃષ્ટપણે મોક્ષે જાય. તે ચારિત્ર જગતમાં જયવંતું વર્ત્તે છે. જે ચારિત્રની દેવ મનુષ્ય પ્રમુખ સેવા કરે છે ( તાસ કે૦ ) તે ચારિત્રને પ્રણામ કરીએ ॥ ૩૬ ॥

**તૃણ પરે જે ષટ્ ખંડ સુખ છંડી, ચક્રવર્ત્તી પણ વરીયો ॥ તે ચારિત્ર અખય સુખકારણ, તે મેં મન માંહે ધરીયો રે ॥ ભવિકા૦ ॥ સિદ્ધચક્ર૦ ॥ ૩૭ ॥ હુઆ રાંકપણે જેહ આદરી, પૂજિત ઇંદ નરિંદે ॥ અશરણશરણ ચરણ તે વંદું, પૂર્યું જ્ઞાન આનંદે રે ॥ ભવિકા૦ ॥ સિદ્ધચક્ર૦ ॥ ૩૮ ॥ બાર માસ પર્યાયે જેહને, અનુત્તરસુખ અતિક્રમીએ ॥ શુકલ શુકલ અભિજાત્ય તે ઉપર, તે ચારિત્રને નમીએ રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૩૯ ॥**

અર્થ—વળી ચક્રવર્ત્તી સરખાએ પણ ષટ્ ખંડના સુખને તરણાની પેરે છાંડીને જે ચારિત્રને વર્યું છે એટલે આદર્યું છે તે ચક્રવર્ત્તી ગોચરી ગયા થકા કોઇ તર્જના કરે તોપણ તેથી લગારમાત્ર ખેદ પામે નહીં. એવું ચારિત્ર તે અક્ષય સુખ જે નિરાબાધ મોક્ષનાં સુખ, તેનું કારણભૂત છે, તેને મેં મારા મન માંહે ધર્યું છે ॥ ૩૭ ॥ વળી જે ચારિત્રને રાંકપણે આદરી એટલે રાંક સરખા પણ આદરીને ચારિત્રમાં મન સ્થિર કરતા થકા સંપ્રતિ રાજાવત્ ઇંદ્ર અને નરિંદ્ર જે રાજા તેણે પૂજિત એટલે પૂજન કરેલા ( હુઆ કે૦ ) થયા, માટે સંસારથી બીતા જે પ્રાણી, જેને કોઈ શરણ નથી એવા અશરણને શરણરૂપ જે ( ચરણ કે૦ ) ચારિત્ર તેને હું વાંદું છું. તે ચારિત્ર જ્ઞાને સહિત આનંદે પૂરિત છે, તે પ્રત્યે વાંદું છું ॥ ૩૮ ॥ વળી જે ચારિત્રના પર્યાય તે ચઢતે અધ્યવસાયે બાર માસના જેટલા સમય થાય તેટલાં સમયસ્થાન ઉલ્લંઘ્યાં, તે વારે તે ચારિત્રીયાને જે સ્વરૂપના રમણનું સુખ થાય તે સુખ અનુત્તરવિમાનના દેવતાના સુખને પણ અતિક્રમીએ એટલે અતિક્રમી જાય છે, અર્થાત્ તેના કરતાં પણ અધિક સુખ તે ચારિત્રીયાને થાય છે. પછી ( તે ઉપર કે૦ ) તે ઉપરાંત ચારિત્ર ( શુકલ શુકલ કે૦ ) ઉજ્જવલ ઉજ્જવલ પરિણામે ( અભિજાત્ય કે૦ ) તરતમાદિ યોગ યુક્ત ગુણ સહિત હોય. તે ચારિત્રને નમીએ ॥ ૩૯ ॥

**ચય તે આઠ કર્મનો સંચય, રિક્ત કરે જે તેહ ॥ ચારિત્ર નામ નિરુત્તે ભાખ્યું, તે વંદું ગુણગેહ રે ॥ ભવિકા ॥**

**સિદ્ધચક્ર૦ ॥ ૪૦ ॥ જાણંતા ત્રિહું જ્ઞાને સંયુત, તે ભવ મુગતિ જિણંદ ॥ જેહ આદરે કર્મ ખપેવા, તે તપ શિવ-તરુકંદ રે ॥ ભવિકા૦ ॥ સિદ્ધચક્ર૦ ॥ ૪૧ ॥ કરમ નિકા-ચિત પણ ખય જાઇ, ખિમા સહિત જે કરતાં ॥ તે તપ નમીએ જેહ દીપાવે, જિનશાસન ઉજમંતાં રે ॥ ભવિકા૦ સિદ્ધચક્ર૦ ॥ ૪૨ ॥**

અર્થ—હવે ચારિત્ર શબ્દનો અર્થ કહે છે. ચય એટલે જ્ઞાનાવરણીયાદિક જે આઠ કર્મ તેનો સંચય એટલે ઘણી પ્રકૃતિનું એકઠું થવું તેને સંચય કહીએ. તેને જે ( રિક્ત કે૦ ) ખાલી કરે ( તેહ કે૦ ) તેનું નામ ચારિત્ર કહીએ. એવું નામ નિર્યુક્તિમાં ભાખ્યું છે, તે ચારિત્રને હું વંદું છું. તે ચારિત્ર ( ગુણગેહ કે૦ ) ગુણનું ઘર છે. એ ચારિત્રપદ કહ્યું ॥ ૪૦ ॥ હવે પાંચ ગાથાએ કરી તપઃપદનું વર્ણન કરે છે. ( જિણંદ કે૦ ) શ્રીતીર્થંકર દેવ અનંતા થયા, વળી અનંતા થશે, તે સર્વ મતિ, શ્રુત અને અવધિ, એ ત્રણ જ્ઞાને કરી સંયુક્ત થકા માતાના ઉદ-રમાં આવી ઉપજે છે. તે જન્મ્યા પછી અવધિજ્ઞાને કરી જાણતા થકા છે જે અમે આ ભવ-માંજ મોક્ષ જઇશું તોપણ જે તીર્થંકર શેષ કર્મપ્રકૃતિ ખપાવવાને અર્થે તપને આદરે છે, અનેક પ્રકારનાં તપ કરીને સર્વ કર્મને ખપાવે છે, એવું એ તપ છે તે તપ શિવતરુ એટલે મોક્ષરૂપ વૃક્ષનો ( કંદ કે૦ ) કાંદો એટલે મૂલસ્કંધ જાણવું ॥ ૪૧ ॥ વળી ક્ષમાએ કરી સહિત તપ કરતાં થકા નિકાચિત નિવિડ આકરાં જે કર્મ, તે સર્વ ક્ષય થઇ જાય, તે તપને નમીએ, જે તપને ( ઉજમંતાં કે૦ ) ઉજમતાં એટલે ઉજમણું કરતાં થકા શ્રીજિનશાસનને દીપાવે ॥૪૨॥

**આમોસહી પમુહા બહુ લદ્ધિ, હોવે જાસ પ્રભાવે ॥ અષ્ટ મહાસિદ્ધિ નવ નિધિ પ્રગટે, નમીએ તે તપ ભાવે રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૪૩ ॥**

અર્થ—વળી ( જાસ કે૦ ) જે તપના પ્રભાવથી ( આમોસહી કે૦ ) આમર્શૌષધિ પ્રમુખ ઘણી લબ્ધિઓ ઉપજે છે. તે લબ્ધિઓ સર્વ મલી અઠ્ઠાવીશ છે. તેનાં નામ કહે છે. પ્રથમ જે ઋષીશ્વરના હસ્તપાદસ્પર્શ માત્રે કરી રોગ જાય તે આમર્શૌષધિ લબ્ધિ જાણવી. બીજી જે મુનિરાજના મલ મૂત્રે કરી રોગ જાય તેને વિપ્રુષૌષધિ, વિટ્પુરીષ લબ્ધિ કહીએ. ત્રીજી જે ઋષીશ્વરનો શ્લેષ્મ ઔષધિરૂપ હોય તેને ખેલૌષધિ લબ્ધિ કહીએ. ચોથી જે ઋષીશ્વરના શરીરનું પ્રસ્વેદજલ ઔષધિરૂપ હોય તેને જલૌષધિ લબ્ધિ કહીએ. પાંચમી જે ઋષીશ્વરનાં કેશ, રોમ, નખાદિક એ સર્વ ઔષધિરૂપ હોય, સર્વ પ્રકારના રોગ નિવારવાને સમર્થ હોય અને સુગંધ યુક્ત હોય તેને સર્વૌષધિ લબ્ધિ કહીએ. છઠ્ઠી જે એકજ વારે સઘલી ઇંદ્રિયોએ સાંભલવાની શક્તિ હોય અથવા એક ઇંદ્રિયે કરી સર્વ ઇંદ્રિયોના વ્યાપાર લેવાની શક્તિ હોય અથવા બાર યોજનમાં ચક્રવર્તીનું કટક હોય, તે કટકમાં જે વારે એકજ સમયે સર્વ જાતિનાં વાજિંત્ર વાજે તે વારે તે સમકાલે વાજતાં એવાં સર્વ પ્રકારનાં વાજિંત્રોના શબ્દને જૂદા જૂદા જાણી શકે તે શક્તિને સંભિન્નશ્રોત્ર લબ્ધિ કહીએ. સાતમી અવધિજ્ઞાનવાલાની જે જાણવાની શક્તિ તેને અવધિજ્ઞાનરૂપ લબ્ધિ કહીએ. આઠમી જેથી મનઃપર્યવજ્ઞાને કરી સા-

માન્ય માત્ર જાણે, એટલે આ અમુક જીવે મન માંહે ઘટ ચિંતવ્યો છે એટલુંજ જાણે, પણ એ ઘટ કેવો અને ક્યાંનો હતો ઇત્યાદિક ન જાણે, અથવા અઢીદ્વીપના મનુષ્યનાં મન સંબંધી બાદર પર્યાય જાણે તેને ઋજુમતિ લબ્ધિ કહીએ. નવમી એવું જાણે જે એણે ઘટ ચિંતવ્યો છે તે સોનાનો છે અને પાડલીપુરનો નીપન્યો છે. અથવા અઢીદ્વીપ સંબંધી મનુષ્યનાં જે મન, તેના સૂક્ષ્મ પર્યાય જાણે તેને વિપુલમતિ લબ્ધિ કહીએ. દશમી ચારણ લબ્ધિ બે પ્રકારે છે, એક જંઘાચારણ અને બીજી વિદ્યાચારણ, એને ચારણ લબ્ધિ કહીએ. અગીયારમી જેથી દાઢા વિષ યુક્ત હોય તેને આશીર્વિષ લબ્ધિ કહીએ. તે એક જાતિઆશીવિષ અને બીજી કર્મઆશીર્વિષ એ બે પ્રકારે છે. તેમાં વળી જાતિઆશીવિષ તે સર્પ, વીંછી, દેડકાં અને મનુષ્ય, એ ચાર પ્રકારે જાણવી, અને કર્મઆશીર્વિષ તો તિર્યંચ તથા મનુષ્યનેજ હોય, માટે તિર્યંચ અને મનુષ્ય આશ્રયી બે પ્રકારે છે. એ તપ અને ક્રિયા અનુષ્ઠાનાદિકે કરી ઉપજે છે, તે સર્પાદિકની પેરે સર્પાદિકે કરી અનેરાને વિણાસે તેને આશીર્વિષ લબ્ધિ કહીએ. બારમી કેવલજ્ઞાનપ્રાપ્તિ તેને કેવલ લબ્ધિ કહીએ. તેરમી શ્રીગણધરને ગણધરપણાની લબ્ધિ કહીએ. ચૌદમી પૂર્વધરને પૂર્વધર અથવા શ્રુતજ્ઞાન લબ્ધિ કહીએ. પંદરમી શ્રીતીર્થંકરને તીર્થંકર લબ્ધિ કહીએ, અથવા સમોસરણની રચના કરી તીર્થંકર જેવો મહિમા કરી દેખાડે તે ઋષીશ્વરને તીર્થંકર લબ્ધિ કહીએ. સોલમી જેથી ચક્રવર્ત્તીપણું પામે, અથવા ચક્રવર્ત્તીની રાજઋદ્ધિ કરી દેખાડે તેને ચક્રવર્ત્તીપણાની લબ્ધિ કહીએ. સત્તરમી બલદેવને અથવા જે બલદેવની ઋદ્ધિ ફ્રેરવે તેને બલદેવપણાની લબ્ધિ કહીએ. અઢારમી વાસુદેવને અથવા વાસુદેવની ઋદ્ધિ જે ઋષિ ફ્રેરવે તેને વાસુદેવપણાની લબ્ધિ કહીએ. ઓગણીશમી જેની વાણીમાં દુધ સાકર કરતાં પણ વધારે મીઠાશ ઉપજે તેને ક્ષીરાશ્રવ તેમજ મધ્વાશ્રવ, ઘૃતાશ્રવ તથા ઇક્ષુરસાશ્રવ લબ્ધિ કહીએ. વીશમી જે ઋષિના કોઠા માંહે પેટીની પરે સમસ્ત સૂત્રાર્થ નિશ્ચલરૂપ ઋદ્ધિ ભરી હોય તેને કોષ્ટક લબ્ધિ કહીએ. એકવીશમી પદાનુસારિણી લબ્ધિ ત્રણ પ્રકારે છે. એક જેની પુરલા પદનો અર્થ અથવા પુરલું પદ સાંભલીને છેલ્લા પદ પર્યંત અર્થની વિચારણાને વિષે મોટી બુદ્ધિ હોય તેને અનુશ્રુતપદાનુસારિણી લબ્ધિ કહીએ. બીજી છેલ્લા પદના અર્થને સાંભલવે કરી પ્રતિકૂલ પદ કરી પુરલા પદ સુધી વિચારણા કરવામાં જેની ચતુરાઇ હોય તે પ્રતિકૂલપદાનુસારિણી લબ્ધિ જાણવી. ત્રીજી જેને મધ્ય પદ એટલે વચલું એક પદ સાંભલવાથી પહેલા અને છેલ્લા પદનું વિજ્ઞાન થઇ જાય છે તેને ઉભયપદાનુસારિણી લબ્ધિ કહીએ. એમ પદાનુસારિણી લબ્ધિ ત્રણ પ્રકારે જાણવી. બાવીશમી જેમ કર્ષણી રૂડી રીતે કસાયેલી ભૂમિને વિષે બીજ વાવે, પછી તે બીજ અનેક બીજનું આપનાર થાય, તેમ જ્ઞાનાવરણીયાદિક ક્ષયોપશમના અતિશયથી એક અર્થરૂપ બીજને સાંભલવે કરી અનેક અર્થરૂપી બીજોનું જાણપણું જે લબ્ધિથી હોય તેને બીજબુદ્ધિ લબ્ધિ કહીએ. ત્રેવીશમી ક્રોધના અધિકપણાથી પોતાના શત્રુને સુખે બાળવાને સમર્થ એવી અગ્નિની ઝાળ મૂકવાની જે શક્તિ તેને તેજોલેશ્યા લબ્ધિ જાણવી. તે અનેક યોજનને આશ્રિત વસ્તુવિશિષ્ટને બાળે, અને ષષ્ઠ તપે કરી પારણે કુલ્માષના બાકુલાની એક મૂઠી અને ઉપર ચલૂ ભર ઉષ્ણ પાણીને લીએ તેને છ મહીનામાં ઉપજે છે. ચોવીશમી આહારક શરીર કરવાની જે શક્તિ તે આહારક લબ્ધિ. પચીશમી શીત એવું જે એક પ્રકારનું તેજ તે તેજોલેશ્યાને હણવાને માટે તેના ઉપર મૂકવાની જે શક્તિ તે શીતલેશ્યા લબ્ધિ જાણવી. છવીશમી વિષ્ણુકુમારની પરે વૈક્રિય શરીર કરવાની શક્તિ તે વૈક્રિય લબ્ધિ જાણવી. તે અણુત્વ મહત્ત્વ ઇત્યાદિ અનેક પ્રકારે છે. સત્યાવીશમી અંતરાય કર્મના ક્ષયોપશમથી થોડું પણ અન્ન કોઇએ ભિક્ષાએ કરી આણ્યું છતાં તે લબ્ધિવંત પુરુષ પોતે જમે તો ખોટ આવે, પરંતુ બીજા હજારો મહાત્મા જો તે અન્ન જમવા બેસે તો ખૂટે નહીં, એવી જે શક્તિ તેને અક્ષીણમહાનસી લબ્ધિ કહીએ. એ ગૌતમાદિકને

પ્રસિદ્ધપણે હતી. અઠ્યાવીશમી જે શક્તિથી સંઘ પ્રમુખનું કામ પડે તે વારે ચક્રવર્ત્તીની સેનાને પણ ચૂર્ણ કરે તે પુલાક લબ્ધિ જાણવી. એ અઠ્યાવીશ લબ્ધિ કહી. વળી તે તપને પ્રભાવે કરી અણિમાદિક આઠ મહાસિદ્ધિ પ્રગટ થાય છે, તેનાં નામ કહે છે. પ્રથમ જેથી ઝીણા છિદ્ર માંહે પેસે, અથવા કમલના નાલ માંહે પેસીને ચક્રવર્ત્તીની ઋદ્ધિ વિસ્તારે તે અણિમા સિદ્ધિ જાણવી. બીજી મેરુ થકી પણ મોટું શરીર કરવાની શક્તિ તે મહિમા સિદ્ધિ જાણવી. ત્રીજી વાયુથી પણ અત્યંત હલકું શરીર કરવાની શક્તિ તે લઘિમા સિદ્ધિ જાણવી. ચોથી વજ્રાદિકથી પણ ભારે શરીર કરવે કરીને ઇંદ્રાદિકનો પણ પરાજય કરે તે ગરિમા સિદ્ધિ જાણવી. પાંચમી ભૂમિ ઉપર બેઠાં થકા સૂર્યમંડલાદિકને સ્પર્શ કરવાની શક્તિ તે કામવશાઇત્વ સિદ્ધિ જાણવી. છઠ્ઠી જલ ઉપર ભૂમિકાની પેરે ચાલે, અને ભૂમિ માંહે પાણીની પેરે ડુબકી ખાય તે પ્રાકામ્ય સિદ્ધિ જાણવી. સાતમી ત્રણ લોકનું ઠકુરાઇપણું ભોગવે, અથવા તીર્થંકરની કિંવા ઇંદ્રની ઋદ્ધિ વિસ્તારે તે ઈશિત્વ સિદ્ધિ જાણવી. આઠમી સર્વ જીવોને વશ કરવાની જે શક્તિ તે વશિત્વ સિદ્ધિ જાણવી. એ રીતે આઠ મહાસિદ્ધિ કહી છે. તથા તે તપના પ્રભાવથી નવ નિધિ પ્રગટ થાય છે. તેનાં નામ મહાપદ્મ, પદ્મ, પાંડુક, નૈસર્પ, પિંગલ, સર્વરત્નક, કાલ, મહાકાલ અને માણવક, એ પ્રકારે જાણવાં. એ પૂર્વે કહેલા પદાર્થની જે તપથી પ્રાપ્તિ થાય છે તે તપને ભાવે કરી નમીએ ॥ ૪૩ ॥

**ફૂલ શિવસુખ મહોટું સુર નર વર, સંપત્તિ જેહનું ફૂલ ॥ તે તપ સુરતરુ સરિખું વંદું, શમ મકરંદ અમૂલ રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૪૪ ॥ સર્વ મંગલ માંહિ પહેલું મંગલ, વરણવીએ જે ગ્રંથે ॥ તે તપપદ ત્રિહું કાળ નમીજે, વર સહાય શિવપંથે રે ॥ ભવિકા॥સિદ્ધચક્ર૦॥૪૫॥**

અર્થ—હવે તપને કલ્પવૃક્ષની ઉપમાએ સ્તવે છે. મોક્ષનાં સુખ પામવા તેરૂપ જેનું મોટું ફૂલ છે તથા ( સુર કે૦ ) દેવતાની ગતિ અને ( નર કે૦ ) મનુષ્યની ગતિરૂપ જે ( વર કે૦ ) પ્રધાન સંપત્તિ એટલે સંપદા તે જેનું ફૂલ છે. એમ તે તપ તે સુરતરુ એટલે કલ્પવૃક્ષ સરિખું મનોવાંછિતનું દેનારું છે, તેને હું વાંદું છું, નમસ્કાર કરું છું. તે તપરૂપ વૃક્ષનો ( શમ કે૦ ) શમતારૂપ અમૂલક મકરંદ એટલે ફૂલનો રસ છે એવું જે તપ, તે કર્યાથી ઘન એટલે નિબિડ કર્મને શિથિલ કરે ॥ ૪૪ ॥ વળી લૌકિક તથા લોકોત્તર જે માંગલિકનાં કારણ છે, અથવા મંગલ જે છે તે સર્વ મંગલ માંહે પહેલું મુખ્ય મંગલ તે તપ છે. જે સર્વ ગ્રંથે તપ મંગલનું વર્ણન કરીએ છીએ. જે માટે શ્રી આવશ્યક માંહે પણ છેલ્લું તપ મંગલ કહ્યું છે. સર્વ ગ્રંથ માંહે આદ્ય, મધ્ય અને અંત્ય, એ ત્રણ મંગલ જોઇએ. તિહાં આદ્ય મંગલ તે ગ્રંથની પૂર્ત્તિ માટે કરાય છે અને મધ્ય મંગલ તે ગ્રંથની સ્થિરતા માટે કરાય છે તથા અંત્ય મંગલ તે પરંપરાએ વિસ્તાર માટે કરાય છે. તે માટે તપ તે મુખ્ય મંગલ જાણવું. તે તપ:પદને મોટું મહિમાવંત જાણીને ભૂત, ભાવી ને વર્ત્તમાન, એ ત્રણે કાળ નમીજે. જે ( શિવપંથે કે૦ ) મોક્ષપંથે જતાં ( વર કે૦ ) પ્રધાન ( સહાય કે૦ ) સખાઇ જાણવું, એટલે સહાયી જાણવું. એ પાંચ ગાથાએ તપ:પદ વખાણ્યું ॥ ૪૫ ॥

**ઇમ નવ પદ થુણતો તિહાં લીણો, હુઓ તનમય શ્રીપાલ ॥**

સુજશ વિલાસ છે ચોથે ખંડે, એહ ઇગ્યારમી ઢાલ રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૪૬ ॥

અર્થ—એમ એકેકા પદની પાંચ પાંચ ગાથાએ કરી જે રીતે ઇહાં નવ પદનું વર્ણન કર્યું તેવીજ રીતે એ અરિહંતાદિક નવ પદને ( થુણતો કે૦ ) સ્તવતો થકો શ્રીપાલ રાજા નવ પદના ધ્યાન માંહે લીન થયો થકો તન્મય થયો. એ ચોથા ખંડમાં ભલા યશનોજ વિલાસ છે, અથવા શ્રીયશોવિજયજી કવીશ્વર કહે છે કે ચોથા ખંડને વિષે એ અગીયારમી ઢાલ પૂરી થઇ ॥ ૪૬ ॥

॥ દોહા ॥

ઇમ નવ પદ થુણતો થકો, તે ધ્યાને શ્રીપાલ ॥ પામ્યો પૂરણ આઉખે, નવમો કલ્પ વિશાલ ॥ ૧ ॥ રાણી મયણા પ્રમુખ સવિ, માતા પણ શુભ ધ્યાન ॥ આઉખે પૂરે તિહાં, સુખ ભોગવે વિમાન ॥ ૨ ॥

અર્થ—એ રીતે નવ પદને થુણતો થકો તેજ ધ્યાને કરીને ધ્યાનમાં લયલીન થયો થકો શ્રીપાલ રાજા સંપૂર્ણ આઉખે ( વિશાલ કે૦ ) મોટો એવો ( નવમો કલ્પ કે૦ ) નવમો દેવલોક તેને પામ્યો, એટલે નવમા દેવલોકમાં જે ઉત્કૃષ્ટાયુ છે તેને પૂર્ણાયુ કહીએ, તે આઉખે તિહાં ઉપન્યો ॥ ૧ ॥ વળી મયણા પ્રમુખ સર્વે નવે રાણી તથા શ્રીપાલની માતા કમલપ્રભા, તે પણ શુભ ધ્યાનમાં રહ્યાં થકાં તિહાંજ નવમા દેવલોકે પૂર્ણ આઉખે ઉપન્યાં, અથવા સર્વ આયુ પૂર્ણ કરીને તિહાં ઉપન્યાં. તિહાં વિમાનનાં સુખ ભોગવે છે ॥ ૨ ॥

નરભવ અંતર સ્વર્ગ તે, ચાર વાર લહી સર્વ ॥ નવમે ભવ શિવ પામશે, ગૌતમ કહે નિર્ગર્વ ॥ ૩ ॥ તે નિસુણી શ્રેણિક કહે, નવ પદ ઉલ્લસિત ભાવ ॥ અહો નવ પદ મહિમા વડો, એ છે ભવજલનાવ ॥ ૪ ॥ વલતું ગૌતમ ગુરુ કહે, એક એક પદ ભત્તિ ॥ દેવપાલ મુખ સુખ લહ્યાં, નવ પદ મહિમ તહત્તિ ॥ ૫ ॥ કિં બહુના મગધેશ તું, ઇક પદ ભક્તિ પ્રભાવ ॥ હોઇશ તીર્થંકર પ્રથમ, નિશ્ચય એ મન ભાવ ॥ ૬ ॥

અર્થ—તિહાંથી વળી નરભવ પામીને વળી સ્વર્ગે જશે. એમ ચાર વાર દેવપણું ને ચાર વાર મનુષ્યપણું પામી છેલ્લો નવમો મનુષ્યભવ પામીને નવ રાણીઓ, માતા તથા પોતે સર્વ મળી અગીયારે જણ શિવ જે નિરુપદ્રવ મોક્ષસ્થાનક તેને પામશે. એ પ્રકારે શ્રેણિક રાજાની

આગલ ગર્વ રહિત એવા શ્રીગૌતમસ્વામી શ્રીપાલનો વૃત્તાંત કહેતા હવા ॥ ૩ ॥ તે શ્રીગૌતમસ્વામીનાં વચન સાંભળીને નવ પદને વિષે ઉલ્લાસ પામ્યો છે ભાવ જેનો એવો શ્રેણિક રાજા કહે છે કે અહો! ઇતિ આશ્ચર્યે! એ નવ પદનો મહિમા જુઓ. કેવો મોટો છે? એ નવ પદ જે છે તે સંસારસમુદ્રમાં નાવ સમાન છે ॥ ૪ ॥ વલતા શ્રીગૌતમ ગુરુ કહેતા હવા કે એકેકા પદની ભક્તિ કરવાના મહિમાથી દેવપાલ પ્રમુખે સુખ લહ્યાં, પામ્યાં, તીર્થંકરગોત્ર બાંધ્યું. તે વિચારામૃતસંગ્રહ ગ્રંથ માંહે એકેકા પદના વર્ણને વીશ દૃષ્ટાંત વિસ્તારે કથા સહિત વખાણ્યાં છે, એવો નવ પદનો મહિમા તહત્તિ એટલે સત્ય છે ॥ ૫ ॥ હે મગધેશ! એટલે મગધ દેશના અધિપતિ! કિં બહુના એટલે ઘણું શું કહીએ? તું એક સમકિત પદની ભક્તિને પ્રભાવે કરી આવતી ચોવીશીમાં પદ્મનાભ એવે નામે પ્રથમ તીર્થંકર થઇશ. એ નિશ્ચયથી મનને વિષે ભાવ, એટલે ભાવના કર ॥ ૬ ॥

**ગૌતમવચન સુણી ઇસ્યાં, ઉઠે મગધ નરિંદ ॥ વધામણી આવી તદા, આવ્યા વીર જિણંદ ॥ ૭ ॥ દેવે સમવસરણ રચ્યું, કુસુમવૃષ્ટિ તિહાં કીધ ॥ અંબર ગાજે દુંદુભિ, વર અશોક સુપ્રસિદ્ધ ॥ ૮ ॥ સિંહાસન માંડ્યું તિહાં, ચામર છત્ર ઢલંત ॥ દિવ્ય ધ્વનિ દીએ દેશના, પ્રભુ ભામંડલવંત ॥ ૯ ॥ વધામણી દેઇ વાંદવા, આવ્યો શ્રેણિક રાય ॥ વાંદી બેઠો પરખદા, ઉચિત થાનકે આય ॥ ૧૦ ॥ શ્રેણિક ઉદ્દેશી કહે, નવ પદ મહિમા વીર ॥ નવ પદ સેવે બહુ ભવિક, પામ્યા ભવજલતીર ॥ ૧૧ ॥**

અર્થ—એવાં ગૌતમસ્વામીનાં વચન સાંભળીને મગધ દેશનો રાજા શ્રેણિક તિહાંથી ઉઠ્યો. ( તદા કે૦ ) તે વારે વધામણી આવી જે શ્રીવીર જિનેશ્વર આવ્યા છે ॥ ૭ ॥ દેવતાએ સમવસરણ રચ્યું, તથા કુસુમની વૃષ્ટિ કરી, આકાશમાં દેવદુંદુભિનો ગર્જારવ થાય છે. જિહાં પ્રધાન એવું અશોકવૃક્ષ સુપ્રસિદ્ધ છે ॥ ૮ ॥ તિહાં સિંહાસન માંડ્યું છે, ચામર ઢલી રહ્યાં છે, ત્રણ છત્ર મસ્તકે બિરાજે છે. તિહાં ભામંડલવંત એવા જે પ્રભુ તે દિવ્ય ધ્વનિએ દેશના આપે છે. એ કુસુમવૃષ્ટિથી માંડીને દિવ્ય ધ્વનિ પર્યંત પ્રભુનાં આઠ પ્રાતિહાર્ય કહ્યાં ॥ ૯ ॥ તિહાં શ્રેણિક રાજા પણ વધામણીયાને વધામણી દઇને પ્રભુને વાંદવાને માટે આવ્યો. તે વાંદીને પર્ષદાને વિષે ઉચિત એટલે યોગ્ય સ્થાનકે આવીને બેઠો ॥ ૧૦ ॥ વીર ભગવાન્ પણ શ્રેણિક રાજાને ઉદ્દેશીને નવ પદનોજ મહિમા કહે છે કે એ નવ પદ સેવ્યાથી ઘણા ભવ્ય જીવ સંસારસમુદ્રનો ( તીર કે૦ ) કાંઠો પામ્યા છે ॥ ૧૧ ॥

**આરાધનનું મૂલ જસ, આતમભાવ અછેહ ॥ તિણે નવ પદ છે આતમા, નવ પદ માંહે તેહ ॥ ૧૨ ॥ ધ્યેય**

સમાપત્તિ હુયે, ધ્યાતા ધ્યાન પ્રમાણ ॥ તિણ નવ પદ છે આતમા, જાણે કોઈ સુજાણ ॥ ૧૩ ॥ લહી અસંગ-ક્રિયાબળે, જસ ધ્યાને જિણે સિદ્ધિ ॥ તિણે તેહવું પદ અનુભવ્યું, ઘટ માંહિ સકલ સમૃદ્ધિ ॥ ૧૪ ॥

અર્થ—( જસ કે૦ ) જેનું એટલે જે નવ પદનું મૂલ આરાધન તો નિશ્ચયે આત્મભાવ છે, એટલે એ નવ પદનું આરાધન જે કરવું તેનું મૂલ છેહ રહિત આત્મભાવજ જાણવો. તે માટે નવ પદ તે આત્માજ છે, અને નવ પદ માંહે પણ એજ આત્મા છે ॥ ૧૨ ॥ જે વસ્તુ ધ્યાવવા યોગ્ય છે તેને ધ્યેય કહીએ. તે ધ્યેયની સમાપત્તિ તે સંપૂર્ણતા થયે એટલે સમ્યક્ પ્રકારે પામવે કરીને ધ્યાતા જે ધ્યાનારો જીવ, તેનું ધ્યેય વસ્તુનું જે ધ્યાન, તેનું પ્રમાણપણું થાય. જે માટે ધ્યેયપૂર્ત્તિ વિના ધ્યાનની પૂર્ત્તિ નહીં, ધ્યાતાના ધ્યાનનું જે પ્રમાણ તે ધ્યેય સમાપ્તે હોય. તે માટે એ નવ પદ તેજ આત્મા છે. એ કોઇ સુજાણ હોય તે જાણે ॥ ૧૩ ॥ શુક્લ-ધ્યાનના ચોથા પાયાને ધ્યાને અસંગક્રિયા ( લહી કે૦ ) પામીને તે અસંગક્રિયાને બળે કરી એ નવ પદ માંહેલા ( જસ ધ્યાને કે૦ ) જે પદના ધ્યાન આરાધનથી જેણે સિદ્ધિ પામી તે પ્રાણીએ તેવુંજ પદ અનુભવ્યું એટલે ભોગવ્યું, માટે નિશ્ચય નયે ઘટમાંજ સકલ સમૃદ્ધિ છે ॥ ૧૪ ॥

॥ ઢાલ બારમી ॥ સ્વામી સીમંધર ઉપદિશે ॥ એ દેશી ॥

અરિહંતપદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાય રે ॥
ભેદ છેદ કરી આતમા, અરિહંતરૂપી થાય રે ॥ ૧ ॥

અર્થ—ઇહાં પ્રથમ ગૌતમસ્વામીએ નિશ્ચય નય આશ્રયીને વ્યવહાર દેશના દીધી હતી, તે હવે વીર પ્રભુ વ્યવહાર આશ્રયીને નિશ્ચય દેશના આપે છે. તિહાં એ અરિહંતાદિક નવ પદ જે છે તે નિશ્ચયથી ઘટ માંહેજ છે. તેનું સંક્ષેપથી વર્ણન કરે છે. તિહાં પ્રથમ શ્રીઅરિહંત-પદને ધ્યાતો થકો દ્રવ્ય તે અનંત ચતુષ્ટયમય તેનું વિચારવું, તથા ગુણ તે જ્ઞાન દર્શનાદિક અનંત ગુણ તેનું વિચારવું, અને પર્યાય તે અગુરુલઘુ આદિક પર્યાય પલટન તેનું વિચારવું, એ ત્રણ ભેદે શ્રીઅરિહંતને ધ્યાતો થકો શ્રીઅરિહંતને અને પોતાને જે ભેદપણું છે તેનો છેદ કરી અભેદપણું પામીને તે આત્મા પોતે અરિહંતરૂપી થાય ॥ ૧ ॥

વીર જિણેસર ઉપદિશે, સાંભલજો ચિત્ત લાઇ રે ॥ આતમધ્યાને આતમા, ઋદ્ધિ મલે સવિ આઇ રે ॥ વીર૦ ॥ ૨ ॥ રૂપાતીત સ્વભાવ જે, કેવલ દંસણ નાણી રે ॥ તે ધ્યાતાં નિજ આતમા, હોયે સિદ્ધ ગુણખાણી રે ॥ વીર૦ ॥ ૩ ॥ ધ્યાતાં આચારય ભલા, મહામંત્ર શુભ ધ્યાની રે ॥ પંચ પ્રસ્થાને આતમા, આચારય હોયે પ્રાણી રે ॥ વીર૦ ॥ ૪ ॥

અર્થ—એમ વીર જિનેશ્વર તે શ્રેણિક રાજા પ્રમુખ બાર પર્ષદાને ઉપદેશે છે તેને હે ભવ્યો! તમે ચિત્ત દઇ સાંભલજો. આત્માના ધ્યાનથીજ આત્માની જે જ્ઞાન, દર્શન, ચારિત્ર-મય ઋદ્ધિ, તે સર્વ આવીને મલે, માટે આત્મધ્યાન ધરવું, જેમ અનર્ગલ સંપત્તિ પામીએ ॥ ૨ ॥ હવે શ્રીસિદ્ધ ભગવાન્ કેવા છે? તો કે રૂપાતીત એટલે રૂપ રહિત અરૂપી સ્વભાવ છે જેમનો એવા, વળી કેવલદર્શન અને કેવલજ્ઞાનમય છે, તે શ્રીસિદ્ધને ધ્યાતાં થકા ગુણની ખાણ એવો પોતાનો આત્માજ સિદ્ધ થાય ॥ ૩ ॥ મહામંત્ર એટલે સૂરિમંત્રના જપનાર શુભ ધ્યાની એવા ભલા આચાર્યને ધ્યાતાં પંચ પ્રસ્થાનને સાધતો થકો પ્રાણી એટલે આત્માજ આચાર્ય હોય એટલે થાય. હવે પાંચ પ્રસ્થાનનાં નામ કહીએ છીએ. એક વિદ્યાપીઠ, બીજું સૌભાગ્યપીઠ, ત્રીજું લક્ષ્મીપીઠ, ચોથું મંત્રરાજપ્રયોગપીઠ અને પાંચમું સુમેરુપીઠ. હવે એનું વિવરણ લખીએ છીએ. પ્રથમ વિદ્યાપીઠ તેનો મંત્ર બાર પદનો વર્દ્ધમાન વિદ્યા પ્રમુખ સૂરિમંત્ર સવા કોટિ જાપપૂર્વક જપતો સાધને સાધતો કોટિશ્રુતનો જાણ થાય. બીજું સૌભાગ્યપીઠ તે તેજ પૂર્વોક્ત મંત્ર વિધિપૂર્વક આરાધવે કરી સકલ જનમે વલ્લભ, આદેય વચન સૂરિ હોય. ત્રીજું લક્ષ્મી-પીઠ તે તેજ મંત્રારાધને રાજાદિ વશ હોય, મહિમાવંત હોય. ચોથું મંત્રરાજપ્રયોગપીઠ તે મંત્ર આરાધને સર્વ ઈતિ તે ઉપદ્રવ, કામણ, મોહન, વશ્યાદિ હોય. પાંચમું સુમેરુપીઠ તે ઇંદ્રાદિકને માન્ય હોય, ગૌતમાદિકની પેરે લબ્ધિવંત હોય, અજેય હોય ॥ ૪ ॥

તપ સજ્જાયે રત સદા, દ્વાદશ અંગનો ધ્યાતા રે ॥ ઉપા-ધ્યાય એ આતમા, જગબંધવ જગભ્રાતા રે ॥ વીર૦ ॥ ૫ ॥ અપ્રમત્તે જે નિત રહે, નવિ હરષે નવિ શોચે રે ॥ સાધુ સૂધા તે આતમા, શું મુંડચે શું લોચે રે ॥ વીર૦ ॥ ૬ ॥ શમ સંવેગાદિક ગુણા, ખય ઉપશમ જે આવે રે ॥ દર્શન તેહજ આતમા, શું હોય નામ ધરાવે રે ॥ વીર૦ ॥ ૭ ॥

અર્થ—હવે ચોથું ઉપાધ્યાયપદ કહે છે. તપસ્યા જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ ભેદે કરવામાં તથા સજ્જાય ધ્યાનમાં સદા રક્ત છે, રાતા છે, દ્વાદશાંગીના ધ્યાતા છે એવા જે ઉપાધ્યાય તેનું ધ્યાન કરતાં થકા એ આત્મા તેજ ઉપાધ્યાયપણું પામે. તે ઉપાધ્યાય કેવા છે? તો કે જગ-તના બંધવ એટલે સંબંધી, મિત્ર તુલ્ય અને જગતના ભ્રાતા એટલે ભાઇ તુલ્ય એવા ઉપગારી શ્રીઉપાધ્યાયજી તે નિશ્ચયથી આત્માજ છે ॥ ૫ ॥ હવે પાંચમું સાધુપદ વર્ણવે છે. જે નિત્ય પ્રત્યે અપ્રમત્તપણે એટલે સાતમે ગુણઠાણે રહે, પ્રમાદની આચરણા ન કરે, વળી સ્તવના કર-વાથી હર્ષ પણ ન કરે અને ઉપદ્રવ કરવાથી શોચ પણ ન કરે એવા સૂધા સાધુ તે નિશ્ચે આત્માજ જાણવો, પણ સાધુનો વેશ ધારણ કરવાથી તથા મુંડન કરવાથી, કેશલોચ કરવાથી શું થાય? એથી કાંઇ પરમાર્થ નથી ॥ ૬ ॥ હવે સમ્યક્ત્વપદ વર્ણવે છે. શમ, સંવેગ, આદિ શબ્દથી નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્યતા, એ પાંચ ગુણ તે ક્ષય તથા ઉપશમે જે આવે, તેથી જે સમ્યક્ત્વદર્શન પ્રગટે તેને સમ્યક્ત્વદર્શન કહીએ, તે આત્માજ જાણવો, એમ નિશ્ચયે વિચારવું, પણ અમે સમકિતી છીએ એવું નામ ધરાવ્યાથી શું થાય? ॥ ૭ ॥

જ્ઞાનાવરણી જે કર્મ છે, ક્ષય ઉપશમ તસ થાય રે ॥ તો હોયે એહજ આતમા, જ્ઞાન અબોધતા જાય રે ॥ વીર૦ ॥ ૮ ॥ જાણો ચારિત્ર તે આતમા, નિજ સ્વભાવ માંહિ રમતો રે ॥ લેશ્યા શુદ્ધ અલંકર્યો, મોહવને નવિ ભમતો રે ॥ વીર૦ ॥ ૯ ॥ ઇચ્છારોધે સંવરી, પરિણતિ સમતા યોગે રે ॥ તપ તે એહીજ આતમા, વરતે નિજ ગુણ ભોગે રે ॥ વીર૦ ॥ ૧૦ ॥

અર્થ—હવે જ્ઞાનપદ વખાણે છે. જ્ઞાનાવરણીય કર્મ જે છે તેની પાંચ પ્રકૃતિ છે. તે માંહેલી કેટલીએક ક્ષય થાય, કેટલીએક પ્રકૃતિ ઉપશમ થાય તો એ આત્મા તેજ ( જ્ઞાન કે૦ ) જ્ઞાનરૂપ ( હોય કે૦ ) થાય, અને અબોધતા હોય તે જતી રહે ॥ ૮ ॥ હવે આઠમું ચારિત્રપદ વર્ણવે છે. આત્મા વિભાવથી વિરમ્યો, નિજ સ્વભાવમાં એટલે પોતાના આત્મસ્વભાવમાં રમણ કરતો શુદ્ધ લેશ્યાએ અલંકર્યો એટલે શુકલ લેશ્યાએ વિભૂષિત થકો ફરી મોહરૂપ વનને વિષે ભમતો નથી તો તેજ આત્મા તે ચારિત્ર જાણવું ॥ ૯ ॥ હવે નવમું તપઃપદ વખાણે છે. સમતારૂપ થઇ સમતાના યોગમાં આત્માની પરિણતિ થાય તો સ્વપરિણતિને યોગે સંવર ગુણને આદરતો ઇચ્છાનો રોધ કરે, પોતાના મૂલ ગુણને ભોગે એટલે ભોગવવે વર્ત્તતો કષાયના કંડક ઘટાડતો સમતા અને ક્ષમાના કંડક વૃદ્ધિમંતા કરે તો તપ તે એહીજ આત્મા આણવો ॥ ૧૦ ॥

આગમ નોઆગમ તણો, ભાવ તે જાણો સાચો રે ॥ આતમભાવે થિર હોજો, પરભાવે મત રાચો રે ॥ વીર૦ ॥ ૧૧ ॥ અષ્ટ સકલ સમૃદ્ધિની, ઘટ માંહે ઋદ્ધિ દાખી રે ॥ તિમ નવ પદ ઋદ્ધિ જાણજો, આતમરામ છે સાખી રે ॥ વીર૦ ॥ ૧૨ ॥ યોગ અસંખ્ય છે જિન કહ્યા, નવ પદ મુખ્ય તે જાણો રે ॥ એહ તણે અવલંબને, આતમધ્યાન પ્રમાણો રે ॥ વીર૦ ॥ ૧૩ ॥ ઢાલ બારમી એહવી, ચોથે ખંડે પૂરી રે ॥ વાણી વાચક જશ તણી, કોઇ નયે ન અધૂરી રે ॥ વીર૦ ॥ ૧૪ ॥

અર્થ—માટે આગમ તે સિદ્ધાંત જાણવા, તે શ્રુતજ્ઞાન છે, અને નોઆગમ તે એક શ્રુતજ્ઞાન વિના ચાર જ્ઞાન જાણવાં. અથવા આગમ તે જ્ઞાનીઅનુપયોગી અને નોઆગમ તે જ્ઞાની-

ઉપયોગી એમ આગમ નોઆગમ એ એના ભેદ જાણી એ એનો ભાવ તે સાચો જાણો. તે સાચો જાણીને ચંચલતા મટાડી આત્મભાવે થિર હોજો, પરભાવમાં રાચશો માં. ઇહાં આગમથી ભાવનિક્ષેપો લઇને એ નવ પદ કહ્યાં છે. જે અરિહંતને ઉપયોગે તે ધ્યાને પરિણમ્યો તે જીવને ઋજુસૂત્ર નયે અરિહંત કહીએ. તે માટે અરિહંતપદને ધ્યાવતો અરિહંતપદવી નીપજાવતો તે અરિહંત કહીએ. એમ નવે પદની ભાવના કરવી ॥ ૧૧ ॥ માટે ( સકલ કે૦ ) સર્વ જે અષ્ટ એટલે અણિમા, લઘિમા પ્રમુખ આઠ સિદ્ધિ તેની સમૃદ્ધિ એટલે પરિપૂર્ણતા તે ઘટ માંહે ( દાખી કે૦ ) દેખાડી છે, તેમ એ નવ પદની ઋદ્ધિ પણ ઘટ માંહેજ જાણજો, એનો આત્મારામ ચિદાનંદ સાક્ષી છે ॥ ૧૨ ॥ મોક્ષસાધન કરવાના તથા આત્મા શુદ્ધ થવાના અસંખ્યાતા યોગ ( જિન કે૦ ) શ્રીવીતરાગ દેવે કહ્યા છે. તે સર્વ માંહે એ નવ પદ તે મુખ્ય જાણો, જે માટે એ નવ પદને આલંબને જે આત્મધ્યાન કરવું તેજ પ્રમાણ છે ॥ ૧૩ ॥ એવી ચોથા ખંડને વિષે બારમી ઢાલ પૂર્ણ થઈ છે. ( વાચક કે૦ ) ઉપાધ્યાય શ્રીયશોવિજયજી કહે છે કે શ્રીતીર્થંકરકથિત વાણી તે નૈગમાદિક સાત નય માંહેલા કોઇ નયે પણ અધૂરી નથી, સર્વ નયે સમ્મત છે. અથવા મારી વાણી તે કોઇ નયે અધૂરી નથી. એમ બે પ્રકારે અર્થ કવીશ્વરે સૂચવ્યો છે. અથવા વાણી "વાચક જશ તણી, કોઇ થઈ ન અધૂરી રે" એવો પાઠ પણ કેટલીએક પ્રતોમાં લખેલો છે ॥ ૧૪ ॥

॥ દોહા ॥

**વચનામૃત જિન વીરનાં, નિસુણી શ્રેણિક ભૂપ ॥ આનંદિત પહોતો ઘરે, ધ્યાતો શુદ્ધ સ્વરૂપ ॥ ૧ ॥ કુમતિતિમિર સવિ ટાળતો, વર્દ્ધમાન જિનભાણ ॥ ભવિકકમલ પડિબોહતો, વિહરે મહિયલ જાણ ॥ ૨ ॥ એ શ્રીપાલ નૃપતિકથા, નવ પદ મહિમ વિશાલ ॥ ભણે ગુણે જે સાંભલે, તસ ઘર મંગલમાલ ॥ ૩ ॥**

અર્થ—હવે એવાં શ્રીવીર જિનેશ્વરનાં અમૃત સમાન વચન સાંભળીને શ્રેણિક રાજા શ્રીવીરને નમી આનંદિત થકો પોતાને ઘેર પહોતો, ચિત્તમાં શુદ્ધ સ્વરૂપ ચિદાનંદઘનને ધ્યાતો થકો પ્રવર્ત્તે છે ॥ ૧ ॥ અને કુમતિરૂપ ( તિમિર કે૦ ) અંધકાર તે સર્વને ટાળતો, ( જિન કે૦ ) સામાન્ય કેવલીને વિષે ( ભાણ કે૦ ) સૂર્ય સરખો, સંપૂર્ણ ષડ્દ્રવ્યના સ્વરૂપનો જાણ એવો શ્રીવર્દ્ધમાન સ્વામી તે ભવિકરૂપ કમલને પ્રતિબોધ દેતો ( મહિયલ કે૦ ) મહીતલ જે પૃથ્વીતલ તેને વિષે વિચરે છે ॥ ૨ ॥ જેમાં ( વિશાલ કે૦ ) મોટા નવ પદનો મહિમા છે એવી એ શ્રીપાલ રાજાની કથા તેને જે પ્રાણી ભણે, ગુણે અને સાંભલે તેના ઘરને વિષે માંગલિકની માલા થાય ॥ ૩ ॥

॥ ઢાલ તેરમી ॥ રાગ ધન્યાશ્રી ॥

॥ થુણીયો થુણીયો રે પ્રભુ તું સુરપતિ જિન થુણીયો ॥ એ દેશી ॥

**તૂઠો તૂઠો રે મુજ સાહિબ જગનો તૂઠો ॥ એ શ્રીપાલનો રાસ કરંતાં, જ્ઞાન અમૃતરસ વૂઠો રે ॥ મુજ૦ ॥ ૧ ॥**

પાયસમાં જિમ વૃદ્ધિનું કારણ, ગોયમનો અંગુઠો ॥ જ્ઞાન માંહિ અનુભવ તિમ જાણો, તે વિણ જ્ઞાન તે જૂઠો રે ॥ મુજ૦ ॥ ૨ ॥ ઉદકપયોમૃતકલ્પજ્ઞાન તિહાં, ત્રીજો અનુભવ મીઠો ॥ તે વિણ સકલ તૃષા કિમ ભાંજે, અનુભવ પ્રેમ ગરીઠો રે ॥ મુજ૦ ॥ ૩ ॥

અર્થ—હવે આ રાસનો પ્રારંભ કર્યો હતો તે કાર્ય પૂર્ણ થયું. તેનો આનંદ ઉપન્યો, તેથી કવીશ્વર અનુભવજ્ઞાનની મહત્તાપૂર્વક હર્ષનાં વચન કહે છે કે મુજને જગતનો સાહેબ જે શ્રીજિનેશ્વર તે સંતુષ્ટ થયો. એ શ્રીપાલનો રાસ કરતાં જ્ઞાનરૂપ અમૃતરસનો વરસાદ થયો ॥ ૧ ॥ ( પાયસમાં કે૦ ) ખીર માંહે જેમ શ્રીગૌતમસ્વામીનો અંગુઠો વૃદ્ધિનું કારણ છે, જેણે ખીરના એક પડઘામાંથી પંદરસેં ને ત્રણ તાપસને ભોજન કરાવ્યું, તેમ જ્ઞાન માંહે પણ અનુભવજ્ઞાન તે વૃદ્ધિનું કારણ જાણો. તે અનુભવજ્ઞાન વિના જે જ્ઞાન છે તે જૂઠો એટલે મિથ્યા જાણવું, માટે અનુભવજ્ઞાન મોટું છે ॥ ૨ ॥ જ્ઞાન ત્રણ પ્રકારનું છે. એક વ્યાકરણાદિ, શબ્દશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર તે નવ રસાદિકનાં શાસ્ત્ર ઇત્યાદિક લૌકિક શાસ્ત્ર તથા પ્રાકૃત, ચરિત્રાનુવાદ, કથાનક, ચોપાઇ, રાસ, ભાષા પ્રમુખ તે ( ઉદક કે૦ ) ઉદકકલ્પજ્ઞાન એટલે પાણી સરખું જ્ઞાન જાણવું. જેમ પાણી પીધે થકે તૃષા મટે, પણ થોડી વાર પછી વળી લાગે, તેમ ગ્રંથ સાંભળે, ભણે, વાંચે તિહાંસુધી રસ ઉપજે, પણ પછી કાંઇ નહીં. તથા બીજું આગમ સૂત્ર સિદ્ધાંતનું ઉપયોગરહિતપણે જ્ઞાન તે પયઃકલ્પજ્ઞાન એટલે દુધ સરખું જાણવું. જેમ દુધનું પાન કર્યાથી તૃષા અને ક્ષુધા બેહુ મટી જાય, પરંતુ કેટલેક કાળે ફરી ઉદય થાય. ત્રીજું અમૃતકલ્પજ્ઞાન તે શ્રદ્ધાપૂર્વક આગમજ્ઞાન ભેદભાવ ધારીને ઉપયોગસહિતપણે વર્તન તે જેમ અમૃતપાન કરવાથી ક્ષુધા, તૃષા, રોગ, શોક, ઉપદ્રવ અને વ્યાધિ પ્રમુખ સર્વ દૂર થઇ જાય, ફરી પાછા ઉદય આવેજ નહીં, તેની સમાન ત્રીજું અનુભવજ્ઞાન મીઠું છે, તેથી અનુભવજ્ઞાન વિના સકલ અનાદિ કાળની ભવભ્રમણરૂપ તૃષા કિમ ભાંજે? માટે અનુભવનો પ્રેમ તે ગરીઠો એટલે મોટો, વડેરો છે ॥ ૩ ॥

પ્રેમ તણી પરે શીખો સાધો, જોઇ સેલડી સાંઠો ॥ જિહાં ગાંઠ તિહાં રસ નવિ દીસે, જિહાં રસ તિહાં નવિ ગાંઠો રે ॥ મુજ૦ ॥ ૪ ॥ જિનહી પાયા તિનહી છિપાયા, એ પણ એક છે ચીઠો ॥ અનુભવ મેરુ છિપે કિમ મહોટો, તે તો સઘલે દીઠો રે ॥ મુજ૦ ॥ ૫ ॥ પૂરવ લિખિત લિખે સવિ લેઇ, મસી કાગળ ને કાઠો ॥ ભાવ અપૂરવ કહે તે પંડિત, બહુ બોલે તે બાંઠો રે ॥ મુજ૦ ॥ ૬ ॥

અર્થ—માટે જેમ સાંસારિક પ્રેમને જોડવું, દેવું, લેવું કરી એકપણું કરે, તે પ્રેમની પરે

અનુભવને શીખો, સાધો, શેલડીના સાંઠાનું દૃષ્ટાંત જોઇને. જેમ શેલડીના સાંઠા માંહે જિહાં ગાંઠ હોય તિહાં રસ દેખાય નહીં, અને જિહાં રસ હોય તિહાં ગાંઠ ન હોય. એની પરે અનુભવ પ્રેમ પણ જાણવો. એટલે જિહાં કર્મરૂપ ગાંઠ છે તિહાં અનુભવરસ નથી, અને જિહાં અનુભવરસ છે તિહાં કર્મરૂપ ગાંઠ નથી ॥ ૪ ॥ કોઇક કહે છે કે અનુભવનો રસ જેણે પામ્યો તેણેજ છિપાવ્યો, માટે પ્રગટ દેખાય નહીં. એ કહેવત પણ એક ચીઠો એટલે કાગળની ચીઠીપ્રાય છે, કેમકે અનુભવરૂપ મોટો મેરુ પર્વત તે છિપાયો કેમ છિપે ? તે તો સઘલે દીઠો છે, એટલે સર્વત્ર છે. એવું જિનવચનથી જાણવું. વસ્તુત: દીઠામાં આવે, પણ જેણે પામ્યો તે તેનોજ આત્મા જાણે, પરંતુ બીજો કોઇ ન જાણે ॥ ૫ ॥ મસી તે શાઇ, કાગળ અને કાઠો તે કલમ એ ત્રણ ચીજ લઇને પૂરવ લિખિત એટલે પૂર્વે લખેલાં જે પાનાં પોથાં હોય તેને જોઇને સર્વ કોઇ લખી નાખે તે તો સુગમ છે, પણ જે પૂર્વે કોઇએ લખ્યા ન હોય એવા અપૂર્વ ભાવ કહે તે પંડિત જાણવો, અને જે બહુ બોલે એટલે ઘણું બોલે તે લબાડ જાણવો ॥ ૬ ॥

**અવયવ સવિ સુંદર હોય દેહે, નાકે દીસે ચાઠો ॥ ગ્રંથ-જ્ઞાન અનુભવ વિણ તેહવું, શુક જિસ્યો શ્રુતપાઠો રે ॥ મુજ૦ ॥ ૭ ॥ સંશય નવિ ભાંજે શ્રુતજ્ઞાને, અનુભવ નિશ્ચય જેઠો ॥ વાદવિવાદ અનિશ્ચિત કરતો, અનુભવ વિણ જાય હેઠો રે ॥ મુજ૦ ॥ ૮ ॥ જિમ જિમ બહુ-શ્રુત બહુજનસંમત, બહુલ શિષ્યનો શેઠો ॥ તિમ તિમ જિનશાસનનો વયરી, જો નવિ અનુભવ નેઠો રે ॥ મુજ૦ ॥ ૯ ॥**

અર્થ—વળી એક દૃષ્ટાંત કહે છે કે ( દેહે કે૦ ) શરીરને વિષે અંગોપાંગાદિક સર્વ અવયવ સુંદર હોય અને નાકે ચાઠું હોય તે જેમ ખરાબ દેખાય, એટલે સર્વ અવયવની શોભા તે કુશોભા જેવી થાય, તેમ ગ્રંથ ઘણાય જાણ્યા હોય, ગ્રંથનું જ્ઞાન સબલ હોય, પરંતુ અનુભવ ન હોય તો તે કંઠશોષની પરે નિરર્થક જાણવું. જેમ ( શુક કે૦ ) પોપટ તે અજ્ઞાની થકો મનુષ્યની પ્રેરણાએ અચરે અચરે રામ ઇત્યાદિક શુક પાઠ કરે તેમ કંઠશોષ જાણવો ॥ ૭ ॥ જેને અનુભવનું જ્ઞાન ન હોય તે શ્રુતજ્ઞાને કરી મનના સંશય ભાંજી શકે નહીં, માટે નિશ્ચયથી અનુભવજ્ઞાન તે ( જેઠા કે૦ ) જયેષ્ઠ મોટું જાણવું. વાદ તે સ્વધર્મની ચર્ચારૂપ અને વિવાદ તે પરમતખંડનરૂપ એવા વાદવિવાદમાં પણ અનિશ્ચિત એટલે વિતંડાવાદ તે ખોટો વાદ કરતાં અનુભવ વિના હારે, હેઠો પડે, ભોંઠો પડે, અથવા સભામાં નીચું જોવું પડે ॥ ૮ ॥ જેમ જેમ બહુશ્રુત હોયે એટલે ઘણું ભણ્યો હોય, અને બહુજનસંમત એટલે ઘણા જનને માન્ય હોય, તથા ( બહુલ શિષ્યનો કે૦ ) ઘણા શિષ્યનો શેઠો એટલે શ્રેષ્ઠ સ્વામી હોય તેમ તેમ તે જિનશાસનનો વૈરી જાણવો, જો નેટ અનુભવ ન હોય તો, માટે અનુભવની મુખ્યતા છે ॥ ૯ ॥

**માહરે તો ગુરુચરણપસાયે, અનુભવ દિલ માંહિ પેઠો ॥**

ઋદ્ધિ વૃદ્ધિ પ્રગટી ઘટ માંહિ, આતમરતિ હુઇ બેઠો રે ॥ મુજ૦ ॥ ૧૦ ॥ ઉગ્યો સમકિત રવિ ઝલહલતો, ભરમતિમિર સવિ નાઠો ॥ તગતગતા દુર્નય જે તારા, તેહનો બલ પણ ઘાઠો રે ॥ મુજ૦ ॥ ૧૧ ॥ મેરુધીરતા સવિ હર લીની, રહ્યો તે કેવલ ભાઠો ॥ હરી સુરઘટ સુરતરુકી શોભા, તે તો માટી કાઠો રે ॥ મુજ૦ ॥ ૧૨ ॥ હરવ્યો અનુભવ જોર હતો જે, મોહમલ્લ જગ લૂંઠો ॥ પરિ પરિ તેહના મર્મ દેખાવી, ભારે કીધો ભૂંઠો રે ॥ મુજ૦ ॥ ૧૩ ॥

અર્થ—મારે તો નિજ ગુરુચરણપ્રસાદથી અનુભવ દિલ માંહિ એટલે ચિત્ત માંહે પેઠો, એટલે પ્રતિષ્ઠિત થયો. હવે ઋદ્ધિ અને વૃદ્ધિ સર્વ મારા ઘટ માંહે પ્રગટી, તેથી આત્મરતિ શાતામય થઇ બેઠો. એ કવિનાં વચન ગર્વિત છે. વળી એવું પણ જાણીએ છીએ જે અનુભવવંત જીવને હોય તેજ સૂચવ્યાં હશે, પણ સૂત્રાનુસારે એમ જણાતું નથી ॥ ૧૦ ॥ જે વારે સમકિતરૂપ સૂર્ય ઝલહલતો ઘટમાં ઉગ્યો તે વારે ભ્રમરૂપ ( તિમિર કે૦ ) અંધકાર જે હતો તે સર્વ નાઠો. વળી સૂર્ય ઉગ્યાથી તગતગતા તારાનું બલ જેમ ઘટી જાય તેમ ઇહાં ( દુર્નય કે૦ ) માઠા નયરૂપ જે તારા હતા તેનું બલ જે તેજ તે પણ ( ઘાઠો કે૦ ) વિઘટિત થયું, એટલે ક્ષય પામ્યું ॥ ૧૧ ॥ અનુભવજ્ઞાનીએ મેરુ પર્વતની ધીરતા જે હતી તે સર્વે હરી લીધી તે વારે તે કેવલ ભાઠો એટલે પત્થર સમાન રહ્યો, વળી સુરઘટ જે કામકુંભ તથા સુરતરુ જે કલ્પવૃક્ષ તેની શોભા પણ સર્વ હરી લીધી તે વારે તે સુરઘટ તો કેવલ માટી સમાનજ રહ્યો, અને સુરતરુ તે ( કાઠો કે૦ ) કાષ્ઠ સમાન રહ્યું ॥ ૧૨ ॥ વળી જગતમાં મોહરૂપ મલ્લ તે ( લૂંઠો કે૦ ) મહાપરાક્રમી છે, તેનું જે જોર હતું તે અનુભવે હરવ્યો એટલે હઠાવ્યું, હઠાવીને પછી તે મોહના પરે પરે મર્મ દેખાવી એટલે તેનાં છિદ્ર હતાં તે સર્વ પ્રકટ કરી દેખાડીને તેને ભારે ભૂંઠો કીધો, એટલે અત્યંત ભ્રષ્ટ કીધો, ફરી ઢૂકડો ન આવે એવો કીધો. એવો અનુભવ આત્મા સાથે લીન થયો જે કોઇનો દૂર કર્યો પણ દૂર ન થાય ॥ ૧૩ ॥

અનુભવ ગુણ આવ્યો નિજ અંગે, મિટચો રૂપ નિજ માઠો ॥ સાહિબ સન્મુખ સુનજર જોતાં, કોણ થાયે ઉપરાંઠો રે ॥ મુજ૦ ॥ ૧૪ ॥ થોડે પણ દંભે દુઃખ પામ્યા, પીઠ અને મહાપીઠો ॥ અનુભવવંત તે દંભ ન રાખે, દંભ ધરે તે ધીઠો રે ॥ મુજ૦ ॥ ૧૫ ॥ અનુભવવંત અદંભની રચના, ગાયો સરસ સુકંઠો ॥ ભાવ સુધારસ ઘટ ઘટ પીયો, હુઓ પૂરણ ઉતકંઠો રે ॥ મુજ૦ ॥ ૧૬ ॥

અર્થ—અનુભવના ગુણ જે વારે પોતાને અંગે આવ્યા તે વારે ( નિજ કે૦ ) પોતાનું જે અનાદિ કાળનું ભવપરંપરા કરવારૂપ માઠું રૂપ હતું તે મટ્યું. જે વારે પોતાનો સાહેબ તે સુનજર એટલે ભલી નજરે કરી સન્મુખ જોતાં થકા બીજો કોણ ઉપરાંઠો એટલે પરાઙ્મુખ થાય? ॥ ૧૪ ॥ થોડો પણ દંભ જો પીઠ અને મહાપીઠે કર્યો તો તે દુઃખ પામ્યા, ધર્મમાં કપટ કર્યું તેથી સ્ત્રીવેદપણું પામ્યા, તે માટે જે અનુભવવંત પ્રાણી હોય તે ( દંભ કે૦ ) કપટ ન રાખે, અને જે દંભ રાખે તે ધીઠો એટલે મૂર્ખ શઠ જાણવો ॥ ૧૫ ॥ અનુભવવંત તે ( અદંભ કે૦ ) અકપટી કપટ રહિત તેની રચના તેને રસે કરી સહિત ભલે કંઠે કરી ગાયો. એની મધ્યગત જે ભાવ તદ્રૂપ સુધારસ એટલે જે અમૃત સમાન રસ તેને ઘટ ઘટ પીયો. તે પીતાં ( ઉતકંઠો કે૦ ) ઉત્સુક અર્થાત્ તરષ પામેલા એવા તમે પૂરણ એટલે તૃપ્ત થાઓ. અથવા અમૃત સમાન રસ છે તેને તમે ઘટ ઘટ પીયો અને પીતાં પૂર્ણ ઉત્કંઠિત થાઓ ॥૧૬॥

॥ કલશ ॥ રાગ ધન્યાશ્રી ॥ તે તરીયા રે ભાઇ તે તરીયા ॥ એ દેશી ॥

**તપગચ્છનંદન સુરતરુ પ્રગટ્યા, હીરવિજય ગુરુરાયા જી ॥**
**અકબરશાહે જસ ઉપદેશે, પડહ અમારિ વજાયા જી ॥ ૧ ॥**
**હેમ સૂરિ જિનશાસનમુદ્રાએ, હેમ સમાન કહાયા જી ॥**
**જાચો હીરો જે પ્રભુ હોતાં, શાસન સોહ ચઢાયા જી ॥ ૨ ॥**
**તાસ પટે પૂર્વાચલ ઉદયો, દિનકર તુલ્ય પ્રતાપી જી ॥**
**ગંગાજલ નિર્મલ જસ કીરતિ, સઘલે જગ માંહિ વ્યાપી જી ॥ ૩ ॥ શાહ સભા માંહે વાદ કરીને, જિનમત થિરતા થાપી જી ॥ બહુ આદર જસ શાહે દીધો, બિરુદ સવાઇ આપી જી ॥ ૪ ॥**

અર્થ—તપગચ્છરૂપ નંદનવનને વિષે સુરતરુ એટલે કલ્પવૃક્ષ સમાન શ્રીહીરવિજય ગુરુરાજજી પ્રગટ થયા. જેમના ઉપદેશથી બાદશાહ અકબરશાહે અમારીનો પડહ વજડાવ્યો ॥ ૧ ॥ તે પ્રભુ શ્રીહીરવિજય સૂરિ તો શ્રીજિનશાસનરૂપ મુદ્રા એટલે વીંટી તેને વિષે જાચો હીરો એટલે જાત્યવંત હીરા સમાન હોતા હવા. જેણે જિનશાસનની ઘણી શોભા ચઢાવી. તે વખતે હેમ સૂરિ તે શ્રીજિનશાસનરૂપમુદ્રામાં હેમ સમાન કહેવાણા ॥ ૨ ॥ તે શ્રીહીરવિજય સૂરિના પાટરૂપ પૂર્વાચલ એટલે ઉદય પર્વતને વિષે દિનકર એટલે સૂર્ય તુલ્ય પ્રતાપવંત એવા જેમની કીર્ત્તિ ગંગાજલની પરે નિર્મલ એવી જગતમાં સર્વત્ર વ્યાપી રહી ॥ ૩ ॥ વળી જેમણે શાહ એટલે બાદશાહની સભા માંહે વાદ કરીને સર્વ અન્ય દર્શનોનું ખંડન કરી એક સત્યપણે શ્રીજિનમતની સ્થિરતા સ્થાપન કરી, તેથી જેમને બાદશાહે ઘણો આદર આપ્યો, અને બિરુદ સવાઇ એટલે જગદ્ગુરુની પદવી આપી ॥ ૪ ॥

**શ્રીવિજયદેવ સૂરિ તસ પટધર, ઉદયા બહુ ગુણવંતા જી ॥**
**જાસ નામ દશ દિશિ છે ચાવું, જે મહિમાએ મહંતા જી**

॥ ૫ ॥ શ્રીવિજયપ્રભ તસ પટધારી, સૂરિ પ્રતાપે છાજે જી ॥ એહ રાસની રચના કીધી, સુંદર તેહને રાજે જી ॥ ૬ ॥ સૂરિ હીર ગુરુની બહુ કીરતિ, કીર્ત્તિવિજય ઉવઝાયા જી ॥ સીસ તાસ શ્રીવિનયવિજય વર, વાચક સુગુણ સોહાયા જી ॥ ૭ ॥ વિદ્યા વિનય વિવેક વિચક્ષણ, લક્ષણ લક્ષિત દેહા જી ॥ સોભાગી ગીતારથ સારથ, સંગત સખર સનેહા જી ॥ ૮ ॥

અર્થ—એવા શ્રીવિજયસેન સૂરિ થયા. વળી તેમને પાટે બહુ ગુણવંત એવા શ્રીવિજયદેવ સૂરીશ્વર ઉદય પામ્યા. જેમનું નામ દશ દિશાને વિષે ( ચાવું કે૦ ) પ્રખ્યાત છે તથા જે મહિમાએ કરી મહુંતા એટલે મોટા હતા, અથવા જે મહિમાં એટલે પૃથ્વીમાં મહુંતા એટલે મોટા હતા ॥ ૫ ॥ તેમના પટ્ટધારી શ્રીવિજયપ્રભ સૂરિ તે સૂરિ એટલે પંડિત અને પ્રતાપી એટલે તેજસ્વી અર્થાત્ સૂર્ય જેવા તેજસ્વી પ્રતાપે કરી છાજતા થયા. તેમના સુંદર એટલે મનોહર રાજ્યમાં આ શ્રીપાલ રાજાના રાસની રચના કીધી ॥ ૬ ॥ તે પૂર્વોક્ત બહુ કીર્ત્તિના ધરનારા સૂરિ શ્રીહીરવિજય ગુરુની સાક્ષાત્ રૂપવતી બહુ કીર્ત્તિજ જાણે હોય નહીં? એવા શ્રીકીર્ત્તિવિજયજી ઉપાધ્યાય થયા. તેમના ( વર કે૦ ) પ્રધાન શિષ્ય ( વાચક કે૦ ) ઉપાધ્યાયપણાના રુડા ગુણે કરી શોભાયમાન શ્રીવિનયવિજયજી થયા ॥ ૭ ॥ તે વિદ્યાએ કરી, વિનયે કરી તથા વિવેકે કરી વિચક્ષણ થયા. જેનું ( દેહ કે૦ ) શરીર તે ઉત્તમ લક્ષણે કરી લક્ષિત હતું. વળી સૌભાગ્યવંત, ગીતાર્થના સમૂહને વિષે સાર્થકપણું છે જેમનું એવા એટલે ગીતાર્થપણાને સાર્થક કરનારા, વળી જેની સંગત એટલે સોબત તે સખર એટલે સારી હતી, રુડી હતી, વળી રુડા સ્નેહવાલા હતા ॥ ૮ ॥

સંવત્ સત્તર અડત્રીસા વરસે, રહી રાનેર ચોમાસે જી ॥ સંઘ તણા આગ્રહથી માંડ્યો, રાસ અધિક ઉલ્લાસે જી ॥ ૯ ॥ સાર્દ્ધ સપ્ત શત ગાથા વિરચી, પહોતા તે સુરલોકે જી ॥ તેહના ગુણ ગાવે છે ગોરી, મિલી મિલી થોકે થોકે જી ॥ ૧૦ ॥ તાસ વિશ્વાસભાજન તસ પૂરણ, પ્રેમ પવિત્ર કહાયા જી ॥ શ્રીનયવિજયવિબુધપયસેવક, સુજશવિજય ઉવઝાયા જી ॥ ૧૧ ॥ ભાગ થાકતો પૂરણ કીધો, તાસ વચન સંકેતે જી ॥ તિણે વળી સમકિતદૃષ્ટિ જે નર, તેહ તણે હિત હેતે જી ॥ ૧૨ ॥ જે ભાવે એ

**ભણશે ગુણશે, તસ ઘર મંગલમાલા જી ॥ બંધુર સિંધુર સુંદર મંદિર, મણિમય ઝાકઝમાલા જી ॥ ૧૩ ॥**

અર્થ—તે શ્રીવિનયવિજયજી ઉપાધ્યાયે સંવત્ સત્તરસેં ને આડત્રીશાના વર્ષમાં શ્રીરાનેર (રાંદેર) ગામને વિષે ચોમાસું રહીને શ્રીસંઘના આગ્રહથી આ રાસને અધિક ઉલ્લાસે કરવા માંડ્યો ॥ ૯ ॥ તેની ( સાર્દ્ધ કે૦ ) પચાસ અને ( સપ્ત શત કે૦ ) સાતસેં એટલે સાતસેં પચાસ ગાથા ( વિરચી કે૦ ) રચીને શ્રીવિનયવિજયજી ઉપાધ્યાય દેવલોકે પહોતા. જેના ગુણને ( ગોરી કે૦ ) સ્ત્રીઓ તે થોકે થોકે મલી મલીને ગાય છે ॥ ૧૦ ॥ તે શ્રીવિનયવિજયજી ઉપાધ્યાયના વિશ્વાસના ભાજનરૂપ, વળી સંપૂર્ણ પ્રેમવંતનું પવિત્ર બિરુદ કહેવરાવતા એવા જે શ્રીનયવિજય પંડિતના પદકમલના સેવક રુડા યશોવિજયજી ઉપાધ્યાય ॥ ૧૧ ॥ તેમને શ્રીવિનયવિજય ઉપાધ્યાયજીએ આ રાસ પૂર્ણ કરવાને કહેલું હતું, માટે તેમના વચનનો સંકેત હતો, તેણે કરીને તથા વળી સમકિતદૃષ્ટિ જે નર તેના હિતને ( હેતે કે૦ ) કારણે આ રાસનો જે થાકતો એટલે અધૂરો રહેલો ભાગ, તે પૂર્ણ કીધો ॥ ૧૨ ॥ એ શ્રીસિદ્ધચક્રજીના રાસને ભાવે કરીને જે પ્રાણી ભણશે ગુણશે તેના ઘરને વિષે માંગલિકની માલા થશે તથા તે ( બંધુર કે૦ ) ઉન્નત મોટા એવા ( સિંધુર કે૦ ) હાથી પામશે, ( સુંદર કે૦ ) રુડાં મંદિર પામશે, તથા મણિરત્ને જડાવ એવા ઝાકઝમાલ એટલે મુકુટ કુંડલ આભૂષણાદિક પામશે ॥ ૧૩ ॥

**દેહ સબલ સસનેહ પરિચ્છદ, રંગ અભંગ રસાલા જી ॥ અનુક્રમે તેહ મહોદય પદવી, લહેશે જ્ઞાન વિશાલા જી ॥ ૧૪ ॥**

અર્થ—વળી સબલ એટલે બલવાન્ દેહ પામશે, સ્નેહાલી પર્ષદા પામશે તથા અભંગપણે રસાલ એવા ( રંગ કે૦ ) આનંદ પામશે, તે પ્રાણી અનુક્રમે મહોદય એટલે મોક્ષપદવી પામશે, તથા ( વિશાલા કે૦ ) મોટું જ્ઞાન પામશે ॥ ૧૪ ॥

ઇતિ શ્રીમન્મહોપાધ્યાયશ્રીકીર્ત્તિવિજયગણિશિષ્યોપાધ્યાયશ્રીવિનયવિજયગણિવિરચિતે શ્રી-શ્રીપાલચરિત્રે પ્રાકૃતપ્રબંધે તન્મધ્યે ઉપાધ્યાયશ્રીયશોવિજયગણિપૂરિતેઽયં ચતુર્થઃ ખંડઃ સંપૂર્ણઃ ॥ તત્સમાપ્તૌ સમાપ્તઃ શ્રીપાલરાસઃ ॥ સર્વ ખંડ ચાર, તત્ર પ્રથમખંડે ઢાલ અગીયાર, દ્વિતીયખંડે ઢાલ આઠ, તૃતીયખંડે ઢાલ આઠ, ચતુર્થખંડે ઢાલ ચૌદ, સર્વ ઢાલ એકતાલીશ, તન્મધ્યે ગાથા ॥ ૧૨૫૧ ॥ ગ્રંથાગ્રંથ શ્લોક ॥ ૧૮૨૫ ॥

ઇતિ શ્રીપાલરાસસ્ય બાલાવબોધે ચતુર્થઃ ખંડઃ સમાપ્તઃ ॥ ૪ ॥ તત્સમાપ્તૌ સમાપ્તોઽયં ગ્રંથઃ ॥ બાલાવબોધસંખ્યા ૭૩૦૦, મૂલશ્લોકસંખ્યા ૧૮૨૫, સર્વસંખ્યા ૯૧૨૫ ॥

॥ ઇહાં પ્રસંગથી ઉજમણાનો વિધિ લખીએ છીએ. સાડા ચાર વર્ષે એકાશી આંબિલે નવ ઓળી પૂર્ણ થાય તે વારે ઉજમણું કરે. તે હાલના પ્રવર્ત્તન મુજબ વિશાલ શ્રીજિનેશ્વરના ભુવનને વિષે અથવા જે કોઇ મોટું વિસ્તારવંત ઉજમણું કરતા હોય તે પોતાના ઘરને વિષે શુદ્ધ નિરવદ્ય વિસ્તારવંત મોકળી જગાને સુશોભિત કરી તિહાં શ્રીસિદ્ધચક્રજીના મંડપની રચના કરે. તે આ પ્રમાણે કેઃ-પ્રથમ તો વચમાં અરિહંતપદને શ્વેત ધાન્યમય સ્થાપે, અને પૂર્વ દિશાએ સિદ્ધપદને રક્ત ધાન્યમય સ્થાપે, વળી દક્ષિણ દિશે આચાર્યપદને પીતવર્ણ ધાન્યમય સ્થાપે, તથા પશ્ચિમ દિશે ઉપાધ્યાયપદને નીલવર્ણ ધાન્યમય સ્થાપે, અને ઉત્તર દિશાએ

સાધુપદને શ્યામવર્ણે ધાન્યમય સ્થાપે. પછી ચાર વિદિશિને વિષે દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ, એ ચાર પદને શ્વેતવર્ણે ધાન્યમય સ્થાપે. તે માંહે ઉત્તર પૂર્વ વચે ઈશાન ખુણે દર્શનપદ સ્થાપવું અને પૂર્વ દક્ષિણ વચે અગ્નિ ખુણે જ્ઞાનપદ સ્થાપવું, તથા દક્ષિણ પશ્ચિમ વચે નૈર્ઋત્ય ખૂણે ચારિત્રપદ સ્થાપવું, વળી પશ્ચિમ ઉત્તર વચે વાયવ્ય ખૂણે તપઃપદ સ્થાપવું. એ રીતે નવ પાંખડીનું કમલ કરી નવ પદની સ્થાપના કરીએ. પછી ત્રણ વેદિકા યુત પીઠિકાની રચના કરીએ. તે માંહે પહેલી વેદિકા રક્તવર્ણે ધાન્યમયી, બીજી પીતવર્ણે ધાન્યમયી અને ત્રીજી શ્વેતવર્ણે ધાન્યમયી. તિહાં પહેલી વેદિકાને પાંચવર્ણે ધાન્યના કાંગરા, બીજી વેદિકાને રક્તવર્ણે ધાન્યના કાંગરા અને ત્રીજી વેદિકાને પીતવર્ણે ધાન્યના કાંગરા કરે. ઇત્યાદિ પ્રકારપૂર્વક. વળી તે ઉપરે નવ ગઢ પ્રાકાર કરે, ધાન્યના રંગ તથા પદના રંગ કહ્યા તે રીતે કરી માંડીને જે વસ્તુઓ ઢાવીએ એટલે ચડાવીએ તે વસ્તુનાં નામ સામાન્ય પ્રકારે નીચે લખીએ છીએ.

નવ દેરાસર.
નવ જીર્ણોદ્ધાર.
નવ જિનબિંબ.
નવ સિદ્ધચક્રના ગટા.
નવ સિદ્ધચક્રની પીઠિકા.
નવ ધર્મશાલા.
નવ મુકુટ.
નવ ઝરમર.
નવ તિલક.
નવ સિંહાસન.
નવ કલશ.
નવ કટોરી.
નવ ચંદનના કટકા.
નવ કેશરનાં પડિકાં.
નવ વાલાકૂંચી.
નવ ધોતીયાં.
નવ અંગલૂહણાં.
નવ મુખકોશ.
નવ રકાબી.
નવ ઘંટડી.
નવ નોકરવાલી.
નવ થાપના.
નવ આચમની.
નવ ત્રાંબાકુંડી.
નવ અષ્ટમાંગલિક.
નવ આરતી.

નવ ધૂપધાણાં.
નવ મંગલદીપક.
નવ ચંદ્રવા, નવ પુંઠીયાં.
નવ તોરણ.
નવ વાસકુંપી.
નવ કાંબલી.
નવ પછેડી, નવ છત્ર.
નવ ચામર.
નવ મોરપિચ્છિની.
નવ વાટકી, નવ કચોલાં.
નવ થાળી, નવ પૂંજણી.
નવ કેશર ઘસવાના ઓરશીયા.
નવ દીવી, નવ બાજોઠ.
નવ ધ્વજા, નવ ઘંટ.
નવ ડંડાસણ.
નવ હાંડા, નવ ત્રાંબડી.
નવ સ્થાપનાનાં ઉપકરણ.
નવ વાટકા.
નવ અગરબત્તી.
નવ બરાસ, નવ અગર.
નવ પ્યાલા.
નવ પ્રભાવના.
હીરા ચોત્રીશ.
ચુનીઓ રાતી એકત્રીશ.

પીરોજી પીલે વર્ણે છત્રીશ.
ચુનીઓ નીલી પચીશ.
ચુનીઓ કાળે વર્ણે સત્યાવીશ અથવા પાંચ.
મોતી નંગ ૨૩૮.
રૂપાનો વરગ ૧૦૦.
સોનેરી વરગ ૧૦૦.
લાખીણો હાર એક.
શ્રીફલના ગોટા પંચવર્ણી.
નવ ગ્રહની સ્થાપના.
હવે જ્ઞાનનાં ઉપકરણ.
નવ શ્રીપાલના રાસ.
બીજાં નવ નવ પુસ્તકો.
ગણણાની ટીપ નવ.
નવ રુમાલ, નવ પાઠાં.
નવ ઠવણી, નવ કવલી.
નવ સાપડા સાપડી.
નવ લેખણ.
નવ ચાકુ.
નવ કતરણી.
નવ ડાબલા.
નવ ડાબલી.
નવ ખડીયા.

નવ હિંગલોનાં વાસણ.
નવ પાટલી.
નવ ઓલીયા.
નવ પાટી.
નવ પુસ્તક રાખવાના ડાબલા.
નવ દોરા.
નવ ચાબખી.
નવ વાસક્ષેપના વાટવા.
નવ વતરણાં.
નવ કાંબી.
હવે ચારિત્રનાં ઉપકરણ
નવ પાત્રાં.
નવ પડલા.
નવ ઝોલી.
નવ ચોલપટ્ટા.
નવ સંથારીયાં.
નવ કાંબલી ઓઘાની
નવ કપડાં.
નવ ડાંડા.
નવ ઓઘા.
નવ મુહપત્તિ.
નવ કલ્પસૂત્ર.
નવ તરપણી.
નવ ચરવલા.
નવ ચરવલાની દાંડી.
ઇતિ ઉજમણાનો વિધિ.